મિ. ટિલકકૃત

# મૃગશીર્ષ

અથવા

## વેદોની પ્રાચીનતાનો વિચાર

અને

## વેદોમાં આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ

અનુવાદક
ઠક્કુર નારાયણ વિસનજી

પ્રકાશક
"ગુજરાતી" પ્રેસના માલેક

મુંબઈ:
વિક્રમાર્ક ૧૯૬૯. ઈ. સ. ૧૯૧૩.

# પ્રસ્તાવના

—✲✲✲✲—

લોકમાન્ય બાળ ગંગાધર તિલકે વેદકાલ નિર્ણય વિષયક **'મૃગશીર્ષ અથવા વેદોની પ્રાચીનતાનો વિચાર'** નામનો અદ્વિતીય ગ્રંથ, ઈ. સ. ૧૮૯૩ માં છપાવીને પ્રકટ કર્યો હતો. તેમાં મુખ્યત: જે વિષયોનો વિચાર કરવામાં આવ્યો છે, તે આ પ્રમાણે;—વેદકાળ નિર્ણયનું મહત્ત્વ અને તેની ભિન્ન ભિન્ન પંડિતોએ સ્વીકારેલી ભિન્ન ભિન્ન પદ્ધતિઓ; વૈદિકકાળના પંચાંગનું કેટલુંક વર્ણન અને યજ્ઞયાગકાળ તથા વર્ષારંભનું વિવેચન; વસંતસંપાત એક કાળે કૃત્તિકામાં હતો એનો નિર્ણય; વસંતસંપાત મૃગશીર્ષમાં હતો એમ સિદ્ધ કરવામાટે મૃગશીર્ષ નક્ષત્રનાં અન્ય નામ 'આગ્રહાયણ'ની વ્યુત્પત્તિનો વિચાર અને તેમાં જ 'આગ્રહાયણી' શબ્દની ભૂલભરેલી વ્યુત્પત્તિના યોગે બીજી ભૂલભરેલી વાર્ત્તાઓ કેવી રીતે રચાઈ, એનો વિચાર કરી સંપાતના આન્દોલનની કલ્પનાથી એક જ શક્ય કારણનો નિશ્ચય; મૃગના શીર્ષ વિશેનાં વેદ, બ્રાહ્મણ અને પુરાણ, તેમ જ ગ્રીક પુરાણમાંનાં પ્રમાણો આપીને તેમના વિકટ સામ્યનું દર્શન; ગ્રીક 'ઓરાયન્' અને તેના પટાનું આપણા પ્રજાપતિ એટલે કે યજ્ઞ અને તેના ઉપવીત સાથે તથા પારસીઓના **હોમ** (આપણા **સોમ**) અને તેની મેખલા સાથે સામ્ય બતાવીને ગ્રીક 'ઓરાયન્' શબ્દ વૈદિક 'આગ્રહાયણ' શબ્દમાંથી જ નીકળેલો હોવો જોઇએ, એનું નિર્ણયાત્મક વિવેચન; (આ સર્વના મૂળમાં, વસંતસંપાત એકકાળે મૃગમાં હતો, એ કલ્પના રહેલી છે) વૈદિક કાળના લોકોનું જ્યોતિર્વિષયક જ્ઞાન કેટલું હતું અને તે વેળાએ વસંતસંપાત મૃગશીર્ષમાં હતો, એ સિદ્ધ કરવામાટેના પ્રત્યક્ષ પ્રમાણ તરીકે ઋગ્વેદમાંની એક ઋચા અને એક સમસ્ત સૂક્તનું વિવેચન; અને અંતે, વસંતસંપાત તેનાથી પણ આગળ પુનર્વસુ નક્ષત્રમાં હતો એમ બતાવનારું પ્રમાણ આપીને પુન: એકવાર ત્રણે કાળ—એટલે કે, કૃત્તિકાકાળ, મૃગશીર્ષકાળ અને પુનર્વસુકાળ—ની મર્યાદા બતાવીને એ અનુમાનો ઇતર વાર્ત્તાઓથી સર્વથા અવિરુદ્ધ છે, એ વિશેના નિર્વિવાદ સિદ્ધાંતની સ્થાપના.

આપણામાંના બીજા પણ કેટલાક વિદ્વાનોએ વેદકાળના સંબંધમાં વિચાર કરેલો છે; અને તેમનામાંના સ્વર્ગવાસી **શંકર બાળકૃષ્ણ દીક્ષિતે** તો એ વિષયનો ઘણો જ સારો ઉહાપોહ કર્યો છે. પણ અત્યારે તે સર્વનો વિચાર ન કરતાં 'મૃગશીર્ષ' માં આવેલા મહત્ત્વના વિષયો વિશે સ્વ. **દીક્ષિતનો** શો અભિપ્રાય છે, તેનું જ સંક્ષેપમાં અવલોકન કરીશું. ઈ. સ. ૧૮૯૩ માં રા. તિલકનું 'ઓરાયન્' પુસ્તક પ્રકટ થયું, તે વેળાએ જો કે "ભારતીય જ્યોતિ:શાસ્ત્ર" છપાઈને બહાર પડ્યું નહોતું, તથાપિ તેની હસ્તલિખિત

પ્રત રા. તિલકે વાંચી હતી. પરંતુ સ્વ. દીક્ષિતનો એ ગ્રંથ 'ઓરાયન્' પછી બહાર પડેલો હોવાથી સ્વ. દીક્ષિતે 'ઓરાયન્'માં પ્રતિપાદિત વિષયોપર કેટલાક આક્ષેપ કર્યા છે, તેમનો આપણે થોડોક વિચાર કરીએ.

પૂર્વે વર્ષારંભ વસંતના આરંભમાં થતો હતો, એ તત્ત્વ તો ઉભયને માન્ય છે; પરંતુ ત્યાર પછી કિંચિદ્ મતભેદ જોવામાં આવે છે. તૈત્તિરીય સંહિતામાંના સંવત્સર સત્રના અનુવાકમાં જે ત્રણ વર્ષારંભ કહેલા છે, તે રા. તિલકના અભિપ્રાય પ્રમાણે ઉદગયનારંભના છે. પરંતુ તે વિશે સ્વ. દીક્ષિત એમ કહે છે કે;–"ઋક્સંહિતાકાળમાં મૃગમાં સંપાત હતો, એ તો સ્વતંત્રતાથી સિદ્ધ થાય છે. તેનો, ફાલ્ગુનમાં ઉદગયન, એવો પૂર્વોક્ત અનુવાકમાં અર્થ કરીને તેનો આધાર લેવાનું કાંઈ પણ કારણ નથી અને તેવો અર્થ કરવા જતાં ઘણી અડચણો આવી પડે છે."* રા. દીક્ષિતના અભિપ્રાય પ્રમાણે એ ફાલ્ગુની પૂર્ણમાસનો સંબંધ વસંત સાથે જ છે. એકંદર રીતે "યજુર્વેદ સંહિતાકાળમાં અને તદનુસાર ત્યાર પછી સર્વ વૈદિકકાળમાં વર્ષારંભ વસંતના આરંભમાં જ થતો હતો;"† અને વેદોમાં "ઉદગયનારંભે વર્ષારંભ થતો હતો, એવું જ્ઞાપક પણ ક્યાંય નથી,"‡ એવો જ તેનો અભિપ્રાય છે.

કૃત્તિકામધ્યે વસંતસંપાત હતો, એ વિશે સ્વ. દીક્ષિતે એક પ્રત્યક્ષ આધાર બતાવેલો છે.§ 'શતપથ' બ્રાહ્મણમાં "કૃત્તિકાઓ પુષ્કળ છે અને જે તેમનાપર અગ્ન્યાધાન કરે છે, તે પુષ્કળતાને મેળવે છે; એટલા માટે કૃત્તિકાઓપર આધાન કરવું. કૃત્તિકાઓ માત્ર પૂર્વ દિશામાંથી ચળતી નથી; અન્ય સર્વ નક્ષત્રો પૂર્વ દિશામાંથી ચળી જાય છે,"¶ એવા અર્થનાં વાકયો છે. એમાં 'પૂર્વ દિશામાંથી ચળતી નથી' એમ કહેલું છે; એથી તેઓ નિત્ય પૂર્વ દિશામાં જ ઉગે છે, એટલે કે, તેઓ વિષુવવૃત્તમાં છે, એમ સિદ્ધ થાય છે. વિષુવવૃત્તમાંનો અને ક્રાંતિવૃત્તમાંનો સમાન ભાગ એટલે કે, એ સ્થળે વસંતસંપાત બિન્દુ જ છે. એમાં સંપૂર્ણ પૂર્વ દિશા કઈ, એ સમજી લેવામાં કદાચિત્ એકાદ અંશની ભૂલ પણ થઈ જાય, તોય તેના યોગે લગભગ ૨૦૦ વર્ષ કરતાં વધારે અવધિની ભૂલ તો નથી જ થવાની. એ પ્રત્યક્ષ આધારના યોગે, કૃત્તિકાદિ ગણનાપરના સર્વ આક્ષેપો દૂર થઈ જાય છે, એટલું જ નહિ, પણ બીજા ન્યૂન પદવીના આધારોને પણ બહુ જ પુષ્ટિ મળે છે.

કૃત્તિકાઓની આગળ જતાં જતાં રોહિણીમાં પણ એકવાર વસંતસંપાત હતો, એમ બતાવવા માટેનો પ્રજાપતિ અને રોહિણીની કથાપરથી થોડોક આધાર મળી શકે છે.

---

* ભા. જ્યો. પૃષ્ઠ, ૧૩૫. † ભા. જ્યો. પૃષ્ઠ, ૬૮. ‡ ભા. જ્યો. પૃષ્ઠ, ૧૩૨. § ભા. જ્યો. પૃષ્ઠ, ૧૨૭. ¶ ૨–૧–૨–" एता ह वै प्राच्यै दिशो न च्यवन्ते सर्वाणि ह वा अन्यानि नक्षत्राणि प्राच्यै दिशश्च्यवन्ते।"

એની આગળ જઈએ એટલે મૃગમાં જે વેળાએ સંપાત હતો, તે કાળમાં આપણે આવી પહોંચીએ છીએ. મૃગમાં વસંતસંપાત હતો, એ સિદ્ધ કરી બતાવવા માટે ફાલ્ગુની પૂર્ણ માસમાં ઉદગયન સાથે વર્ષારંભ થતો હતો, એમ માનીને જે એક અપ્રત્યક્ષ આધાર લેવામાં આવ્યો છે, તે વિશેનો સ્વ. દીક્ષિતનો મતભેદ ઉપર દર્શાવેલો જ છે. 'આગ્રહાયણ' વિશે વિચાર કરતાં, માર્ગશીર્ષમાં એકવાર વર્ષારંભ હતો એવી પ્રાચીન જ્યોતિર્વિદોની કલ્પના 'આગ્રહાયણી' શબ્દની ભૂલ ભરેલી વ્યુત્પત્તિના યોગે જ થઈ હતી; કારણ કે, તેના પ્રસિદ્ધ અર્થ પ્રમાણે (વર્ષની પ્રથમ રાત્રિ) જોતાં 'આગ્રહાયણિક'ની એટલે કે માર્ગશીર્ષની પૌર્ણિમા તે વર્ષારંભની રાત્રિ હોવી જોઇએ, એમ સિદ્ધ થાય છે; પરંતુ વર્ષારંભને વસંતારંભમાં સ્વીકારો કિંવા ઉદગયનમાં સ્વીકારો–બન્નેમાંથી કોઈપણ એક પ્રકારનો સ્વીકાર કરવાથી વિલક્ષણ પ્રકારનાં અનુમાનો નીકળતાં હોવાથી ઉપર્યુક્ત અર્થ ભૂલભરેલો છે અને તેથી માર્ગશીર્ષ મહિનો તે વર્ષારંભનો મહિનો હતો, એમ માની શકાતું નથી, એમ રા. તિલકે પ્રતિપાદન કરેલું છે. એ વિશે સ્વ. દીક્ષિત કહે છે કે;—"માર્ગશીર્ષ માસ તે વર્ષારંભનો પ્રથમ માસ હતો, એમ બતાવનારાં પ્રત્યક્ષ ઉદાહરણો હોવાથી, એ વાતનો અસ્વીકાર કરી શકાતો નથી."* તેમના અભિપ્રાય પ્રમાણે મૃગશીર્ષયુક્ત પૌર્ણિમાને બીજે દિવસે વર્ષનો આરંભ થવો અસંભવિત નથી, અને તે પ્રમાણે વર્ષારંભ થતો હતો. પણ દીક્ષિતનો આ અભિપ્રાય બરાબર હોય એમ દેખાતું નથી. કારણ કે, જે કાળ વિશે આ વાદ ચાલી રહ્યો છે, તે કાળમાં સૂર્ય વસંતસંપાતમાં હોય, તે વેળાએ વર્ષનો આરંભ થતો હતો અને એ મત દીક્ષિતને પણ સર્વથા માન્ય છે; અને 'અગ્રહાયણ' નો–જેની પછી વર્ષ ચાલૂ થાય છે એટલે કે જે નક્ષત્રમાં આવીને સૂર્ય સંપાતમાં હોય છે અને વર્ષનો આરંભ થાય છે તે નક્ષત્ર, એવો અર્થ પણ તેમને માન્ય છે. તેઓ કહે છે કે;–"(પૂર્ણિમાન્ત) માસના અંતમાં મૃગશીર્ષ નક્ષત્રમાં ચંદ્ર હોય, તેને બીજે દિવસે વર્ષારંભ કરવાની પદ્ધતિ હતી, અને તેટલામાટે જ તે નક્ષત્રનું 'આગ્રહાયણી' નામ પડેલું હોવું જોઇએ." હવે પૌર્ણિમાએ જો ચંદ્ર મૃગમાં હોય અને તે વેળાએ વસંતસંપાત મૃગમાં હોઇને જો સૂર્ય વસંતસંપાતમાં હોય, તે વેળાએ જ વર્ષારંભ થતો હોય, તો પછી સૂર્ય પણ તે વેળાએ મૃગમાં જ આવ્યો; પણ તે દિવસ પૌર્ણિમાનો છે, એ ભૂલી જવું ન જોઇએ–સૂર્ય અને ચંદ્ર તે દિવસે સ્હામસ્હામા હોવાના. અર્થાત્ આવી સ્થિતિ થવી શક્ય જ નથી, એમ જ સિદ્ધ થાય છે. એટલામાટે તે સમયના વર્ષારંભને સ્વીકારવાનું તત્ત્વ કાંઇક ભિન્ન જ હોવું જોઇએ, અથવા તો માર્ગશીર્ષ માસ તે વર્ષારંભનો માસ ન હોવો જોઇએ, કિંવા 'અગ્રહાયણ'નો જે અર્થ ઉપર આપવામાં આવ્યો છે, તે

* ભા. જ્યો. પૃષ્ઠ. ૧૩૩–૩૪.

ન હોઇને કોઈ બીજો જ અર્થ હોવો જોઇએ. પરંતુ એમાંનું પ્રથમ અને અંતિમ તત્ત્વ એટલે કે વસન્તમાં વર્ષારંભ અને 'અગ્રહાયણ'નો ઉપર્યુક્ત અર્થ, એ બે વસ્તુઓ દીક્ષિતને માન્ય છે; અર્થાત્ માર્ગશીર્ષ માસ તે વર્ષારંભનો મહિનો નહોતો, એ સિદ્ધ થાય છે.

હવે, ઉદગયનમાં વર્ષારંભ થતો નહોતો, એવું જે દીક્ષિતનું કથન છે, તે વિષે આપણે કાંઈક વિચાર કરીએ.

"न पूर्वयोः फल्गुन्योरग्निमादधीत। एषा वै जघन्या रात्रिः संवत्सरस्य। यत्पूर्वे फल्गुनी ॥ उत्तरयोः (फल्गुन्योः) आदधीत ॥ एषा वै प्रथमा रात्रिः संवत्सरस्य। यदुत्तरे फल्गुनी। मुखत एव संवत्सरस्याग्निमाधाय। वसीयान् भवति" (तै. ब्रा. १-१-२)

એ 'તૈત્તિરીય બ્રાહ્મણ'માંના વાક્યમાં પૂર્વાફાલ્ગુની સંવત્સરની છેલ્લી રાત અને તે ઉત્તરાફાલ્ગુનીની પ્રથમ રાત છે, એમ કહેલું છે. એ વિશે દીક્ષિત કહે છે કે;–"વેદકાળમાં મહિના ચાંદ્ર હતા, એટલે વર્ષારંભ ચાંદ્રમાસના આરંભે થતો હતો, એ પ્રકટ છે. એથી ઉપર્યુક્ત વાક્યમાંનું પૂર્વાફાલ્ગુની તે ચાંદ્રમાસનું અંતિમ નક્ષત્ર અને ઉત્તરાફાલ્ગુની તે ત્યાર પછીના માસના આરંભનું નક્ષત્ર છે, એ સ્પષ્ટ જ છે." (ભા. જ્યો. પૃષ્ઠ ૧૩૩.) એ માસ પૂર્ણિમાન્ત હતા, એવો દીક્ષિતનો અભિપ્રાય છે જ. હવે પૂર્ણિમાને દિવસે ચંદ્ર જ્યારે ઉત્તરાફાલ્ગુનીમાં હોય, તે વેળાએ વર્ષારંભ થતો હોય, તો એ વર્ષારંભ કયા પ્રકારનો હોવો જોઇએ? સૂર્ય તે વેળાએ ઉત્તરાભાદ્રપદ પાસે જ હોવાનો અને જો એ વર્ષારંભ વસંતારંભનો હોય, તો વસંતસંપાત ઉત્તરાભાદ્રપદમાં આવ્યો; એટલે કે લગભગ આજની સ્થિતિ અથવા તો શુમારે ૨૧૦૦૦ વર્ષ પૂર્વની સ્થિતિ આવીને ઉભી રહી. પરંતુ "તૈત્તિરીય બ્રાહ્મણ' કાળ એટલો બધો જૂનો છે, એ તો સ્વ. દીક્ષિતને કદાપિ માન્ય નહિ જ હોય; અર્થાત્ એ વર્ષારંભ વસંતારંભનો નહિ, કિન્તુ ઉદગયનારંભનો જ હોવો જોઇએ. હવે 'તૈત્તિરીય સંહિતા'માંના સંવત્સરસત્રમાં આપેલા ત્રણ વર્ષારંભના વિચારપરથી, ફાલ્ગુની પૂર્ણમાસે થનારો વર્ષારંભ તે સમયે ચાલૂ ન હોઇને તેની પછી તે કોઈ પણ વખતે ચાલૂ હતો, એમ સ્પષ્ટ થાય છે. તે સંહિતાકાળ પૂર્વે વસંતસંપાત મૃગમાં હતો, એ તત્ત્વને દીક્ષિત પણ સ્વીકારે છે જ. અતએવ તે વર્ષારંભ ઉદગયનારંભમાં થનારો જ હતો, એ રા. તિલકનું કથન જ સત્ય અને યથાર્થ દેખાય છે.

માર્ગશીર્ષ મહિનો જ વર્ષારંભનો મહિનો હતો, એ સિદ્ધ કરી બતાવવા માટે દીક્ષિતે અલ્બિરુનીના ગ્રંથનો આધાર આપેલો છે. તેઓ કહે છે કે;–"તેણે–અલ્બિરુનીએ–લખેલું છે કે "સિંધુ આદિ પ્રાન્તોમાં માર્ગશીર્ષમાં જ વર્ષારંભ થાય છે." પણ આ વર્ષારંભ

તે ઉત્તરાયણથી થતો વર્ષારંભ પણ નથી અને વસંતારંભનો પણ નથી, એ ઉપર અને આગળ પુસ્તકમાં પણ જણાવેલું જ છે. એટલે એ વર્ષારંભ બીજા કોઈ નવીન પ્રકારનો હોય, તો તે પ્રભુ જાણે.

એ પ્રમાણે સ્વ. દીક્ષિતે કરેલા બે આક્ષેપોનો આપણે કાંઈક વિચાર કર્યો. હવે થોડીવાર આપણે એ આક્ષેપોને સત્ય માની લઈએ, તો પણ તેથી રા. તિલકે કરેલાં અનુમાનોમાં જરાએ બાધ આવી શકતો નથી અને એ દીક્ષિતે પોતે પણ કહેલું છે. એ અનુમાન વિશે દીક્ષિત લખે છે કે; "આ અનુમાનોથી વેદકાળની ઉત્તર મર્યાદાને જ સ્થૂલ પ્રમાણથી નિશ્ચિત કરી શકાય છે, ત્યારે તેની પૂર્વ મર્યાદાને કોણ નિશ્ચિત કરે? તે શકથી ૬૦૦૦ વર્ષ પૂર્વ કરતાં અર્વાચીન નથી, એટલું તો નિશ્ચિત છે. તે પૂર્વે વેદ-મંત્રો ક્યારે પ્રકટ થયા, એ કોઈથી પણ કહી શકાય તેમ નથી."

તાત્પર્ય કે, વેદકાળ વિશે રા. તિલકે કરેલી મર્યાદાઓ હવે સર્વને ગ્રાહ્ય થએલી છે. જર્મનીની 'બાન' યૂનિવર્સિટીમાંના ડૉક્ટર જેકોબીએ પણ બીજાં કેટલાંક સ્વતંત્ર પ્રમાણોથી એ જ અનુમાનો કાઢેલાં છે. એ ઉપરાંત આપણા અહીંના વિદ્યમાન જ્યોતિઃશાસ્ત્રવિશારદ રા. રા. વે. બા. કેતકરે પણ 'તૈત્તિરીય બ્રાહ્મણ' (૩-૧-૧૫) માંના "बृहस्पतिः प्रथमं जायमानः तिष्यं नक्षत्रमभिसंबभूव" । એ વચનથી તેનું ગણિત કરીને બૃહસ્પતિ કૃત તિષ્ય નક્ષત્રના અધિક્રમણનો કાળ ઈ. સ. થી ૪૬૫૦ વર્ષ પૂર્વનો સિદ્ધ કરેલો છે. આથી પણ રા. તિલકના અનુમાનને અધિક પુષ્ટિ મળે છે; અર્થાત્ હવે મેકસ-મૂલર આદિ પાશ્ચાત્ય પંડિતોએ વેદકાળ વિશે કાઢેલાં અનુમાનો પર આધાર રાખવાની કશી પણ આવશ્યકતા રહી નથી.

આવા પ્રકારનાં પુસ્તકો ગુજરાતી વાચકોને કાંઈક કઠિન ભાસવાનો સંભવ છે. પરંતુ ખરી રીતે જોતાં તે કઠિન નથી; કારણ કે, આવા ગ્રંથોને સમજવામાં જો કે જ્યોતિઃશાસ્ત્ર વિષયક થોડા ઘણા જ્ઞાનની આવશ્યકતા છે, પરંતુ એમાં ગણિતની ઘડભાંજ નથી. જ્યોતિઃશાસ્ત્ર વિષયક કેટલાંક નામોના અર્થ યોગ્ય સ્થળે ટિપ્પણમાં આપેલા છે, એટલે તેમના યોગે ભાવાર્થને સમજવાનું કાર્ય, આશા છે કે સુલભ થઈ પડશે. તોપણ જો સ્વ. દીક્ષિતકૃત "જ્યોતિર્વિલાસ" નામના પુસ્તકનાં પ્રથમનાં કેટલાંક પ્રકરણો વાંચવામાં આવે, તો આ ગ્રંથના વાચનમાં વિશેષ સરળતા થવાનો સંભવ છે. વિશેષતઃ દિવ્ય ભ્રમણ, દેવોનાં મંદિરો અને પંચાંગ આદિ પ્રકરણો અવશ્ય વાંચવા જેવાં છે. 'ભારતીય જ્યોતિઃ-શાસ્ત્ર'નું વાચન પણ લાભકારક થઈ પડશે.

"**વેદોમાં આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ**" એ ગ્રંથ "**મૃગશીર્ષ**"થી ઉપરના સોપાનરૂપ છે. સંપાતના ક્રાન્તિવૃત્તમાંના સ્થાનનો પ્રત્યક્ષ કિંવા અપ્રત્યક્ષ ઉલ્લેખ કરનારાં

જે વચનો ઋગ્વેદમાં મળી આવે છે, તેમના આધારે વેદકાળને નિશ્ચિત કરવાનો પ્રયત્ન "મૃગશીર્ષ" માં કરવામાં આવ્યો છે. તેમાંના અતિ પ્રાચીન કાળની મર્યાદા શાલિવાહન શક પૂર્વે ૬૦૦૦ વર્ષથી પેલી તરફ જતી નથી. પરંતુ એ કાળને કાંઈ વૈદિક ધર્મનો આરંભકાળ કહી શકાય નહિ; કારણ કે, તે વેળાએ યજ્ઞયાગોના નિયમનમાટે કોઈપણ એક કાલમાપન પદ્ધતિની આવશ્યક્તા જણાવા માંડી હતી. અર્થાત્ તેથી પૂર્વે ઘણાક કાળપર્યન્ત યજ્ઞયાગોની વૃદ્ધિ થતી હતી, એમ પ્રકટ દેખાય છે. "મૃગશીર્ષ"માં સ્વીકારેલી પદ્ધતિના યોગે એ અતિ પ્રાચીન કાળની મર્યાદા પ્રાપ્ત થઈ શકતી નથી. કારણ કે, પુનર્વસુથી પર સંપાતની ક્રાંતિવૃત્તમાંની સ્થિતિનો ઉલ્લેખ વેદોમાં મળી શકતો નથી. પરંતુ નવીન શાસ્ત્રીય શોધોના આધારે એ કાળની થોડીઘણી કલ્પના આવવાનો માર્ગ થએલો છે. ભૂસ્તરશાસ્ત્ર અને પુરાણવસ્તુશાસ્ત્ર વિષયક શોધોના યોગે અત્યારે હવે કેટલીક મહત્ત્વની બાબતો જાણવામાં આવી શકી છે. તેમાં, પૂર્વે એક સમયમાં ઉત્તરધ્રુવપ્રદેશો વસતિયોગ્ય હતા અને ત્યાર પછી હિમકાળમાં ત્યાંની હવા ભયંકર શીતળતાવાળી થઈ ગઈ હતી, એમ જાણવામાં આવ્યું છે. યૂરોપમાંના આર્ય લોકો મૂળ યૂરોપના જ નથી, કિન્તુ તેઓ ઉત્તર તરફથી જ નીચે આવેલા હોવા જોઈએ, એવો હવે આજકાલ વિદ્વાનોનો અભિપ્રાય થવા લાગ્યો છે. પરંતુ ઉત્તરધ્રુવના પ્રદેશો આજની પેઠે પૂર્વે પણ મનુષ્ય વસતિમાટે સર્વથા અયોગ્ય હતા, એવી માન્યતા જ્યાં સૂધી પ્રચલિત હતી, ત્યાં સૂધી આર્યોના આદિનિવાસનો પ્રશ્ન એમનો એમ જ લટકતો રહ્યો હતો તે સાથે આપણા વૈદિક ગ્રંથોમાંનાં કેટલાંક ઉપરથી સરળ દેખાતાં વચનોના અર્થ પણ ખેંચી તાણીને કરેલા હોવાથી કેટલાક પંડિતોને તે અર્થ સમાધાનકારક લાગતા નહોતા. પારસી લોકોનો ધર્મગ્રંથ જે "અવેસ્તા" તેમાં તેમનું પ્રાચીન સ્થાન બર્ફના પૂરને લીધે નષ્ટ થઈ જવાથી ત્યાંના લોકોને અન્યત્ર જવું પડ્યું હતું એવું જે વર્ણન છે, તેનો પણ આજસૂધી યથાર્થ નિર્ણય થઈ શક્યો નહોતો. પરંતુ ઉત્તરધ્રુવપ્રદેશમાં પૂર્વે એક ભૂખંડ હતો, તેનો બર્ફના પૂરે નાશ કરી નાંખ્યો હતો, એમ અત્યારે હવે ભૂસ્તરશાસ્ત્રના યોગે જાણવામાં આવવાથી અને એ હિમયુગના કાળ તથા પ્રાચીન કાળ ગણનાનો મેળ મળતો હોવાથી, આર્યોના આદિનિવાસ અને તેમની સુધારણાના પ્રાચીનત્વપર નવીન પ્રકાશ આવી પડ્યો છે. આ પ્રકારનું યથાક્રમ વર્ણન પ્રસ્તુત ગ્રંથમાં કરેલું છે.

એ ગ્રંથમાં રા. તલ્લકે બે વિષયોનું પ્રતિપાદન કરેલું છે. પ્રથમ વિષય એ કે, હિમકાળ પૂર્વે વૈદિક ઋષિઓના પૂર્વજો ધ્રુવ પાસેના પ્રદેશમાં વસતા હતા; અને બીજો વિષય એ કે, હિમકાળમાં તે સ્થાનનો નાશ થવાથી તેઓ નવીન પ્રદેશને શોધતા દક્ષિણ પ્રતિ ઉતર્યા. આમાંનો બીજો વિષય તે પ્રથમવિષયના આધારે સહજ નીકળતા અનુ-

માનરૂપ જ છે. પ્રથમ વિષયને સિદ્ધ કરવા માટે વેદવચનોનો આધાર છે, એમ આ ગ્રંથમાં બતાવેલું છે. પરંતુ એ વચનોનો અર્થ જેવો અહીં કરવામાં આવ્યો છે, તેવો એ વચનોનો અર્થ કરી શકાય તેમ નથી, એવો કેટલાકોનો અભિપ્રાય છે. વાઈ નિવાસી ધર્મમાર્તંડ વે. શા. સં. કાશીનાથ વામન શાસ્ત્રી લેલેએ પોતાના 'ધર્મ' નામના સામાહિકમાં રા. તિલકના મૂળ પુસ્તકની સર્વથા વિરુદ્ધ ટીકા કરેલી છે. તેમની ટીકા અથવા તેમના એ આક્ષેપમાં મુખ્ય મુદ્દા બે છે: પહેલો મુદ્દો એ છે કે, આર્યોનો આદિ નિવાસ ભરતખંડમાં જ હોવાથી તે ઉત્તરધ્રુવ પાસે હોય એ કદાપિ શકય નથી; કારણ કે, ઋગ્વેદમાં જે સ્થળોનાં નામો આવેલાં છે, તે નામો આજે ભરતખંડમાંનાં સ્થળોને જ અપાયલાં છે અને તે નામનાં સ્થળો ઉત્તરધ્રુવપ્રદેશમાં છે જ નહિ; ગંગા, યમુના ઇત્યાદિ અનેક નદીઓનાં નામો ઋગ્વેદમાં આવેલાં હોવાથી તે કાળના લોકો ભરતખંડથી ભિન્ન અન્ય કોઈ સ્થાનમાં વસતા હતા, એમ હોવું સર્વથા અશક્ય જ છે. પણ શાસ્ત્રીજીનો આ આક્ષેપ સર્વથા નિરર્થક છે. જે પ્રશ્ન છે તે વેદકાલીન આર્યોના નિવાસનો નથી, કિન્તુ વૈદિક ઋષિયોના પૂર્વજોના આદિ નિવાસનો છે. ઋગ્વેદમાં ૩૬૦ દિવસ અને ૧૨ માસનું વર્ષ સ્પષ્ટ કહેલું હોવાથી, વૈદિક ઋષિઓ એવી સ્થિતિવાળા આ ભરતખંડમાં જ વસતા હતા, એમ વિશે તો લેશ માત્ર પણ શંકા નથી જ; પણ તે જ ઋગ્વેદમાં કેવળ ધ્રુવપ્રદેશમાં જ બની શકે એવી વિશિષ્ટ ઘટનાઓનું વર્ણન પણ કયાંક ક્યાંક હોવાથી તે ઘટનાઓનું જ્ઞાન વૈદિક ઋષિયોને પોતાના પૂર્વજો પાસેથી પરંપરાગત મળ્યું હતું અને તેથી તેમના તે પૂર્વજો પૂર્વે ઉત્તરધ્રુવપાસે વસતા હોવા જોઇએ, એમ રા. તિલકે પ્રતિપાદન કરેલું છે. અર્થાત શાસ્ત્રીજીના એ પહેલા મુદ્દાથી તો એ પ્રતિપાદનમાં કશી પણ અડચણ આવતી નથી. તેમનો બીજો મુદ્દો એવો છે કે, રા. તિલકે પ્રસ્તુત ગ્રંથમાં જે વૈદિક વચનો, આધાર તરીકે લીધાં છે, તેમનો તેમણે સૂચવ્યા પ્રમાણે અર્થ થવો શકય નથી; અને એટલામાટે તેમના યોગે ધ્રૌવિક વસતિસ્થાન લેશમાત્ર પણ સિદ્ધ થતું નથી. શાસ્ત્રીજીએ એ વિશે પોતાના 'ધર્મ' માં જે વિવેચન કરેલું છે, તેની સત્યાસત્યતાના નિર્ણયકાર્યમાં પ્રવૃત્ત ન થતાં કેવળ એટલું જણાવવું જ પૂર્ણ થશે કે, તે વચનોમાંનાં કેટલાંક વચનોને કદાચિત્ છોડી પણ દેવાં પડે, તોપણ તેમાં મૂળ સિદ્ધાંતનો નશ્ચય કરાવનારાં કેટલાંક બીજાં વચનો પણ છે. એ વચનો સંખ્યામાં સ્વલ્પ હોય, તોપણ તેમના યોગે ધ્રુવનિવાસની સિદ્ધતા ઘણી જ સરળતાથી થઈ શકે છે. ઉષાની ચક્રાકાર ગતિનું વર્ણન, દીર્ઘ રાત્રીના અંતને પ્રાપ્ત કરાવવા વિશેની આતુરતાને દર્શાવનારાં વચનો અને ગવામયનનું વર્ણન ઇત્યાદિ વિષયો સર્વથા સરળ છે અને કેવળ એ ઘટનાઓથી જ મૂળ સિદ્ધાન્ત સહજમાં સ્થાપિત થઈ શકે છે. એ બીજા મુદ્દાના વિવરણમાં કેટલેક સ્થળે તો શાસ્ત્રીજીનો કોટિક્રમ સર્વથા નબળો જ પડી ગયો છે; એટલું

જ નહિ, પણ તેના વાચનથી, લેખક ખરેખર મનઃપૂર્વક આક્ષેપ કરે છે કે, કેવળ મશ્કરી કરવા માટે જ લખે છે, એવો પ્રશ્ન પણ વાચકના મનમાં સહજ ઉત્પન્ન થાય છે

પ્રસ્તુત પુસ્તકમાં ગ્રંથિત કરેલા સિદ્ધાંતોપર "શ્રી સરસ્વતી મંદિર' નામક મરાઠી ભાષાના માસિકમાં રા. સા. નારાયણ ભવાનરાવ પાવગીએ "सप्तसिंधूचा प्रांत अथवा आर्यावर्तांतील आमची जन्मभूमी' (સિંધુનો પ્રાંત અથવા આર્યાવર્ત્તમાંની આપણી જન્મભૂમિ) એ નામથી લખેલા કેટલાક લેખોમાં પણ ટીકા કરેલી છે. એ ટીકા અંશતઃ અનુકૂલ અને અંશતઃ પ્રતિકૂલ છે. રાવસાહેબ નાના પાવગીને રા. તિલક પ્રતિપાદિત પહેલો મુદ્દો તત્ત્વતઃ માન્ય છે; પરંતુ બીજા મુદ્દા વિશે તેમની કાંઇક ભિન્ન માન્યતા છે. તેમના કથનનો ઇત્યર્થ એવો છે કે, આર્યોનું ઉત્પત્તિસ્થાન ભરતખંડમાં હતું, અને પછીથી તેઓ પોતાના પરાક્રમોથી દિગ્વિજય કરતા કરતા ઉત્તરધ્રુવપ્રદેશમાં ગયા હતા, અને ત્યાં તેમણે વિસ્તીર્ણ વસાહતો(Colonies)સ્થાપી હતી; પરંતુ ત્યારપછી તે પ્રદેશમાં હિમયુગનો આરંભ થવાથી પુનઃ તેમને પોતાના મૂળ સ્થાનમાં આવવું પડયું. ઉત્તરધ્રુવ પાસેના પ્રદેશમાં પૂર્વે આર્યોની વસતિ હતી, એ બતાવવા માટેનાં જે પ્રમાણો એટલે કે વૈદિક વચનો પ્રસ્તુત પુસ્તકમાં આપેલાં છે, તે જ પ્રમાણોથી, રા. પાવગીએ પણ, એ વાર્ત્તા સિદ્ધ જ છે, એમ દર્શાવેલું છે. પરંતુ આગળ વધીને તેઓ એમ કહે છે કે, આર્યલોકો મૂળ ઉત્તરધ્રુવપ્રદેશના નિવાસી નહોતા, કિન્તુ તેઓ ત્યાં કેવળ વસાહત કરવામાટે જ ગયા હતાઃ આર્યોનું ખરેખરું આદિનિવાસસ્થાન તો ભરતખંડ જ છે. પોતાના સિદ્ધાન્તની પુષ્ટિમાટે રા. પાવગીએ વિસ્તૃત વિવેચન કરીને 'શ્રી સરસ્વતી મંદિર' ના અંતિમ અંકમાં આઠ કારણો સંકલિત કરી દીધાં છે. તેમનો સવિસ્તર વિચાર કરવાનું આ સ્થાન નથી. અહીં એટલું કહેવું જ પૂર્ણ થશે કે, તેમણે આપેલાં કારણોથી, માત્ર ભરતખંડમાં પ્રાણી અને વનસ્પતિ સર્વથા પ્રાચીન કાળમાં ઉત્પન્ન થએલાં હતાં, એટલું જ સિદ્ધ થઈ શકે છે. પણ આર્યોની ઉત્પત્તિ ભરતખંડમાં જ થઈ હતી કે કેમ, એ પ્રશ્નનો નિર્ણય તે કારણોનાં આધારે થઈ શકશે, એમ કદાપિ કહી શકાય નહિ. રા. નાના પાવગીના વિવેચનમાં કેવળ કલ્પનાનું સામ્રાજ્ય જ વિશેષ છે, એમ તેના વાંચનારને તે ક્ષણે જ પ્રત્યક્ષ દેખાઈ આવે છે.

અસ્તુ; હવે મૂળ પુસ્તકનો થોડોક પરિચય કરાવીને આ પ્રસ્તાવનાને પૂરી કરીએ. 'મૃગશીર્ષ'માં નિશ્ચિત કરેલો વેદોનો કાળ બીજા પંડિતોએ સ્વતંત્ર શોધના પરિણામે નિશ્ચિત કરેલા વેદકાળ સાથે મળતો આવે છે ખરો; પરંતુ પૂર્વે જણાવ્યા પ્રમાણે તે કાંઈ આર્ય સુધારણાનો આરંભકાળ નહોતો; કારણ કે, વેદોમાં મળી આવતી આર્યસુધારણા બહુ ઉચ્ચ પદવી–પ્રકાર–ની છે. એ સુધારણાનો આરંભકાળ સંપાતના સ્થાનપરથી દેખાઈ આવતા કાળથી ઘણા લાંબા પૂર્વકાળનો હોવો જોઇએ, એ સર્વથા સ્પષ્ટ જ છે

"મૃગશીર્ષ અથવા વેદોની પ્રાચીનતાનો વિચાર"—Orion or Researches into the antiquity of the Vedas–નામક ગ્રંથ લખ્યા પછી રા. તિલકે એ કાળના શોધનો પરિશ્રમ ચાલૂ રાખ્યો હતો. પરલોકવાસી પ્રો. મૅક્સમૂલર આદિ રા. તિલકના કેટલાક સ્નેહીઓના પ્રયત્નના પરિણામે ૧૮૯૭માં જ્યારે રા. તિલકને કારાગૃહમાં મોકલવામાં આવ્યા હતા ત્યાં પણ તેઓ પોતાના પ્રિય વ્યાસંગને ચાલૂ રાખી શકયા હતા. પ્રો. મૅક્સમૂલરે પોતાના પ્રકટ કરેલા 'ઋગ્વેદ' ગ્રંથની બીજી આવૃત્તિની એક પ્રત રા. તિલકને મોકલી આપી હતી, અને સરકારે પણ કૃપાળુ થઇને એ તથા એવાં જ બીજાં પુસ્તકો દિવસે આખો વખત અને રાત્રે પણ અમુક સમય પ્રર્યન્ત દીવાના યોગે વાંચવાની તેમને આજ્ઞા આપી હતી. એ વાચનના સમયમાં જ તેમણે ઉત્તરધ્રુવ પ્રદેશોમાંની વસતિને દર્શાવનારાં ઋગ્વેદમાંનાં વચનોને એકત્ર કર્યાં હતાં. એક વર્ષ પર્યન્ત કારાગૃહવાસ ભોગવ્યા પછી પ્રો. મૅક્સમૂલરના વિશેષ પ્રયત્ન અને પરિશ્રમથી બંદિવાસમાંથી તેમનો છૂટકો થયો હતો. પ્રો. મૅક્સમૂલર રા. તિલકને કેવળ 'ઓરાયન્'ના કર્ત્તા તરીકે જ ઓળખતા હતા, એથી વિશેષ તેમનો રા. તિલક સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ કિંવા અન્ય પરિચય નહોતો. કારાગારમાંથી છૂટતાંની સાથે જ રા. તિલકે પ્રો. મૅક્સમૂલરપર તેમના નિરપેક્ષ પ્રેમ અને ઉપકાર વિશે મનઃપૂર્વક આભાર પ્રદર્શિત કરવામાટે એક પત્ર લખ્યું અને તે પત્રમાં જ પોતે શોધી કાઢેલા નવીન સિદ્ધાંતોનાં પ્રમાણો સારાંશરૂપે લખી જણાવ્યાં. એ પત્રના ઉત્તરમાં પ્રો. મૅક્સમૂલરે એમ લખ્યું કે;—"તમોએ સૂચવ્યા પ્રમાણે કેટલાંક વૈદિક વચનોનો અર્થ થવો શક્ય છે; તોપણ કદાચિત્ તેમના આધારે નીકળતો સિદ્ધાંત ભૂસ્તરશાસ્ત્રના સિદ્ધાંત સાથે મળતો નહિ આવે, એવી મારા મનમાં શંકા છે." પરંતુ સંપૂર્ણ વિવેચનાત્મક એ મૂળ ગ્રંથ પ્રકટ થવા પૂર્વે જ પ્રો. મૅક્સમૂલર પરલોકવાસી થવાથી તેમના અધિકારયુક્ત અભિપ્રાયનો રા. તિલકને લાભ ન મળી શકયો, એ એક મહા ખેદનો વિષય છે.

એ ગ્રંથનો મૂળ હસ્તલેખ ઈ. સ. ૧૮૯૮માં લખાયો; અને ત્યાર પછી રા. તિલકે હિન્દુસ્તાનના ભિન્ન ભિન્ન ભાગોમાં પ્રવાસ કરતી વેળાએ, મદ્રાસ, કલકત્તા, લાહોર અને કાશી ઇત્યાદિ સ્થળોમાં અનેક વિદ્વાનો સાથે એ વિશેની ચર્ચા ચલાવી. એ ગ્રંથમાં નિશ્ચિત કરેલો સિદ્ધાંત ભૂસ્તરશાસ્ત્રના સિદ્ધાંત સાથે મળવાનો નથી, એવો જે પ્રો. મૅક્સ-મૂલરે સંશય દર્શાવ્યો હતો, તે સંશયનો રા. તિલકે પ્રથમથી જ વિચાર કરી રાખ્યો હતો. તોપણ, ભૂસ્તરાદિ અનેક સૃષ્ટિશાસ્ત્રમાંના નવીન શોધોનું પોતાને યોગ્ય આકલન થએલું છે કે નહિ, એવી શંકાથી તેમણે કેટલાક દિવસ પર્યન્ત એ પુસ્તકને પ્રકટ કરવાના કામને લંબાવ્યા કીધું. પાશ્ચાત્ય દેશોમાંનાં સકલશાસ્ત્રકલાનાં ક્રીડામંદિર બનેલાં વિદ્યાપીઠ સમાન

વિદ્યાપીઠ અત્યારે આપણા દેશમાં ન હોવાથી, અમુક એક વિષયના શોધક વિદ્વાનને તદાનુષંગિક ઇતર વિદ્વાનોના જ્ઞાનનો, જ્યારે ઇચ્છા થાય ત્યારે, તે જ વેળાએ, લાભ મેળવવાનું સાધન નથી. એથી જો કોઈ એક પુરુષને અમુક એક કલ્પના સૂઝી આવે, તો તે વર્ત્તમાન જ્ઞાનની સ્થિતિમાં શક્ય છે કે નહિ, એનો શોધ અહીં થઈ શકતો નથી; અને તેથી જ કોઈ શું કહેશે અને શું નહિ, એનો વિશેષ વિચાર ન કરતાં ધૈર્યથી પોતાની તે કલ્પનાને જનસમાજ સમક્ષ રજૂ કર્યા વિના તેનામાટે બીજો કોઈ માર્ગ કિંવા ઉપાય હોતો જ નથી. આવી સ્થિતિમાં કામ ચાલતું હતું એવામાં પ્રસિદ્ધ આંગ્લ વિશ્વકોષ Encyclopadia Britaneca) ની દશમ આવૃત્તિ પ્રકટ થઈ અને તેમાં આપેલા ભૂસ્તરશાસ્ત્રવિષયક સર્વથા નવીન શોધની પોતાના સિદ્ધાંતસાથે સંગતિ થવાથી, રા. તિલકે પોતાના ગ્રંથને મુદ્રિત કરી પ્રકાશમાં મૂક્યો.

એ મૂળ ઇંગ્લિશ્ ગ્રંથ ઈ. સ. ૧૯૦૩ માં છપાઇને બહાર પડ્યો અને ઇ. સ. ૧૯૦૪ માં મારા વાંચવામાં આવ્યો. એ ગ્રંથ વાંચ્યા પછી ત્વરિત જ, જો એનો સારરૂપ ગુર્જર અનુવાદ કરીને પ્રગટ કર્યો હોય, તો ગુર્જર પ્રજાને આર્યોના આદિનિવાસવિશે એથી ઘણું જાણવાનું મળે, એવો વિચાર મારા મનમાં આવ્યો. પરંતુ તે વેળાએ સમસ્ત ગ્રંથના સારના પ્રકાશનની અનુકૂલતા ન હોવાથી તેનો "**રા. તિલક અને આર્યોનો આદિ-નિવાસ**" એ શીર્ષાત્મક સંક્ષિપ્ત સાર લખીને મેં "**સાહિત્ય**" નામના માસિક પત્રમાં ઇ. સ. ૧૯૦૫ ના ૧–૨ અને ૩ અંકમાં પ્રકટ કરાવ્યો હતો, (જુઓ પૃષ્ઠ ૩૮ તથા ૧૩૩–આ માસિક અત્યારે અસ્તિત્વમાં નથી.) ત્યાર પછી વળી મારા હૃદયમાં એવી ઇચ્છાનો ઉદ્ભવ થયો કે, "ઓરાયન્" અને "આર્કિટસ્ હોમ્ ઈન ધિ વેદસ્" એ બન્ને ગ્રંથોનો સારરૂપ અનુવાદ કરી એકત્ર પ્રકાશિત કરવામાં આવે, તો તે વળી વિશેષ ઉપયોગી થઈ પડે. આવી ઇચ્છા છતાં કેટલાક અન્ય વ્યવસાયોના યોગે તત્કાળ એ કાર્ય કરી શકાયું નહિ. એટલામાં ઇ. સ. ૧૯૦૮ માં 'ઓરાયન્'નો સંક્ષિપ્ત સાર 'વેદકાલનિર્ણય' નામથી મરાઠીમાં બહાર પડ્યો અને ઇ. સ. ૧૯૧૦ માં 'આર્કિટક્ હોમ્ ઈન્ ધિ વેદસ્" નો સાર "આર્ય લોકાંચેં મૂલસ્થાન' નામથી પ્રકાશિત કરવામાં આવ્યો. એ જોઇને હૃદયમાં કિંચિત્ નિદ્રિત થએલી ઇચ્છા પુનઃ જાગૃત થઈ અને મેં એ બન્ને ગ્રંથોના સારરૂપ અનુવાદનો આરંભ કર્યો. અનુવાદ મૂળ ગ્રંથપરથી જ કરવા માંડ્યો, પણ ઘણેક સ્થળે એ ઉપર્યુક્ત મરાઠી અનુવાદોનું સાહાય્ય પણ લીધું. મારો એ પ્રયાસ સફળ થવાની તૈયારીમાં હતો, એટલે કે એ બન્ને ગ્રંથોનો સારરૂપ અનુવાદ પૂરો થયો હતો અને તેને મુદ્રણાલયમાં મોકલવાની તૈયારી હતી, એટલામાં અમદાવાદની "ગુજરાત વર્નાકયુલર સોસાઇટી" એ એ ગ્રંથોના સારરૂપ અનુવાદનો નમૂનો માગ્યો અને તેથી એ અનુવાદ સોસાઇટી પ્રકટ કરવાની છે, એમ મારા જાણવામાં

આવ્યું. તરત મેં "ગુજરાતી" મુદ્રાયંત્રના માલિકને પ્રસ્તુત અનુવાદ વિશેનો મારો બધો ઇતિહાસ કહી સંભળાવ્યો અને તે સાંભળીને તેમણે એ ગ્રંથને પોતે પ્રકટ કરવાની ઇચ્છા દર્શાવી. તદનુસાર આજે તેમની ઉદારતાથી આ ગ્રંથ પ્રકટ થઈ શકયો છે અને મારો પરિશ્રમ સફળ થયો છે.

આ પુસ્તક તે રા. તિલકનાં ઉપર્યુક્ત બે પુસ્તકોનો સારરૂપ અનુવાદ જ છે; તથાપિ એમાં કોઇપણ મહત્ત્વનો વિષય આવવો રહી ગયો નથી; અને પૂર્વાપર સંબંધને પણ બરાબર જાળવી રાખવાની પૂરતી સંભાળ લેવામાં આવી છે. પ્રકરણોનાં મથાળાં જેમનાં તેમ જ કાયમ રાખવામાં આવ્યાં છે. છતાં કોઈ સ્થળે જો દૃષ્ટિદોષ કિંવા ભ્રમદોષથી ભૂલ રહી ગઈ હોય તો તે માટે ક્ષમાની યાચના કરવામાં આવે છે.

બીજા જે એક મહત્ત્વના વિષયનો અહીં સ્ફોટ કરવાનો છે તે એ કે, પ્રસ્તુત ગ્રંથ સમાન ગ્રંથ ગુજરાતી ભાષામાં પ્રથમ જ થતો હોવાથી તેમાં આવેલી શાસ્ત્રીય સંજ્ઞાઓ ગુજરાતી વાચકોને બહુધા નવીન જ છે. ગ્રંથવાચન સમયે એ નવીન અને અપરિચિત શબ્દોના અર્થનો વાચકોને વિશેષ વિચાર ન કરવો પડે, એટલા માટે તેમના અર્થને પ્રથમ સ્પષ્ટ કરીને ત્યાર પછી જ ગ્રંથવાચનનો આરંભ કરવામાં આવે, તો તે અધિક યોગ્ય થઈ પડવાનો સંભવ છે, તેમાં પણ મુખ્યતઃ જે શાસ્ત્રો સર્વથા નવીન એટલે કે ગયા સૈકામાં જ ઉત્પન્ન થએલાં છે, તેમનાં નામોના અર્થનો ઉલ્લેખ તો પ્રારંભમાં જ કરી દેવો, એ અત્યંત આવશ્યકીય છે. ગુજરાતી ભાષામાં આધિભૌતિકશાસ્ત્રવિષયક ગ્રંથો ઘણા જ થોડા છેઃ અને જે છે તે સાર્વત્રિક વાચનના પ્રચારમાં ન હોવાથી અદ્યાપિ પારિભાષિક શબ્દો ગુજરાતી વાચકોને એટલા પ્રમાણમાં પરિચિત નથી થઈ શકયા કે, તે શબ્દોને જોતાં જ તેમના અર્થને તેઓ જાણી શકે. એટલું જ નહિ, પણ ઘણાક શાસ્ત્રીય પારિભાષિક શબ્દો અદ્યાપિ ગુજરાતી ભાષામાં આવ્યા જ નથી. આવી પરિસ્થિતિ હોવાથી ગુજરાતી ભાષામાં શાસ્ત્રીય વિષયો લખનારને પ્રથમ તો શબ્દોની જ અડચણ આવી પડે છે અને પ્રસંગ વિશેષે નવા શબ્દો બનાવવા પડે છે. પણ એવી રીતે પ્રત્યેક લેખક પોતાની ઇચ્છાનુસાર નવીન શબ્દો બનાવતા રહે, તો તેથી ભાષામાં બહુ જ વિક્ષોભ ઉત્પન્ન થવાનો સંભવ છેઃ સર્વની એક જ પરિભાષા હોવી જોઇએ. એટલામાટે, શાસ્ત્રીય વિષય વિશે લખનારે પોતાને જે શબ્દોની આવશ્યકતા હોય, તે શબ્દોનો પૂર્વે કોઇએ પ્રયોગ કરેલો છે કે કેમ, એનો યથાર્થ શોધ કરીને જો તેના પૂર્વપ્રયુક્ત શબ્દો મળી આવે, તો તેમને જ કાયમ રાખવા, એ ઉચિત છે. આ વિચારને મનમાં સ્થિર કરીને મહારાષ્ટ્રીય અનુવાદક રા. રા. કેશવ લક્ષ્મણ ઓગલે બી. એ. એ, પ્રો. રાનડેના કોશમાંના શબ્દાર્થોને અવિચળ રાખવાનો પ્રયત્ન

કરેલો છે અને તે જ પ્રમાણે રા. રા. ના. ભ. પાવગીએ ભૂસ્તરશાસ્ત્રની પરિભાષા, સૂક્ષ્મ વિચાર કરીને હિંદુસ્તાનના લોકોને સુલભ થઈ પડે તેવી રીતે ગ્રંથાધારે, નિશ્ચિત કરેલી છે, તેનો જ રા. ઓગલેએ સ્વીકાર કરેલો છે. એ જ પદ્ધતિનો મારા ગુર્જરાનુવાદમાં મેં. પણ સ્વીકાર કરેલો છે. પ્રસ્તુત ગ્રંથનો વિષય બહુ જ પ્રાચીનકાળના મનુષ્ય સંબંધીનો હોવાથી એમાં પ્રાચીન મનુષ્યો વિશેના જ્ઞાનને મેળવી આપનારાં શાસ્ત્રોનો સ્થળે સ્થળે ઉપયોગ કરવામાં આવ્યો છે. તે શાસ્ત્રો નીચે પ્રમાણે;—

૧ ગાથાશાસ્ત્ર (તુલનાત્મક), ૨ વ્યુત્પત્તિશાસ્ત્ર (તુલનાત્મક), ૩ પુરાણ વસ્તુ-શાસ્ત્ર, ૪ મસ્તકવિજ્ઞાનશાસ્ત્ર, ૫ માનુષ્યકશાસ્ત્ર, ૬ ભૂસ્તરશાસ્ત્ર અને ૭ પ્રાણ્યવ-શેષશાસ્ત્ર.

હવે એ શાસ્ત્રોનો ઉદ્દેશ શો છે, અને તેમનો પ્રસ્તુત ગ્રંથમાં કયા પ્રકારે ઉપયોગ થવાનો છે, એની કાંઇક કલ્પના કરી શકાય એટલા માટે તેમનું કિંચિત્ સ્વરૂપ જૂદા મથાળાથી આપવામાં આવ્યું છે. આ પુસ્તકમાં એ ઉપરાંત બીજા પણ કેટલાક શબ્દો આવેલા છે, અને તે સર્વના અર્થ પણ જૂદા મથાળાથી આપવામાં આવ્યા છે. જો આ ગ્રંથ ગુજરાતી પ્રજાને ઉપયોગી થઈ પડશે, તો અનુવાદક તથા પ્રકાશક પોતાના પરિશ્રમનું પૂર્ણ સાફલ્ય થએલું માનશે. ઇતિશમ્.

મુંબઈઃ—૨૪- ૫-૧૨.

ઠક્કુર નારાયણ વિસનજી.

# "વેદોમાં આર્યોનો ઉત્તર ધ્રુવનિવાસ" નામક ગ્રંથમાંના કેટલાક પારિભાષિક શબ્દો અને તેમની વ્યાખ્યા.

૧ **ગાથાશાસ્ત્ર:**—આ શબ્દ અંગ્રેજી "માયથૉલૉજી" (Mythology) શબ્દના સ્થાનમાં યોજેલો છે. ગાથા એટલે વાર્ત્તા, અથવા કથા. પ્રાચીન કાળથી ચાલતી આવેલી જે દેવાદિકની કથાઓ છે, તેમને જ આ શબ્દ લગાડવાનો છે. એવી વાર્તાઓને આપણે પુરાણ કથા કહીએ છીએ. એ કથાઓમાંનો પુષ્કળ ભાગ લાક્ષણિક હોવાનો સંભવ હોય છે—એટલે અત્યારે હવે એનો એ દૃષ્ટિથી અને શાસ્ત્રીય પદ્ધતિથી વિચાર થવા લાગ્યો છે. તેમાં ભિન્ન ભિન્ન દેશોમાંની કથાઓનો પરસ્પર સંબંધ કિંવા તેમનું પરસ્પર સામ્ય કેટલી સીમા પર્યન્ત છે, એ તુલનાત્મક દૃષ્ટિથી જોવામાં વિશેષ ચમત્કાર છે. કારણ કે એથી અનેક ઐતિહાસિક ઘટનાઓ પણ જાણવામાં આવી શકે છે. પાશ્ચાત્ય પંડિતોને સંસ્કૃત ભાષાનું જ્ઞાન થયું ત્યારથી એવા તુલનાત્મક અધ્યયનને વિશેષ બળ મળ્યું છે અને તેથી ઇંગ્લિશ્, જર્મન્ ઇત્યાદિ પાશ્ચાત્ય જાતિ અને પારસી તથા હિંદુ આદિ પૌરસ્ત્ય જાતિઓ મૂળ એકજ છે, એમ સિદ્ધ થયું છે. એવી રીતે પુરાણોમાંની કથાઓનો વિચાર કરનાર શાસ્ત્રને 'ગાથાશાસ્ત્ર' નું નામ આપવામાં આવ્યું છે. એમાં જ જ્યારે ભિન્ન ભિન્ન રાષ્ટ્રોની કથાઓની તુલના કરવાની હોય છે, ત્યારે તેને 'તુલનાત્મક ગાથાશાસ્ત્ર' ના નામથી ઓળખવામાં આવે છે.

૨ **વ્યુત્પત્તિશાસ્ત્ર:**—ભિન્ન ભિન્ન ભાષાઓનો તુલનાત્મક અભ્યાસ કરીને તેમાં શબ્દસામ્ય, રચનાસામ્ય અને પ્રત્યયસામ્ય આદિ કેટલા પ્રમાણમાં છે, એ વિશેના વિચાર-દર્શક શાસ્ત્રને "તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્ર"નું નામ આપવામાં આવ્યું છે. (અંગ્રેજી, ફાઇલો-લોજી–Philology). એક ભાષામાંથી બીજી ભાષામાં જતાં શબ્દોમાં શા શા ફેરફારો થાય છે, તેનું સૂક્ષ્મ અવલોકન કરીને તે અવલોકનના આધારે ભિન્ન ભિન્ન ભાષાઓ સંબંધીના નિયમો એ શાસ્ત્રમાં નિશ્ચિત કરેલા હોય છે. ઉદાહરણાર્થ, લૅટિન્ ભાષાના ફ ના સ્થળે અંગ્રેજીમાં બ અને સંસ્કૃતમાં ભ થાય છે એમ જાણવામાં આવ્યું છે. જેમ કે, લૅટિન્ ફ્રેટર્, અંગ્રેજી બ્રધર્ અને સંસ્કૃત ભ્રાતૃ. આ નિયમો મૂળ ગ્રિમ્ નામક વિદ્વાન્ જર્મન્ પંડિતે દર્શાવ્યા હતા. એ નિયમોના અપવાદરૂપ બીજા કેટલાક ગૌણ નિયમો વર્નર્ નામક પંડિતે નિશ્ચિત કરેલા છે. એ શાસ્ત્રના અધ્યયનથી ગાથાશાસ્ત્ર પ્રમાણે જ ભિન્ન ભિન્ન લોકોના પ્રાચીન ઇતિહાસ વિશેની પણ થોડી ઘણી માહિતી મળી શકે છે. યૂરોપમાં સંસ્કૃત ભાષાના અભ્યાસનો આરંભ થયા પછી એ શાસ્ત્રને પણ વિશેષ

મહત્ત્વ પ્રાપ્ત થએલું છે. એ બન્ને શાસ્ત્રોના યોગે નીકળતાં સ્થૂલ અનુમાનોનાં ઉદાહરણો પ્રસ્તુત ગ્રંથનાં અંતિમ બે દર્શનોમાં જોવામાં આવી શકશે.

૩ **પુરાણવસ્તુશાસ્ત્ર:**—(અંગ્રેજી–આર્કિઑલૉજી–Archæology). કોઇ પણ રાષ્ટ્રનો વિશ્વસનીય ઇતિહાસ લેખરૂપે અમુક નિયમિત કાળ પર્યંત જ મળી શકે છે. તેનાથી પેલી તરફના કાળની માહિતી મેળવવાનાં સાધનો તે લોકોની અવશિષ્ટ રહેલી વસ્તુઓ જ છે. જૂનાં વસતિસ્થાનોની ભૂમિને ખોદતાં અથવા તો બીજી રીતે નાણાંના સિક્કા, નાના પ્રકારનાં શસ્ત્રો, શિલાલેખ, તામ્રપટ, મોટી મોટી ઇમારતોના અવશેષ ઇત્યાદિ અનેક વસ્તુઓ મળી આવે છે. તેમનું વર્ગીકરણ કરીને તેમના યોગે તે વસ્તુભોક્તા મનુષ્યો વિશે અનુમાનથી અમુક માહિતી એકત્ર કરી શકાય છે; એવા પ્રકારે વસ્તુનો વિચાર કરનાર જે શાસ્ત્ર તે 'પુરાણવસ્તુશાસ્ત્ર' છે. એ શાસ્ત્રના સિદ્ધાંતનું વિવેચન પ્રસ્તુત ગ્રંથના પ્રથમ દર્શનમાં આવેલું છે.

૪ **મસ્તકવિજ્ઞાનશાસ્ત્ર:**—મનુષ્યોની જે ભિન્ન ભિન્ન જાતિઓ પૃથ્વીપર અસ્તિત્વમાં છે, તે સર્વ મૂળ એક જ જાતિમાંથી થઈ છે કિંવા પ્રત્યેક જાતિના મૂળ પુરુષ સ્વતંત્ર હતા, એ વિશેનો એક મોટો વાદ, શાસ્ત્રજ્ઞ લોકોમાં પ્રચલિત છે. પ્રત્યેક પક્ષના વિદ્વાનો પોતાના પક્ષના સમર્થનાર્થ અનેક પ્રમાણો બતાવી શકે છે. તેમાં પ્રાચીન મનુષ્યોનાં ભિન્ન ભિન્ન સ્થળે અસ્થિપિંજર મળી આવે છે. તેમનાં મસ્તકોની આકૃતિથી અને લંબાઈ પહોળાઇના પ્રમાણથી તેમનું વર્ગીકરણ કરવાનો એક પક્ષ પ્રયત્ન કરી રહ્યો છે. તેમના એ ઉદ્યોગને 'મસ્તકવિજ્ઞાનશાસ્ત્ર'—અંગ્રેજી–Craniology or Phrenology–ના નામથી ઓળખવામાં આવે છે. એવા પ્રકારના મસ્તક પરીક્ષણના યોગે નીકળતાં કેટલાંક અનુમાનો પ્રસ્તુત ગ્રંથના પ્રથમ દર્શનમાં આવેલાં છે.

૫ **માનુષ્યકશાસ્ત્ર:**—ભિન્ન ભિન્ન મનુષ્ય જાતિના સ્વાભાવ, તેમણે ઉત્પન્ન કરેલી ભિન્ન ભિન્ન કળાઓ, તેમની પૂર્વપરંપરા, તેમની શરીરરચના, માનસિક ઉન્નતિ તેમણે ઉત્પન્ન કરેલી અને તેમનામાં વૃદ્ધિંગત થએલી સામાજિક, ધાર્મિક તથા રાજકીય સંસ્થાઓ ઇત્યાદિ વિષયોનું વિવેચન એ શાસ્ત્રમાં કરેલું હોય છે. એ શાસ્ત્ર બહુ જ વ્યાપક હોઇને તેમાંના કેટલાક વિશેષ વિષયોનો ઊહાપોહ કરનારાં કેટલાંક ઉપશાસ્ત્રો પણ છે. અંગ્રેજી નામ, Anthropology.

૬ **ભૂસ્તરશાસ્ત્ર:**—પૃથ્વીની ઉત્પત્તિ વિશે જે કાંઈ કલ્પનાઓ છે, તેમનામાંની વિશેષ સયુક્તિક જો કોઈ પણ કલ્પના હોય તો તે એ છે કે, પૃથ્વી મૂળ બાષ્પમય અથવા તેજોમેઘ સ્થિતિમાં હતી અને ત્યારપછી તેનું ધીમે ધીમે ઘનાવસ્થામાં સંક્રમણ થયું. એ ઘનાવસ્થા આવતાં તેના પૃષ્ઠભાગપર પાતળું કવચ બંધાતું ગયું. એ કવચમાં એક પછી એક

થર-સ્તર-ઉત્પન્ન થઇને કાળાન્તરે તે સ્તરોપર વનસ્પતિથી તે મનુષ્યપર્યન્ત અનેક જાતિઓ નિર્માણ થઈ. તેમાં સર્વથી પ્રથમ ઉત્પન્ન થએલો જે સ્તર, તે આજે પૃથ્વીના ગર્ભમાં ઘણો જ ઊંડો-ઊંડાણમાં-હોવો જોઇએ. પરંતુ પૃથ્વીના ગર્ભમાં હજી પણ અત્યંત ઉષ્ણતા હોવાથી જે તેનાં કાર્યો ભૂકંપાદિરૂપે દૃષ્ટિગોચર થાય છે. તેમાં ઉપરની જમીન નીચે અને નીચેની જમીન ઉપર આવી જતી હોવાથી આદ્ય સ્તરો કેટલાંક સ્થળે ભૂપૃષ્ઠપાસે પણ જોવામાં આવી શકે છે. એ ભિન્ન ભિન્ન સ્તરોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને તેઓ પ્રથમ જ્યાં મળી આવ્યાં હોય, તે સ્થળના આધારે ઇંગ્લિશ્ ભૂસ્તરશાસ્ત્રવેત્તાઓએ તેમને ભિન્ન ભિન્ન નામો આપેલાં છે. તેમ જ ભૂપૃષ્ઠને ઘનાવસ્થા પ્રાપ્ત થવાપછી તેનાપર જીવનને અનુકૂલ સ્થિતિ થયાને ઘણો જ કાળ લાગેલો હોવો જોઇએ. એ કાળ વર્ષ અને માસથી ગણી શકાય તેવો ન હોવાથી એટલે કે સહસ્રાવધિ વર્ષોનો હોવાથી તેને 'યુગ' સંજ્ઞા આપવી જ યોગ્ય છે. જીવનાનુકૂલ પરિસ્થિતિ ઉત્પન્ન થયાપછી પ્રથમ તૃણ આદિ વનસ્પતિ અને મત્સ્ય આદિ સાદાં પ્રાણીઓ ધીમે ધીમે અસ્તિત્વમાં આવ્યાં, ત્યારપછી કૂર્મ આદિ પેટે ચાલતાં પ્રાણી અને પછી વરાહ આદિ સસ્તન પ્રાણી નિર્માણ થયાં. એ ભિન્ન ભિન્ન પ્રકારનાં પ્રાણીઓની ઉત્પત્તિ થતાં સુધીમાં જે મહાન્ કાળો વીત્યા તે કાળોને પણ તત્તદર્થક નામો આપેલાં છે. એવા મહાકાળ કિંવા યુગો ભૂસ્તરશાસ્ત્રવેત્તાઓએ આજ પર્યન્ત પાંચ માનેલા છે. એ પ્રત્યેક યુગમાં જે માટીના કિંવા પાષાણના અનેક સ્તરો બંધાતા ગયા, તેમને તેમનાં સ્થાનોપરથી કિંવા પ્રકૃતિ દ્રવ્યાનુસાર નામો અપાયલાં છે. આપણા હિન્દુસ્તાનમાં પણ ઘણેક સ્થળે એ ભૂસ્તરાવલોકન થયેલું છે અને તેવિશે જે પુસ્તકો પ્રકટ કરવામાં આવ્યાં છે, તેમાં એ ભિન્ન ભિન્ન સ્તરોને આપણાં અહીંનાં સ્થાનો પ્રમાણે જ નામો આપેલાં છે. એ પાંચ યુગો અને તેમના પેટાભેદ પ્રસ્તુત ગ્રંથના પ્રથમ દર્શનમાં કોષ્ટકરૂપે આપેલા છે. ભૂસ્તરશાસ્ત્રમાં પૃથ્વીના એકંદર સર્વ ઘન કવચોનો વિચાર કરવાનો હોય છે. પ્રથમ સ્તરથી લઇને ઠેઠ અત્યારસૂધીના સ્તરો કેવીરીતે બંધાતા ગયા; વાયુ, વૃષ્ટિ અને ઉષ્ણતા ઇત્યાદિ સૃષ્ટિની શક્તિઓનું તેમનાપર પરિણામ થતાં તેઓ કેટલેક સ્થળે કેવી રીતે ફૂટી ગયા છે અને નવીન સ્તરો બનવાના કાર્યમાં આ સૃષ્ટિની શક્તિઓનો કેવો ઉપયોગ થાય છે; એ સર્વ વિષયોનો ભૂસ્તરશાસ્ત્રમાં સૂક્ષ્મ વિચાર કરવાનો હોય છે. એકાદ સ્તર બંધાયા પછી કાલાંતરે તેનાપર વનસ્પતિની વૃદ્ધિ થઇને પ્રાણીઓની વસતિ પણ થાય છે; પણ તે સ્તરપર કેટલાંક કારણોથી એકાએક બર્ફનો મોટો જાડો થર આવી બેસતાં તેપરનાં વનસ્પતિ અને પ્રાણી આદિ સર્વ તે બર્ફમાં ગડપ થઈ જાય છે. એ બર્ફની સાથે અથવા તો પાણીના પ્રવાહની સાથે માટી પણ તણાઈ આવે છે અને તેના સ્તરો પણ તે પ્રાણીઓ તથા વનસ્પતિઓને પોતાના ઉદરમાં સ્થાન આપે છે. ત્યાર પછી યુગાન્તરે

પૃથ્વીના કવચમાં બીજી કેટલીક ઉથલપાથલો થતાં અથવા તો ખાણો ખોદતી વેળાએ એ ગડપ થએલાં અથવા દટાયલાં પ્રાણીઓ તથા વનસ્પતિ આદિના અવશેષ આપણી નજરે પડે છે. એ પ્રાણ્યવશેષોના નિરીક્ષણથી તે પ્રાણીઓ કઈ જાતિનાં હતાં અને તેમનો કાળ કયો, ઇત્યાદિ વિષયો વિશે જે શાસ્ત્રમાં અનુમાનો કરેલાં હોય છે, તે શાસ્ત્રને "પ્રાણ્યવશેષશાસ્ત્ર" કહેવામાં આવે છે. (અંગ્રેજી નામ,–' પેલિન્ટોલોજી–"Palaeontology.) એવી રીતે પ્રાણી અને વનસ્પતિઓ જેમાં ગડપ થઈ જાય એવા બર્ફના સ્તરો ઉત્પન્ન થવાનાં કારણો શું હોવાં જોઇએ, એનું સવિસ્તર વિવેચન પ્રસ્તુત ગ્રંથના દ્વિતીય દર્શનમાં કરેલું છે. એ કારણોનો આરંભ થયા પછી બર્ફનું પૂર આવીને તે કારણોના લુપ્ત થઈ જવા સુધીમાં જે કાળ જાય છે, તેને **હિમકાળ** અથવા **હિમયુગ** ( અંગ્રેજી નામ ' ગ્લેશિયલ્ ઈપૉક્–' કિંવા ' પીરિયડ્ ' Glacial epoch or period ' ના નામથી ઓળખવામાં આવે છે. એવા બે હિમકાળોના મધ્યમાં આવતો જે કાળ, તેને ' **હિમાન્તરકાળ** ' (અંગ્રેજી નામ, Interglacial period ઇન્ટર ગ્લેશિયલ્પીરિયડ્ ) કહેવામાં આવે છે, અને ગત હિમકાળની સમાપ્તિ પછી અત્યાર સૂધી જે કાળ ચાલતો આવ્યો છે, તેને ' **હિમોત્તરકાળ** ' (Postglacial period પોસ્ટ ગ્લેશિયલ્ પીરિયડ્ ) કહેલો છે.*



* પૃથ્વીપરના પુષ્કળ પ્રદેશોનું ભૂસ્તરાવલોકન અદ્યાપિ થવાનું છે. ગ્રેટબ્રિટન, ઉત્તર અમેરિકા, અને હિંન્દુસ્તાન ઇત્યાદિ દેશોના વિશેષ ભાગનું ભૂસ્તરાવલોકન થઈ ગયું છે. હિન્દુસ્તાનના ભૂસ્તરો વિશે સરકારી ભૂસ્તરશાસ્ત્રીદ્વારા પુસ્તક પણ પ્રકટ થયું છે અને તેને જોતાં હિન્દુસ્તાનની આજની રચના પ્રાચીન ભૂસ્તર યુગમાંની રચના કરતાં સર્વથા ભિન્ન પ્રકારની જ છે, એમ જણાય છે

## "વેદોમાં આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ" એ પુસ્તકમાં આવેલા કેટલાક શાસ્ત્રીય શબ્દોનું સ્પષ્ટીકરણ.

**અક્ષાંશ**—ભૂમધ્ય કિંવા વિષુવવૃત્તથી દક્ષિણ કિંવા ઉત્તર તરફનું અંશાત્મક અંતર.

**અચૈતન્યયુગ**—ભૂસ્તરશાસ્ત્રમાં જે અતિ પ્રાચીન કાળમાં પૃથ્વીના કવચપર કોઈ પણ પ્રકારનાં વનસ્પતિ કિંવા પ્રાણીઓ ઉત્પન્ન થયાં ન હોતાં તે કાળ.

**અનેકમૂલવાદી**—એક જ આદિ દંપતીમાંથી સર્વ મનુષ્ય જાતિઓ ઉત્પન્ન થએલી છે, એમ ન માનતાં ભિન્ન ભિન્ન મનુષ્ય જાતિનાં ભિન્ન ભિન્ન મૂળ હતાં, એમ માનનારા લોકો.

**અયન**—સૂર્યની ઉત્તર અને દક્ષિણ ગતિના યોગે થએલા વર્ષના બે ભાગ.

**અયનચલન**—(સંપાતચલન શબ્દ જુઓ.)

**અયનબિન્દુ**—સૂર્યનાં દક્ષિણ પ્રતિ કિંવા ઉત્તર પ્રતિ જવાનાં પરમાવધિનાં સ્થાનો.

**અયનવૃત્ત**—વિષુવવૃત્તથી સમાન્તર અયન બિન્દુમાંથી જનારાં કલ્પિત વૃત્તો.

**અરીભવન**—ચાકના આરા પ્રમાણે પદાર્થના પૃષ્ઠભાગમાંથી ઉષ્ણતા કિંવા પ્રકાશનાં કિરણોના બહિર્ગમનની ક્રિયા.

**અરુણપ્રકાશ**—સૂર્યના ઉદય પૂર્વે દિશાઓ દેખાવા માંડે ત્યારથી જે પ્રકાશ દેખાય છે તે—એને જ 'ઉષ:પ્રકાશ' પણ કહેવામાં આવે છે.

**અસ્થિરમાન**—જ્યોતિષમાં ગ્રહાદિકનાં સૂર્યપાસેથી અંતરો, તેમના પ્રદક્ષિણા કાળને અને તેમના પોતાની ધુરાની આસપાસ ફરવાના કાળને 'માન' કહેવામાં આવે છે. તેમાં પરમ કિંવા લઘુતમ અંતર સમાન જે ન્યૂનાધિક થાય છે, તેમને 'અસ્થિરમાન'ના નામથી ઓળખવામાં આવે છે.

**અસ્થિશેષ**—પ્રાચીન કાળનાં પ્રાણીઓનાં ભુપૃષ્ટમાંના ભિન્ન ભિન્ન સ્તરોમાંથી મળી આવતા પાષાણ સમાન થઈ ગએલા અવશેષો. તેમને 'ચૈતન્યાવશિષ્ટો' એવું એક વ્યાપક નામ રા. રા. પાવગીએ આપેલું છે અને તે યોગ્ય છે.

**ઉચ્ચ**—ગ્રહની કક્ષામાંનો સૂર્યથી અતિ દૂરનો બિન્દુ.

**ઉત્તરક્રાંતિ**—('ક્રાંતિ' શબ્દ જુઓ.)

**ઉત્તરયૂરોપવાદી**—આર્યોનો આદિનિવાસ યૂરોપના ઉત્તર ભાગમાં નોર્વે કિંવા સ્વીડન્‌માં હતો, એમ કહેનારા લોકો.

**ઉત્તરાયણ**—( 'દક્ષિણાયન' શબ્દ જુઓ. )

**ઉત્તરારુણ**—ધ્રુવથી કેટલાક અંશપર્યન્તના પ્રદેશમાં દેખાતો એક પ્રકારનો વિદ્યુત્પ્રકાશ. એને અંગ્રેજીમાં 'અરોરા બોરિઆલિસ' નામ આપવામાં આવ્યું છે.

**એકમૂલવાદી**—સર્વ મનુષ્ય જાતિ મૂળ એક દંપતીમાંથી જ ઉત્પન્ન થએલી છે, એમ માનનારા લોકો.

**કક્ષા**—ગ્રહોનો સૂર્યની આસપાસ ફરવાનો માર્ગ.

**કદંબ**—ક્રાંતિવૃત્તની ધુરાના છેડા અથવા ધ્રુવ.

**કટિબંધ**—હવામાન પ્રમાણે ભૂમધ્ય વૃત્તથી ધ્રુવપર્યન્ત પૃથ્વીના જે ભાગ પડે છે તે. બન્ને અયનવૃત્તોની વચ્ચેના આસરે ૪૭ અંશના પટાને ઉષ્ણ કટિબંધ, અયનવૃત્તો તથા દક્ષિણ અને ઉત્તરવૃત્તોની વચ્ચેના આસરે ૪૩ અંશના પ્રત્યેક ગોલાર્ધમાંના પટાને સમશીતોષ્ણ કટિબંધ, અને ધ્રુવથી લગભગ ૨૩॥ અંશ પર્યન્તના પ્રત્યેક પટાને શીત કટિબંધ કહેવામાં આવે છે.

**કાંસ્યયુગ**—( 'પાષાણ યુગ' શબ્દ જુઓ. )

**કેન્દ્ર**—દીર્ઘ વર્તુળના મોટા વ્યાસપરના બે વિશિષ્ટ બિન્દુ.

**કેન્દ્રચ્યુતિ**—દીર્ઘ વર્તુળના બે વ્યાસોનું પ્રમાણ, કિંવા તેના બે કેન્દ્રોમાંનું અંતર ( વિશેષ વિવેચન અને વ્યાખ્યા માટે જુઓ દ્વિતીય દર્શન પૃષ્ઠ ૯૩. )

**ક્રાંતિ**—ખવિષુવથી ગ્રહ કિંવા તારાનું દક્ષિણ કિંવા ઉત્તર તરફનું અંતર.

**ક્રાંતિવૃત્ત**—પૃથ્વીનો સૂર્યની આસપાસ ફરવાનો માર્ગ. અર્થાત્ દેખાવમાં સૂર્યનો પૃથ્વીની આસપાસ ફરવાનો માર્ગ.

**ખસ્વસ્તિક**—જોનારના બરાબર મસ્તકપરનો આકાશમાંનો બિન્દુ.

**ખવિષુવ**—આકાશનું વિષુવવૃત્ત.

**જીવશૂન્યકાલ**—( 'અચૈતન્ય યુગ' શબ્દ જુઓ. )

**ત્રિવિષ્ટપકાલ**—ટિબેટમાં મળી આવતા રક્તવાલુકાના સ્તરો જે વેળાએ બંધાતા હતા તે કાળ. એ જ પ્રમાણે ભૂસ્તરશાસ્ત્રમાંના ઇતર કાળો વિશે પણ જાણી લેવું.

**ધ્રુવોપપત્તિ**—આર્યોનો આદિનિવાસ ધ્રુવ પાસે હતો, એવી કલ્પના.

**દક્ષિણાયન**—સૂર્યનો દક્ષિણ માર્ગ. એના, પ્રાચીન અને અર્વાચીન, એવા બે અર્થ છે. પ્રાચીન અર્થ–સૂર્ય શરત્સંપાતમાં આવીને દક્ષિણ ગોલાર્ધમાં ઉતર્યા પછી પાછો વસંતસંપાતમાં આવે, ત્યાં સુધીનો કાળ. અર્વાચીન અર્થ–કર્ક સંક્રાંતિથી તે મકર સંક્રાંતિ પર્યન્તનો કાળ. એ જ પ્રમાણે 'ઉત્તરાયણ'ના અર્થ વિશે પણ સમજી લેવું.

**દીર્ઘશીર્ષ**—જેના મસ્તક અને કપાળની લંબાઈ પહોળાઈ ત્રણ ચતુર્થાંશ અથવા તેના કરતાં ઓછી હોય એવા લોક.

**નવપાષાણયુગ**—પાષાણયુગનો ઉત્તરાર્ધ.

**નીચ**—ગ્રહની કક્ષામાંનો સૂર્યના અતિ નિકટનો બિન્દુ.

**પરાવર્તન**—પ્રકાશનાં કિરણોનો કોઈ એક પદાર્થના પૃષ્ઠ ભાગપર પડીને પાછા વળવાનો ધર્મ.

**મંદકર્ણ**—ગ્રહમાલાનો મધ્ય જે સૂર્ય, તેનાથી ગ્રહનું અંતર.

**મધ્યએશિયાવાદી**—આર્યોનો આદિનિવાસ મધ્ય એશિયામાં હતો, એમ પ્રતિપાદન કરનારા લોકો.

**મજદયસ્ની**—પારસી, મજદના ભક્તો.

**માનવવંશશાસ્ત્ર**—આ શબ્દ કેટલેક સ્થળે 'માનુષ્યકશાસ્ત્રના' સ્થાનમાં આવેલો છે. 'જુઓ પારિભાષિક શબ્દો અને તેમની વ્યાખ્યા.'

**પાષાણયુગ**—પુરાણ વસ્તુશાસ્ત્રમાંનો, જે કાળમાં મનુષ્યો પાષાણનાં કિંવા હાડકાંનાં હથિયારો વાપરતાં હતાં, તે કાળ. એ જ પ્રમાણે તામ્રયુગ, કાંસ્યયુગ અને લોહયુગ ઇત્યાદિનું પણ સમજી લેવું.

**પૂર્વપાષાણયુગ**—પાષાણયુગનો પૂર્વાર્ધ.

**યુરેશિયા**—યૂરોપ અને એશિયા એ બન્ને ખંડો મળીને થએલો ભૂપ્રદેશ.

**લોહયુગ**—('પાષાણયુગ' જુઓ.)

**વક્રીભવન**—પ્રકાશકિરણોનો એક ધર્મ. એક દ્રવ્યમાંથી બીજા ન્યૂન કિંવા અધિક વિરલ અથવા ઘન દ્રવ્યમાં જતાં કિરણોની દિશા બદલાઈને તે, તે દ્રવ્યના ઘનત્વ કિંવા વિરલત્વના પ્રમાણથી ઓછાં વધારે તિર્યક્ જવા માંડે છે; અને એ તિર્યક્ ગતિ–કિંવા તિર્યક્ થવાને 'વક્રીભવન' કહેવામાં આવે છે.

**સંપાત**—આકાશનું વિષુવવૃત્ત અને પૃથ્વીની કક્ષા એ બન્ને તિર્યક્ હોવાથી તેઓ એક બીજાને બે સ્થળે છેદે છે. એ છેદનબિન્દુને સંપાત કિંવા ક્રાંતિપાત કહેવામાં આવે છે. એ બિન્દુઓમાંના જે બિન્દુ પાસે સૂર્ય આવતાં વસંત ઋતુનો આરંભ થાય છે, તે વસંતસંપાત અને અન્ય શરત્સંપાત. એ બિન્દુઓ ચલ હોઇને પ્રતિવર્ષ થોડા થોડા પાછળ હટે છે. એ ગતિને સંપાતચલન કહેવામાં આવે છે. સંપાતની સાથે અર્થાત્ અયનબિન્દુ પણ પાછળ હટતો હોવાથી તેને 'અયનચલન' પણ કહેવામાં આવે છે.

**હિંદી-ઈરાની**—હિંદી અને ઇરાની લોકો જે વેળાએ એકત્ર હતા તે કાળ.

**હિંદી-જર્મન**—હિંદી અને જર્મન લોકો જે વેળાએ સાથે હતા તે કાળ.

**હિંદી-યૂરોપીય**—હિંદી અને યૂરોપીય લોકો જે સમયે સાથે હતા તે કાળ.

**હિમકાળ**<br>**હિમાંતરકાળ**<br>**હિમોત્તરકાળ**<br>**હિમપૂર્વકાળ**<br>} 'પારિભાષિક શબ્દો અને તેમની વ્યાખ્યા'માંના 'ભૂસ્તરશાસ્ત્ર' શબ્દની વ્યાખ્યાના પેટામાં જુઓ.

**હ્રસ્વશીર્ષ**—કપાળની પહોળાઈ લંબાઈ કરતાં સેંકડે ૮૩ કરતાં વધારે હોય એવા લોકો.

---

# અનુક્રમણિકા.



## પ્રારમ્ભક વિષયો.



## મૃગશીર્ષ

અથવા

## વેદોની પ્રાચીનતાનો વિચાર.

(પૃષ્ઠ ૧ થી ૬૬)

# વેદોમાં આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ.

(પૃષ્ટ ૬૭ થી ૩૩૪)












शृंगिणमभिनच्छुष्णमिंद्रः। ऋ० १-३३-१२.

यद्धत्यं मायिनं मृगं तमुत्वं माययावधीः। ऋ. १-८०-७

शिरोन्वस्य राविषं। ऋ. १०-८६-५.

श्वा न्वस्य जंभिषदपि कर्णे वराहयुः ऋ. १०-८६-४.

यौ ते श्वानौ यम रक्षितारौ चतुरक्षौ पथीरक्षी। ऋ. १०-१४-११

ૐ

# મૃગશીર્ષ

અથવા

# વેદોની પ્રાચીનતાનો વિચાર.

## પ્રથમ દર્શન.

### ઉપોદ્‌ઘાત.

આજ સારસુધીના ઉપલબ્ધ સર્વ ગ્રંથોમાંથી એમ સિદ્ધ જ થયું છે કે, આપણા વેદો પ્રાચીનતમ છે અને એ વિશે હવે કોઈના મનમાં લેશ માત્ર પણ શંકા રહી નથી. સમસ્ત માનવજાતિના અને તેમાંની વિદ્વાન આર્યશાખાના અતિ પ્રાચીન ઇતિહાસને જાણવામાટેનું વેદો સમાન બીજું કોઈ (એક) પણ સાધન નથી, એવો મૅક્સમૂલર આદિ પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞ પંડિતોનો પણ પૂર્ણ નિશ્ચય થયેલો છે. એટલા માટે એ વૈદિક ઋચાઓને સહજ સ્વભાવે રચવાની, આદિ કવિ વાલ્મીકિ પ્રમાણે જ, અત્યંત પ્રાચીન વૈદિક ઋષિઓના હૃદયમાં જે કાળમાં સ્ફૂર્તિ થયા કરતી હતી, તે કાળનો સાધારણતઃ પણ નિર્ણય કરવો, એ અતિશય આવશ્યકીય છે. અત્યાર સુધીમાં, વેદકાલ સાથે તુલના કરતાં જેમને અત્યંત અર્વાચીન માનવા પડે છે તેવા ગૌતમ બુદ્ધ આદિથી લઇને શ્રી શંકરાચાર્યના હસ્તે બૌદ્ધ ધર્મનો પરિપાત થઈ, અદ્વૈત વેદાંત મતની સ્થાપના થઈ, ત્યાં સુધીનો, કેટલાક ગ્રીક ગ્રંથો, અશોક રાજાના શિલાલેખ, કેટલાક ચીની પ્રવાસીઓનાં વર્ણનો અને તે જ પ્રમાણે બીજાં કેટલાંક વધારે ઓછા મહત્ત્વનાં સાધનોના સાહાય્યથી, સરાસરી કાલાનુક્રમ સિદ્ધ થએલો છે. પરંતુ એ કાળને ઓળંગીને આગળ વધતાં આર્યાવર્ત્તના ઇતિહાસવિશે નિશ્ચિત કશું પણ જાણી શકાતું નથી; અને તે સર્વમાં પણ વળી પુરાતન, પરંતુ માનવજાતિના ઇતિહાસ સંશોધકોને અતિશય મહત્ત્વનો અને ઉપયોગી થઇ પડનારો જે ઋગ્વેદકાળ—તે ઋગ્વેદકાળના સંબંધમાં તો અત્યારે કેવળ ઝાંખા ઝાંખા તર્કવિતર્કો જ ચાલતા જોવામાં આવ્યા કરે છે.

ત્યારે હવે વેદકાળને નિશ્ચિત કરવાનું કાર્ય શક્ય છે કે નહિ? એ પ્રશ્ને અનેક પ્રાચીન અને અર્વાચીન વિદ્વાનોની અગાધ બુદ્ધિને આજપર્યન્ત ચકિત કરી નાખી

છે; અને અત્યારે મેં જો કે એ વિષયવિશે કાંઈક લખવાનું સાહસ કરેલું છે, તોપણ પ્રસ્તુત પ્રશ્નનો સાંગોપાંગ વિચાર કરીને મેં એનો અંતિમ નિર્ણય કરેલો છે, એમ તો કદાપિ કહી શકાય જ નહિ. છતાં પણ આ વિવેચનના યોગે આર્ય લોકોના અતિ પ્રાચીન સુધારણા કાળપર થોડો ઘણો પણ અધિક પ્રકાશ તો પડશે જ, એમ મને ભાસે છે; તોપણ એ વિશેના નિશ્ચયનું કાર્ય અન્ય સમર્થ વિદ્વાનોને સોંપવું જ વિશેષ યોગ્ય છે.

પ્રસ્તુત વિવેચનનો આરંભ કરવા પૂર્વે વેદકાળનો નિર્ણય કરવા માટેની વિદ્વાન્ લોકોએ આજ સુધીમાં કઇ કઈ પદ્ધતિઓનો સ્વીકાર કરેલો છે, એનું આપણે કિંચિત્ અવલોકન કરીશું. મૅકસમૂલર આદિ વિદ્વાનોએ એ કાર્યમાં ભાષાપદ્ધતિનો ઉપયોગ કરેલો છે. એ પદ્ધતિ પ્રમાણે એકંદર વેદકાળના છંદઃકાળ, મંત્રકાળ, બ્રાહ્મણકાળ અને સૂત્રકાળ એવા ચાર વિભાગ થાય છે. એવા પ્રકારના ચાર ભાગો કલ્પીને તથા પ્રત્યેક ભાગને બસેં બસેં વર્ષ આપીને મૅકસમૂલરે ઋગ્વેદ કાળનો અવાધ આઠસો (૮૦૦) વર્ષનો કરેલો છે; અને એ સર્વ કાળ બુદ્ધના* કાળના પૂર્વના હોવાથી તે કાળથી આગળનાં આઠસો વર્ષ ગણતાં વેદકાળ ઇસ્વીસન પૂર્વે લગભગ બારસેં ( ૧૨૦૦ ) વર્ષ પર્યન્ત જઈ પહોંચે છે.

પરંતુ એ પદ્ધતિ બહુ અંશે સદોષ છે. કારણ કે, એ પદ્ધતિનો સ્વીકાર કરવાથી જ ભિન્ન ભિન્ન લોકોના ભિન્ન ભિન્ન અભિપ્રાયો પ્રકટ થયેલા છે. કેટલાક વિદ્વાનો, ઉપર કહેલા કાળના ચાર ભાગોને બદલે ત્રણ ભાગોનો જ સ્વીકાર કરે છે અને કેટલાકો ચાર ભાગોનો સ્વીકાર કરવા છતાં પ્રત્યેક ભાગને બસેં વર્ષ આપવાને બદલે અધિક વર્ષ આપે છે. ડૉકટર હાઉએ પ્રત્યેક ભાગને પાંચસેં (૫૦૦) વર્ષ આપીને વેદકાળનો આરંભ ઈ. સ. પૂર્વે ૨૪૦૦ થી ૨૦૦૦ વર્ષ પર્યન્તનો ઠરાવ્યો છે. અર્થાત્ એવી રીતે એ પદ્ધતિ સર્વથા અનિશ્ચિત હોવાથી વેદકાળને નિશ્ચિત કરવામાટે એનો વિશેષ ઉપયોગ થાય તેમ નથી જ.

હવે બીજી પદ્ધતિ તે જ્યોતિષ્પદ્ધતિ છે. વેદ, બ્રાહ્મણ અને સૂત્રોમાં જ્યોતિષ વિશે જે કાંઈ પણ ઉલ્લેખ અને સંબંધો આવેલા છે, તેમના આધારે આપણે આર્ય સુધારણાના અતિ પ્રાચીન કાળનો નિર્ણય કરી શકીશું, એવી ઘણાકોની ધારણા હતી; પરંતુ તેમના એ દિશાના પ્રયત્નોને, તેમની જેવી ધારણા હતી તેટલું યશ મળી શકયું નહિ. કારણ કે, અત્યારે જ્યોતિઃશાસ્ત્રવિષયક જે જે ગ્રંથો ઉપલબ્ધ છે, તેમાંના વેદાંગ જ્યોતિષને બાદ કરીએ તો અન્ય સર્વ ગ્રંથો અર્વાચીન કાળના જ છે. એ ગ્રંથોમાં વળી ગ્રીકલોકોના

---

* ગૌતમ બુદ્ધ ઈ૦ સ૦થી ૫૦૦ વર્ષ પૂર્વે થઇ ગયો છે, એવો વિદ્વાનોનો અભિપ્રાય છે.

જ્યોતિ:શાસ્ત્રનો પણ સમાવેશ હોવાથી, તેમ જ તેમનામાં કાળમાપનની રીતિઓ ભિન્ન ભિન્ન હોવાથી અને એવાં જ બીજાં કેટલાંક કારણોને લીધે, અર્વાચીન ગ્રંથોમાં મળી આવતી જ્યોતિર્વિષયક ઘટનાઓનો યથાર્થ અર્થ કરવો, એ કાર્ય બહુધા અશક્ય જ થઈ પડયું છે. એ ઉપરાંત એ પદ્ધતિમાં બીજી પણ કેટલીક ભાસમાન અડચણો રહેલી છે. ઉદાહરણાર્થ, કેટલાક લોકોએ એવી શંકાને જન્મ આપ્યો છે કે, 'વેદોના કાળ જેવા બહુ જ પ્રાચીન કાળમાં, અયનાન્ત બિન્દુ અને *સંપાતબિન્દુ આદિ વિષયોનું યથાર્થ જ્ઞાન હોવું સંભવતું નથી.' એ શંકામાં કેટલુંક તથ્ય–સત્ય રહેલું છે, એ આપણે આગળ જતાં જોઈશું. અત્યારે તો એટલું કહેવું જ આવશ્યકીય છે કે, આવા પ્રકારની શંકાઓને જન્મ આપીને, વેદોમાં મળી આવતી પ્રત્યક્ષ વર્ણવાયલી કેટલીક જ્યોતિર્વિષયક ઘટનાઓને પણ કેટલાક સંસ્કૃતજ્ઞ પંડિતોએ નિરર્થક માની લીધી છે.

પરંતુ એ જ્યોતિષ્પદ્ધતિને સદોષ નિશ્ચિત કરવામાં પાશ્ચાત્ય પંડિતોએ અયોગ્ય સાવધતા બતાવી છે. હવે એ પદ્ધતિમાં અડચણો નથી એમ તો નથી જ; પરંતુ એ લોકોએ તેને વિનાકારણ અતિ ભયંકર સ્વરૂપ આપી દીધું છે. મુખ્ય મુદ્દાને ધ્યાનમાં રાખીને તેમાં ભળી ગયેલી બીજી કેટલીક નિરર્થક વાતોને કાઢી નાખવાનો યોગ્ય પ્રયત્ન ન થયેલો હોવાથી જ આવા પ્રકારના પ્રમાદો થયા છે. બેંટલે આદિ કેટલાક લોકોએ એ પદ્ધતિનો સ્વીકાર કરતાં, પુરાણોમાંની વાર્ત્તાઓ અને શબ્દોની વ્યુત્પત્તિપર ઘણો જ આધાર રાખ્યો છે. પરંતુ એ માટે પ્રત્યક્ષ વેદોમાં કેવા અને કેટલા આધાર મળી આવે છે, એ જોવા કે જાણવાનો તેમણે પરિશ્રમ લીધો નથી. કારણકે, વેદોમાંની વાર્ત્તાઓનાં કેટલાંક રૂપાન્તરો થઇને પુરાણોમાંની વાર્ત્તાઓ નિર્માણ થયેલી છે અને એમ થવાથી તેમાં બીજી પણ કેટલીક વાતો ભેળાઈ ગયેલી છે. એટલા માટે તેમના વિશે વેદોનો આધાર મળ્યા વિના તેમના આધારે કોઈ પણ નિશ્ચિત અનુમાન કાઢવું યોગ્ય કહી શકાય નહિ જ. એ સર્વ કારણોથી, આ ગ્રંથમાંના હવે પછીના વિવેચનમાં, સંહિતા,

---

*સૂર્યનો (વાસ્તવિક પૃથ્વીનો) નક્ષત્રોમાં ભ્રમણ કરવાનો માર્ગ, એટલે કે ક્રાન્તિવૃત્ત અને આકાશનું વિષુવવૃત્ત એ બન્ને એક જ રેષામાં નથી, કિન્તુ એમની વચ્ચે લગભગ ૨૨½ અંશનો કોણ રહેલો છે. એટલે કે એ બન્ને વર્તુલો એકમેકને બે બિન્દુમાં છેદે છે અને એ છેદન બિન્દુને સંપાત નામથી ઓળખવામાં આવે છે. એમાંના જે સંપાતપાસે સૂર્ય આવે છે એટલે કે, વસંતઋતુનો આરંભ થાય, તે વસંતસંપાત અને દ્વિતીય શરત્સંપાત કહેવાય છે. એ બિન્દુથી ૯૦ અંશના અંતરે રહેલા દ્વિતીય બિન્દુને અયન-બિન્દુ કહેવામાં આવે છે અને તેમાંનો એક ઉત્તરાયણ તથા બીજો દક્ષિણાયન બિન્દુના નામથી ઓળખાય છે. હવે એ ઉપર કહેલાં વર્તુલોમાંનું પ્રથમ જે ક્રાન્તિવૃત્ત, તે સ્થિર છે; પરંતુ દ્વિતીય વિષુવવૃત્ત ચળ છે અને એટલા માટે તેમને છેદનારા સંપાતબિન્દુઓ પણ ચળ છે. જે સંપાતચલન કિંવા અયનચલન થયેલું કહેવામાં આવે છે, તે પણ વિષુવવૃત્ત ચળ હોવાને લીધે જ.

બ્રાહ્મણો અને તે સર્વથી પ્રાચીન ઋગ્વેદમાં મળી આવતા ઉલ્લેખોના આધારે, ભારતીય વાઙ્મયનું ભૌગોલિક અને ઐતિહાસિક પ્રમાણોથી નિશ્ચિત કરાયલું પ્રાચીનત્વ પૂર્ણતાથી સ્થાપિત કરી શકાય એમ છે, એમ બતાવવાનો પ્રયત્ન મારે કરવાનો છે. ગોડબોલે અને દીક્ષિત ઇત્યાદિ ભારતીય જ્યોતિર્વિદોએ એવા પ્રકારના પ્રયત્નો કરેલા છે, પરંતુ તેમના પ્રતિ વિદ્વાનોનું દોરાવું જોઇએ તેટલું ધ્યાન, અદ્યાપ પર્યંત દોરાયું નથી. હવે પછીનું વિવેચન તેમણે ચાલુ કરેલી ઉપપત્તિની જ પૂર્ણિકા છે, એમ કહેવામાં કશોપણ પ્રત્યવાય નથી.

---

## દ્વિતીય દર્શન.

### યજ્ઞયાગકાળ અને વર્ષારંભ.

વેદકાળનો નિર્ણય કરવા માટે જે વેદવાક્યોનો આધાર લેવાનો છે, તે કેવા પ્રકારનાં છે, એ આપણે સંક્ષેપથી જોવું જોઇએ. વેદોના સમયમાં અત્યારના જેવાં વેધયંત્રો નહોતાં, એ તો સ્પષ્ટ જ છે. અર્થાત્ તે સમયમાં નેત્રોથી જે દેખાય તેના આધારે જ સર્વ અનુમાનો કરી લેવાં પડતાં હતાં; એટલે તે નેત્રોના વેધમાં સૂક્ષ્મ ગણિતની લેશ માત્ર પણ આવશ્યકતા ન હોતી. સર્વથા અટરમ્ગટરમ્ પ્રમાણથી જ સર્વ ગણિત કરાતું હતું; અર્થાત્ વર્ષમાન પણ અત્યાર જેટલું સૂક્ષ્મ નહોતું. વર્ષના જૂદા જૂદા કાળ, એટલે કે ઋતુઓના એક ચક્રની સમાપ્તિ થઇને દ્વિતીય ચક્રનો આરંભ થાય, એટલે દ્વિતીય વર્ષનો પણ આરંભ થતો હતો. તે સમયમાં કાળના પ્રમાણને સર્વ લોકોની, જાણમાં લાવવા માટે વર્ત્તમાન કાળ પ્રમાણે જોકે પંચાંગની વ્યવસ્થા નહોતી; તોપણ એવું બીજું કાંઈ પણ સાધન તે લોકોએ કરી રાખ્યું હતું, એમાં તો સંશય નથી જ. અત્યારે કાળમાપનની જે સાવન, ચાન્દ્ર, નાક્ષત્ર અને સૌર આદિ રીતિઓ છે, તેમનો વૈદિક ગ્રંથોમાં ક્યાંય પણ ઉલ્લેખ નથી અને વેદાંગ જ્યોતિષવિના પંચાંગ સાધન વિષયક બીજો કોઈ પણ પ્રાચીન ગ્રંથ નથી. એટલા માટે, તેમની કાળમાપન રીતિ કેવાં પ્રકારની હતી, એ કેવળ વેદોમાંના કેટલાક ઉલ્લેખો અથવા તો યજ્ઞગ્રંથોમાં વર્ણવેલી કેટલીક દંતકથાઓના આધારે જ સમજી લેવું જોઇએ. ઋગ્વેદમાંનાં કેટલાંક યાગસૂક્તોપરથી તે સમયમાં યજ્ઞ યાગપદ્ધતિ સારી રીતે પ્રૌઢ દશાને પ્રાપ્ત થયેલી હતી, એ સ્પષ્ટ દેખાઈ આવે છે; અને મહિના, ઋતુ તથા વર્ષનું સારું જ્ઞાન થયા વિના એટલી અને એવી સ્થિતિ થવી સંભવનીય ન હોય, એ સ્વાભાવિક જ છે. અર્થાત્ તે સમયમાં કાળનો નિશ્ચય કરવા માટે વૈદિક ઋષિઓએ અવશ્ય કાંઇપણ વ્યવસ્થા કરી રાખેલી

હોવી જ જોઇએ. હવે એ વ્યવસ્થાનું યથાર્થ સ્વરૂપ જો કે આપણા જાણવામાં ન આવે, તોપણ યજ્ઞયાગવિષયક ગ્રંથોના વાચનથી એટલું તો દેખાઈ આવશે જ કે, ચંદ્રની વૃદ્ધિ અને ક્ષીણતા, ઋતુઓનું પરિવર્ત્તન તથા સૂર્યનાં ઉત્તર અને દક્ષિણ એ બે અયનો ઇત્યાદિ તે સમયમાં કાલમાપનનાં મુખ્ય મુખ્ય ચિહ્નો હતાં. એમાં બીજી એક વિશેષતા એ છે કે, પુરાતન યાગ અથવા સત્રોમાંની મુખ્ય વાતો અને સંવત્સરમાંના મુખ્ય વિષયો એક જ છે. એ સત્રો એક એક વર્ષનાં થતાં હતાં અને તે સૂર્યની વાર્ષિક ગતિના અનુરોધથી જ કેવળ નિર્માતાં હતાં. તેમના છ છ માસના બે ભાગ કરીને, પ્રત્યેક માસને ત્રીસ ત્રીસ દિવસ આપવામાં આવ્યા હતા. એ બે ભાગોના બરાબર મધ્યમાં વિષૂવાન્ એટલે મધ્ય દિવસ અથવા વિષુવ દિન રહેતો હતો. એ પરથી એમ સ્પષ્ટ દેખાઈ આવે છે કે, વૈદિક ઋષિઓએ મુખ્યતઃ પોતાનું પંચાંગ યાગ કર્મ માટે જ કર્યું હતું; તેમ જ યજ્ઞયાગને નિયમિત કરવાના યોગે પંચાંગની વ્યવસ્થા પણ યથાર્થ રહેતી હતી. એ વાર્ષિક સત્રમાં આહુતિના કાળ એટલે કે, નિત્યના પ્રાતઃકાળ અને સાયંકાળ, દર્શમાસ, પૂર્ણમાસ તથા પ્રત્યેક ઋતુનો અને અયનનો આરંભ આદિ હતા.* એ પ્રમાણે સત્રની સમાપ્તિ થાય, એટલે વર્ષની પણ સમાપ્તિ થતી હતી અને એટલા માટે સંવત્સર તથા યજ્ઞ એ બે શબ્દો બહુધા સમાનાર્થક જ થઈ ગયા હતા. "संवत्सरः प्रजापतिर्यज्ञः†" એ 'ઐતરેય બ્રાહ્મણ'માંના અને "यज्ञो वै प्रजापतिः। संवत्सरः प्रजापतिः।" એ 'તૈત્તિરીય સંહિતા'માંના વાક્યથી તો એ સર્વથા સ્પષ્ટ જ થઈ જાય છે.

હવે એ સંવત્સરના અથવા અન્ય શબ્દમાં કહીએ તો યજ્ઞના જે મુખ્ય ભાગો છે, તેમનું પણ આપણે કિંચિત્ પરીક્ષણ કરવું જોઇએ. કાલામાપનમાં મૂલ પરિમાણ તરીકે સાવન દિવસનો સ્વીકાર કરવામાં આવતો હતો. એવા ત્રીસ સાવન દિવસોનો એક મહિનો અને એવા બાર મહિના એટલે કે, ત્રણસોને સાઠ (૩૬૦) સાવન દિવસોનું એક વર્ષ થતું હતું. પરંતુ તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રના આધારે, પ્રાચીન આર્ય લોકો ચંદ્રપરથી જ મહિનાઓ નિશ્ચિત કરતા હતા, એમ દેખાય છે. પરંતુ ત્રીસ સાવન દિવસોનો મહિનો ચાંદ્રમાસ સાથે મળતો આવે, એ શક્ય નથી. અર્થાત્ સાવન અને ચાંદ્ર માસનો પરસ્પર મેળ મેળવવા માટે કેટલાક સાવન મહિનાઓમાંથી એક એક દિવસ બાદ કરવામાં આવતો હતો. પરંતુ ત્યાર પછી ચાંદ્ર‡ અને સૌર વર્ષોનો પણ મેળાપ

---

* જુઓ, 'બૌધાયન સૂત્ર.' ૨–૪–૨૩, તથા 'મનુસ્મૃતિ,' ૪–૨૫, ૨૬,

† જુઓ, 'ઐતરેય બ્રાહ્મણ' ૨–૭; તેમ જ 'તૈત્તિરીય સંહિતા' ૨–૫–૭–૩ અને ૭–૫–૭–૪ તેમ જ ૭–૨–૧૦–૩. ‡ બાર ચાંદ્ર માસ એટલે એક ચાંદ્ર વર્ષ. ચાંદ્ર માસ પણ વળી બે પ્રકારના હોય છેઃ–એક નક્ષત્રમાં એકવાર આવી ગયા પછી પુનઃ તે જ નક્ષત્રમાં આવતાં જે કાળ લાગે છે તે નાક્ષત્ર માસ અને એક અમાવાસ્યાથી બીજી અમાવાસ્યા પર્યન્તનો જે કાળ, તેને અમામાસ કહે છે અને નિત્ય એ અમામાસનો જ સ્વીકાર કરવાનો હોય છે.

કરવાની આવશ્યકતા આવી પડી; અને એ માટે અધિક દિવસ અથવા અધિક માસને સ્વીકારવાની યુક્તિ પ્રાચીન આર્ય લોકોએ શોધી કાઢી હતી, એમ પ્રત્યક્ષ જણાય છે. કારણ કે, 'તૈત્તિરીય' અને 'વાજસનેયી સંહિતા' માં જેમાં અધિક માસનો ઉલ્લેખ કરાયલો છે એવાં ઘણાંક વાક્યો મળી આવે છે અને ઋગ્વેદના પ્રથમ મંડળમાં પણ, * "वेदमासो धृतवतो द्वादश प्रजावतः। वेदा य उपजायते।" એમ કહેલું છે. એ અધિક દિવસ કિંવા અધિક માસને સ્વીકારવાની પદ્ધતિ પછીના સમયની હોવી જોઇએ, એવો કેટલાકોનો અભિપ્રાય છે; પરંતુ તે નિરર્થક છે. કારણ કે, ઋતુના આધારે વર્ષનું અનુમાન કરવું, એ કંઈ વિશેષ કઠિન નથી અને ખરેખર પ્રાચીન કાળમાં ઋતુના ચક્રથી જ વર્ષની કલ્પના નિશ્ચિત કરવામાં આવી હતી. જ્યાં વસ્તુસ્થિતિ એવી છે, ત્યાં પછી બાર ચાંદ્રમાસનો કાળ ઋતુ ચક્રના કરતાં બાર દિવસ જેટલો ઓછો હોય છે, એ સાદી અને સરળ વાર્ત્તાને તે લોકો સમજી નહોતા શક્યા, એમ કહેવું તે જરાક સાહસમય જ કહી શકાય. એ બાર દિવસોના ઉલ્લેખો પણ અનેક સ્થળે આવેલા છે અને સૌર વર્ષ સાથે ચાંદ્ર વર્ષનો મેળ મેળવવામાટે જ એ બાર દિવસોનો સ્વીકાર કરવામાં આવતો હતો, એમ એથી સ્પષ્ટ દેખાઈ આવે છે.

પરંતુ એ સૌર† વર્ષ નાક્ષત્ર થાય છે કે સાંપાતિક થાય છે, એ પણ આપણે જોવું જોઇએ. સૌર વર્ષની કલ્પના ઋતુ ચક્રપરથી કરવામાં આવતી હતી ખરી, તોપણ સંપાત ચાલનવડે ઋતુઓમાં થતું પરિવર્ત્તન એટલું બધું સૂક્ષ્મ છે કે, તે દષ્ટિગોચર થવામાં સેંકડો વર્ષ જેટલો સમય જોઇએ. એટલા માટે એટલો બધો સૂક્ષ્મ ભેદ પ્રાચીન આર્યોના જાણવામાં આવ્યો હશે, એમ જણાતું નથી. કારણ કે, તેમનું સૂર્યના ક્રાન્તિવૃત્તમાંના સ્થાનને નિશ્ચિત કરવાનું સાધન પ્રતિદિવસ પ્રભાત સમયે સૂર્યની પાસેના સ્થિર તારકોને જોવા, એ જ હતું. સૂર્ય સિદ્ધાન્તના કાળમાં યદ્યપિ અયન ગતિનો શોધ થયો હતો, તો પણ તેમાં સૌર વર્ષનું પરિમાણ તો નાક્ષત્ર જ સ્વીકારવામાં આવ્યું હતું. એ ગતિ વિશેનો કોઈ પણ વૈદિક ગ્રંથમાં, પ્રત્યક્ષ કિંવા અપ્રત્યક્ષ ઉલ્લેખ મળી આવતો નથી.

---

* 'ઋગ્વેદ' ૧-૨૫-૮.

† વર્ષના એક કરતાં વિશેષ પ્રકારો છે. અમુક એક નક્ષત્રમાં આવ્યા પછી પુનઃ તે જ નક્ષત્રમાં આવતાં સૂર્યને જેટલો કાળાવિધિ લાગે છે, તેને 'નાક્ષત્ર સૌર વર્ષ' કહેવામાં આવે છે; અને એક સંપાતમાં આવી ગયા પછી પુનઃ તે જ સંપાતમાં આવતાં સુધીમાં તેને જેટલો કાળ લાગે છે, તેટલા કાળને સાંપાતિક કિંવા આયનિક સૌર વર્ષના નામથી ઓળખવામાં આવે છે. સંપાત ચલ હોવાથી પ્રતિવર્ષ તે કિંચિત્ પાછળ આવે છે અને એટલા માટે નાક્ષત્ર સૌર વર્ષ કરતાં સાંપાતિક સૌર વર્ષ કિંચિત્ (લગભગ એક ઘટિકા જેટલું) ન્યૂન—ઓછું—હોય છે.

એટલા માટે યજ્ઞ કિંવા સંવત્સર આયનિક સૌર નહિ, કિન્તુ નાક્ષત્ર સૌર હતો, એમાં તો સંશય નથી જ.

પરંતુ એ વર્ષમાનને સ્વીકારતાં લગભગ પ્રતિ બે* હજાર વર્ષે ઋતુચક્ર સાથેના મેળને જાળવી રાખવા માટે, વર્ષના આરંભને બદલવો પડે છે અને એવા પ્રકારનાં પરિવર્તનો વર્ષના આરંભમાં ખરેખર જ કરેલાં છે. એ વિધાન ઉપર્યુક્ત વિધાનને, એટલે કે, વર્ષમાન સાંપાતિક નહિ કિન્તુ નાક્ષત્ર હતું, એ વિધાનને વિશેષ પુષ્ટિ આપનારું થઈ પડે છે.

હવે એ વર્ષારંભને તેઓ ક્યારે ગણતા હતા, એ આપણે જોવાનું છે. એ તો ઉપર કહેવામાં આવેલું જ છે કે, સંવત્સર અને યજ્ઞ એ બે શબ્દો સમાનાર્થક જ હતા અને એટલા માટે એ ઉભયનો આરંભ પણ, અર્થાત્ તત્કાળ (એકદમ) જ થતો હોવો જોઇએ. વેદાંગ જ્યોતિષમાં સંવત્સરનો ઉત્તરાયણથી આરંભ કરેલો છે અને શ્રૌત સૂત્રોમાં પણ **ગવામયન** આદિ વાષક સૂત્રોનો આરંભ તે સમયથી જ કરવો, એમ કહેલું છે.† દેવસંબંધી સર્વ કર્મો ઉત્તરાયણમાં જ કરવાં જોઇએ, એવો જૈમિનિ આદિકનો અભિપ્રાય છે. તેમ જ કેટલાક જ્યોતિષ ગ્રંથોમાં મકર સંક્રમણથી તે કર્ક સંક્રમણ પર્યન્તના કાળને ઉત્તરાયણ નામ આપવામાં આવ્યું છે. આ ઉપરથી પ્રાચીન વૈદિક કાળમાં મકર સંક્રમણ જ સંવત્સરનો તેમ જ ઉત્તરાયણનો પણ આરંભકાળ હોવો જોઇએ, એવો પ્રથમ દર્શને કોઇને પણ ભાસ થાય એમ છે: પરંતુ વાર્ષિક સત્રોમાંના પ્રયોગોનું જરા સૂક્ષ્મતાથી નિરીક્ષણ કરવાથી મકર સંક્રમણ, તે એ સત્રોનો આરંભકાળ ન જ હોવો જોઇએ, એમ તત્કાળ જણાઈ આવશે. કારણકે, એ તો પૂર્વે કહેવાયલું જ છે કે, વિષુવ દિનના યોગે જેમ વર્ષના, તેમ વિષૂવાન્ દિવસના યોગે વાર્ષિક સત્રના બે સમાન ભાગ

---

* નાક્ષત્ર વર્ષ કરતાં સાંપાતિક વર્ષ સ્થૂલ પ્રમાણથી જોતાં એક ઘટિકા જેટલું ન્યૂન—ઓછું—છે અને તેથી આજે જો ચૈત્રના આરંભમાં વસંતનો આરંભ થાય, તો લગભગ ૧૮૦૦ વર્ષે અથવા સર્વથા સ્થૂલ પ્રમાણથી કહીએ તો ૨૦૦૦ વર્ષ પછી, તે જ વસંતનો ફાલ્ગુનના આરંભ કાળમાં આરંભ થવો જોઇએ. એટલામાટે વર્ષનો આરંભ જો વસન્તના આરંભમાં રાખવાનો હોય, તો તે ૨૦૦૦ વર્ષ પછી ચૈત્રમાં ન કરતાં ફાલ્ગુનમાં કરવો પડે અને બીજા ૨૦૦૦ વર્ષના કાળ પછી માઘ માસમાં કરવો પડે એ સ્પષ્ટ જ છે. એ પ્રમાણે પ્રતિ બે હજાર વર્ષ પછી વર્ષારંભને એક એક માસ પાછળ હટાવવો જોઇશે. સંપાતો ચળ છે અને જે વેળાએ સૂર્ય વસંત સંપાતમાં આવે, તે વેળાએ વસંત ઋતુનો આરંભ થાય છે. અર્થાત્ એક ઋતુપર્યન્ત એટલે કે 'સાંપાતિક સૌરવર્ષ' એવો અર્થ થયો, એ સ્પષ્ટ છે.

† 'વેદાંગજ્યોતિષ' ૫ અને 'આશ્વલાયન શ્રૌત સૂત્ર' ૧–૨–૧૪–૧; ૨–૨–૧૪–૩ અને ૨૨ જુઓ.

થાય છે.* સત્ર વર્ષનો પ્રતિબિંબ જ થાય છે અને તેથી પ્રથમતઃ તો તેનું વર્ષ સાથે સર્વાંશે સામ્ય હોવું જોઇએ. પરંતુ ઉપર્યુક્ત કલ્પના પ્રમાણે જો વર્ષનો આરંભ મકર સંક્રમણથી જ ગણવામાં આવે, તો વિષૂવાન દિવસ ખરેખર વિષુવ દિવસે એટલે કે સંપાત દિવસે ન આવતાં, કર્ક સંક્રમણમાં જ આવવાનો; અને સમાન અહોરાત્રનો દિવસ એવો જે એનો અર્થ છે, તે સર્વથા નિરર્થક જ થવાનો. પરંતુ એમ કહેવું યોગ્ય નથી, કારણ કે, કોઈ પણ વેળાએ એ શબ્દની યોજના સાર્થ થતી હોવી જ જોઇએ; અને કદાચિત્ એ વિધાન સત્રોને લાગુ ન પણ પડતું હોય, તોય તે નિદાન વર્ષને તો લાગુ પડતું હોવું જ જોઇએ; અર્થાત્ વિષૂવાન્ નામની સાર્થકતા થવામાટે વર્ષનો આરંભ સંપાતમાં જ થવો જાઇએ. હવે 'ઉત્તરાયણ' શબ્દના પણ બે અર્થ થઈ શકે છે. એક† તો ઉપર કહેલો અર્થ એટલે કે, મકરથી તે કર્ક સંક્રમણપર્યન્તનો કાળ અને બીજો, વસંત સંપાતથી તે શારદ સંપાતપર્યન્તનો કાળ—એવો તેનો અર્થ થાય છે. પ્રથમ અર્થ પ્રમાણે સૂર્ય ઉત્તર તરફ વળ્યો કે, ઉત્તરાયણનો આરંભ થાય છે અને બીજા અર્થ પ્રમાણે સૂર્ય ઉત્તર ગોલાર્ધમાં જવા માંડે, એટલે ઉત્તરાયણ થાય છે. પ્રથમ અર્થ પ્રમાણે મકર સંક્રમણમાં અને દ્વિતીય અર્થ અનુસાર વસંત સંપાતમાં વર્ષનો આરંભ ગણવો જોઇએ; પરંતુ વાર્ષિક સત્રમાંના મધ્યગામી દિવસને વિષૂવાન્ દિવસ કહેવો, તેમજ વસંતને‡ ઋતુઓના મુખના નામથી ઓળખવો અને આગ્રયણેષ્ટિ અથવા અર્ધ-વાર્ષિક યજ્ઞ, પ્રત્યેક વસંત અને શરદ્ઋતુમાં કરવા પડે, ઇત્યાદિ વિષયોનો વિચાર કરતાં, ઉપર આપેલા બે અર્થોમાંનો બીજો અર્થ જ વિશેષ ગ્રાહ્ય દેખાય છે અને તે જ સર્વથા સત્ય અને પુરાતન અર્થ હોવો જોઇએ, એમ સ્પષ્ટ જણાઈ આવે છે.

વૈદિક ગ્રંથોમાં ઉત્તરાયણનો જે સંબંધ આવેલો છે, તે કેવળ દેવયાન અને પિતૃ-યાનના વર્ણનના સમયમાં જ છે. ઋગ્વેદમાં દેવયાન અને પિતૃયાન એ શબ્દો અનેકવાર

---

* જુઓ, 'ઐતરેય બ્રાહ્મણ' ૪–૨૨, 'તૈત્તિરીય બ્રાહ્મણ' ૧–૨–૩–૧ અને 'તાંડચ બ્રાહ્મણ,' ૪–૭–૧. † સૂર્યનું ક્ષિતિજમાંનું ઉદયસ્થાન નિત્ય એક હોતું નથી, એ તો સર્વને વિદિત છે જ. વસંતઋતુનો જે દિવસે આરંભ થાય છે, તે દિવસે સૂર્ય બરાબર પૂર્વમાં ઉદિત થાય છે; અને ત્યાર પછી તે થોડો થોડો ઉત્તરતરફ ઢળતો જઇને ત્રણ મહિના પછી ઉત્તર સીમાપર જાય છે અને ત્યાર પછી પુનઃ દક્ષિણ તરફ વળવા માંડે છે ને છ મહિના થતાં દક્ષિણ સીમાપર જઇ પહોંચે છે. એ છ માસના સમયને દક્ષિણાયન નામ અપાયલું હોવાથી આગળના છ માસના સમયને ઉત્તરાયણ નામથી જાણવો, એ પ્રથમ અર્થ; અને સૂર્યનો પૂર્વમાં ઉદય થઇ તે ઉત્તરતરફ વળીને સીમાપર પહોંચ્યા પછી પાછો ફરીને પૂર્વમાં ઊગવા માંડે, એ વચ્ચે વીતેલા છ માસના સમયને ઉત્તરાયણના નામથી ઓળખવો, એ એનો બીજો અર્થ છે.

‡ "તૈત્તિરીય બ્રાહ્મણ" "मुखं वा एतत् ऋतूनाम्। यद्वसन्तः" (१–१–२–६)

આવેલા* છે; છતાં 'દેવયાન' શબ્દનો અર્થ તેમાં ક્યાંય પણ સ્પષ્ટ કરેલો નથી. 'બૃહદારણ્યક' અને 'છાંદોગ્ય' ઉપનિષદમાં દેવલોક અને પિતૃલોકનું સવિસ્તર વર્ણન કરાયલું છે.† अर्चिषोह्नरह्न आपूर्यमाण पक्षमापूर्यमाणपक्षाद्यान्षण्मासानुदङ्ङादित्य एति मासेभ्यो देवलोकं तेषां न पुनरावृत्तिः । धूमरात्रिं रात्रेरपक्षीयमाणपक्षमपक्षीयमाणपक्षाद्यान्षण्मासान्दक्षिणादित्य इति मासेभ्यः पितृलोकम् "॥ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ એવા જ પ્રકારનું વર્ણન આવેલું છે. ‡"अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् "। અને ત્યાર પછી તરત જ धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् "। એમ પણ કહેલું છે. પરંતુ **જ્યાં સૂધી સૂર્ય ઉત્તર તરફ હોય છે, તે છ મહિના** અથવા **તો ઉત્તરાયણના છ મહિના** એવા અર્થના ઉપર જે શબ્દો આવેલા છે, તેમનો અર્થ શો? સર્વ ટીકાકારોના અભિપ્રાય પ્રમાણે, મકર સંક્રમણથી તે કર્ક સંક્રમણપર્યન્તના છ મહિના, એવો જ એનો અર્થ થાય છે. પરંતુ એ અર્થ વૈદિક ગ્રંથોમાંના વર્ણનથી સર્વથા વિરુદ્ધ છે. ઉપર કહ્યા પ્રમાણે ઉત્તરાયણના બન્ને અર્થ થઈ શકે એમ છે, પરંતુ 'શતપથ' બ્રાહ્મણમાં દેવોના ઋતુ અને પિતરોના ઋતુ કહેલા છે, તેમનામાં "वसन्तो ग्रीष्मो वर्षा । ते देवा ऋतवः। शरद्धेमन्तः शिशिरस्ते पितरो....सयत्र उदगा वर्त्तते देवेषु तर्हि भवति देवांस्तर्ह्यभिगोपायति अथ यत्र दक्षिणावर्त्तते पितृषु तर्हि भवति पितृंस्तर्ह्यभिगोपायंति "। એમ કહેલું છે. એ ઉપરથી ઉત્તરાયણના અર્થ વિશેની સર્વ શંકાઓનો લોપ થઈ જવાનો સંભવ છે. જો વસંત, ગ્રીષ્મ અને વર્ષા એ દેવોના ઋતુ હોય અને સૂર્ય જ્યારે ઉત્તર તરફ વળે છે, ત્યારે જો તે દેવોમધ્યે જ વિચરતો હોય, તો તો પછી સ્પષ્ટ જ છે કે, વસંત સંપાતથી જ ઉત્તરાયણનો આરંભ થવો જોઇએ. મકર સંક્રમણથી તેનો આરંભ થાય છે, એમ કહેવું યોગ્ય થાય તેમ નથી; કારણ કે, દેવોનો પ્રથમ ઋતુ જે વસંત, તેનો કોઈ પણ સ્થળે મકરસંક્રમણથી આરંભ થતો નથી. એટલામાટે દેવલોક, દેવયાન કિંવા ઉત્તરાયણનો, વસંત સંપાતથી શરત્સંપાતપર્યન્ત થનારા વસંત, ગ્રીષ્મ અને વર્ષા એ ત્રણ ઋતુઓના છ માસનો કાળ, એવો જ અર્થ સ્વીકારવો જોઇએ.

આ સર્વ કારણોને લીધે જ્યાંસૂધી એથી વિરુદ્ધ કોઈ બળવાન્ પૂરાવો મળ્યો નથી, ત્યાંસૂધી પ્રાચીન વૈદિક કાળમાં સૂર્ય વસંત સંપાતમાં હોય, તે વેળાએ જ વર્ષનો આરંભ થતો હતો, એમ માનવામાં લેશ માત્ર પણ હરકત નથી. અને જ્યારે એ જ સમયે સૂર્ય ઉત્તર ગોલાર્ધમાં જતો હતો, એટલે તેના ઉત્તરાયણનો પણ તે જ સમયે આરંભ

---

* "ઋગ્વેદ" ૧-૭૨-૭ અને ૧૦-૨-૭. † "બૃહદારણ્યક" ૬-૨-૧૫.

‡ પ્રો. ભાનુના અભિપ્રાય પ્રમાણે 'अग्निर्ज्योतिः'ના સ્થાનમાં જો 'अग्निर्ज्योति' એ પ્રમાણેનો પાઠ હોત, તો સારું થાત. (શ્રીમદ્‌ભગવદ્‌ગીતા–ઉપસંહાર–ભગવદ્‌ગીતાનો અભ્યાસ. પૃષ્ટ ૨૩ જુઓ).

થતો હતો; એટલે કે, ઉત્તરાયણ, વસંતઋતુ, સંવત્સર અને યજ્ઞ એ સર્વનો, સૂર્ય વસંત સંપાતમાં હોય તે વેળાએ જ આરંભ થતો હતો. એની પછી ૭ માસ જતાં વિષુવદિન શરત્સંપાતમાં આવતો હતો અને ત્યાર પછીના ૭ માસના કાળને પિતૃયાન અથવા તો દક્ષિણાયનના નામથી ઓળખવામાં આવતો હતો. ઉપર એક સ્થળે કહેલું જ છે કે, વૈદિક કાળ પછીના જ્યોતિષ ગ્રંથોમાં મકરસંક્રમણમાં પણ વર્ષનો આરંભ આપેલો છે, પરન્તુ એ પરિવર્ત્તન ક્યારે અને શા કારણથી થયેલું હોવું જોઇએ, એ વિશે કાંઇપણ નિશ્ચય પૂર્વક કહી શકાય તેમ નથી જ. પરંતુ એ પરિવર્ત્તન થવા પછી ઉત્તરાયણનો અર્થ પણ બદલાઈ ગયો છે; એટલામાટે પ્રાચીન વૈદિક વાકયોનો અર્થ કરતી વેળાએ ઉત્તરાયણ અર્થાત્ દેવલોક કિંવા દેવયાનનો અર્થ સારી રીતે ધ્યાનમાં રાખવો જોઇએ. પ્રખ્યાત જ્યોતિર્વિદ્ સિદ્ધાંતશિરોમણિકાર ભાસ્કરાચાર્યને પણ ઉત્તરાયણ એટલે દેવોનો દિવસ કેમ અને કેવી રીતે હોઈ શકે, એવા ભ્રમમાં પડી જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો; કારણકે, તેના સમયમાં મકરથી તે કર્ક સંક્રમણ પર્યન્તનો કાળ, એવો અને એટલો જ ઉત્તરાયણનો પ્રચલિત અર્થ હતો. પરંતુ દેવોનો દિવસ એટલે ઉત્તર ગોલાર્ધમાં સૂર્ય હોય છે, તે સમય. ત્યારે ઉત્તરાયણ એટલે દેવોનો દિવસ, એવા અર્થનો મેળ કેમ મળી શકે વારુ? એ શંકાનું ભાસ્કરાચાર્યથી પણ સમાધાન થઈ શકયું નથી; અને "दिनोन्मुखेऽर्के तत्फलकीर्तनाय दिनमेव तन्मतम्" એમ* કહીને તેણે ગમે તેમ પોતાનું ગાડું ગબડાવી દીધું છે. પરંતુ પૂર્વે વસંત સંપાતથી તે શરત્સંપાતપર્યન્તનો કાળ ઉત્તરાયણ તરીકે મનાતો હતો, એની જો તેને ખબર હોત, તો તેના હાથે કદાપિ આવી ભૂલ થઇ ન હોત.

એ પ્રમાણે પ્રાચીન વૈદિક કાળમાં વસંતસંપાતમાં વર્ષનો આરંભ થતો હતો; પરંતુ ત્યાર પછી કાળે કરીને તે વર્ષારંભ મકરસંક્રમણમાં આવી લાગ્યો. આ પરિવર્ત્તન થતાંની સાથે જ ઉત્તરાયણનો જૂનો અર્થ પણ બદલાઈ ગયો અને તે, વર્ષના આયનિક વિભાગનો દર્શક થયો. પરંતુ માત્ર એટલાથી જ કામ ચાલ્યું નહિ. વર્ષારંભની સાથે વાર્ષિક સત્રોનો આરંભ પણ મકરસંક્રમણમાં આવ્યો અને 'તૈત્તિરીય સંહિતા'માં એ પ્રકાર પૂર્ણ થવાનું સ્પષ્ટ દેખાઇ આવે છે; તેમ જ 'શતપથ બ્રાહ્મણ'માં ઉત્તરાયણનો કાંઈ સંબંધ ન હોત, તો તેનો જૂનો અર્થ સમજવો પણ અશક્ય થઈ પડ્યો હોત.

છતાં એ પુરાતન પદ્ધતિને સર્વથા વિસારી દેવામાં આવી હતી, એમ તો નહોતું જ; કારણ કે, નાક્ષત્ર સત્રોમાટે વસંતસંપાતને જ આરંભ કાળ તરીકે સ્વીકારવામાં

* ગોલાધ્યાય, ૭-૧૧ અને ૧૨.

આવતો હતો. અત્યારે પણ નર્મદાની દક્ષિણે વસનારા વસંતસંપાતથી* જ પોતાના વ્યાવહારિક વર્ષનો આરંભ ગણે છે. છતાં ઉત્તરાયણમાં કરવા યોગ્ય કહેલા સર્વ ધાર્મિક વિધિ મકરસંક્રમણથી આરંભાતા ઉત્તરાયણમાં કરવામાં આવે છે અને તેટલા માટે અત્યારે પણ જ્યારે બેવાર વર્ષારંભ ગણવામાં આવે છે, તો પછી પ્રાચીન આર્યોએ પુરાતન પદ્ધતિનો લોપ થઇ જવાની ભીતિથી વર્ષને બે વાર ગણવાની પદ્ધતિનો સ્વીકાર કર્યો હોય, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું જરા પણ નથી જ.



## તૃતીય દર્શન.



### કૃત્તિકાઓ.

આ ત્યાર સુધી આપણે એમ જોયું કે, પ્રાચીન આર્ય લોકોનું વર્ષ નાક્ષત્ર સૌર હતું, મહિના ચાન્દ્ર હતા અને તેઓ વર્ષનો આરંભ વસંતસંપાતથી જ ગણતા હતા. તેમ જ જ્યારે તેઓ એ વર્ષના આરંભને બદલીને મકરસંક્રમણથી ગણવા લાગ્યા, ત્યારે પણ પૂર્વના વર્ષારંભને સર્વથા ન ત્યાગતાં તેઓ તેનો યજ્ઞ કર્મમાં ઉપયોગ કરતા હતા અને અન્ય વ્યવહારોમાં નવીન વર્ષારંભ સ્વીકારતા હતા. હવે સંપાતચલનના યોગે ઋતુચક્ર જેમ જેમ પાછું હટવા લાગ્યું, તેમ તેમ વૈદિક ઋષિઓએ પોતાના પંચાંગમાં પણ ફેરફાર કર્યા હતા કે કેમ, એ પણ આપણે જોવાનું છે. અત્યારનાં આપણાં પંચાંગો વસંતસંપાત રેવતીના ચતુર્થ ચરણમાં છે, એમ ગણીને અથવા માનીને કરેલાં હોય છે; અને અત્યારે જો કે વસંતસંપાત રેવતીથી અઢાર અંશ પાછળ આવેલો છે, છતાં પણ અત્યારે આપણે અશ્વિનીથી જ નક્ષત્રમાળાનો આરંભ કરીએ છીએ. શાલિવાહન શક ૪૯૬ ની લગભગમાં વસંતસંપાત રેવતીમાં હતો અને તે સમયથી જ અત્યારની પદ્ધતિનો આરંભ થયેલો છે, એમ માનીને વસંતસંપાતનું સ્થાન નક્ષત્ર ચક્રમાં પરિવર્ત્તિત થવા વિશેનો કાંઈ પણ પૂરાવો મળી શકે છે કે કેમ, એ હવે આપણે જોવાનું છે. ઉપર એક સ્થળે કહેલું જ છે કે, વૈદિક ઋષિઓના આકાશવિષયક વેધ કેવળ નેત્રોવડે જ લેવાયલા હોવાથી તેમાં ગણિતની વધારે પંચાત નથી જ અને એટલા

* ખરી રીતે જોતાં હાલમાં જ્યારે સૂર્ય વસંતસંપાતમાં આવે છે, ત્યારે ફાલ્ગુન માસ હોય છે અને દક્ષિણ દેશમાં વર્ષનો આરંભ ચૈત્ર માસથી થાય છે. પાંચમી સદીમાં જ્યારે નક્ષત્રોનો અશ્વિનીથી આરંભ કરવાનો પ્રઘાત પડયો, તે વેળાએ વસંતઋતુનો ખરેખર ચૈત્રમાં જ આરંભ થતો અને વર્ષારંભ પણ તે વેળાએ જ થતો હતો. તે પછી વસંતસંપાત જો કે પાછળ હટેલો છે, તોપણ વર્ષનો આરંભ ચૈત્રમાં જ કરવાની પદ્ધતિ તો જેમની તેમ જ કાયમ રહેલી છે.

માટે આપણે પણ તેવા પ્રકારની સરળ અને સાદી પદ્ધતિનો જ સ્વીકાર કરવો જોઇએ. સૂર્યના બહુ જ નિકટમાં રહેતા તારકોને નિત્ય જોવા, એ જ જેમનું તેમની ગતિને નિશ્ચિત કરવાનું સાધન હતું, તે વૈદિક ઋષિઓએ ક્રાન્તિવૃત્તના ૨૭ ભાગ* ગણિત પ્રમાણે કરેલા હશે એમ સંભવતું નથી. એ ૨૭ ભાગ સ્થૂલ પ્રમાણુથી મુખ્ય મુખ્ય તારાઓનાં ચિન્હો-પરથી જ કરેલા હોવા જોઇએ. એટલા માટે, જ્યારે, સૂર્ય અમુક નક્ષત્રમાં હતો, એવા પ્રકારના ઉલ્લેખો વૈદિક ગ્રંથમાં મળી આવે, તે વેળાએ સૂર્ય તે નામના તારકપુંજની પાસે હતો, એવો જ તેનો અર્થ સમજવો. હવે એ તો સ્પષ્ટ જ છે કે, એવા સ્થૂલ વેધોમાં કોઇવાર બે ત્રણ અંશપર્યન્ત ભૂલ થાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે. છતાં પણ તે વેદકાલ સમાન જીર્ણકાળનો નિર્ણય કરવાના કાર્યમાં સર્વથા નિરુપયોગી છે, એમ તો નથી જ. કારણ કે, સૂર્યની ક્રાન્તિવૃત્તમાંની અમુક એક સ્થિતિમાં જો ચાર પાંચ અંશની ચૂક થયેલી હોય, તો પણ આપણા હિસાબમાં કેવળ ૩૬૦ વર્ષોનો જ અંતર આવશે. અર્થાત્ જ્યાં સહસ્રની સંખ્યાથી કાળની ગણના કરવાની હોય, ત્યાં આટલો અંતરાય કાંઇ પણ બિસાતમાં નથી, એમ કહીએ તો તે ચાલે એમ છે. અર્થાત્ આપણા હવે પછીના વિવેચનમાં નક્ષત્રોને સમવિભાગાત્મક ન સમજતાં તે તે નામના નક્ષત્રપુંજ માનવાના છે. હવે જેમ જેમ વસંતસંપાત બિન્દુ બદલાતો જાય, તેમ તેમ અયનાન્ત બિન્દુ પણ બદલશે જ અને તેથી જ્યારે વૈદિક ગ્રંથોમાં વસંત-સંપાતની બદલાયલી સ્થિતિ વિશેનો કાંઇ ઉલ્લેખ મળી આવે, ત્યારે તેના અનુરોધે થનારા અયનાન્તના પરિવર્ત્તન વિશેના ઉલ્લેખો પણ મળવા જ જોઇએ અને જો એવા ઉલ્લેખ મળી આવે, તો તે આપણા અનુમાનોને અધિક પૂરાવા મળ્યા સમાન જ થઇ પડવાના એ ખુલ્લું જ છે. ત્યારે હવે વસંતસંપાતની સ્થિતિવિશે કયા કયા ઉલ્લેખો છે, તેમનો આપણે વિચાર કરીએ અને તેમાં પણ પ્રથમ, તે ( વસંતસંપાત ) કૃત્તિકા નક્ષત્રમાં હતો,' એમ બતાવનારાં વાકયોનો વિચાર કરીએ.

વરાહમિહિરના સમયમાં વસંતસંપાત રેવતીના ચતુર્થ ચરણમાં હતો, એ તો સુપ્રસિદ્ધ જ છે. પરંતુ તેણે પોતાના ગ્રંથોમાં બે સ્થળે અયનાન્તની તેનાથી પૂર્વના ગ્રંથોમાં વર્ણવેલી સ્થિતિવિશેનો સ્પષ્ટતાથી ઉલ્લેખ† કરેલો છે. તે કહે છે કે;—" અત્યારે અયનનો પુનર્વસુથી આરંભ થાય છે; પરંતુ, પૂર્વે તેનો આરંભ આશ્લેષાથી થતો હતો." એ

---

* કેટલાક સાયનવાદીઓ આ સિદ્ધાન્તને સ્વીકારતા નથી. અતિ પ્રાચીન કાળમાં પણ નક્ષત્રો સમવિભાગાત્મક હોઇને વસંતસંપાતથી જ તેમનો આરંભ થતો હતો. એટલે કે, તે સંપાતથી ૧૩°–૨૦, એટલા ભાગને અશ્વિની અને ત્યાર પછી ભરણી આદિ નામ આપવામાં આવ્યાં હતાં, એવો તેમનો અભિપ્રાય છે. પરંતુ કૈ૦ શંકર બાળકૃષ્ણ દીક્ષિતે એ મતનું ખંડન કરીને,તે વેળાએ નક્ષત્રો તારાત્મક હતાં, એમ સિદ્ધ કરી બતાવ્યું છે. † 'બૃહત્સંહિતા.' ૩–૧ અને ૨.

વરાહમિહિરના કથનને, ગર્ગ પરાશરનાં વચનોનો પણ આધાર છે. તેમ જ 'મહાભારત'માં ભીષ્માચાર્ય જે વેળાએ શરપંજરમાં પડ્યા હતા, તે વેળાએ ઉદગયનનો આરંભ થતાં સૂધી તેમના મરણનું કાર્ય અટકી પડયું હતું અને તે ઉદગયનનો આરંભ માઘ માસના શુકલ પક્ષમાં થયો હતો, એવું વર્ણન આપવામાં આવ્યું છે. એ ઉપરથી, ધનિષ્ઠાના આરંભમાં* ઉદગયન થઇને અર્થાત્ કૃત્તિકામાં વસન્તસંપાત થતો હતો, એ સ્પષ્ટ જણાઈ આવે છે. વેદાંગ જ્યોતિષમાં પણ એ જ સ્થિતિ આપેલી છે અને તેમાં† ધનિષ્ઠાના આરંભમાં ઉત્તરાયણ ભરણીની આગળ દશ અંશે વસંતસંપાત, આશ્લેષાના અર્ધમાં દક્ષિણાયન અને વિશાખાની પાસે શરત્સંપાત એ પ્રમાણે અયન અને સંપાતનાં સ્થાનો આપેલાં છે. એ ઉપરથી, જ્યોતિર્વિદોએ અયનચલનની મધ્યમ ગતિ વર્ષની ૫૦ વિકલા પ્રમાણેની ગણીને વેદાંગ જ્યોતિષમાંના અયન આદિની સ્થિતિ ઇ. સ. પૂર્વે ૧૩૦૦ વર્ષના લગભગમાં વર્ત્તાવેલી છે.

તૈત્તિરીય સંહિતા, તૈત્તિરીય બ્રાહ્મણ અને બીજા કેટલાક ગ્રંથોમાં અનેક સ્થળે નક્ષત્રચક્રનો આરંભ કૃત્તિકાથી જ કરેલો છે. 'તત્તિરીય બ્રાહ્મણ'માં‡ કૃત્તિકામાં અગ્ન્યાધાન કરવું, કારણ કે, કૃત્તિકા નક્ષત્રોનું મુખ છે" એમ કહેલું છે. એનો, કૃત્તિકાથી વર્ષનો આરંભ થતો હતો, એવો સ્પષ્ટ અર્થ દેખાઈ આવે છે; કારણ કે, તે જ 'બ્રાહ્મણ'માં "मुखं वा एतदृतूनां यद्वसन्तः" એટલે કે, ઋતુઓનું મુખ વસંત છે અથવા તો વર્ષનો પ્રથમ ઋતુ વસંત છે, એમ કહેલું છે. અર્થાત્ એ ઉભય વાકયોનો એક જ પ્રકારનો પ્રયોગ હોવાથી તેમનો અર્થ પણ એક જ પદ્ધતિથી કરવો જોઇએ. એ જ 'તૈત્તિરીય બ્રાહ્મણ'માં§ "નક્ષત્રો તે દેવોનાં મંદિરો છે અને દેવનક્ષત્રોમાં કૃત્તિકા પ્રથમ તથા વિશાખા અંતિમ; તેમ જ યમનક્ષત્રોમાં અનુરાધા પ્રથમ અને અપભરણી અંતિમ નક્ષત્ર છે" એમ કથેલું છે. આગળ એક સ્થળે કહેવાયલા 'શતપથ બ્રાહ્મણ'માંના વચનના આધારે જ આ 'તૈત્તિરીય બ્રાહ્મણ'માંના વાકયનો અર્થ લગાડવો જોઇએ; એટલે કે, તેમાં કહેલા બે નક્ષત્રવિભાગોનો દેવયાન અને પિતૃયાન સાથે સંબંધ છે, અર્થાત્ કૃત્તિકાથી વિશાખા પર્યન્ત દેવનક્ષત્રો અને તેમાં સૂર્ય હોય ત્યાં સૂધી દેવયાન કિંવા ઉત્તરાયણ અને બાકીનાં યમનાં કિંવા પિતૃયાન એટલે કે દક્ષિણાયનનાં નક્ષત્રો છે, એમ સમજવું જોઇએ.

એ દેવનક્ષત્રો દક્ષિણ તરફ ચાલે છે અને યમનક્ષત્રો ઉત્તર તરફ ચાલે છે, એટલે કે, સૂર્ય તે નક્ષત્રોમાં હોતાં અનુક્રમે ઉત્તર અને દક્ષિણ દિશામાં હોય છે, એમ વર્ત્ત-

---

* આકૃતિ જુઓ. † 'વેદાંગ જ્યોતિષ.' ૫.

‡ 'તૈત્તિરીય બ્રાહ્મણ' ૧-૧-૨-૧ અને ૧-૧-૨-૬. § 'તૈત્તિરીય બ્રાહ્મણ' ૧૫-૨-૭.

માન કાળ*ના રૂપમાં તેનું વર્ણન છે અને તેથી એ વર્ણન પ્રત્યક્ષ નિરીક્ષણ કરીને જ કરેલું હોવું જોઇએ, એમ સહજ જણાઈ આવે છે. એ સર્વ વિવેચનથી, તે જો યથાર્થ હોય તો, એ વૈદિક ગ્રંથોના કાળમાં વસંતસંપાતમાં કૃત્તિકામધ્યે ઉદગયનનો આરંભ થતો હતો, એ નિર્વિવાદ સ્પષ્ટ થઇ જાય છે.

• પરંતુ 'તૈત્તિરીય† સંહિતા'માં એના કરતાં પણ અધિક મહત્ત્વનાં થઇ પડે તેવાં સ્થળો છે. તેમાં ગવામયન જેવા વાર્ષિક સત્રના આરંભમાટેનો ઉત્તમ કાળ કયો હોઇ શકે, એ વિશેનું વિવેચન કરેલું છે અને તેનો સારાંશ આ પ્રમાણે છે;—"સંવત્સર માટે દીક્ષા લેનારાઓએ એકાષ્ટકાના દિવસે દીક્ષા લેવી. એકાષ્ટકા સંવત્સરની પત્ની છે અને એટલા માટે એકાષ્ટકાના દિવસે દીક્ષા લેનારાઓ સંવત્સરના આરંભમાં જ દીક્ષા લે છે. પરંતુ તેઓ સવત્સરની પીડાપ્રતિ દીક્ષા લે છે અને તેના છેવટના નામનો ઋતુ થાય છે. તેમ જ સંવત્સર પણ વ્યસ્ત થાય છે. એટલા માટે ફાલ્ગુની પૂર્ણ માસમાં દીક્ષા લેવી. કારણ કે, તે સંવત્સરનું મુખ છે અને તે દિવસે દીક્ષા લેનારા સંવત્સરના આરંભમાં દીક્ષા લે છે, તો પણ તેમાં એક દોષ છે અને તે એ કે, તેમનો વિષુવાન્ મેઘયુક્ત દિવસ આવે છે. એટલામાટે ચિત્રા પૂર્ણ માસે દીક્ષા લેવી. કારણ કે, તે સંવત્સરનું મુખ છે. એટલા માટે તે દિવસે દીક્ષા લેનારા સંવત્સરના આરંભમાં જ દીક્ષિત થાય છે. એમાં કોઈ પણ દોષ નથી. પૂર્ણિમાથી ચાર દિવસ પૂર્વે દીક્ષા લેવી, કારણ કે તેના યોગે એકાષ્ટકાને સોમક્રય સાધ્ય થઈ શકે છે અને તેથી જ તે નિષ્ફળ થતી નથી. એ યજમાનસત્ર આટોપાઇને ઊઠે, એટલે તેમની પાછળ પાછળ ઓષધિ અને વનસ્પતિઓ પણ ઊઠે છે," એવા જ પ્રકારનો ઉલ્લેખ 'તાંડય‡ બ્રાહ્મણમાં પણ આવેલો છે અને ત્યાં થોડા ફેરફાર સાથે એના એ જ શબ્દો યોજાયલા છે. આમાં જે 'એકાષ્ટકા' શબ્દ આવેલો છે, તેનો 'માઘ માસની વદ્ય અષ્ટમી એવો જ અર્થ થાય છે, એવા સર્વ મીમાંસકોનો એ વિશે અભિપ્રાય છે. એ દિવસે વાર્ષિક સત્રનો આરંભ કરવો એમ પ્રથમ કહેલું છે, પરંતુ એમાં ત્રણ અડચણો આવીને ઉભી રહે છે. પહેલી અડચણ એ છે કે, એકાષ્ટકા જે વેળાએ આપણે શરદીથી સર્વથા ત્રાસી જઇએ છીએ તે વેળાએ આવે છે. બીજી અડચણ એ છે કે, એ દિવસે દીક્ષા લેવાથી જો કે વર્ષના આરંભમાં દીક્ષા લેવાનું શ્રેય તો મળે છે, તોપણ ઋતુના સંબંધથી જોતાં એ દીક્ષા અંતિમ ઋતુમાં લીધી એમ જ થાય છે. એ સંબંધી 'તાંડય બ્રાહ્મણ'માં વિશેષ એમ કહેલું છે કે, "તેઓ જ્યારે અવભૃથ સ્નાન કરવાને જાય છે, ત્યારે જળના

---

* "यानि देवनक्षत्राणि तानि दक्षिणेन परियन्ति । यानि यमनक्षत्राणि तान्युत्तरेण ॥"

† 'તૈત્તિરીય સંહિતા' ૭-૪-૮. ‡ 'તાંડય બ્રાહ્મણ' ૫-૯.

સ્પર્શથી તેમને આનંદ થતો નથી.* એનું કારણ એ છે કે, જળ અત્યન્ત શીતળ હોય છે, એમ ટીકાકાર કહે છે. હવે એકાષ્ટકાએ સત્રનો આરંભ કરવામાં ત્રીજી અડચણ એ પ્રમાણેની છે કે, તે સમયે સંવત્સર વ્યસ્ત એટલે કે, ઉલટો થાય છે. એનો શબર આદિકોએ, દાક્ષિણાયન બિન્દુથી સૂર્ય પાછો વળેલો હોવાથી અયન બદલાય છે, એવો અર્થ આપેલો છે. હવે એ અડચણો ન આવે એટલા માટે ફાલ્ગુની પૂર્ણમાસીએ દીક્ષા લેવાનું કહેલું છે. કારણકે, એ પ્રમાણે કરવાથી પણ સંવત્સરના આરંભમાં દીક્ષા લીધાનું શ્રેય મળે છે. પરંતુ તેમાં પણ એક એવો દોષ રહેલો છે કે, વિષૂવાન્ વર્ષાઋતુમાં આવે છે અને તેમ થવું ઇષ્ટ નથી. એ માટે ચિત્રાપૂર્ણ માસે દીક્ષા લેવાની સૂચના કરવામાં આવી છે; અને તેમાં કાંઇ પણ દોષ કે અડચણ ન આવવાનું કહેલું છે. એટલે કે, વર્ષના આરંભમાં દીક્ષા લેવા સમાન થઇને ઉપર વર્ણવેલી એક પણ અડચણની એમાં આપાત્ત થતી નથી.

પરંતુ એના કરતાં પણ ઉત્તમ બીજો સમય કહેવામાં આવ્યો છે, અને તે પૂર્ણમાસથી ચાર દિવસ પૂર્વનો સમય છે. એ સમયને સાધવાથી એકાષ્ટકાનો પણ ઉપયોગ થાય છે; કારણકે, તે દિવસે સોમક્રય આવી પડે છે, એમ કહેલું છે. એપરથી એ પૂર્ણમાસ એકાષ્ટકાની પૂર્વનો એટલે કે, મઘાપૂર્ણ માસ છે, એમ જૈમિનિ આદિ મીમાંસકોએ નિશ્ચિત કરેલું છે. અને એનો અન્ય ઘટનાઓ સાથે પણ મેળ મળે છે. સોમકારે 'લૌગાક્ષી'નું "માઘી પૌર્ણમાસીથી ચાર દિવસ પૂર્વે સાંવત્સરિક સત્રમાટે દીક્ષા લેવામાં આવે છે, એવું વચન એક સ્થળે આપેલું છે અને તેથી એ પૌર્ણિમા પણ માઘમાસની જ હોવી જોઇએ, એમ તરત દેખાઇ આવે છે. હવે જો ઉપર કહેલો મીમાંસકોનો અભિપ્રાય યથાર્થ જ હોય તો તે પરથી આપણા વિષયને અનુકૂળ થઈ પડનારાં જે અનુમાનો નીકળે છે, તે આ પ્રમાણે છે;–તૈત્તિરીય સંહિતાના કાળમાં ઉદગયનનો આરંભ માઘ માસની કૃષ્ણ અષ્ટમીની પૂર્વે અને બહુધા માઘ માસની પૌર્ણિમાને દિવસે જ થતો હતો, કારણ કે, અષ્ટમીને દિવસે અયન પરિવર્ત્તિત થએલું રહેતું અને પૂર્ણિમાની ચાર દિવસ પૂર્વે તેવી સ્થિતિનો અભાવ રહેતો હતો. ઉપર આપેલા તૈત્તિરીય સંહિતામાંના અવતરણમાં સત્રનો આરંભ વર્ષના આરંભમાં જ થવો જોઇએ, એવો કટાક્ષ દેખાય છે. અને તેટલા માટે માઘીય પૌર્ણિમા તે એક વર્ષારંભ હોવો જોઈએ. એ વર્ષારંભ અર્થાત્ ઉદગયનના આરંભથી જ થતો હતો. પરંતુ એક જ કાળમાં એક એક માસને અંતરે એક સરખા ત્રણ વર્ષારંભ હોવા શકય નથી. એટલા મટે ફાલ્ગુની પૂર્ણ માસ અને ચિત્રાપૂર્ણ માસ એ બે જૂના વર્ષારંભો તૈત્તિરીયસંહિતામાં કહેલા છે, અને તે કાળમાં વિષૂવાનનો ખરો અર્થ લોકોની જાણમાંથી ચાલ્યો ગયો હતો–લોકોને અજ્ઞાત થયો હતો એમ સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે.

* ॥ "तस्य सानिर्या यदपोऽनभिनन्दन्तोऽभ्यवयन्ति." । (५—९—२.)

એવી રીતે ઉપર્યુક્ત વિવેચનથી તૈત્તિરીયસંહિતાના કાળમાં વસંતસંપાત કૃત્તિકામાં હતો, એમ સિદ્ધ કરી બતાવવા માટેનો સબળ આધાર મળી આવે છે. કારણ કે, માઘ પૌર્ણિમાએ ઉદગયનનો આરંભ થાય, એટલે દક્ષિણાયનનો સૂર્ય જે વેળાએ મઘા નક્ષત્રમાં હોય, તે વેળાએ જ આરંભ થવો જોઇએ. એટલે કે, અર્થાત્ વસંતસંપાત તો કૃત્તિકામાં આવ્યો જ. એવી રીતે વેદાંગ જ્યોતિષ વિના તૈત્તિરીય સંહિતા અને બ્રાહ્મણમાં મળીઆવતાં ચાર ભિન્ન ભિન્ન વચનો પરથી વસંતસંપાત કૃત્તિકામાં હતો, એ આપણાથી સ્પષ્ટ બતાવી શકાયું છે. એમાંનું એક, નક્ષત્રચક્રનો અને તદધિષ્ઠિત દેવતાઓનો કૃત્તિકાથી આરંભ કરેલો છે, એમ બતાવનારું વચન છે; બીજું, નક્ષત્રોનું મુખ કૃત્તિકા છે, એવું સ્પષ્ટ વચન છે; ત્રીજું, દેવનક્ષત્રોનો આરંભ કૃત્તિકા છે, એ વચન છે; અને ચોથું, ઉદગયનનો આરંભ માઘપૌર્ણિમાએ થતો હતો એમ સ્પષ્ટ દર્શાવનારું સત્રારંભ દિવસ વિશેનું વિવેચન છે. એ સર્વ સ્થળે પ્રત્યક્ષ કિંવા અપ્રત્યક્ષતાથી કૃત્તિકા સાથે વસંતસંપાતનો સંબંધ લગાડેલો છે અને એ સિદ્ધાંતને સિદ્ધ કરવા માટે બીજા નવા પૂરાવાની અગત્ય હોય, એમ ભાસતું નથી.

હવે કૃત્તિકાને તે નામનો તારકાપુંજ માનવાથી તૈતિરીય સંહિતાકાળ ઇ. સ. થી લગભગ ૨૩૫૦ વર્ષ પૂર્વ જેટલો આવે છે. પરંતુ કેટલાક યૂરોપીયન પંડિતો એ કૃત્તિકા નક્ષત્રને વિભાગાત્મક સમજીને એ કાળને ઇ. સ. પૂર્વે ૧૪૨૬ પર્યન્ત લાવી મૂકે છે. પરંતુ જે ગૃહસ્થ, વૈદિક ઋષિયોને અયનાન્તબિન્દુ અને સંપાતબિન્દુ આદિ વિષયોનું સૂક્ષ્મ જ્ઞાન હોવું શક્ય જ ન હોતું એવો અભિપ્રાય દર્શાવે છે, તે ગૃહસ્થો જ—તે પંડિતો જ—તે ઋષિયોને નક્ષત્રોને સમવિભાગાત્મક કરવાના કાર્યમાં પ્રવૃત્ત કરવાને તૈયાર થાય છે, એ એક મહદાશ્ચર્ય જ કહી શકાય. અર્થાત્ એમ કહેવું સર્વથા અયુક્તિક જ છે. પણ વૈદિક કાળની મર્યાદા એના કરતાં પણ એટલે કે ૨૩૫૦ વર્ષ કરતાં પણ બહુ જ દૂર છે, એમ સબળ પૂરાવા સાથે સિદ્ધ કરી બતાવતાં એવી કુશંકાઓને લેશ માત્ર પણ આશ્રય મળવાનો નથી જ.

બેંટલેએ **વિશાખા** એટલે **દ્વિશાખા** અર્થાત્ **'બેશાખાનું'** એવો વિશાખાનો અર્થ કરીને અને એ નામ પડવાના સમયમાં સાંપાતિક* યામ્યોત્તરવૃત્ત વિશાખાના બે તારાઓમાંથી બરાબર જતું હતું, એવું તેનું કારણ કલ્પીને વસંતસંપાતને સમવિભાગાત્મક કૃત્તિકાના આરંભમાં લાવી મૂક્યો છે. હવે તૈત્તિરીય સંહિતા અને વેદાંગજ્યોતિષના

---

* બન્ને ધ્રુવમાંથી જનારાં જે દક્ષિણોત્તર વર્તુલો તેમને યામ્યોત્તરવૃત્ત કહેવામાં આવે છે અને એવાં વૃત્તો ગમે તેટલાં કલ્પી શકાય એમ છે. એમાંથી જે વૃત્ત ઉભય સંપાતમાંથી પસાર થનારું હોય તેને 'સાંપાતિક યામ્યોત્તરવૃત્ત' ના નામથી ઓળખવું.

ઉદગયન આરંભમાં એક પક્ષ–પખવાડિયાનો અંતરાય રહેલો છે, અને એટલો અંતર જો વસંતસંપાત ઓછામાં ઓછો ૧૪ અંશ પાછો હટે તો જ પડી શકે. વેદાંગજ્યોતિષમાં તે સંપાત ભરણીના દશમા અંશમાં આપેલો છે. અને એ સ્થાનથી સમભાગાત્મક કૃત્તિકા* કેવળ ૩ અંશ અને ૨૦ કળા જેટલી જ દૂર છે. અર્થાત્ એથી બેંટલેનો સિદ્ધાંત નિરર્થક થાય છે. એ કૃત્તિકાઓ તારકાત્મક જ સ્વીકારવી જોઈએ અર્થાત્ તૈત્તિરીય સંહિતાકાળ બેંટલે ઇત્યાદિના મત પ્રમાણે ઈ૦ સ૦ થી ૧૪૨૬ વર્ષ પૂર્વનો ન સ્વીકારતાં ઈ૦ સ૦ થી ૨૩૫૦ વર્ષ પૂર્વનો જ ગણવો જોઈએ.

## ચતુર્થ દર્શન.

### અગ્રહાયણ.

ઉપર કહેલા તૈત્તિરીય સંહિતામાંના સંવત્સરસત્રના અનુવાકમાં ચિત્રા પૂર્ણ માસ અને ફાલ્ગુની પૂર્ણ માસ એવા (બે) વર્ષારંભો આપેલા છે. પરંતુ તૈત્તિરીય સંહિતાના કાળમાં ઉદગયનમાં માઘ માસ મધ્યે વર્ષનો આરંભ થતો હતો, એમ ઉપર બતાવેલું જ છે. હવે ચિત્રા પૂર્ણ માસ અને ફાલ્ગુની પૂર્ણ માસનો વેબરના કથન પ્રમાણે ચૈત્ર અને ફાલ્ગુન માસ એવો અર્થ ન સ્વીકારતાં, તે તે માસમાંની પૌર્ણિમાના દિવસો, એવો જ અર્થ સ્વીકારવો જોઇએ. કારણ કે, એકાષ્ટકાના દિવસે દીક્ષા લેવાથી આવનારી અડચણોને ટાળવા માટે એ બીજા દિવસો કહેલા છે. અર્થાત્ તેમનો સંબંધ વિવક્ષિત દિવસો સાથે છે, મહિનાઓ સાથે નથી. અને એ અર્થ સાયણ સહિત સર્વ મીમાંસાકોને માન્ય છે.

પરંતુ એ ચિત્રા અથવા ફાલ્ગુની પૂર્ણ માસને વર્ષારંભના દિવસો તરીકે માનવાનું કારણ શું? સાયણાચાર્યના મત પ્રમાણે જોતાં એ દિવસો વસંતમાં આવે છે અને તેથી તેમને વર્ષારંભના દિવસો કહેલા છે. પરંતુ તૈત્તિરીય સંહિતાના કાળમાં ચૈત્ર અને વૈશાખ એ મહિના †વસન્ત ઋતુના હતા; ફાલ્ગુન અને ચૈત્ર એ બે મહિના વસંત-

* એક સમવિભાગાત્મક નક્ષત્ર એટલે ૧૩°—૨૦. ભરણીના ૧૦° થતાં અર્થાત્ કૃત્તિકા ૩°—૨૦' પરજ હોવાની. એટલે કે, બેંટલેના પ્રતિપાદન પ્રમાણે જોતાં તૈત્તિરીય સંહિતાકાળથી વેદાંગજ્યોતિષના કાળપર્યન્ત સંપાત કેવળ ૩°-૨૦' જેટલોજ પાછળ આવે છે. પણ ખરેખર તો તે નિદાન ૧૪° જેટલો તો પાછળ આવેલો છે જ.

† તે વેળાએ વસંતસંપાત કૃત્તિકામાં હતો, એટલે કે, વસંતઋતુનો વૈશાખ માસમાં આરંભનો થતો હતો એટલા માટે વાસ્તવિકતાથી જોતાં વૈશાખ અને જ્યેષ્ઠ એ બેજ વસંતઋતુના મહિના હતા, એમ સ્પષ્ટ જણાઈ આવે છે.

ઋતુના નહોતા. એ અડચણને દૂર કરવા માટે સાયણાચાર્યે વસંતની દ્વિગુણ કલ્પના કરી હતી અર્થાત્ એક ચાંદ્રવસંત અને દ્વિતીય સૌર વસંત. ચાંદ્રવસંતમાં ફાલ્ગુન તથા ચૈત્ર માસનો અને સૌર વસંતમાં ચૈત્ર તથા વૈશાખ માસનો સમાવેશ કરવામાં આવ્યો હતો. પરંતુ એમ કરવાની કશી પણ આવશ્યકતા નથી. વળી ચાંદ્રઋતુની અચલતાનો પણ અભાવ છે. કારણકે, ચાંદ્રવર્ષનો સૌરવર્ષસાથે મેળ મેળવી દેવા માટે જ જ્યારે આવશ્યકતા હોય ત્યારે એક અધિક માસ ગણવામાં—સ્વીકારી લેવામાં આવતો હતો. અર્થાત્ ચાંદ્ર મહિનાઓ અને ઋતુઓનો પરસ્પર મેળ વધુ વખત સુધી અખંડ ટકી રહેતો નહોતો. પરંતુ સાયણાચાર્યના કહેવા પ્રમાણે જો દ્વિગુણ ઋતુ ગણવામાં આવે, તો પણ ફાલ્ગુન વસંતમાં આવી શકતો નથી. સૌર વર્ષ કરતાં ચાંદ્ર વર્ષ લગભગ અગિયાર દિવસ જેટલો ઓછો હોવાથી અને ઋતુનું સૂર્યપર જ સર્વથા અવલંબન હોવાથી જો એક વર્ષમાં વસંતનો આરંભ ચૈત્ર માસની શુદ્ધ પ્રતિપદાને દિવસે થાય, તો તે પછીના વર્ષમાં તે આરંભ ચૈત્ર માસની શુદ્ધ દ્વાદશીને દિવસે જ થવાનો; એમ થતાં થતાં ત્રીજે વર્ષે એક અધિક માસ ગણતાં પુનઃ તે ચૈત્રમાં પૂર્વ સ્થળે આવવાનો; એવી રીતે દ્વિગુણ ઋતુ સ્વીકારવાથી વસંતનો આરંભ આગળ વૈશાખ પર્યન્ત જશે. પરંતુ તેનું ફાલ્ગુનમાં પાછું આવવું શકય નથી. સાયણાચાર્યના સમયમાં એટલે કે, ચૌદમા શતકમાં વસંતનો આરંભ અત્યાર પ્રમાણે જ ફાલ્ગુનમાં થતો હતો. પરંતુ, તે સમયે તૈત્તિરીય કાળ કરતાં ઉદગયનનો આરંભ એક મહિનાથી પણ કાંઈક અધિક પાછળ હટી ગયો હતો, એ ઘટનાની યથાર્થ કલ્પના ન આવવાથી સાયણાચાર્યે પરસ્પર વિરુદ્ધ દેખાતા ઊપર કહેલા વર્ષારંભોની દ્વિગુણ ઋતુ કલ્પીને યેનકેન પ્રકારેણ એકવાકયતા કરવાનો પ્રયત્ન કરેલો છે. પરંતુ અત્યારે સંપાતચલનને લીધે વર્ષારંભમાં પરિવર્ત્તન થતું જાય છે, એ આપણા જાણવામાં આવેલું હોવાથી સાયણાચાર્યની યુક્તિને અયુક્ત માનીને છોડી દેવી જોઈએ.

સુશ્રુતના વૈદ્યક ગ્રંથમાં* फाल्गुनश्चैत्रौ वसंतः (ફાલ્ગુન અને ચૈત્ર એ બે માસ તે વસંત ઋતુ છે.) એમ એક સ્થળે કહેલું છે. પરંતુ એ ભાગ તેમાં કોઈએ પાછળથી ઘુસેડી દીધેલો હોવો જોઈએ, એમ જ દેખાય છે. કારણકે, તેથી જરાક પૂર્વે માઘ આદિ માસચક્ર અને શિશિર આદિ ઋતુચક્રનો ઉલ્લેખ કરીને માઘ તથા ફાલ્ગુન શિશિર ઋતુ છે અને ચૈત્ર તથા વૈશાખ વસંત ઋતુ છે, ઇત્યાદિ કહેલું છે. એપરથી फाल्गुनश्चैत्रौ वसंतः ઇત્યાદિ વર્ણન પછીથી જ કોઈએ પ્રક્ષિપ્ત કરેલું હોવું જોઈએ, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે. સુશ્રુત અને ચરકના ગ્રંથોના સારને કથનારા વાગ્ભટે "फाल्गुनश्चैत्रौ वसंतः"

---

* "સુશ્રુત" સૂત્રસ્થાન, અ. ૬.

ઇત્યાદિ વર્ણનનો કાંઇપણ સંબંધ ન લાવતાં તેની પૂર્વે કહેલા માઘ આદિ મહિનાઓ અને શિશિર આદિ ઋતુની પદ્ધતિ જ આપેલી છે. એ પરથી "फाल्गुनश्चैत्रौ वसंतः" ઇત્યાદિ વર્ણન વાગ્ભટના સમયમાં સુશ્રુતના ગ્રંથમાં ન હોતું જ, અને કદાચિત્ તે હોય તો પણ તે ખાસ સુશ્રુતનું જ છે, એમ વાગ્ભટને ભાસ્યું નહિ, એ તો સ્પષ્ટ જ છે.

ત્યારે એ પ્રમાણે તૈત્તિરીય સંહિતાના કાળમાં ફાલ્ગુન વસંત માસ હતો, એમ કહેવા માટેનો કોઈની પાસે કશોપણ આધાર નથી. અને એથી જ સાયણાચાર્યનો એવો અર્થ નિદાન આ સ્થળે તો માન્ય રાખી શકાતો નથી જ. વળી કેટલાંક 'બ્રાહ્મણો' અને 'સૂત્રો'માં આવેલાં, ફાલ્ગુની* પૌર્ણિમા સંવત્સરની પ્રથમ રાત્રિ છે, એવા અર્થનાં વચનોથી પણ એ અર્થ વિરુદ્ધ છે. તૈત્તિરીય બ્રાહ્મણમાં† "ઉત્તરા ફાલ્ગુની સંવત્સરની પ્રથમ રાત્રિ છે અને સંવત્સરના આરંભમાં અગ્ન્યાધાન કરનાર વિપુલ સંપત્તિમાન્ થાય છે" એમ કહેલું છે. તેમ જ સૂત્રકારે પણ "સંવત્સરનો આરંભ ફાલ્ગુની અથવા ચૈત્રી પૌર્ણિમાને દિવસે કરવો" એમ સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે.‡ હવે જો આ સર્વ વચનોનો કાંઇ પણ અર્થ થતો હોય, તો એક કાળમાં ખરેખર ફાલ્ગુની પૌર્ણિમાને વર્ષની પ્રથમ રાત્રિ માનતા હતા, એમ સ્વીકારવા વિના આપણો છૂટકો જ નથી.

હવે ઉપર કહ્યા પ્રમાણે "ફાલ્ગુની પૌર્ણિમા સંવત્સરનું મુખ છે" એ તૈત્તિરીય સંહિતામાંના વાક્યનો સાયણાચાર્યે આપેલો અર્થ તો ગ્રાહ્ય નથી જ. ત્યારે હવે બીજા કયા અર્થનો સ્વીકાર કરવો ? ફાલ્ગુની પૌર્ણિમાને દિવસે વસંતસંપાતમાં વર્ષનો આરંભ થતો હતો, એવી તો કલ્પના કરી શકાય તેમ નથી જ. કારણ કે, એ રીતિથી વસંત સંપાત ઉત્તરા ભાદ્રપદમાં આવે છે અને એવી અવસ્થા ( સ્થિતિ ) ના આગમન માટે આપણે ઇ૦ સ૦ પૂર્વે§ ૨૦,૦૦૦ વર્ષ પર્યન્ત જવું જોઇએ. પરંતુ એમાં કાંઇપણ તાત્પર્ય નથી. હવે અવશિષ્ટ રહ્યો દ્વિતીય માર્ગ; એટલે કે, તે પૌર્ણિમાને દિવસે ઉદગયનમાં વર્ષનો આરંભ થતો હતો, એમ માનવું તે. માઘીય, ફાલ્ગુની અને ચૈત્રી એ સર્વ પૌર્ણિમાઓ એક જ સ્થળે અને એક જ કારણ માટે કહેલી છે, એ ઘટનાને જોતાં

---

* "एषा ह संवत्सरस्य प्रथमा रात्रिर्यत्फाल्गुनी पौर्णमासी"। શ. બ્રા. ૬–૨, ૨, ૧૮. † ૧–૧. ૨. ૮. ‡ આ. શ્રૌ. સૂ. ૧–૨. ૧૪. ૩.

§ સંપાતની પૂર્ણ પ્રદક્ષિણા થવામાં લગભગ ૨૬૦૦૦ વર્ષ લાગે છે; પરંતુ ક્રાંતિવૃત્તની વિરુદ્ધ દિશાની એક વિશેષ ગતિને લીધે તે કાળ ૨૧,૦૦૦ વર્ષનો થાય છે. અત્યારે વસંતસંપાત પૂર્વા ભાદ્રપદમાં છે. પરંતુ, "ફાલ્ગુની પૌર્ણિમા સંવત્સરનું મુખ હતું" એ પરથી વસંતસંપાત ઉત્તરા ભાદ્રપદમાં હતો એમ સમજીએ, તો પણ તે સમયથી અત્યાર સુધીમાં સંપાતની એક પૂર્ણ પ્રદક્ષિણા પૂરી થઈ દ્વિતીય પ્રદક્ષિણાનો આરંભ થતાં તે પુનઃ પૂર્વા ભાદ્રપદમાં આવ્યો છે, એમ માનવું જ પડે છે. અને એમ થવાને લગભગ ૨૨,૦૦૦ વર્ષો લાગી જાય એમ છે.

એ જ અર્થ ખરો હોવો જોઈએ, એવું સહજ અનુમાન થઈ શકે છે. એ અર્થ સર્વથા સ્વાભાવિક અને યુક્તિપુરઃસર દેખાય છે; અને તૈત્તિરીય સંહિતાના **ભાસ્કર ભટ્ટ** નામક ભાષ્યકારે પણ પોતાનો એ જ અભિપ્રાય પ્રદર્શિત કરેલો છે. તેના અભિપ્રાય પ્રમાણે ફાલ્ગુની પૌર્ણિમાને દિવસે કોઈપણ કાળમાં એક વાર ઉદગયનમાં વર્ષનો આરંભ થતો હોવો જ જોઈએ. એ અભિપ્રાય પ્રમાણે વૈદિક કાળની મર્યાદા બીજાં પણ ૨૦૦૦ વર્ષ જેટલી પાછળ જાય છે અને તેથી જ યૂરોપીયન્ પંડિતો એ મતને માન્ય રાખવામાં આનાકાની કરે છે. પરંતુ જે વાર્ત્તા સબળ પૂરાવાથી સિદ્ધ થઈ શક્તી હોય, તેના યોગે, કેટલાક લોકોની પૂર્વકલ્પિતા કલ્પનાઓ સાથે કદાચિત્ વિરોધ થાય તોપણ કેવળ એટલા જ કારણથી આપણે તેનો ત્યાગ કરવાનો નથી જ.

ઉપર, વસંતસંપાત કૃત્તિકામાં હતો એ વાર્ત્તાને સિદ્ધ કરવા માટે આપણે એમ જોઈ આવ્યા છીએ કે, કૃત્તિકાથી જ નક્ષત્રચક્રનો આરંભ કરેલો છે; બીજું, ઉદગયન માઘના શુક્લ પક્ષમાં થતું હતું; તૃતીય, દક્ષિણાયન નક્ષત્ર પિત્રધિષ્ઠિત હતું અને ચતુર્થ, શારદ સંપાત પાસેના નક્ષત્રમાંથી સાંપાતિક યામ્યોત્તર વૃત્તના પસાર થવાનો સંભવ હોય છે. સારાંશ કે, જો વર્ષનો આરંભ માઘમાં થતો હતો એમ માનીએ, તો તેની સાથે ક્રાન્તિવૃત્તમાંના અયન આદિ પ્રધાન બિન્દુઓનાં નક્ષત્ર સંબંધી સ્થાનો સર્વથા મળતાં આવે છે અને એવી રીતે તે વાર્ત્તાને તેઓ અપ્રત્યક્ષતાથી સ્થાપિત કરે છે. હવે વૈદિક કાળમાં ફાલ્ગુની પૌર્ણિમાને દિવસે ઉદગયનના આરંભમાં વર્ષનો પણ આરંભ થતો હતો, એ વાર્ત્તાને સિદ્ધ કરવામાટેનો એવો જ કોઈ પૂરાવો મળી શકે એમ છે કે નહિ, એ આપણે જોવાનું છે. ઋતુ એક માસ પાછળ આવવામાટે સ્થૂલ પ્રમાણથી વસંતસંપાત બે વિભાગાત્મક નક્ષત્ર જેટલો પાછળ આવવો જોઈએ. અર્થાત્ જો ઉદગયનનો આરંભ માઘમાં ન થતાં ફાલ્ગુનમાં થાય, તો વસંતસંપાત પણ કૃત્તિકાની આગળ બે નક્ષત્ર એટલે કે મૃગશીર્ષમાં જ આવવાનો. તેમજ દક્ષિણાયન અને શરત્સંપાત અનુક્રમે ઉત્તરા ફાલ્ગુની અને મૂળ નક્ષત્રમાં જ થવાનાં. એટલા માટે, સંપાત આદિ બિન્દુઓની એવા પ્રકારની ક્રાન્તિવૃત્તમાંની સ્થિતિને બતાવવા માટેનો વૈદિક ગ્રંથમાં શો આધાર છે, એ આપણે જોવું જોઈએ.

કૃત્તિકા પ્રમાણે મૃગ નક્ષત્ર પણ નક્ષત્રોનું મુખ હતું અથવા થાય છે, એમ વૈદિક ગ્રંથમાં કયાંય પણ સ્પષ્ટતાથી કહેલું મળી આવતું નથી. તોપણ મૃગશીર્ષનું બીજું જે આગ્રહાયણી નામ છે, તે પરથી તેમ દેખાય છે ખરું. 'આગ્રહાયણી'નો વર્ષારંભ કરનાર, એવો અર્થ છે. પરંતુ તે નક્ષત્રને એ નામ કેવી રીતે પ્રાપ્ત થયું, એ એક પ્રશ્ન છે. કોષકારોએ વ્યુત્પત્તિ આપતાં માર્ગશીર્ષી પૌર્ણિમા વર્ષની પ્રથમ રાત્રિ હોવાથી તેને આગ્રહાયણી કહેવામાં આવે છે અને આગ્રહાયણીમાં પૂર્ણચંદ્ર માર્ગશીર્ષમાં થાય છે એટલા

માટે તે મહિનાને આગ્રહાયણી નામ મળેલું છે, એમ કહેલું છે. એ ઠીક છે; તેઓ—કોષકારો વળી બીજું એમ પણ કહે છે કે, 'અમરકોષ'માં કહ્યા પ્રમાણે માર્ગશીર્ષનું જ આગ્રહાયણી નામ છે; કારણ કે, તે નક્ષત્રમાં ચંદ્ર હોય તે સમયે જ પૂર્વે વર્ષનો આરંભ થતો હતો. પરંતુ એ કથન સયુક્તિક કિંવા યથાર્થ દેખાતું નથી. કારણ કે, નક્ષત્રપરથી પૂર્ણ માસને નામ આપવાની રીતિ નિત્યની છે અને તેથી કેવળ આગ્રહાયણીના સંબંધમાં જ પૂર્ણમાસપરથી નક્ષત્રને નામ મળે છે, એ સિદ્ધાન્તને માની લેવો એ ઉચિત નથી. પાણિનિના અભિપ્રાય પ્રમાણે પણ આવી ઉલટી પદ્ધતિવિશે કશોપણ આધાર નથી. પાણિનિયે આગ્રહાયણીપરથી 'આગ્રહાયણિક' એવું મહિનાનું નામ આપેલું છે. અને તેથી આગ્રહાયણીનો, મૃગશીર્ષ નક્ષત્ર નહિ કિન્તુ માર્ગશીર્ષ પૌર્ણિમા એવો જ તેના મત પ્રમાણે અર્થ હોવો જોઇએ, એમ સ્પષ્ટ જણાઈ આવે છે. કારણકે, મહિનાઓનાં નામો પૂર્ણમાસપરથી સિદ્ધ થવાં જોઇએ, એવો જ તેનો અભિપ્રાય છે. હવે આગ્રહાયણી એ પૂર્ણમાસવાચક શબ્દ પાણિનિયે ચૈત્ર આદિ શબ્દે પ્રમાણે જ સાધ્યો છે કે કેમ, એ બરાબર સમજી શકાતું નથી. પરન્તુ કાર્ત્તિકી આદિ શબ્દોના સાદૃશ્યપરથી જોતાં, તેણે અગ્રહાયણી શબ્દમાંથી આગ્રહાયણી શબ્દ સાધેલો હોઈને અગ્રહાયણ મૃગશીર્ષનું મૂળનું નામ હોવું જોઇએ, એમ જણાય છે. એ શબ્દની વ્યુત્પત્તિવિશે ઘણો જ મતભેદ છે. પરંતુ તે સર્વ મતોના મૂળમાં માર્ગશીર્ષી પૌર્ણિમાને દિવસે પૂર્વે એક વાર વર્ષારંભ થતો હતો અને તે પૌર્ણિમાના નામપરથી જ મૃગશીર્ષને આગ્રહાયણી નામ મળેલું છે, એ કલ્પના તો સાધારણ છે જ. જો એ કલ્પનાને દૂર કરવામાં આવે, તો એ શબ્દના સબંધમાં ઉભી-થએલી બધી અડચણોનો પોતાની મેળે જ લોપ થઈ જાય એમ છે. વળી એ કલ્પનાને સત્ય માનવા માટેનો વેદ કિંવા પાણિનિના ગ્રંથમાં પણ કશો આધાર નથી. પાણિનિનું એકંદર ધોરણ અગ્રહાયણને નક્ષત્રના નામ તરીકે સ્વીકારી તેપરથી પૂર્ણ માસના આગ્રહાયણી નામને અને આગ્રહાયણપરથી આગ્રહાયણિક એ માસના નામને સાધવા માટેનું જ છે. નક્ષત્રવાચક અગ્રહાયણ શબ્દનો હવે લોપ થએલો છે અને અમરસિંહે નક્ષત્રવાચક આગ્રહાયણી શબ્દ જ આપેલો છે. પરંતુ એ જૂના શબ્દના અર્થનો વિપર્યાસ કરવામાં અમરસિંહ એકલો જ અગ્રેસર છે એમ નથી; કિન્તુ માર્ગશીર્ષી પૌર્ણિમા સંવત્સરની પ્રથમ રાત્રિ (થતી) હતી, એ કલ્પનાના મૂળમાંથી જ વાઙ્‌મયમાં બીજી પણ અનેક ભૂલો ઉત્પન્ન થએલી છે.

હવે માર્ગશીર્ષી પૌર્ણિમાને દિવસે વર્ષારંભ થતો હતો, એમ માનવાથી શું શું નિષ્પન્ન થાય છે, તે જોઇએ. એમ માનવા માટેનો પ્રત્યક્ષ આધાર "मासानां मार्गशीर्षोऽस्मि ऋतूनां कुसुमाकरः" એ ગીતાવચન* વિના બીજો કોઈપણ નથી. આનંદગિરિયે એ ગીતા-

---

* શ્રીમદ્‌ભગવદ્‌ગીત અ. ૧૦ શ્લો. ૩૫.

વચનપરના શાંકરભાષ્યની ટીકામાં, માર્ગશીર્ષ મહિનો સમૃદ્ધિનો હોય છે અને તેથી જ તેનું વિભૂતિમત્ત્વ વર્ણવાયલું છે, એમ કહેલું છે. પરંતુ એ કારણ સમાધાનકારક દેખાતું નથી. સંદર્ભપરથી તો માર્ગશીર્ષને જ વર્ષારંભનો મહિનો કહેવાનો આશય સ્પષ્ટ દેખાઈ આવે છે. સૂર્યપંડિત નામના એક જ્યોતિર્વિદે પોતાની 'પરમાર્થ પ્રભા' નામક ગીતાની ટીકામાં કહેલું* છે કે; "માર્ગશીર્ષનું બીજું નામ આગ્રહાયણિક છે અને તેની પૌર્ણિમા સંવત્સરની પ્રથમ રાત્રિ (થતી) હતી." હવે જો એવા અર્થનો સ્વીકાર કરવામાં આવે, તો ભગવદ્‌ગીતામાંનું ઉપર્યુક્ત વચન આગ્રહાયણિક શબ્દની ભૂલભરેલી વ્યુત્પત્તિના આધારપર જ લખાયલું હોવું જોઇએ, એમ દેખાઈ આવે છે. પરંતુ જો એ શબ્દની વ્યુત્પત્તિ સારી રીતે અને વિચાર પુરઃસર કરવામાં આવે, તો એમાં ગડબડ-ગોટાળો થવા જેવું કશું પણ નથી. આગ્રહાયણિક પોતે સાધિત શબ્દ હોવાથી તે નામનો વર્ષારંભનો મહિનો હોવો શકય જ નથી. પરંતુ તે વેળાએ અગ્રહાયણ એટલે મૃગશીર્ષ પ્રથમ નક્ષત્ર છે, એ કલ્પનાનો સર્વથા લોપ થઈ જવાથી અને વર્ષારંભનો માર્ગ શીર્ષ મહિનો જ હતો એમ લોકો માનવા લાગેલા હોવાથી તેમ જ એ નવીન કલ્પનાને ગીતામાં સ્થાન મળવાથી એનો ત્વરિત સર્વત્ર પ્રસાર થઈ ગયો અને તેથી અંતે વિદ્વાનોએ પણ પોતાનો અભિપ્રાય એ પ્રમાણેનો જ બનાવી દીધો, એમ જ અહીં સમજવાનું છે.

એ ભૂલભરેલી કલ્પનાનું કેવળ બીજા વિદ્વાનોએ જ અવલંબન કર્યું હતું એમ નથી; કિંતુ જ્યોતિઃશાસ્ત્રવેત્તાઓએ પણ તેમ જ કર્યું હતું. પરંતુ એનું પરિણામ શું થયું તે જુઓ. જૂના જ્યોતિર્ગ્રંથોમાં એમ લખેલું છે કે, વર્ષનો આરંભ ઉત્તરાયણમાં થતો હતો એટલે કે, વર્ષનો જે પ્રથમ મહિનો તે જ ઉત્તરાયણનો પણ પ્રથમ મહિનો હતો. હવે માર્ગશીર્ષી પૌર્ણિમાને જો સંવત્સરની પ્રથમ રાત્રિ કહેવામાં આવે, તો સ્વાભાવિકતાથી જ જ્યોતિષીઓ તે દિવસે જ ઉત્તરાયણનો પ્રારંભ થએલો સમજવાના જ. અને એમ થતાં અર્થાત્ દક્ષિણાયન બિન્દુ મૃગશીર્ષમાં† આવવાનો જ એટલે કે વસંતસંપાત તેની પાછળ ૯૦ અંશ આવવાનો. 'સૂર્ય સિદ્ધાંત'માં મૃગશીર્ષના વિષુવાંશ રેવતીથી ૬૩

---

* "यद्वा मृगशिरः पूर्णिमा संबंधेन वर्षादिरभिहितस्तस्मिन्नेवाग्रहायणीत्यभिधानात् । आग्रहायणं यस्य साग्रहायणी अतएव आग्रहायणिक इति मार्गशीर्ष नाम । अतोऽस्य मासस्य मुख्यात्वाद्विभूतिमत्त्वम् "।

† મૃગમાં જે દિવસે પૂર્ણ ચંદ્ર થાય તે માર્ગશીર્ષી પૌર્ણિમા. પૌર્ણિમાને દિવસે ચંદ્ર અને સૂર્ય સ્હામસ્હામે એટલે કે એક બીજાથી ૧૮૦ અંશપર હોવાના. અર્થાત્ માર્ગશીર્ષી પૌર્ણિમાને દિવસે સૂર્ય મૃગ નક્ષત્રથી ૧૮૦ અંશપર હોવાનો. હવે તે દિવસે, જો અર્વાચીન પદ્ધતિનું ઉત્તરાયણ આરંભાતું માનીએ, તો અર્થાત્ વસંતસંપાત મૃગની પાછળ કેવળ ૯૦ અંશપર જ આવવાનો. વિશેષ સ્પષ્ટીકરણ માટે જુઓ આકૃતિ.

આપેલા છે. એ પરથી મૃગશીર્ષની પાછળ ૯૦ અંશ એટલે રેવતીની પાછળ ૨૭ અંશ વસંતસંપાત આવ્યો. પરંતુ વૈદિક ગ્રંથોમાં નક્ષત્રારંભ કૃત્તિકાથી થતો હોઇને માઘમાં ઉત્તરાયણનો આરંભ થતો હતો, એમ જણાવેલું છે. એથી તે વેળાએ વસંતસંપાત નિદાન ૨૭ અંશ જેટલો રેવતીથી આગળ હતો, એમ માનવું જ જોઇએ. ત્યારે હવે એ પરસ્પર વિરુદ્ધ વાક્યોનો મેળ કેવી રીતે મેળવવો? વેદો પણ અસત્ય નથી અને ગીતા પણ અસત્ય નથી. ઉભય એકસરખી રીતે જ પ્રામાણ્ય–પ્રમાણ ભૂત–છે. છતાં બન્નેમાં આવો અને આટલો બધો વિરોધ હોવાથી આપણા જ્યોતિષીઓએ સંપાતના આન્દોલનની, એટલે કે, સંપાત ક્રાન્તિવૃત્તમાં સંબંધ–સમસ્ત પ્રદક્ષિણા ન કરતાં રેવતીની આગળ જ તે ૨૭ અંશ જેટલો જ ચાલે છે. એવી કલ્પના લઢાવીને ઉપરના વિરોધનો લોપ કરી નાખ્યો છે. અર્વાચીન જ્યોતિર્વિદોએ એ કલ્પનાને ગણિતશાસ્ત્રના નિયમથી વિરુદ્ધ ઠરાવી છે; પણ તેને ભારતીય જ્યોતિષ ગ્રંથોમાં કેમ અને કેવી રીતે સ્થાન મળ્યું, એનું બીજું સયુક્તિક કારણ અદ્યાપિ કોઇએ બતાવી આપ્યું નથી.* એટલે અને વ્હિટનેના અભિપ્રાય પ્રમાણે એ આન્દોલનની સીમાઓ, રેવતીની આગળ ૨૭ અંશ-પર એટલે કે જે વેળાએ કૃત્તિકામાં સૂર્ય હોય, તે વેળાએ વસંતસંપાતમાં વર્ષારંભ થતો હતો, એ ઘટનાના આધારે નિશ્ચિત કરેલી હોવી જોઇએ. પરંતુ એટલી જ વાર્તા આન્દો-લનની કલ્પનાને ઉત્પન્ન કરવા માટે પૂર્ણ નથી. રેવતીની બન્ને બાજૂએ ૨૭ અંશપર વસંતસંપાત થતો હતો, એમ સ્થિરતાથી જાણી લીધાવિના કાંઈ આપણા જ્યોતિષીઓએ એ આન્દોલનની કલ્પના ઉત્પન્ન કરી નથી, એટલા માટે એ કલ્પનાનું ઉપર કહેલું કારણ જ ખરું હોવું જોઇએ.

ત્યારે એવી રીતે માર્ગશીર્ષી પૌર્ણિમાને દિવસે ઉદગયનમાં વર્ષારંભ થતો હતો, એમ જો માનીએ તો ઉપર કહેલી અપરિહાર્ય અડચણ આવી પડે છે અને તેથી અર્થાત્ એ કલ્પનાને આપણે સર્વથા છોડી દેવી જોઈએ. રેવતીની પાછળ ૨૭ અંશપર વસંતસંપાતને લાવવા માટે આપણે વર્ત્તમાન ચાલતી સંપાતપ્રદક્ષિણાના આરંભમાં તો જવું જ જોઈએ. અથવા તો ૬૦૦ વર્ષ પર્યન્ત વિશેષતાથી માર્ગપ્રતીક્ષા કરવી જોઇએ. અર્થાત્ જેમાંથી આવાં નિરર્થક અનુમાનો નીકળે છે, તે વાર્ત્તાને જ આપણે છોડી દેવી જોઈએ. હવે "માર્ગશીર્ષી પૌર્ણિમા વર્ષની પ્રથમ રાત્રિ હતી" એ વચનનો બીજો કોઈપણ અર્થ થઈ શકતો નથી. એ દિવસે ઉદગયન થતું હતું, એવા અર્થને સ્વીકારવાથી શું પરિણામ થાય છે, એ તો આપણે અત્યારે જોયું જ છે એટલે હવે વર્ષારંભને ગણવાની બીજી પદ્ધતિ એટલે કે વસંતસંપાતથી વર્ષારંભ ગણવાની પદ્ધતિ;

* 'ભારતીય જ્યોતિ:શાસ્ત્ર' નામક મરાઠી ગ્રંથમાં કૈ. દીક્ષિતે એ જ કારણ દર્શાવેલું છે. જુઓ. 'ભા. જ્યો. શાસ્ત્ર.' પૃષ્ઠ ૩૩૨.

અને તે પ્રમાણે જોવા જતાં પણ *માર્ગશીર્ષમાં વસંતસંપાત આવવા માટે તે અભિજિત નક્ષત્રમાં હોવો જોઇએ. એટલે કે આપણે તે કાળને ઇ. સ. પૂર્વે ૨૦,૦૦૦ વર્ષ પર્યન્ત પાછળ હડસેલવો જોઇએ. પરંતુ એ તો અસંભવનીય જ દેખાય છે. એ સર્વ વિવેચનથી, આગ્રહાયણીના પ્રચલિત અર્થને સ્વીકારવાથી ચાલી શકે એમ નથી, એ હસ્તામલકવત્ સ્પષ્ટ દેખાઈ આવે છે. હવે તે નામના નક્ષત્રમાં સૂર્ય હોય તે વેળાએ વર્ષારંભ થતો હતો એવો જે અર્થ છે તે બાકી રહ્યો. તે નક્ષત્રનું નામ અગ્રહાયણ હોય, આગ્રહાયણી હોય કે અગ્રહાયણી હોય; પરંતુ તે નક્ષત્ર વર્ષમાં પ્રથમ હતું, એટલો જ આપણા મુદ્દાનો પ્રશ્ન છે. એટલે હવેથી અગ્રહાયણ એટલે મૃગશીર્ષ નક્ષત્ર એવો અર્થ લઇને જ આપણે આગળ વધવાનું છે.

ત્યારે, જો ફાલ્ગુનમાં ઉદગયન થાય, તો તે અન્વયે વસંતસંપાતમાં વર્ષારંભ મૃગશીર્ષ એટલે કે અગ્રહાયણમાં જ થવાનો. અર્થાત્ માઘમાં ઉત્તરાયણ થતાં જેમ વસંતસંપાત કૃત્તિકામાં થાય છે; તેવો જ પ્રકાર અહીં પણ માનવાનો છે. એ પ્રમાણે 'તૈત્તિરીય બ્રાહ્મણ'માંના "ફાલ્ગુની પૂર્ણમાસ સંવત્સરનું મુખ છે," એ વચનને અગ્રહાયણમાં ગુંથાઈ રહેલી વાર્ત્તાથી પૃષ્ઠબળ મળે છે. મૃગશીર્ષમાં વસંતસંપાત થાય, એટલે શારદ સંપાત મૂળ નક્ષત્રમાં આવે છે. અને કદાચિત્ મૂળ નક્ષત્રનું એ નામ પણ એ જ કારણથી પડયું હશે; કારણ કે, તે વેળાએ વર્ષારંભમાં સૂર્યાસ્ત સાથે ઉદિત થનાર તે જ નક્ષત્ર હતું. એ મૂળ શબ્દની વ્યુત્પત્તિ કેટલેક અંશે મૃગમાં વસંતસંપાત હતો, એમ સિદ્ધ કરવાના કાર્યમાં ઉપયોગી થઈ પડશે.

ઉપર કહેલું જ છે કે, વર્ષનાં ઉત્તર અને દક્ષિણ એ જે બે અયનો છે, તેમના વૈદિકકાળના અર્થ અને ત્યાર પછીના અર્થમાં ભેદ છે. વૈદિક કાળમાં સૂર્યની ઉત્તર ગોલાર્ધમાંની સ્થિતિના કાળને ઉત્તરાયણ કહેતા હતા; પરંતુ પછીથી, તેનો, મકરથી કર્ક સંક્રમણ પર્યન્તનો કાળ, એવો અર્થ થઇ ગયો. અર્થાત્ પૂર્વે, પિતૃયાન અથવા વર્ત્તમાન દક્ષિણાયનનો આરંભ કર્કસંક્રમણથી થતો હતો. ઉદગયન ફાલ્ગુની પૌર્ણિમાને દિવસે થાય, એટલે અર્થાત્ દક્ષિણાયન કિંવા પિતૃયાન ભાદ્રપદી પૌર્ણિમાને દિવસે થવાનું એટલે કે, ભાદ્રપદ

---

* માર્ગશીર્ષી પૌર્ણિમાને દિવસે વસંતસંપાત થતો હતો એટલે કે, તે દિવસે સૂર્યે વસંતસંપાતમાં હતો એમ માનીએ, તો વસંતસંપાત મૃગશીર્ષની આગળ અથવા પાછળ ૧૮૦° અંશપર હોવો જોઈએ. અભિજિત્ નક્ષત્રનો ક્રાંતિવૃત્ત સાથે (એમાં જ સર્વ નક્ષત્રો છે) કાંઈ પણ સંબંધ નથી. તોપણ તેમાંથી ગમન કરનાર યામ્યોત્તરવૃત્ત મૃગથી ૧૮૦° અંશપરથી પસાર થાય છે. એ પરથી અને એ વૃત્તમાં ક્રાન્તિવૃત્ત પાસે એટલી મોટી બીજી કોઈ પણ તારા ન હોવાથી તેમાં વસંતસંપાત થવાનું ઉપર કહેલું છે. ખરેખર વસંતસપાત બિન્દુ કદાપિ અભિજિત નક્ષત્રમાં તો આવવાનો નથી જ.

માસનો કૃષ્ણપક્ષ તે પિતૃયાનનો પ્રથમ પક્ષ (પંદરવાડિયું) થયો. એટલા માટે તેને જ વિશેષતાથી પિતૃપક્ષનું નામ મળ્યું હતું. હજી સૂધી પણ આપણે એ જ પક્ષમાં પિતરોનાં **વિશેષ*** **શ્રાદ્ધો** કરીએ છીએ. ભાદ્રપદ વદ્ય પક્ષને પિતૃપક્ષનું નામ કેમ મળ્યું, એનું કારણ કોઈએ પણ આજ સૂધીમાં બતાવ્યું નથી. પરંતુ ફાલ્ગુની પૌર્ણિમાને દિવસે વર્ષારંભ થાય છે, એ સંહિતા વચનનો યોગ્ય અર્થ લેવાથી—એ પૌર્ણિમાને દિવસે ઉત્તરાયણનો આરંભ થતો હતો, એમ માનવાથી અથવા સમજવામાં આવવાથી એ ભેદ સહજ ખુલી જાય છે. એટલે કે, તે વેળાએ દક્ષિણાયનનો આરંભ ભાદ્રપદી પૌર્ણિમાને દિવસે થતો હતો અને તેથી જ તેની પછીનાપક્ષને પિતૃયાનના પ્રથમ પક્ષ કિંવા પિતૃ પક્ષના નામથી લોકો ઓળખવા લાગ્યા.

હવે, કેવળ આપણો પિતૃપક્ષ જ ભાદ્રપદમાં થાય છે એમ નથી. કારણ કે, પારસી લોકોનો પિતૃપક્ષ પણ એ જ સમયમાં થાય છે. અને એ ઘટના ઘણી જ મહત્ત્વની છે. કારણ કે, જે જૂનાકાળ વિશેનો અત્યારે આપણે વિચાર કરીએ છીએ, તે કાળમાં ભારતીય, ઈરાની અને †હેલનિક આર્ય એ સર્વ એક જ હતા. હવે આપણી ઉપપત્તિ જો ખરી હોય, તો તેને એ આર્યલોકોની જૂદી શાખાઓની ચાલ રીતિ અને દંતકથાઓ આદિનો સારો આધાર મળે એમ છે. વસંતસંપાત મૃગશીર્ષમાં હતો, એ બતાવવા માટેના એવા એક નહિ પણ અનેક પૂરાવા છે અને તે આપણે આગળ જતાં જોઈશું—અત્યારે તો આપણે પ્રાચીન અવેસ્તિક પંચાંગવિશે ડૉ. ગાઇગરે કરેલાં અનુમાનો વિશેનો થોડોક વિચાર કરવાનો છે. તેણે **મધ્યયર્યો**‡ એટલે કે 'વર્ષનો મધ્ય ભાગ' એ શબ્દને આધારભૂત માનીને તેપરથી પ્રાચીન અવેસ્તિક પંચાંગમાંના વર્ષનો દક્ષિણાયનથી આરંભ થતો હતો, એવું અનુમાન કરેલું છે. એ ઘટના આપણી ઉપપત્તિ સાથે બરાબર આવી મળે છે. પારસી લોકોએ એવા પ્રત્યેક વિષયમાં આપણાથી સર્વથા વિરુદ્ધ મતનો જ સ્વીકાર કરેલો છે. એથી અર્થાત્ આપણા વર્ષનો ઉત્તરાયણમાં આરંભ થતો હોય, તો તેમના વર્ષનો તેથી વિરુદ્ધ દક્ષિણાયનમાં જ આરંભ થવાનો. અને ખરેખર વસ્તુસ્થિતિ એવીજ છે.* પારસી અને હિન્દુઓના જૂના પંચાંગનો કેવળ

---

* પક્ષ—મહાલય શ્રાદ્ધો. † ગ્રીકલો કો. ‡ **મધ્યયર્યો** અને અંગ્રેજી **મિડઈયર** (Mid-year) નું અહીં પરસ્પર સામ્ય દેખાય છે.

* ઉદાહરણ તરીકે, **દેવ** અને **અસુર** શબ્દ લઈએ. આપણે પ્રભુ અથવા પૂજ્ય ઉત્તમ યોનિના અર્થમાં **દેવ** શબ્દનો પ્રયોગ કરીએ છીએ, ત્યારે પારસીઓની મૂળ ઝંદ ભાષામાં એ **દેવ** શબ્દ પિશાચ, ભૂત કિંવા રાક્ષસના અર્થમાં યોજાયલો જ જોવામાં આવે છે. અને જે **અસુર** શબ્દનો આપણે દાનવ કે નિશાચરના અર્થમાં પ્રયોગ કરીએ છીએ, તે **અસુર** શબ્દની તેઓ આપણા **દેવ** શબ્દના અર્થમાં યોજના કરે છે—જેમકે, **અહુરમજ્દ** ઇત્યાદિ. પારસીઓની પ્રાચીન ભાષામાં કેટલાક સંસ્કૃત શબ્દોમાંના **સ** નો **હ** થાય છે—જેમકે **અસુર**ને બદલે **અહુર**. અને **સોમ**-વલ્લીને બદલે **હોમ**વલ્લી.

એટલો જ મેળ છે, એમ નથી. ઉપર કહેલું જ છે કે, ઉભયના પિતૃપક્ષો ભાદ્રપદ માસમાં એક જ સમયે આવે છે. પારસી લોકોનો પ્રથમ મહિનો ફૃવશિનમ્ એટલે કે પિતૃમાસ છે અને તેનો આરંભ દક્ષિણાયનથી થાય છે. એ મહિનાથી ચોથો મહિનો તિષ્ટ્રયેહે અથવા તિષ્ટ્રયનો મહિનો છે અને તે તિષ્ટ્રય નક્ષત્ર એટલે કે, †સિરિયસ્નો તારો છે, એમ તેઓ માને છે. હવે આપણામાં ભાદ્રપદમાસથી ગણતાં ચોથો મહિનો માર્ગશીર્ષ એટલે કે મૃગશીર્ષનો મહિનો આવે છે; અને મૃગશીર્ષ તથા સિરિયસ્ એ બન્ને પાસે પાસે જ આવેલાં છે. તેમજ ફૃવશિનમ્ મહિનામાં જો વર્ષનો આરંભ દક્ષિણાયનમાં ગણીએ, તો દથુષો મહિનાનો આરંભ બરાબર વસંતસંપાતમાં થાય છે. એ દથુષો મહિનો સૃષ્ટિકર્ત્તા અહુરમઝ્દનો છે અને તેથી તે એક સમયમાં વર્ષના આરંભનો મહિનો હોવો જોઇએ, એમ દેખાય છે. એ પ્રમાણે, જૂના અવેસ્તિક પંચાંગમાં વસંતસંપાતમાં આરંભાતા વર્ષનાં કેટલાંક ચિન્હો આપણને મળી આવે છે. એ સર્વ ઘટનાઓ અને તેમાં પણ વિશેષે કરીને બન્નેનો પિતૃપક્ષ એક હોવો, એ કેવળ કાકાતલીય જ હશે, એમ સંભવતું નથી. હવે તેમના વર્ષનો આરંભ ઉત્તરાયણમાંથી દક્ષિણાયનમાં ગયો તોપણ પિતૃપક્ષ જેવી પવિત્ર અને પરંપરાગત ચાલતી આવેલી ઘટનાને સ્થાનભ્રષ્ટ કરવાનું તેમને યોગ્ય જણાયું નહિ અને એ જ કારણથી અદ્યાપિ આપણો અને તેમનો ઉભયનો પિતૃપક્ષ એકનો એક જ ટકી રહ્યો છે.

એ પ્રમાણે તૈત્તિરીય સંહિતા અને બીજા બ્રાહ્મણોમાંના '**ફાલ્ગુની પૂર્ણમાસ વર્ષનું મુખ હતું**' એ વચનના સ્વાભાવિક સંદર્ભથી થનારા—એટલે કે તે દિવસે ઉત્તરાયણ થતું હતું એવા—અર્થને સ્વીકારવાથી અને મૃગશીર્ષવાચક અગ્રહાયણ શબ્દના 'વર્ષારંભ કારક' એવા સત્ય અર્થને અંગીકારતાં તે નક્ષત્રમાં એકવાર વસંતસંપાત હતો, એમ ખુલ્લું દેખાઇ આવે છે. પિતૃપક્ષના કાળથી પણ એમ જ જણાય છે. અને તે જ સમયે પારસી લોકોનો પિતૃપક્ષ પણ આવે છે, એ ઘટનાથી ઉપર્યુક્ત કથનને સારો અને સબળ આધાર મળે છે. કૃત્તિકામાં વસંતસંપાત હતો, એ વાર્ત્તા પણ એવા જ પ્રકારના પૂરાવાપરથી સિદ્ધ કરેલી છે; અને તેથી મૃગશીર્ષના સંબંધમાં પણ એવા જ પ્રકારનું અનુમાન કરવામાં કશો પ્રત્યવાય દેખાતો નથી. મૃગશીર્ષથી નક્ષત્રચક્રનો આરંભ થતો હતો, એમ બતાવનાર સ્પષ્ટ વાક્ય જો કે ક્યાંય મળી આવતું નથી, તોપણ એમ માનવાની ફરજ પાડે એવી કેટલીક વાતો હવે પછીના વિવેચનમાં આવવાની છે; અને તેમના યોગે ઉપર્યુક્ત અનુમાનના સંબંધમાં ઉત્પન્ન થનારી શંકાને બહુધા હૃદયમાં સ્થાન મળતું અવશ્ય અટકી જ જશે, એવો નિશ્ચય છે.

---

* વ્યાધ નક્ષત્ર.

# પંચમ દર્શન.



## મૃગશીર્ષ.

આકાશના જે ભાગમાં મૃગશીર્ષ નક્ષત્રપુંજ છે, તે ભાગ સર્વ કરતાં અત્યંત પ્રેક્ષણીય છે અને તે એટલે સુધી કે, નિરભ્ર રાત્રિના સમયમાં સહજ આકાશપ્રતિ દૃષ્ટિપાત કરનારનું ધ્યાન પણ એ તારકાપુંજના મનોહર સ્વરૂપમાં નિમગ્ન થયાવિના રહી શકે તેમ નથી. એટલે પછી પ્રાચીન આર્યજનોને તો તેમના સમયમાં એ આકાશના ભાગમાં વર્ષના આરંભે સૂર્યોદય થતો હોવાથી તે વિશેષ મનોવેધક લાગ્યો હોય તો તેમાં આશ્ચર્ય શું હોઈ શકે વારુ? ખરેખર તેમ થવું જ જોઇએ. એ પુંજમાં વ્યાધસહિત પાંચ પ્રથમ પ્રતિના તારા છે, બીજા પ્રકારના ઘણા તારા છે અને એક બાજૂએ આકાશગંગા આવેલી છે. એ આકાશપ્રદેશમાં પ્રાચીન કવિયોની પ્રતિભાને નૃત્ય કરવાનો સારો અવકાશ મળ્યો હતો. પ્રાચીન આર્યસમુદાયમાં એ નક્ષત્રપુંજના યોગે કેટલી બધી ઘટનાઓ ઉત્પન્ન થઈ હતી, તેમની ગણના થવી અશક્ય છે, તોપણ તેમનામાંની કેટલીક ઘટનાઓનું પરીક્ષણ કરીને તેમનાયોગે આપણી ઉપપત્તિને કાંઈ આધાર મળે છે કે નહિ, એ હવે આપણે જોવાનું છે. આપણી ઉપપત્તિ પ્રમાણે જો તેમના આજપર્યન્તના અર્થથી અધિક સારો અને સમર્પક અર્થ આપણને મળી જાય, તો આપણી ઉપપત્તિને ખરી માનવાનું આપણને એક મહા સબળ કારણ મળે એમ છે. પરંતુ એ પરીક્ષણ કરવા પૂર્વે પ્રાચીન ગ્રંથોમાં વર્ણવ્યા પ્રમાણે વિવક્ષિત તારાઓ અને તેમના કલ્પેલા આકારોને નિશ્ચિત કરવાનો આપણે થોડોક પ્રયત્ન કરીએ.

મૃગશીર્ષ શબ્દના અર્થપરથી તે પુંજના આકારની સહજ કલ્પના આવી શકે એમ છે. પરંતુ તેમાં અનેક તારાઓનો સમાવેશ હોવાથી એ આકારને કલ્પવા માટે તેમાંની કઇ તારાઓ લેવી એ કહેવું જરા કઠિન છે. **શીર્ષ** શબ્દપરથી સમસ્ત મૃગ આકાશમાં હતો, એમ દેખાતું નથી. રુદ્રે પ્રજાપતિને બાણવડે વીંધ્યો, એ શતપથ* બ્રાહ્મણમાંની વાર્તા વિશે સાયણાચાર્ય પોતાના ભાષ્યમાં કહે છે કે; "રુદ્રે પ્રજાપતિનું શિર બાણવડે છેદ્યું† અને તે બાણ તથા શિર બન્ને અંતરિક્ષમાં જઈને નક્ષત્રરૂપે રહેલાં દેખાય છે." પરંતુ ઋગ્વેદમાં એ શીર્ષચ્છેદ વિશે એ જ પ્રકારનું વર્ણન નથી. તોપણ તેમાં પ્રજાપતિની વાર્તા તો આપેલી છે. ઋગ્વેદમાં એક બીજા સ્થળે ઇન્દ્રે

---

* 'શતપથ બ્રાહ્મણ' ૨-૧-૨-૮.

† "इषुणा तस्य शिरश्चिच्छेद......इषुः शिरश्चेत्युभयमंतरिक्षमुत्प्लुत्यनक्षत्रात्मनावस्थितं दृश्यते"॥

વૃત્રના શિરનું છેદન કર્યું અને વૃત્ર મૃગરૂપે દેખાયો, એવાં વર્ણનો પણ છે. એપરથી ઋગ્વેદમાં મૃગના શીર્ષનું જ વર્ણન છે, એમ દેખાય છે. ગ્રીકપુરાણમાં સુદ્ધાં પણ એ વાર્તા આવેલી છે. 'એપોલો દેવે પોતાની ભગિની, ઓરાયન્ (Orion) પર પ્રીતિ કરે છે, એમ જોઈને ક્રોધથી તેની મારફત સમુદ્રમાંની એક દૂરની વસ્તુનો બાણવડે છેદ કરાવ્યો અને તે વસ્તુ ઓરાયનનું જ શિર હતું એમ પાછળથી જાણવામાં આવ્યું.' એ સર્વ વાર્તાઓના આધારે હવે આપણે મૃગનું શરવિદ્ધ–છેદી નાખેલું–શિર જ ક્યાંક જોવું જોઇએ. અમરસિંહે મૃગશીર્ષની ઉપરના ત્રણ તારાને 'ઇન્વકા' નામ આપેલું* છે. પરંતુ કેટલાક જનોના અભિપ્રાય પ્રમાણે ઓરાયન્ પુંજના શિરોભાગે રહેલા ત્રણ ન્હાના તારાને જ જો મૃગશીર્ષ સમજવામાં આવે, તો મૃગશીર્ષ અને ઇન્વક એ ઉભય એક જ થાય છે. એટલે કે, અમરસિંહે આપેલો ભેદ નિરર્થક સિદ્ધ થાય છે. એટલા માટે એ પુંજમાં સમસ્ત મૃગની આકૃતિ છે, એમ ન સમજતાં કેવળ તેમાં શરવિદ્ધ મસ્તક જ છે, એમ જ સમજવું જોઇએ. એકવાર એમ સમજી લીધા પછી એ આકૃતિને નિશ્ચિત કરવાનું કાર્ય કઠિન નથી. કારણ કે, ઉપર્યુક્ત કથામાં જે બાણ આવેલો છે, તે ઓરાયન્‌ના પટ્ટામાંના ત્રણ તારા છે, એ સ્પષ્ટ જ છે. એટલે કે, મૃગશીર્ષની આકૃતિ, ઓરાયન્‌નો પટ્ટો, તેના પાછળના બે પગ અને આગળના ડાબા પગને મેળવીને જ કલ્પવી જોઇએ. એ આકૃતિ પ્રમાણે અમરસિંહે આપેલું 'ઇન્વકા'નું સ્થાન પણ સિદ્ધ થાય છે. એ આકૃતિમાં 'ઇન્વકા' એટલે બાણ અથવા ઓરાયન્‌ના પટ્ટામાંના ત્રણ તારા જ છે. એ પુંજમાં બીજી પણ કેટલીક આકૃતિયોની કલ્પના કરી હશે. સર્વ મૃગશરીર અને યજ્ઞોપવીતધારી પ્રજાપતિ, એ આકૃતિની આ કલ્પના કરેલી છે, પરંતુ એ સર્વ કલ્પનાઓમાં શીર્ષની કલ્પના સર્વ કરતાં જૂની જણાય છે અને તેપરથી જ વધતી વધતી બીજી કલ્પનાંઓ નીકળેલી હોય એવો પ્રત્યક્ષ ભાસ થાય છે.

આ વિવેચનમાં મૃગશીર્ષ નક્ષત્ર ઓરાયન્ પુંજમાંજ છે એમ આપણે માનેલું છે અને જો કે એ વિશે કેટલાક પંડિતોએ શંકા દર્શાવી છે, તોપણ એમાં અસંભવનીય જેવું કાંઈ પણ નથી. કારણ કે, રમણીય રોહિણી પછી તરત જ આવનાર દુર્વૃત્ત પ્રજાપતિ રુદ્રના ત્રિકાંડ બાણવડે વિદ્ધ થઇને પડેલો અને તે બાણ તેના શિરમાં અટકી રહેલો અદ્યાપિ દેખાય છે. એ સર્વ ઘટનાથી તારકાપુંજના સંબંધમાં શંકા રહેવી તો સંભવતી જ નથી.

એ પ્રમાણે મૃગશીર્ષની આકૃતિ પ્રથમતઃ કેવી કલ્પવામાં આવી હતી, એ જાણ્યા-પછી બીજી તારાઓને નિશ્ચિત કરવાનું કાર્ય સુલભ થઈ પડે છે. રોહિણીના વિષયમાં

---

* "मृगशीर्षे मृगशिरस्तस्मिन्नेवाग्रहायणी । इन्वकास्तच्छिरो देशे तारका निवसन्ति याः"

તો શંકા છે જ નહિ. રુદ્ર આર્દ્રા નક્ષત્રની દેવતા હોવાથી તેનું સ્થાન અર્થાત્ આર્દ્રા એટલે કે, ઓરાયન્નો દક્ષિણ (જમણો) સ્કંધ જ છે. પરંતુ 'ઐતરેય બ્રાહ્મણ'માં જેને અત્યારે આપણે મૃગવ્યાધ કહીએ છીએ, તેજ રુદ્ર હોવાનું કહેલું છે.* આકાશ ગંગાને તે સમયે કાંઈ વિશેષ નામ અપાયલું જોવામાં આવી શકતું નથી. પારસી, ગ્રીક અને ભારતીય આર્ય એ ત્રણેમાં આકાશ ગંગાનું કોઇ પણ સાધારણ નામ નથી. તો પણ તેની તરફ લોકોનું તે વેળાએ બિલ્કુલ ધ્યાન દોરાયું જ ન હોતું, એમ તો કહી શકાય તેમ નથી જ. ગ્રીક જ્યોતિષમાં એ ગંગાની બન્ને બાજૂએ 'કૅનિસ્ મેજર' અને 'કૅનિસ્ માયનર,† એ નામનાં બે કૂતરાં છે. એ સર્વથા પૂર્વકાળથી જ ચાલતા આવેલા છે કે કેમ, એ વિશે અદ્યાપિ કેટલાકોના મનમાં શંકા છે. પરંતુ પ્લૂટાર્કના લેખપરથી કૅનિસ, ઑરાયન અને અર્સા એ પુંજોને ગ્રીક લોકો પરાપૂર્વથી જાણતા હતા, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે. કારણ કે, તે કહે છે કે;–"જે પુંજોને ઇજીપ્શીયન્ લોકો આઇસીસ્ હૉર્ન્સ્ અને ટાયફૉન્ના નામથી ઓળખે છે, તેમને જ ગ્રીક લોકો અનુક્રમે કૅનિસ્, ઓરાયન અને અર્સાના નામથી પિછાને છે." એ પ્લૂટાર્કના કથનપરથી એ ત્રણ પુંજો તો મૂળ ઇજીપ્શીયન્ કિંવા ખાલ્ડીયન્ નથી, એટલું તો નિદાન સિદ્ધ થઈ જ જાય છે. એમાંથી અર્સા તે વેદોમાંનો સપ્તઋક્ષ અને પારસીઓનો હૅપ્ટોઇરિંગ છે. એપરથી પ્લૂટાર્કના કેનિસ, ઓરાયન અને અર્સા એ મૂળ આર્યોના જ પુંજો છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી.

હવે એ તારકાપુંજ મૂળ જો આર્યોના જ હોય, તો આર્યજાતિની ત્રણે શાખાઓમાં એ પુંજોવિશે કેટલીક એક સરખી વાતો હોવી જોઇએ. વેદોમાં દેવયાન અને પિતૃયાનવિશેની કલ્પનાઓ સર્વથા સાર્વત્રિક થએલી હતી, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. એ કલ્પનાઓ બહુધા દિવસ અને રાત્રિ અથવા તો પ્રકાશ અને અંધકારપરથી જ થએલી હોવી જોઇએ. વેદોમાં પિતૃયાન એટલે આકાશનો એકદમ નીચેનો ભાગ એટલે કે જેમાં અપાર સમુદ્રો છે અને જ્યાં વૈવસ્વત એટલે યમનું રાજ્ય છે તે પ્રદેશ, એવું વર્ણન મળી આવે છે. તે જ પ્રમાણે દેવયાનમાં ઇંદ્રનું રાજ્ય છે. એ પ્રમાણે એકંદર આકાશ ગોલના, એક પ્રકાશિત તથા જ્ઞાત; અને દ્વિતીય જલમય તથા અંધકારયુક્ત એવા બે ભાગો કરેલા છે. હવે એ દેવયાન અને પ્રિતૃયાનરૂપી ગોલાર્ધોને એક સ્થળે જોડવાના છે. એ કાર્ય વસંત અને શારદ સંપાતે કર્યું; અને એ સંપાત સ્થાનો સ્વર્ગનાં–દેવલોકનાં–દેવયાનનાં દ્વારો થયાં. પછી તેમને સંભાળવા માટે કૂતરાં પણ મળ્યાં. એ સ્વર્ગદ્વારની કલ્પના વેદોમાંથી આવેલી છે.

---

* 'ઐતરેય બ્રાહ્મણ' ૩–૩૩. † મોટું કૂતરું અને ન્હાનું કૂતરું.

પારસી લોકોમાં આ વાર્ત્તા વિશેષ પૂર્ણતાથી રહેલી જોવામાં આવે છે. તેમનામાં સંપાત એટલે કેવળ દ્વાર નહિ, કિંતુ તે દેવલોક અને યમલોકના મધ્યમાંનો સેતુ (પૂલ) છે અને તેને ચિન્વત્ સેતુ કહેવામાં આવે છે અને તેને સંભાળનારાં કૂતરાં મૃતમનુષ્યોના આત્માઓને તેપરથી જવાના કાર્યમાં સાહાય્ય આપે છે. ગ્રીક કથાઓમાં કુર્બેરાસ નામનો ત્રણ માથાંનો શ્વાન યમલોકના દ્વારને સંભાળવામાટે રાખેલો છે અને ઋગ્વેદમાં* યમનો ચાર નેત્રોવાળો શ્વાન તેના રાજ્યના માર્ગનું રક્ષણ કરે છે. એ કથાઓના આશ્ચર્યકારક સાદૃશ્યથી એમનું મૂળ એક જ હોવું જોઇએ, એ સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. પરંતુ એમનો આજપર્યન્ત કોઇએ પણ સમાધાનકારક અર્થ આપેલો નથી. પણ ઓરાયન્માં વસંતસંપાત હતો, એમ જો આપણે સમજીએ; તો ઉપર કહેલા શ્વાનો સ્વર્ગ લોક અને યમ લોકની સીમાપર આવશે, અને તેમ થતાં ઉપરની સર્વ ઘટનાઓ આકાશમાં સ્પષ્ટ દેખાવા માંડશે. આપણા ગ્રંથોમાં મૃત મનુષ્યના આત્માને યમલોકમાં જતી વેળાએ માર્ગમાં એક નદી† ઉલ્લંઘવી પડે છે, એવું વર્ણન છે, અને ગ્રીક લોકોમાં પણ એવી જ એક કલ્પના છે. હવે જો વસંતસંપાતને મૃગશીર્ષમાં સ્વીકારવામાં આવે, તો એ નદી બીજી કોઈ નહિ પણ આકાશગંગા જ છે, એમ સહજ સમજવામાં આવે તેમ છે. યમલોકમાં જવા માટે એ નદી પાસે ગ્રીક લોકોએ એક અર્ગાસ એટલે કે નૌકા રાખેલી છે; અને વેદોમાં પણ‡ દિવ્ય નૌકામાં બેસીને ઉત્તમ લોકમાં જવાનું વર્ણન આવેલું છે. ત્યાં 'दैवीं नावम्' એવા શબ્દો છે. 'અથર્વ વેદ'માં પણ (૬.૮૦.૩) 'दिव्यस्य शुनः' એવા શબ્દો છે. એ બન્નેનો મેળ મેળવતાં દિવ્ય કિંવા દૈવી શબ્દનો **'આકાશીય'** (દિવસંબંધી) એવો જ અર્થ સ્વીકારવો જોઇએ. 'મહિમ્ન સ્તોત્ર' આદિ અર્વાચીન સંસ્કૃત ગ્રંથોમાં રુદ્રનું દિવ્ય શરીર વર્ણવેલું છે. તે સ્થળે **દિવ્ય** શબ્દનો **'આકાશમાંનું'** એવો અર્થ સ્પષ્ટ જ છે. અસ્તુ. એ ઉત્તમ લોકમાં જવાના માર્ગને સંભાળવા માટે રાખેલા શ્વાનોનું પણ ઉભય વાઙ્મયમાં સમાન વર્ણન આવેલું છે. હવે જો આકાશગંગાને સ્વર્ગ એટલે દેવયાનની સીમા સમજવામાં આવે, તો આ વાતનો સહજ નિર્ણય થઈ જાય છે. એટલે કે, એ દિવ્ય નૌકા અને એ શ્વાનો તે અર્ગો નેવિસ્ અને કૅનિસ્ નામના નક્ષત્રપુંજો જ છે. આ વિવેચનથી આકાશમાંની સ્થિતિપરથી ઉપરની કલ્પનાઓ રચાયલી છે, એમ જ સમજી લેવાનું કાંઇપણ કારણ

---

* 'ઋગ્વેદ' ૧૦. ૧૪. ૧૦.

† એ નદીનું નામ 'વૈતરણી' છે. મૃત મનુષ્યના નામથી એક ગાયનું દાન આપવું એટલે તે એ નદીને ઉલ્લંઘી જવા માટે નૌકાનો ખર્ચ આપી શકે છે, એમ 'ગરુડપુરાણ'માં કહેલું છે.

‡ 'ઋગ્વેદ' ૧૦-૬૩-૧૦.

નથી. વિરુદ્ધપક્ષે પૂર્વે અસ્તિત્વ ધરાવતી કલ્પનાઓના આધારે પણ આકાશમાંના તારકોને અમુક વિશિષ્ટ નામો મળેલાં હશે. અનાર્ય લોકોની પુરાણ કથાઓને જોવાથી તો એમ જ જણાય છે. તોપણ ઉપર કહેલી આર્યોની કથાઓની ઉત્પત્તિ તો હમણાં કહ્યા પ્રમાણે જ થયેલી હોવી જોઇએ, એમ ત્રણે આર્યશાખાઓની વાર્ત્તામાંના વિલક્ષણ સાદૃશ્યને જોતાં નિર્વિવાદ દેખાઈ આવે છે. હવે એ ભિન્ન ભિન્ન આર્યરાષ્ટ્રોની કથાઓમાંના શ્વાનોના રંગરૂપમાં કાંઈક ભેદ દેખાય છે અને તેથી કદાચિત્ એ સર્વ એક જ નહિ હોય, એવી શંકા આવવાનો સંભવ છે. પરંતુ એક જ ગ્રંથમાં પણ તેમનું ભિન્નભિન્ન વર્ણન હોવાથી એવી શંકા નિરર્થક થાય છે. રંગરૂપ, વચન અને લિંગ આદિ વિષયો આમાં વિશેષ મહત્ત્વના નથી. ઋગ્વેદમાંની સરમા નામની કૂતરી અને સ્વર્ગદ્વારરક્ષક શ્વાનો એ પણ એક જ હોવાનું દેખાઈ આવે છે. કારણ કે, ઇન્દ્રની ગાયને શોધવા માટે જ્યારે સરમાને મોકલવામાં આવી હતી, ત્યારે *પણિયોએ તેને પસવારીને પીવામાટે દૂધ આપ્યું હતું અને તે દૂધ તે પી ગઈ હતી; અને ત્યાર પછી પાછી આવીને તે ગાયને જોવાની વાતને નાકબૂલ કરવા લાગી, એટલે ઇન્દ્રે તેને લાત મારી અને તે સાથે તેણે પીધેલું દૂધ ઓકી કાઢયું. હવે એ દૂધ તે આકાશગંગાનું પાણી કે અંગ્રેજી શબ્દ પ્રમાણે †દુગ્ધ નદીમાંનું દૂધ એ સહજ લક્ષમાં આવી શકશે. ઋગ્વેદમાં શુનાશિરૌ‡ની સ્વર્ગમાંના દુગ્ધની પૃથ્વીપર વૃષ્ટિ કરવામાટે પ્રાર્થના કરેલી છે. મૅકસ મૂલરના અભિપ્રાય પ્રમાણે, એ શુનાશિરૌ તે કૅનિસ્ કિંવા શ્વાનપુંજ જ છે. ઋગ્વેદના પ્રથમ મંડળમાંની એક ઋચામાં§ "ઋતુદેવતા ઋભુને સંવત્સર સમાપ્તિના સમયે શ્વાન જાગ્રત કરતો હતો," એમ કહેલું છે. એ વર્ણન, કૅનિસ્ કિંવા શ્વાનપુંજ વર્ષના આરંભમાં અથવા તો પિતૃયાનના અંતમાં પૂર્વ દિશામાં સૂર્યોદય પૂર્વે ઉદિત થતો હતો તેનું છે. આ સર્વ ઘટનાઓનો અને વિશેષતઃ શ્વાન વર્ષારંભ કરતા હતા, એ ઘટનાનો તે વેળાએ વસંતસંપાત શ્વાનપુંજમાં અથવા તો મૃગશીર્ષમાં હતો, એમ માનવાથી યોગ્ય નિર્ણય થઈ જાય છે.

એ ઉપપત્તિના યોગે બીજી પણ કેટલીક ઘટનાઓનો સમાધાનકારક અને નિર્ણયાત્મક અર્થ કરી શકાય છે. મૃગશીર્ષ સૂર્યોદય સમયે ઉગવા માંડે, એટલે વસંતઋતુનો

---

* પણિ શબ્દનો સંસ્કૃતમાં પુરોહિતના વેશમાં ચોર એવો અર્થ થાય છે, પણ અહીં એનો સાધારણ ચોર, એવો અર્થ જ લીધેલો છે. ઇંદ્રની ગાયને ચોરી જનારાના સંબંધમાં આ શબ્દ યોજાયો છે. † મૃગશીર્ષપુંજ આકાશગંગાની પાસે છે. અંગ્રેજીમાં આકાશગંગાને 'દુગ્ધનો માર્ગ' એવા અર્થને સૂચવનારું 'Milky way' નામ આપવામાં આવ્યું છે. વિષ્ણુનો નિવાસ પણ ક્ષીર સાગરમાં છે, એટલે એ ક્ષીર સાગર અને Milky way બહુધા એક જ હોવા જોઈએ.

‡ 'ઋગ્વેદ' ૪-૫૭-૫. § 'ઋગ્વેદ' ૧-૧૬૧-૧૩.

આરંભ થવાથી સમસ્ત સૃષ્ટિ પ્રફુલ્લિત થતી હતી અને તેથી પુરાણમાં વિષ્ણુના જે સાત્ત્વિક ગુણો કહેલા છે, તે સર્વ એ મૃગશીર્ષમાં દૃષ્ટિગોચર થાય છે, એમ કહેવામાં કશો પણ વાંધો નથી. પરંતુ જ્યારે એ નક્ષત્ર શરત્સંપાતમાં સૂર્યાસ્ત સમયે ઉદિત થતું હતું, તે વેળાએ અર્થાત્ સર્વ પરિસ્થિતિઓ બદલાઈ જતી હતી; અને તેથી તે ઇંદ્રવૃત્રની યુદ્ધ ભૂમિ છે કિંવા તે ભયંકર રુદ્રનું સ્થાન છે, એમ સહજ વૈદિક ઋષિઓના લક્ષમાં આવેલું હશે. તાત્પર્ય કે, એ નક્ષત્ર સાત્ત્વિક અને તામસ એ પ્રમાણે ઉભય ગુણાન્વિત એટલે કે, વિષ્ણુ અને રુદ્ર ઉભયનું દ્યોતક હતું. ગ્રીક કથાઓમાં કર્બેરાસ અને આર્થ્રાસ્ એવા બે સ્વર્ગદ્વારરક્ષક શ્વાનોનું વર્ણન છે. એમાંના આર્થ્રાસને સર્વ વૈદિક વૃત્ર તરીકે જ સમજે છે. પણ એ વૃત્ર યમ લોકના દ્વાર પાસે કેવી રીતે આવ્યો, એ વિશે કોઇએ કાંઇપણ અભિપ્રાય દર્શાવ્યો નથી. પરંતુ ઋગ્વેદમાંની નમુચિની વાર્તાનો આપણી પ્રસ્તુત ઉપપત્તિ પ્રમાણેનો અર્થ લેવાથી એ બધી વાતોનો સારી રીતે એક-બીજા સાથે મેળ મળી જાય છે. ઉપર એક સ્થળે કહેલું જ છે કે, વૃત્ર, ઋગ્વેદમાં અનેકવાર મૃગરૂપે પણ આવેલો છે. હવે નમુચિ અને વૃત્રનાં વર્ણનોથી તેઓ બે હોવા જોઇએ, એમ કાંઈ ભાસતું નથી. ખરી રીતે જોતાં શુષ્ણ, પિપ્રુ, કુવય, નમુચિ અને વૃત્ર એ સર્વ ઇન્દ્રના એક શત્રુનાં જૂદાં જૂદાં નામો છે. હવે, મૃગરૂપધારી વૃત્રને અથવા નમુચિને ઈન્દ્રે તેના મસ્તકનું છેદન કરીને મારી નાખવાનું વર્ણન છે; અને તેથી રુદ્રે તોડેલું પ્રજાપતિનું શિર અને એ મૃગનું શિર એક જ છે, એમ સહજ જણાઈ આવે છે. હવે, ઈન્દ્રે નમુચિને **પરાવતિ** એટલે કે, દૂરના પ્રદેશમાં મારેલો છે. એ **પરાવતિ** શબ્દનો અર્થ યમલોક હોય એમ દેખાય છે. પરંતુ 'ઋગ્વેદ'ના* દશમા મંડળમાં એક સ્થળે, ઈન્દ્રે નમુચિને મારીને દેવલોકના માર્ગોને મુક્ત કર્યા, એવું વર્ણન છે; અને એથી નમુચિના વધનું નિશ્ચિત સ્થાન દેવયાનનું દ્વારજ છે. 'વાજસનેયી સંહિતા' (૧૦–૧૪) માં એક યાજ્ઞિક વિધિના વર્ણનમાં નમુચિના વધકાળ અને વધસ્થાનનો ઉલ્લેખ કરેલો છે. તેમાં ઋત્વિજ્ યજમાનને પૂર્વ આદિ સર્વ દિશાઓમાંથી અને વસંત આદિ સર્વ ઋતુઓમાંથી (વસંતથી શિશર પર્યન્ત) પસાર કરીને લઈ જવા પછી વ્યાઘ્રચર્મ તળે ઢાંકેલા ધાતુના એક કકડાને દૂર ફેંકી દઇને કહે છે કે, "નમુચિનું મસ્તક ફેંકી દીધું." એ શબ્દોનો જો કાંઈ અર્થ થતો હોય, તો તે એ જ કે, ઋતુના સંબંધથી જોતાં શિશિરના અંતમાં અથવા તો ઋગ્વેદમાં વર્ણવેલા પિતૃયાનના દ્વાર પાસે અથવા યમલોકના દ્વારમાં વૃત્રનો વધ થયો હતો. હવે એપરથી નમુચિ કિંવા વૃત્ર તે ગ્રીક લોકોનો આર્થ્રાસ દ્વારમાં કેમ અને કેવી રીતે આવ્યો, એ સમજવામાં આવી શકશે.

---

* 'त्वं जघंथ नमुचिं मखस्युं दासं कृण्वान ऋषये विमायं । त्वं चकर्थ मनवे स्योनान्पथो देवत्रांजसवे यानान्" ॥ 'ઋગ્વેદ' ૧૦–૭૩–૭.

એ નમુચિના મરણુ વિશે 'તાંડય બ્રાહ્મણ'*માં એક ચમત્કારિક વાર્તા† આપેલી છે. ઇન્દ્ર અને નમુચિ વચ્ચે એવો ઠરાવ થયો હતો કે, ઇન્દ્રે નમુચિને રાત્રિના સમયે મારવો નહિ, દિવસે મારવો નહિ તેમ જ શુષ્ક અથવા ક્લિન્ન (ભીના અથવા લીલાશવાળા) શસ્ત્રવડે પણ મારવો નહિ. એટલા માટે ઇન્દ્રે તેને દિવસ અને રાત્રિના સંધિમાં એટલે કે, ઉષાનો ઉદય થવા પછી અને સૂર્યનો ઉદય થવા પૂર્વે પાણીના ફીણવડે મારી નાંખ્યો. હવે એમનું એ યુદ્ધ દૈનિક નહિ, કિન્તુ વર્ષાકાળના આરંભમાં થનારું છે. એ સમય નિશ્ચિત કહીએ તો દેવયાન અને પિતૃયાનના સંધિકાળનો જ છે. કારણ કે, ઋગ્વેદમાંના વર્ણન પ્રમાણે નમુચિના મરણથી દેવલોકનો માર્ગ મુક્ત થાય છે. પરંતુ ઉપર્યુક્ત વાર્તાનો પાછળનો ભાગ એટલે કે, ઇન્દ્રે નમુચિને પાણીના ફીણથી માર્યો, એ ભાગ વિશેષતાથી ધ્યાનમાં રાખવા જેવો છે. ઋગ્વેદમાં પણ આઠમા‡ મંડળમાં ઇન્દ્રે પાણીના ફીણથી નમુચિના મસ્તકનું છેદન કર્યું, એવું વર્ણન આવેલું છે. હવે એ ફીણ આવ્યું કયાંથી? અર્થાત્ નમુચિને જ્યારે દેવયાનના દ્વારસમક્ષ મારેલો છે અને તેનું મસ્તક પણ અત્યાર લગી ત્યાં જ છે; ત્યારે એ ફીણ આકાશગંગા વિના બીજા કયા જળપ્રવાહનું હોઈ શકે વારુ? આકાશને સાગરની અને તારાઓને ફીણની ઉપમા આપવાની પ્રણાલી સંસ્કૃત વાઙ્મયમાં વિપુલતાથી ચાલેલી જોવામાં આવે છે. "नेदं नभोमंडलमंबुराशिर्नैताश्च तारा नवफेनभंगाः"। આ સુભાષિત તો પ્રસિદ્ધ જ છે. તેમજ 'શિવમહિમ્ન § સ્તોત્રમાં' પણ "तारागणगुणितफेनोद्गमरुचिः"। એટલે કે, તારકસમુદાયના યોગે જેના ફીણનું રમણીયત્વ વૃદ્ધિંગત થયેલું છે,' એવું રુદ્રના મસ્તકપરના ગંગાપ્રવાહને વિશેષણ આપવામાં આવ્યું છે. વળી એ જ સ્તોત્રકારે

---

* 'તાંડય બ્રાહ્મણ' ૧૨-૬-૮. † 'તાંડય બ્રાહ્મણ' માંની એ કથાના આધારે જ પછીથી પુરાણમાં હિરણ્યકશિપુ અને નૃસિંહાવતારની કથા આવેલી હોવી જોઈએ.

‡ 'अपां फेनेन नमुचेः शिरः इन्द्रोदवर्त्तयः" ઋગ્વેદ, ૮-૧૪-૧૩.

§ "वियद्व्यापी तारागणगुणितफेनोद्गमरुचिः प्रवाहोवारांयः पृषतलघु दृष्टः शिरसि ते। जगद् द्वीपाकारं जलधिवलयं तेन कृतमित्यनेनैवोन्नेयं धृतमहिम दिव्यं तव वपुः" ॥

•શિવમહિમ્ન સ્તોત્ર, શ્લોક. ૧૭.

આ શિવસ્વરૂપની કલ્પના ખરેખર બહુ જ ઉદાત્ત છે. સર્વ વિશ્વને વ્યાપનારી આકાશગંગા જેના મસ્તકપર છે, તે રુદ્ર પોતે કેટલો મોટો હોવો જોઇએ, એની કલ્પના અવશ્ય કરવી જોઇએ, એમ કવિ કહે છે. ખગોળને વલયભૂત થયેલી, એ આકાશગંગાનું એના કરતાં વિશેષ વર્ણન થવું સર્વથા અશક્ય છે.

એ પછીના ૨૨ મા* શ્લોકમાં "રુદ્રે સ્વકન્યાભિલાષી પ્રજાપતિને બાણવડે વિંધ્યો" એ વાર્ત્તાનો ઉલ્લેખ કરીને આ સર્વ ઘટના અદ્યાપિ આકાશમાં પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છે, એમ કહેલું છે. એપરથી શિવના મસ્તકપરની ગંગા એટલે રુદ્ર અર્થાત્ વ્યાધની તારા પાસેનો આકાશગંગાનો પટ્ટો જ છે, એવો એ કવિનો સ્પષ્ટ આશય જણાઈ આવે છે. હવે, મહિમ્નકારની પ્રતિભાને જ્યારે આકાશગંગામાં ફીણ દેખાયું, તો પછી વૈદિક ઋષિયોની ઉજ્જ્વલ પ્રતિભાને પણ તે દૃષ્ટિગોચર થયું હોય, તો તેમાં આશ્ચર્ય જેવું શું છે વારુ? પારસી ધર્મગ્રંથમાં પણ, **મિથ્ર** રાક્ષસોપર પોતાના **વનંત**રૂપી વજ્રને ફેંકે છે, એવું વર્ણન છે. **વનંત** એટલે પારસી દસ્તૂરોના અભિપ્રાય પ્રમાણે આકાશગંગા જ છે. એપરથી ઇન્દ્રનું ફેનરૂપી શસ્ત્ર તે આકાશગંગા જ છે, એમ નિઃસંશય સિદ્ધ થાય છે. ત્યારે હવે જો સંપાતની એ પ્રમાણે આપણે માનેલી સ્થિતિને સ્વીકારીએ તો નમુચિની કથાનો ઘણો જ સારો નિર્ણય થઇ ગયેલો આપણા જોવામાં આવી શકે છે.

હવે મૃગાનુસારી ભયંકર વ્યાધ જે રુદ્ર તે વિશેની કથા તરફ આપણે વળીએ. પૌરાણિક કથાઓમાંના રુદ્રનું, મસ્તકે ગંગા, સ્મશાનવાસની પ્રિયતા ને કિરાતવેષ, એવા પ્રકારનું વર્ણન છે. એ ઘટનાઓ, પિતૃયાનના દ્વારમાં અને આકાશ ગંગાથી જરાક નીચે જે વ્યાધ છે, તેને જ રુદ્ર સમજવાથી સારી રીતે એક બીજા સાથે મળતી આવી જાય છે. પરંતુ એ વાર્ત્તાઓનો પ્રસ્તુત પ્રશ્ન સાથે કશો પણ સંબંધ નથી. કિંતુ આપણે તો રુદ્રની વર્ષક્રમમાંની સ્થિતિને દર્શાવનારી ઘટનાઓને જ જોવાની છે. વસંત-સંપાત ઓરાયનમાં હોતાં પ્રજાપતિથી એટલે કે ઓરાયનથી જ વર્ષનો આરંભ થતો હતો. હવે રુદ્રે પ્રજાપતિને મારી નાખ્યો; અને પૂર્વે કહ્યા પ્રમાણે પ્રજાપતિ, સંવત્સર અને યજ્ઞ એ સર્વ શબ્દો સમાનાર્થક છે—એટલે કે, રુદ્રે પ્રજાપતિને એટલે યજ્ઞને સંવત્સરના આરંભમાં માર્યો, એવો જ ભાવાર્થ નીકળે છે. એ જ વાર્તાના આધારથી રુદ્રના હસ્તે થયેલા દક્ષયજ્ઞના વિધ્વંસની કથા રચાયલી હોવી જોઇએ. 'મહાભારત'માં† રુદ્રે યજ્ઞના હૃદયને બાણવડે વિદ્ધ કર્યું; ત્યાર પછી તે વિંધાયલો યજ્ઞ અગ્નિસહિત મૃગ થઇને પલાયન કરી ગયો અને તેજ રૂપે આકાશમાં જઇને રુદ્ર જાણે તેની પાછળ પડેલો છે એવા રૂપે તે ત્યાં વિરાજમાન થયા કરે છે," એવું વર્ણન આપેલું છે. એના

---

* "प्रजानाथं नाथ प्रसभमभिकं स्वां दुहितरं गतं रोहिद्भूतां रिरमयिषु मृष्यस्य वपुषा। धनुष्पाणेर्यातं दिवमपि सपत्राकृतममुं त्रसन्तं तेऽद्यापि त्यजति न मृगव्याधरभसः" ॥

શિવમહિમ્ન સ્તોત્ર, શ્લોક, ૨૨.

† "ततः स यज्ञं विव्याधरौद्रेण हृदि पत्रिणा। अपक्रांतस्ततो यज्ञो मृगो भूत्वा सपावकः ॥

આધારે જ **રુદ્રને યજ્ઞહા** નામ મળેલું હોવું જોઇએ. 'તાંડ્યબ્રાહ્મણ'*માં આપેલી એ પ્રજાપતિની કથા એથી જરાક ભિન્ન છે. ત્યાં તેણે પોતે જ પોતાને બલિ આપવાના હેતુથી દેવોને આધીન કર્યાંનું વર્ણન આપેલું છે. હવે એ ગમે તેમ હોય, તોય રુદ્રે યજ્ઞ એટલે કે પ્રજાપતિને સંવત્સરના આરંભમાં માર્યો, એ વાત તો જાણે નિશ્ચિત છે. એ કાળના સંબંધમાં એક બીજી પણ સૂચક વાર્ત્તા મળી આવે છે અને તે એ કે શૂલગવ યજ્ઞ વસંતમાં અથવા તો શરદ્‌ઋતુમાં આર્દ્રા નક્ષત્રમાં કરવો, એમ 'આશ્વલાયન ગૃહ્યસૂત્ર'માં† કહેલું છે. હાલમાં એ વાક્યનો અર્થ, જે દિવસે ચંદ્ર આર્દ્રામાં હોય, તે દિવસે—પછી તે દિવસ ગમે તે હોય—એ યજ્ઞનો આરંભ કરવો, એ પ્રમાણે લેવામાં આવે છે. પરંતુ, એનો મૂળનો અર્થ, વસંતમાં અથવા તો શરદ્‌ઋતુમાં આર્દ્રા નક્ષત્રમાં પૂર્ણમાસ કિંવા દર્શ હોય તે વેળાએ જ એ યજ્ઞનો આરંભ કરવો, એવો જ હોવો જોઇએ એમ જણાય છે. એ અર્થને સ્વીકારવાથી એ યજ્ઞ ઉત્પન્ન થયો. તે વેળાએ વસંતસંપાત આર્દ્રા નક્ષત્ર પાસે હતો, એમ નિષ્પન્ન થાય છે. ત્યાર પછી કેટલાક કાળે સંપાત પાછળ આવતાં પૂર્ણ માસ કિંવા દર્શ આર્દ્રા નક્ષત્રમાં વસંતમાં કિંવા શરદ્‌માં થતા અટકી પડયા પછી એ યજ્ઞનો આરંભદિવસ પૂર્ણમાસ કિંવા દર્શ લેવો શકય ન હોવાથી એ ઋતુમાંનો ચંદ્ર આર્દ્રા નક્ષત્રમાં હોય, તેવો કોઇપણ દિવસ આરંભ માટે સ્વીકારી લેવો, એવો અર્થ થઈ ગયેલો હોવો જોઇએ. પરંતુ આ વાર્ત્તા એટલી બધી નિશ્ચય કરાવનારી નથી. રુદ્રની પાસે શ્વાનો છે, એ 'વાજસનેયી સંહિતા'માંના વર્ણનથી વૈદિક ઋષિઓ વ્યાધ પાસે એટલે કે રુદ્ર પાસેના શ્વાનપુંજને સારી રીતે જાણતા હતા એમ દેખાય છે અને એ વાર્ત્તા પણ ખાસ કરીને ધ્યાનમાં રાખવા જેવી છે.

એ પ્રમાણે મૃગશીર્ષમાં વસંતસંપાત હતો, એમ સ્વીકારવાથી આપણાં પુરાણોમાંના મુખ્ય મુખ્ય દેવતાઓનું મૂળ અને સ્થાન તે તારકાપુંજમાં અથવા તો તેની આસપાસમાં કયાંય પણ છે, એમ આપણને સર્વથા સ્પષ્ટ દેખાયું. વસંતમાં મળી આવતા સાત્ત્વિક વૃત્તિવાળા દેવતાઓ વિષ્ણુ, મેઘ અને વિદ્યુદ્ આદિનો અધિપતિ રુદ્ર અને વર્ષારંભ કરનાર યજ્ઞદેવતા પ્રજાપતિ, એ સર્વનો એક જ સ્થાનમાં મેળ મેળવેલો છે. એકંદર આપણી ત્રૈમૂર્ત્તિનું પૂર્ણ સ્વરૂપ એ તારકાપુંજમાં જ્યારે વસંતસંપાત હતો તે વેળાએ પ્રતિબિંબિત થયું હતું.

---

स तु तेनैव रूपेण दिवं प्राप्य व्यराजत । अन्वीयमानो रुद्रेण युधिष्ठिर नभस्तले." ॥

म. भा. સૌપ્તિક પર્વ ૧૮, ૧૩-૧૪.

આમાં વૈદિક ગ્રંથોમાં કહ્યા પ્રમાણે મૃગનું શીર્ષ વિંધાયલું કહ્યું નથી; કિંતુ મૃગના હૃદયને વિદ્ધ થયેલું બતાવ્યું છે. એથી મહાભારતના કાલમાં સમસ્ત મૃગ આકાશમાં હોવાની કલ્પના હોવી જોઈએ, એમ દેખાય છે. * 'તાંડ્યબ્રાહ્મણ' ૭-૨-૧. અને 'તૈત્તિરીય બ્રાહ્મણ' ૩-૯-૨૨-૧. † 'આશ્વલાયન ગૃહ્ય સૂત્ર' ૪-૯-૨.

દત્તાત્રેય નામના એ ત્રિમૂર્ત્તિ સ્વરૂપને શ્વાનરૂપી વેદોએ અનુગમ્યમાન તરીકે વર્ણવેલું છે. મૃગશીર્ષમાંના ત્રણ તારા અને તેમની પાછળ રહેલા શ્વાનપરથી તે સ્વરૂપની કલ્પના કરવી કઠિન નથી. આકાશના બીજા કોઈ પણ ભાગમાં એ સર્વ ઘટનાઓ એટલી બધી મનોવેધક રીતિથી એકત્ર થયેલી મળી આવવી સર્વથા કઠિન છે.



## ષષ્ઠ દર્શન.

### ઓરાયન્ અને તેનો પટો.

મૃગશીર્ષ વિશે વિચાર કરતાં ગ્રીક લોકોએ ઓરાયનપુંજને પોતે જ નામ આપ્યું હતું, એમ પ્લૂટાર્કના કથનથી સ્પષ્ટ થાય છે, એ તો ઉપર કહેલું જ છે; અને તે સ્થળે એ કથનને પુષ્ટિ આપનારી અને એક સમયમાં વસંતસંપાત ઓરાયનપુંજમાં હતો, એ મતને સિદ્ધ કરનારી કેટલીક વૈદિક ઘટનાઓનું પણ આપણે પરીક્ષણ કરી ચૂક્યા છીએ. હવે એ તારકાપુંજનું નામ અને આકૃતિ ગ્રીક, પારસી અને ભારતીય આર્ય લોકો એકબીજાથી ભિન્ન કિંવા દૂર થવા પૂર્વે જ નિશ્ચિત થયાં હતાં, એમ સિદ્ધ કરી બતાવનારી કેટલીક વાર્ત્તાઓનો આપણે વિચાર કરવાનો છે. એ ઘટનાઓ અને કદાચિત્ ઓરાયન્ નામ સુદ્ધાં તે કાળમાં વસંતસંપાત મૃગશીર્ષપુંજ પાસે હતો, એમ માનવાથી જ સારી રીતે સમજવામાં આવી શકે છે, એમ હવે પછીના વિવેચનથી દેખાઈ આવશે.

પૂર્વે બતાવેલું જ છે કે, કદાચિત્ **અગ્રહાયણ** શબ્દની નહિ; તોપણ **આગ્રહાયણી** શબ્દની પરંપરા તો **પાણિનિના** કાળપર્યન્ત આપણે લગાડી શકીએ છીએ અને એ શબ્દ નક્ષત્રવાચક હોવાથી તે પૌર્ણિમાના **આગ્રહાયણી** નામપરથી થયેલો છે, એમ કહેવું ભૂલભરેલું છે. **હાયન** શબ્દ ઋગ્વેદમાં આવેલો નથી; પણ 'અથર્વવેદ' અને 'બ્રાહ્મણો'માં આવેલો છે. **પાણિનિના** મત પ્રમાણે એ શબ્દ **'હા'** એટલે **જવું** અથવા **ત્યાગવું**, એ ધાતુમાંથી નીકળેલો છે અને તેના **વ્રીહિધાન્ય** તથા **વેળા** એવા બે અર્થ છે અથવા થાય છે. એ **હાયન** શબ્દનો **અયન** અને **આગ્રયણ** (એટલે કે, અર્ધવાર્ષિક યજ્ઞ) એ બે શબ્દો સાથે સંબંધ જોડવાથી એ બન્ને અર્થોનાં કારણો તત્કાળ સમજવામાં આવી જાય છે. એકંદર વર્ષના અયનાત્મક બે વિભાગો અત્યંત પ્રાચીન છે. એ ભાગો પૂર્વે દેવયાન અને પિતૃયાન રૂપે હતા. એ વિશે પૂર્વે વિવેચન કરેલું જ છે. એ **અયન** શબ્દની આગળ 'હ્' જોડવાથી **હયન** શબ્દ સહજ સિદ્ધ થાય છે. એવી રીતે જે શબ્દના આરંભમાં સ્વર રહેલો હોય, તેવા શબ્દોને 'હ્' લગાડવાની રીતિ અત્યારે પણ ચાલતી આપણા જોવામાં આવી શકે છે. ઉદાહરણાર્થ, અંગ્રેજી

'હિસ્ટરી' (ઇતિહાસ) શબ્દ 'ઇસ્તરી'માંથી નીકળેલો છે, એમ સ્વ. મૅક્સમૂલરે પોતાના 'ભાષાશાસ્ત્ર' નામના ગ્રંથમાં બતાવેલું છે. અર્થાત્ **અયન** શબ્દપરથી **હાયન** અને પછી તેપરથી **હાયન** શબ્દને સાધ્ય કરવામાં આવે, તો તેમાં વિલક્ષણતા જેવું કાંઈ-પણ નથી. હવે જો એક જ શબ્દનાં બે સ્વરૂપો હોય, તો તેમનો અમુક એક એક કાર્યમાં ઉપયોગ થઇને તેમનામાં અર્થભિન્નતાનો આવિર્ભાવ થાય છે. એવા શબ્દોને સંસ્કૃત કોષકારો યોગરૂઢ શબ્દો કહે છે—એટલે કે, એ શબ્દોમાં ધાત્વર્થ અને રૂઢિ ઉભયનો થોડો થોડો ભાગ હોય છે. એ પ્રમાણે **અયન** શબ્દનો **અર્ધવર્ષ** એ પૂર્વનો અર્થ કાયમ રહીને **હાયન** શબ્દ સમસ્ત વર્ષનો વાચક થઈ બેઠેલો હોવો જોઇએ. હવે **અય-નનું** રૂપ **હયન** થયા પછી **આગ્રયણ** એટલે કે **અગ્ર+અયનનું અગ્ર+હયન** કિંવા **અગ્રહયણ** એવું રૂપ સહજ જ થયું; અને **હયનનું પાણિનિના** પ્રજ્ઞાદિગણના અન્વયે **હાયન** રૂપ થતાં **અગ્રહયણનું અગ્રહાયણ** રૂપ થયું, એ સ્પષ્ટ જ છે.

પરંતુ વર્તમાન વ્યુત્પત્તિશાસ્ત્રના નિયમ પ્રમાણે આ રીતિ જો કે આટલી બધી સાદી અને સરળ દેખાય છે; તો પણ આપણા વૈય્યાકરણોએ એને માન્ય કરી નહોતી. આરંભમાં 'હ્' અક્ષર જોડવો અથવા હોય તો તેને કાઢી નાખવો, એ તત્ત્વના આધારે ઘણાક સંસ્કૃત શબ્દોની વ્યુત્પત્તિ સહજમાં જ કરી શકાય એમ છે. મૃગના મસ્તકમાંની ત્રણ તારાઓ માટે ઇન્વકા કિંવા **હિન્વકા** એ શબ્દો યોજેલા છે. પરંતુ સંસ્કૃત વ્યાકરણકારો એ બન્ને શબ્દોને ઇન્વ્ અને **હિન્વ્** એ બે ભિન્ન ભિન્ન ધાતુઓ-માંથી સિદ્ધ કરે છે. પરંતુ તેમણે, ઇન્વ, હિન્વ્; અય, હય્; અટ્, હટ્; અને **અન્**, **હન્**; એવાં બમણાં રૂપો શા માટે હોવાં જોઇએ, એનું કારણ કદાપિ આપેલું નથી. તેમનું કહેવું એમ છે કે, **અયન** શબ્દ **અય્**—જવું એ ધાતુમાંથી નીકળેલો છે, **હયન** **હય્**—જવું એમાંથી નીકળેલો છે અને **હાયન**, શબ્દ **હા**—જવું એ ધાતુમાંથી ઉત્પન્ન થએલો છે. પરંતુ સર્વ શબ્દોની એ પ્રમાણેની જ વ્યવસ્થા ન કરી શકાવાથી અનેક વાર તેમને **પૃષોદરાદિ*** ગણનો આશ્રય લેવો પડ્યો છે. હવે એ ગમે તેમ હોય તો પણ એટલું તો ખરું કે, અયન અને **હાયન** એ ઉભયશબ્દોનો મૂળ ધાત્વર્થ તો ગમન જ છે; અને જ્યારે એ ઉભયનો કાળભાગ બતાવવાના કાર્યમાં ઉપયોગ થવા લાગ્યો, ત્યારે એમને વિશિષ્ટ અર્થ પણ મળ્યો—એટલે કે, અયન શબ્દ અર્ધવર્ષ વાચક થયો અને **હાયન** પૂર્ણવર્ષ વાચક થયો. હવે પ્રથમ અયનનો આરંભ તે જ વર્ષનો પણ આ ભ

---

* **પૃષોદર** શબ્દ **પૃષત્** અને **ઉદરના** સંયોગથી થયેલો છે. એમાંના **ત** ના લોપ માટેનો કાંઈ નિયમ ન હોવાથી એ શબ્દ અનિયમિતતાથી સિદ્ધ થનારા સર્વ શબ્દોનો પ્રતિનિધિ થએલો છે. **પૃષોદરાદિ ગણ** એટલે અનિયમિતતાથી સિદ્ધ થતા શબ્દોનો વર્ગ. વિશેષ માટે જુઓ **પાણિનિકૃત** "અષ્ટાધ્યાયી."

હોવાથી અયનારંભ વાચક આગ્રયણ શબ્દનો સંવત્સરારંભ વાચક આગ્રહાયણ તરીકે રૂપભેદ થઈ ગયો.

અયન શબ્દના અર્થ વિશે વિચાર કરતાં, પ્રથમતઃ 'સૂર્યનું ગમન' એટલો જ તેનો અર્થ હોઇને પછીથી એ ગમનપરથી 'નિયમિત થએલો સમય' એટલે કે, 'અર્ધ વર્ષ' એવો તેનો અર્થ થએલો હોવો જોઇએ, એમ જણાય છે; અને એ પ્રત્યેક અયનારંભના દિવસે આગ્રયણેષ્ટિ કરવાની બે અર્ધવાર્ષિક ઇષ્ટિઓ હોવી જોઇએ, એમ ભાસે છે. વેદકાળ પછીના 'મનુસ્મૃતિ' આદિ ગ્રંથોમાં **આગ્રયણેષ્ટિને નવાન્નઇષ્ટિ** કહેલી છે. પરંતુ સંપાત ચલનને લીધે ઋતુ પાછળ અને પાછળ આવતાં એ ઇષ્ટિ અયનના આરંભમાં ન થતાં બીજા કોઇ પણ સમયે થવા લાગ્યાથી મનુ આદિકની ઉપર કહેલી કલ્પના થએલી હોવી જોઈએ. કારણ કે, આશ્વલાયને 'શ્રૌતસૂત્રો'માં બે જ આગ્રયણેષ્ટિઓ કહેલી છે. તેમાંની એક વસંતના આરંભમાં કરવાની અને બીજી શરદ્ના આરંભમાં કરવાની. વસંત અને શરદ્ એ બે ઋતુઓ પૂર્વે કહ્યા પ્રમાણે દેવયાન અને પિતૃયાનના એટલે કે, જૂના ઉત્તરાયણ અને દક્ષિણાયનના આરંભ છે. આશ્વલાયને હવન માટે વ્રીહિ, શ્યામાક અને યવ એ ત્રણ ધાન્યો* કહેલાં છે; અને એપરથી જ પછી ત્રણ આગ્રયણેષ્ટિઓની કલ્પના નીકળેલી હોવી જોઇએ, એવું સ્પષ્ટ અનુમાન કરી શકાય છે. 'તૈત્તિરીય સંહિતા'† માંના "સંવત્સરમાટે બે વાર ધાન્ય સીજવવું" એ વચનપરથી એ કલ્પના મૂળની નથી, એ તો સ્પષ્ટ જ દેખાઇ આવે છે. સારાંશ કે, પૂર્વે પ્રત્યેક અયનના આરંભમાં એક એક, એવી રીતે એકંદર બે ઇષ્ટિઓ હતી અને તે સમયે આગ્રયણનો પછીના ગ્રંથોમાં કહ્યા પ્રમાણે નવાન્નભક્ષણ સાથે કશો પણ સંબંધ નહોતો, એમ સ્પષ્ટ દેખાય છે. કારણ કે, એવો અર્થ લીધાવિના આશ્વલાયનના કથન પ્રમાણે ઇષ્ટિઓ વસન્ત અને શરદ્ ઋતુના જ આરંભમાં શામાટે કરવી, એનું કશું પણ નિરાકરણ થઈ શકતું નથી.

ત્યારે એ પ્રમાણે અમરસિંહના આગ્રહાયણી શબ્દની પરંપરા પાણિનિની પૂર્વે વેદકાળપર્યન્ત પણ એટલે કે, આગ્રયણી એ વૈદિક શબ્દસાથે પણ, લગાડી શકાય છે. પરંતુ વૈદિકકાળમાં આગ્રયણી શબ્દનો 'એક તારકાપુંજ' એવો અર્થ હતો, એ માટેનો આધાર શો? એવો પ્રશ્ન સહજ જ ઉત્પન્ન થાય છે. પાણિનિના સમયમાં ચાલતો 'આગ્રહાયણી'નો 'મૃગશીર્ષ' નક્ષત્ર, એ અર્થ અર્થાત્ પરંપરાગત જ હોવો જોઇએ. હવે, પ્રત્યેક અયનનો આરંભ સૂર્ય જ્યારે કોઈ પણ નક્ષત્રમાં હોય ત્યારે જ થવાનો. એટલા માટે આગ્રયણ શબ્દનો ધીમેધીમે 'અયનના આરંભમાં સૂર્યની સાથે ઉદિત થનાર નક્ષત્ર' એવો અર્થ થઈ ગયો, એમ સમજવામાં કશોપણ પ્રત્યવાય આવે તેમ નથી

---

* 'આશ્વલાયન ગૃહ્યસૂત્ર' ૧-૨-૯-૧. † 'તૈત્તિરીયસંહિતા' ૫-૧-૭-૩.

જ. વૈદિક ગ્રંથોમાં 'આગ્રયણનો 'તન્નામક નક્ષત્ર' એવા અર્થને બતાવનારું વચન ક્યાંય પણ મળી આવતું નથી. પરંતુ 'તૈત્તિરીય સંહિતા'માં યજ્ઞમાંના ગ્રહોનો એટલે કે, પાત્રોનો આરંભ આગ્રયણથી હોવો જોઇએ, એમ કહેલું છે, અને એ પાત્રોમાંના બીજાં બે પાત્રોને શુક્ર અને મંથિન્ એવાં ગ્રહવાચક નામો આપેલાં* છે. એપરથી આગ્રયણ પણ આકાશમાંના તારાગણને સૂચવનારું નામ જ હોવું જોઇએ, એવું અનુમાન થઈ શકે છે; અને તેના સ્થાનપરથી તે નક્ષત્ર વર્ષારંભ કાળનું હોવું જોઇએ એમ પણ જણાય છે. યજ્ઞગ્રંથોમાંનો પાત્રવાચક 'ગ્રહ' શબ્દ આકાશમાંના ગ્રહોનો વાચક થયો. એ યજ્ઞપાત્રોની સંખ્યા અને ચંદ્ર તથા સૂર્યઆદિ આપણા ગ્રહોની સંખ્યા એક સરખી જ છે. એટલા માટે અત્યારનો મૃગશીર્ષ વાચક આગ્રહાયણ શબ્દ તે વૈદિક આગ્રયણ શબ્દનું જ રૂપાન્તર હોવું જોઇએ અને મૃગશીર્ષને પૂર્વે યજ્ઞકર્મમાં લોકો આગ્રયણ કહેતા હોવા જોઇએ, એવો ઘણો જ સંભવ દેખાય છે. આગ્રયણેષ્ટિના ખરા અર્થનો લોપ થતાં આગ્રહાયણ અર્થાત્ આગ્રયણ શબ્દનો 'અયનારંભનું નક્ષત્ર' એ અર્થ જતો રહીને જે મહિનામાં તે ઇષ્ટિ થાય છે, તે મહિનાનો તે વાચક થયો અને તેપરથી 'मासानां मार्गशीर्षोऽहम्' આદિ કલ્પનાઓનો ત્યાર પછી પ્રાદુર્ભાવ થયો. આગ્રયણ શબ્દના 'મૃગશીર્ષ' અર્થનો ગમે તે પ્રકારે લોપ થયો હોય, તો પણ આગ્રહાયણીનો પાણિનિના કાળમાં તો 'ઓરાયન્ નક્ષત્રપુંજ' એવો જ અર્થ થતો હતો, એ તો નિશ્ચિત જ અને એ અર્થ પરંપરાગત જ તેના જાણવામાં આવેલો હોવો જોઇએ.

એ મૃગશીર્ષ એટલે કે, ઓરાયન્પરથી કેવી કેવી કથાઓ ઉત્પન્ન થઈ હતી, એ તો આપણે પૂર્વે જોયું જ છે. એકવાર તે પોતાની જ કન્યાનો અભિલાષ કરનાર પ્રજાપતિનું શિર થયું હતું; કેટલાકોએ તેને યમલોકના દ્વારમાં ઇંદ્રે છેદેલું નમુચિનું શિર માન્યું હતું; ગ્રીક લોકોમાં પણ ઓરાયન્ની એવી જ બે ત્રણ પ્રકારની કથાઓ છે. કેટલાકો કહે છે કે;–"ઓરાયન્માં ઇઑસ્ (ઉષસ્) નો પ્રેમ થવાથી તે તેને દૂર લઈ ગઈ, પરંતુ એ વાર્તા દેવોને ન રુચવાથી આર્ટેમિસે તેને આર્ટિજિયામાં બાણવડે ઠાર મારી નાખ્યો." બીજાઓ કહે છે કે, "આર્ટેમિસ્નો તેનામાં પ્રેમ બંધાયો. પરંતુ તેના બંધુ ઍપોલોએ એ વાતને સહન ન કરી શકવાથી તે, તેને સમુદ્રમાંની એક દૂરની વસ્તુ બતાવીને કહેવા લાગ્યો કે, 'આ વસ્તુને તું બાણવડે છેદી શકે તેમ નથી' અને એથી ઉશ્કેરાઇને તરત તેણે નિશાન તાકીને તે વસ્તુને બાણવડે છેદી નાખી. પરંતુ પાછળથી તે વસ્તુ એટલે સમુદ્રમાં તરતા ઓરાયન્નું જ શિર હતું,

* રુદ્રમાં પણ શુક્ર, મંથિન્, આગ્રયણ, વિશ્વેદેવ અને ધ્રુવ એ નામો એક જ સ્થળમાં એક બીજાની પછી અનુક્રમે આવેલાં છે.

એમ જાણવામાં આવ્યું." વળી બીજા કેટલાકો એમ પણ કહે છે કે;–"ઓરાયને આર્ટેમિસ્‌નો અયોગ્ય રીતે અભિલાષ કરવાથી તે–આર્ટેમિસે તેને એક જ બાણવડે ઠાર કરી નાખ્યો." એ સર્વ કથાઓમાં અભિલાષ, બાણ અને મસ્તકછેદન એ વૈદિક ગ્રંથોમાંના સર્વ વિષયો મળી આવે છે. એ નક્ષત્રનો સૂર્યોદયના સમયે અસ્ત થવા માંડવો, એ વાદળાં વગેરેનું એટલે કે, વર્ષાકાળના આગમનનું લક્ષણ છે, એમ ગ્રીક લોકો માનતા હતા; અને તદન્વયે એ નક્ષત્રને, ઇંબ્રિફ્રૂ અથવા ઍકવોસસ્‌ એટલે કે, વર્ષાકાળને લાવનાર, એવાં અર્થનાં નામો તેમણે આપ્યાં હતાં. અર્થાત્‌ વેદોમાં શ્વ નામક તારકાને જેવી રીતે વર્ષારંભ કરનારી માનેલી છે; અને તેને જ વળી શુનાશિરૌ નામથી પર્જન્યાગમન સૂચક કહેલી છે; તેવો જ પ્રકાર ગ્રીક લોકોનો પણ ઉપર્યુક્ત વિષયમાં સમજવાનો છે.

પરંતુ જર્મન્‌ લોકોની દંતકથાઓ તો વળી એના કરતાં પણ વિશેષ સ્પષ્ટ છે. પ્રોફેસર કુહન કહે છે કે;—"અમારી પ્રાચીન અને અર્વાચીન ઉભય દંતકથાઓમાં એક વ્યાધ છે. તેને પૂર્વે વોડન્‌ કિંવા ગોડન્‌ નામનો એક મુખ્ય દેવ માનતા હતા. એ એક હરિણની પાછળ પડીને તેને બાણ મારે છે, એ વિશેની કેટલીક કથાઓ છે. જર્મન્‌ કથાઓમાં એ હરિણ એટલે તે સૂર્યદેવતાનું પ્રાણી છે. એટલે કે, આ સર્વ વાર્ત્તા વેદોમાંના રુદ્રે ઋષ્યરૂપી પ્રજાપતિને મારવા વિશેની વાર્ત્તાના જેવી જ છે. તેમજ જર્મનીમાંના અને ઇંગ્લંડમાંના મધ્યયુગીય* તપશ્ચરણ નિયમ વિષયક ગ્રંથોમાં એવું વર્ણન છે કે, જૂના વર્ષનો અંત અને નવા વર્ષનો આરંભ એમની વચ્ચેના 'ડાએ જવોલ્ફ્ટન' એટલે કે, વૈદિક દ્વાદશાહ નામના કાળમાં તે કાળના લોકો એક ખેલ કરતા હતા અને એ ખેલમાં મુખ્ય કાર્ય કરનારા બે માણસો રહેતાં–તેમાંથી એક હરિણનો વેષ લેનાર અને બીજો હરિણીના વેષમાં દેખાવ આપનાર. સમસ્ત વર્ષમાં એ બાર દિવસનો સમય અત્યંત પવિત્ર હોવાથી અને તે વેળાએ, દેવો મનુષ્યોનાં ગૃહો જોવા માટે પૃથ્વીપર ઉતરે છે, એવી કલ્પના પ્રચલિત હોવાથી ઉપર કહેલો ખેલ તે દેવોના જ કાંઈક ચરિત્રને બતાવનારો હોવો જોઇએ, એમ માનવામાં કશોપણ પ્રત્યવાય નથી. એકંદર રીતે ભારતીય અને જર્મન્‌ લોકોની જૂની દંતકથાઓમાં બહુ જ સામ્ય રહેલું છે, એમ તો આ પ્રમાણોથી સ્પષ્ટ દૃષ્ટિગોચર થઇ શકે છે."

ઉપર્યુક્ત વર્ણનમાં આવેલો હરિણનો ખેલ જૂના વર્ષ અને નવા વર્ષની વચ્ચેના બાર દિવસના સમયમાં થતો હતો અને તે દિવસોને 'શ્વાનના દિવસો'† ના નામથી ઓળખેલા છે અને તેથી એ દિવસોનો હરિણ તથા વ્યાધ સાથે કાંઇપણ સંબંધ હોવો જોઇએ, એમ જણાય છે. ઉપર કહેલું જ છે કે, આપણામાં પ્રથમ ચાંદ્ર અને સૌર

* Mediaeval Penitentials. † Dog days.

વર્ષનો મેળ મેળવવા માટે પ્રતિવર્ષ ચાંદ્ર વર્ષના અંતમાં બાર દિવસ ગણવામાં આવતા હતા. અને એ જ તે જર્મન્ લોકોના પવિત્ર બાર દિવસનું મૂળ હોવું જોઇએ. વૈદિક ગ્રંથોમાં પણ એ દ્વાદશાહ તે વાર્ષિક સત્ર માટે દીક્ષા લેવાનો કાળ હોવાથી પવિત્ર મનાયલો હતો. જો એ મૃગ અને વ્યાધ વર્ષારંભ કરતાં હતાં, તે સમયને અનુલક્ષીને ઉદ્ભવેલી દંતકથાઓ છે, એમ માની એ, તો એમની ઉપપત્તિ સહજમાં જ કરી શકાય છે. આગળ એક સ્થળે કહેલું જ છે કે, ઋગ્વેદમાં "ઋતુદેવતા ઋભુને શ્વાન વર્ષના અંતમાં જાગ્રત કરતો હતો.' એવું વર્ણન છે અને એ જ વાર્તા પાશ્ચાત્ય દેશમાંના શ્વાનોના દિવસોનું મૂળ હોય, એમ દેખાય છે. અત્યારે હવે એ દિવસોનું વાર્ષીય સ્થાન બદલાઈ ગયું છે; પરંતુ તેનું કારણ સંપાત ચલનને લીધે ઋતુઓ પાછળ પાછળ આવતા જાય છે એ જ છે. પૂર્વેનું અને અત્યારનું પિતૃપક્ષનું સ્થાન તે એનું બીજું ઉદાહરણ છે. પૂર્વે એ પિતૃપક્ષ દક્ષિણાયનના આરંભમાં રહેતો, પણ અત્યારે હવે તેમ નથી. એ વિશે પૂર્વે એક સ્થળે વિવેચન કરેલું જ છે. તાત્પર્ય કે, ઓરાયન્ કિંવા વ્યાધ નક્ષત્રમાં વસંતસંપાત હતો. તે સમયને અનુલક્ષીને જ ઉપર વર્ણવેલી જર્મન્ કથાઓ ઉદ્ભવી છે. એમ માન્યા વિના એ હરિણનો ખેલ જૂના વર્ષના અંતમાં અને નવા વર્ષના આરંભમાંના બાર દિવસના સમયમાં જ શા માટે થતો હતો અને તે દિવસોને 'શ્વાનના દિવસો' શા માટે કહેવામાં આવતા હતા, એનો કદાપિ નિર્ણય થઇ શકે તેમ નથી જ.

હવે, આ સર્વ વિવેચનથી સ્પષ્ટ જાણવામાં આવી શકે તેમ છે કે, જર્મન્ અને ગ્રીક લોકોમાં, ઓરાયન્‌માં વસંતસંપાત હોઇને જે વેળાએ વર્ષારંભ થતો હતો, તે કાળનું સ્મરણ અદ્યાપિ રહેલું છે. પૂર્વે બતાવ્યા પ્રમાણે પારસી લોકોના પ્રાચીન પંચાંગપરથી પણ એ જ કાળનું અનુમાન થાય છે. એટલે કે, પારસી, ગ્રીક, જર્મન્ અને ભારતીય એ આર્ય લોકોના ચાર વર્ગો એ કથાઓ ઉત્પન્ન થયા પછી અને આગ્રયણ કિંવા ઓરાયનનું સ્વરૂપ નિશ્ચિત થયા પછી જ એક બીજાથી વિભક્ત થયા છે, એમ જણાય છે. આ વાર્ત્તાને સિદ્ધ કરવા માટે બીજાં પ્રમાણોની આવશ્યકતા હોય, એમ ભાસતું નથી. છતાં બીજી પણ એક ચમત્કારિક વાર્ત્તામાં એ રાષ્ટ્રોના પરસ્પર વિશેષ સામ્યનો પરિચય દેખાઈ આવે છે અને તે વાર્ત્તા રસપૂર્ણ અને મહત્ત્વની હોવાથી આપણે અહીં તેનો પણ થોડોક વિચાર કરીશું.

ગ્રીક પુરાણોમાં, ઓરાયન્ પોતાનો વધ થવા પછી આકાશમાં નક્ષત્ર રૂપથી રહ્યો; અને ત્યાં તે પટો, તલવાર, સિંહચર્મ તથા ગદા આદિ ધારણ કરનાર રાક્ષસના રૂપમાં દૃષ્ટિગોચર થાય છે, એવું વર્ણન છે. હવે ઓરાયન્‌ની ઉત્પત્તિ જો ઉપર કહેલાં આર્યરાષ્ટ્રોની વિભકતતા થવાથી પૂર્વની હોય, તો એ ઓરાયન્‌નાં ઉપકરણો વિશે તે સર્વના ગ્રંથોમાં કાંઈ પણ ઉલ્લેખ મળવો જ જોઇએ, એવી શંકા સહજ ઉત્પન્ન થાય

છે અને જરા સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતાં તેવા ઉલ્લેખો અવશ્ય આપણુને મળી આવે છે. વેદોમાં મૃગશીર્ષની દેવતા **સોમ** છે અને **સોમ** એટલે પારસી લોકોનો **હુઓમ.** અવેસ્તામાંના એ **હુઓમ**ના સૂકતમાં એક શ્લોક છે અને તેમાં "હે **હુઓમ**, તને મઝ્દે (ઈશ્વરે) એક તારાખચિત મેખલા આપેલી છે," એમ કહેલું છે. પણુ મૂળમાં જે "**ઐવ્યઓંઘનેમ્**' એવો શબ્દ છે, તેની **મેખલા** શબ્દથી યોગ્ય કલ્પના આવી શકે તેમ નથી. એ શબ્દ મૂળ ઝંદ હોઇને તેનો અર્થ (કસ્તી)—એટલે કે, પારસી લોકો કમરે જે પવિત્ર સૂત્ર ધારણુ કરે છે તે–થાય છે. અર્થાત્ **હુઓમની** મેખલા તે તેની કસ્તી જ સમજવાની છે. ઓરાયન્‌ના પટાવિશે પારસી ધર્મગ્રંથોમાં એથી વિશેષ કશો પણુ ઉલ્લેખ મળતો નથી. તોપણુ ઉપરના શ્લોકના આધારે તેવા પ્રકારના ઉલ્લેખો આપણુા ગ્રંથોમાં કયે સ્થળે મળી શકશે, એની આપણુને સારી સૂચના મળી શકે છે. વદિક ગ્રંથોમાં મૃગશીર્ષને પ્રજાપતિ કિંવા યજ્ઞના નામથી ઓળ-ખવાનું તો પૂર્વે કહેલું જ છે. એટલે એ ઓરાયન્ અર્થાત્ યજ્ઞની કમરની આસપા-સના પટાને સહજ જ યજ્ઞના ઉપવસ્ત્ર અર્થાત્ યજ્ઞોપવીતના નામથી જ ઓળખવો પડશે. પરંતુ અત્યારે યજ્ઞોપવીતનો, બ્રાહ્મણુના ગળામાનું સૂત્ર,* એવો અર્થ થઈ ગયો છે; છતાં તેનો પણુ ઓરાયન્‌ના પટાસાથે એટલે કે, પ્રજાપતિ ઉર્ફે યજ્ઞના ઉપવસ્ત્ર સાથે જ ઘન સંબંધ છે, એમ પ્રમાણુપૂર્વક બતાવી શકાય એમ છે.

**યજ્ઞોપવીત** શબ્દ **યજ્ઞ** અને **ઉપવીત** એ બે શબ્દોના યોગે થએલો છે, અને એ સમાસના '**યજ્ઞ માટે ઉપવીત**' તથા '**યજ્ઞનું ઉપવીત**' એવા બન્ને વિગ્રહો થઈ શકે છે. હવે આમાંનો પ્રથમ અર્થ જો કે અશુદ્ધ કિંવા અયોગ્ય તો નથી જ, છતાં વિશેષ પ્રમાણો દ્વિતીય અર્થના પક્ષમાંજ જાય છે. પ્રયોગના લખનારાઓ એક સ્મૃતિનું પ્રમાણુ આપીને એમ કહે છે કે, પરમાત્માને યજ્ઞના નામથી ઓળખવામાં આવે છે અને એ પરમાત્માનું ઉપવીત હોવાથી એને યજ્ઞોપવીત કહેવામાં આવે છે. તે મૂળ પ્રમાણુ આ પ્રમાણે છે;–

"यज्ञाख्यः परमात्मा य उच्यते चैव होतृभिः। उपवीतं यतोस्येदं तस्माद्यज्ञोपवीतकम्"॥

पारिजाते स्मृतिसारे.

અર્થાત્ આથી દ્વિતીય અર્થ જ ગ્રાહ્ય જણાય છે. હવે જે મંત્રનો ઉચ્ચાર કરીને બ્રાહ્મણુ નિત્ય યજ્ઞોપવીત ધારણુ કરે છે, તે મંત્રનો પૂર્વાર્ધ આ પ્રમાણે છે;—

* અત્યારે યજ્ઞોપવીત શબ્દનો કેવળ 'બ્રાહ્મણના ગળામાંનું સૂત્ર' એટલો જ નહિ, કિન્તુ યજ્ઞોપવીતના અધિકારી અને દ્વિજ નામથી ઓળખાતા બ્રાહ્મણુ, ક્ષત્રિય તથા વૈશ્ય આદિ સર્વના ગળામાંનું સૂત્ર એવો વિશાળ અર્થ થએલો છે.

"यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात्" ॥

એટલે કે, 'યજ્ઞોપવીત પરમ પવિત્ર છે અને તે પૂર્વે પ્રજાપતિ સાથે ઉત્પન્ન થયું હતું.' હવે આ મંત્ર અત્યારે જે સર્વ સંહિતાઓ ઉપલબ્ધ છે તેમાંની કોઇ પણ સંહિતામાં મળી શકતો નથી; પરંતુ બ્રહ્મોપનિષદ'માં બૌધાયને એ મંત્ર આપેલો છે. એ મંત્રનું અને ઉપર 'હોમયસ્ત'માંથી ઉદ્ધૃત કરેલા પારસી મંત્રનું પરસ્પર બહુ જ સામ્ય છે. બન્ને મંત્રોમાં એ ઉપવીતને તે દેવતાની સાથે જ ઉત્પન્ન થવાનું કહેલું છે. એ સાદૃસ્ય કાકતાલીય હોય એમ સંભવતું નથી અને એથી આપણા પવિત્ર સૂત્રની એટલે કે યજ્ઞોપવીત (જનોઇ) ની કલ્પના એ મૃગશીર્ષના પટ્ટાપરથી જ નીકળેલી છે, એમ જણાય છે. ઉપવીતનો મૂળ 'કપડાનો એક કકડો' એવો જ અર્થ છે; તેનો અર્થ 'સૂત્ર' નથી, એથી ઉપવીતનું, કમરની આસપાસ વીંટાળવા માટેનું પટ, એટલું જ મૂળ સ્વરૂપ હોય, એમ દેખાય છે. 'તૈત્તિરીય સંહિતા'માં નિવીત, પ્રાચીનાવીત અને ઉપવીત એ ત્રણ શબ્દો આવેલા છે. પરંતુ મીમાંસકોએ* એનો જનોઈ સાથે સંબંધ ન લગાડતાં યજ્ઞ સમયે ધારણ કરવાના પટસાથે અથવા તો મૃગાજિન સાથે સંબંધ દર્શાવેલો છે. સૂત્રોમાં વર્ણવેલા ઉપનયન વિધિમાં પણ જનોઈનો કશોય સંબંધ નથી. પરંતુ અત્યારે તો હવે ઉપનયનમાં જનોઈનું જ પ્રાધાન્ય થએલું છે. ઔર્ધ્વદેહિક વિધિ કરતી વેળાએ અને યજ્ઞ કરતી વેળાએ જનોઈ ઉપરાંત બીજો પણ વસ્ત્રનો એક કકડો પરિધાન કરવાનો હોય છે. અને એ રૂઢિનું મૂળ પણ ઉપર કહેલી વાર્તામાં રહેલું હોય એમ દેખાઈ આવે જે. પરિધાન કરવામાટેનાં ત્રણ જનોઈમાંનું એક ઉત્તરીય વસ્ત્રના બદલાનું છે, એમ દેવલે કહેલું† છે. એથી જૂની અને મૂળ રીતિ શી હતી, એ સ્પષ્ટ દેખાય છે. હવે આપણે તાત્પર્ય જોવાનું એટલું જ કે, યજ્ઞોપવીતનો મૂળનો અર્થ 'ન્હાનું સાંકડું વસ્ત્ર' એવો અને એટલો જ હતો પરંતુ પછીથી ધીમે ધીમે સ્મૃતિ કાળમાં તેનો 'જનોઈ' અર્થ થયો. હવે એ વસ્ત્ર કિંવા સૂત્રને પરિધાન કરવાની આપણી અને પારસીઓની અત્યારની પદ્ધતિ ભિન્ન ભિન્ન છે. પારસી લોકો એ વસ્ત્ર અથવા સૂત્રને આપણા પ્રજાપતિ પ્રમાણે જ કમરની આસપાસ વીંટાળે છે; અને આપણે તેને ડાબા ખભાની ઉપર

---

* "अत्र प्रतीयमानं निवीतादिकं वासोविषयम् । न त्रिवृत्सूत्रविषयम् । 'अजिनं वासो वा दक्षिणतः उपवीय' इत्यनेन सदृशत्वात् ॥"

એનો અર્થ એવો થાય છે કે, 'આ સ્થળે નિવીત આદિ શબ્દોનો સંબંધ વસ્ત્ર સાથે છે, ત્રિસૂત્ર (જનોઇ) સાથે નથી.' તૈત્તિરીય આરણ્યક' ૨. ૧ માંના 'અજિન' વસ્ત્રને અથવાતો 'જમણી બાજૂએ લઇને' ઇત્યાદિ વચનોથી એ સ્પષ્ટ દેખાય છે.

† "तृतीयमुत्तरीयार्थं वस्त्राभावे तदिष्यते" ॥

અને જમણી કક્ષાની નીચે ધારણ કરીએ છીએ. પણ એ આપણી પદ્ધતિનો પછીથી પ્રાદુર્ભાવ થએલો હોય એમ જણાય છે. કારણ કે, 'તૈત્તિરીય સંહિતા'માં જનોઈની નિત્યની સ્થિતિ 'નિવીત'જ આપેલી છે, અત્યારે નિવીત એટલે બન્ને હાથોને મોકળા રાખીને ગળામાં સરળ માળા પ્રમાણે રહેલી જનોઇની જગ્યા, એવો જ તેનો અર્થ થએલો છે. પરંતુ કુમારીલ ભટ્ટે પોતાના 'તંત્રવાર્તિક'માં 'નિવીત'* એટલે કમરની આસપાસ વીંટાળવાનું વસ્ત્ર, એવો પણ અર્થ આપેલો છે. આનંદગિરિ અને ગોવિન્દાનન્દે પણ શાંકર ભાષ્યપરની પોતાની ટીકામાં એવો જ અર્થ આપેલો છે. એપરથી બ્રાહ્મણો પણ પોતાના ઉપવીતને પારસી લોકો પ્રમાણે જ કમરની આસપાસ બાંધતા હતા; એટલે કે, જો કાંઈ પણ કરવાનું હોય, તો તેઓ તે વેળાએ જનોઇને કમરે ધારણ કરીને જ કરતા હતા, એમ સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. એથી દ્વિજોનું જનોઈ અને પારસીઓની કસ્તી એ બન્ને પ્રજાપતિના ઉપવીતની જ પ્રતિકૃતિયો છે, એ પ્રકટ છે. આપણામાં ઓરાયનનાં ઉપકરણોમાંનું એટલું એ ઉપવીત જ રહેલું છે એમ નથી કિન્તુ ઉપનયન વિધિનું કિંચિત્ સૂક્ષ્મ નિરીક્ષણ કરવાથી મેખલા, દંડ અને ચર્મને પણ આપણે જાળવી રાખ્યાં છે એમ દેખાઈ આવે છે. જે બાળકને જનોઈ આપવાનું હોય છે, તેની કમરની આસપાસ દર્ભની એક મેખલા બાંધવામાં આવે છે, અને તે મેખલાને નાભિ સ્થાનપાસે ત્રણ ગાંઠો મારવાની હોય છે.† એ ગાંઠો એટલે મૃગશીર્ષમાંના ઉપરના ત્રણ તારાઓની પ્રતિમા જ છે. બીજું, તે છોકરાએ હાથમાં **પલાશ**નો એક દંડ ધારણ કરવો પડે છે. નવીન ઉપનયન કરાયલા બાળકને એ ઉપરાંત મૃગાજિનની પણ આવશ્યકતા હોય છે. વસ્તુતઃ એ મૃગાજિન પૂર્વે સમસ્ત અંગપર પરિધાન કરવા માટેનું હતું; પરંતુ ધીમે ધીમે તેની ગતિ જનોઇને જ એક ન્હાનો કકડો લગાડવા સૂધી આવી પહોંચી. એવી રીતે બાળકને સજ્જ કરવો એટલે તેને પ્રજાપતિનું સ્વરૂપ આપવું જ છે. બ્રાહ્મણ થવું એટલે આદ્ય બ્રાહ્મણ પ્રજાપતિનું સ્વરૂપ ધારણ કરવું. પ્રજાપતિયે મૃગનું રૂપ ધારણ કર્યું હતું, અને તેની કમરે મેખલા હતી તથા તેના હાથમાં દંડ હતો. એટલા માટે આપણે પણ બ્રાહ્મણ થનાર બાળકને મૃગાજિન, મેખલા અને દંડ આદિ આપ્યાં. બ્રાહ્મણ બટુ (બાળક) ને એ પ્રમાણે પ્રજાપતિનો એટલે કે ઓરાયનનો ઘણો ખરો પોષાક તો મળ્યો છે, પણ ઓરાયનની તલવાર તેની પાસે નથી. એ ઉપરાંત ઓરાયનનું ચામડું સિંહનું છે અને બ્રાહ્મણ બટુ પાસેનું ચર્મ હરિ-

---

* "निवीतं केचिद्गलवेणिकाबधं स्मरन्ति । केचित्पुनः **परिकरबंधम्** तत्र गलवेणिकाबंधो युद्धादन्यत्र न प्राप्नोति । परिकरबंधस्तु सर्वे कर्मस्वव्यग्रताकरत्वात्प्राप्त इति" ॥

† "मेखलां त्रिरावर्त्य नाभिप्रदेशे ग्रंथित्रयं कुर्यात्" ॥

ણનું છે. આ ભેદનું કારણ સમજી શકાતું નથી; પરંતુ ધારી શકાય છે કે, **ઓરાયન્** વિશેની એ કલ્પનાઓ કદાચિત્ પછીથી ઉદ્દ્ભવી હશે. સિંહચર્મ માટેનું કાંઈક કિંચિત્ કારણ બતાવી શકાય એમ છે. **સાયણાચાર્યે** **મૃગ** શબ્દના **હરિણ** અને **સિંહ** એવા બન્ને અર્થો આપેલા છે એટલે એ બે રાષ્ટ્રોએ એ બે જૂદા જૂદા અર્થોનો સ્વીકાર કરેલો હોવો જોઇએ. **મૃગ** શબ્દના સત્ય અર્થ વિશે અદ્યાપિ સંશય જ છે. એકંદર રીતે નવીન ઉપનયન સંસ્કારને પામેલા બ્રાહ્મણ બટુનો પોષાક, ઓરાયનનો પોષાક અને પારસી લોકોની કસ્તી એમના ઉપર બતાવેલા વિલક્ષણ સામ્યપરથી ઓરાયનનું સ્વરૂપ અને તત્સંબંધી કથા તે એ ત્રણે લોકોની એટલે કે ગ્રીક, પારસી અને ભારતીય આર્ય જનોની ફાટફૂટ થયા પહેલાંની જ છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી.

હવે જ્યારે એ પ્રમાણે એ નક્ષત્રપુંજવિશેની પૌર્વાત્ય અને પાશ્ચાત્ય કથાઓમાં આટલું બધું સામ્ય રહેલું છે, જૂદાં જૂદાં રાષ્ટ્રોમાં તેના સ્વરૂપવિશેની કલ્પનાઓ એક સરખી જ છે; તેમજ એ નક્ષત્રપુંજની નીચે અને આગળના તારકાપુંજ કૅનિસ્* મેજર અને કૅનિસ્† માયનર એટલે કે, ગ્રીક **કવૉન્** અને **પ્રોકવૉન્** તથા આપણા **શ્વન્** અને **પ્રશ્વન્** (આગળનો કૂતરો અને પાછળનો કૂતરો) એ જ્યારે નામથી અને પરંપરાથી પણ મૂળના આર્ય જ છે, ત્યારે ઓરાયન્નું પોતાનું નામ પણ કોઈ એક પ્રાચીન આર્ય શબ્દનું જ રૂપાન્તર હોવું જોઇએ, એમ માનવામાં શો પ્રત્યવાય છે વારુ? **ઓરાયન્** સર્વથા પ્રાચીન ગ્રીક નામ છે. **ઓરાયન્, કવૉન, પ્રોકવૉન્** અને **અર્કટૉસ્** એ ચાર શબ્દોમાંના **કવૉન્** અને **પ્રોકવૉન** સંસ્કૃત **શ્વન્** અને **પ્રશ્વન્**નાંજ રૂપાન્તરો છે અને **અર્કટૉસ્** **ઋક્ષસ્** શબ્દનું રૂપાન્તર છે, એમ નિશ્ચિત કરેલું છે. એથી, બાકી રહેલા ઓરાયનનું પણ કોઈ એક સંસ્કૃત રૂપાન્તર હોવું જોઇએ, એવું સહજ અનુમાન થઈ શકે છે. પરંતુ એને નિશ્ચિત કરવાનું કાર્ય કાંઈક કઠિન છે. ગ્રીક **ઓરાયન્** પારધી હતો. એટલે એની બરાબરીનો આપણો **રુદ્ર** છે. પરંતુ **રુદ્ર**નાં નામોમાંનું કોઈ પણ નામ **ઓરાયન્**ના નામ સાથે મળતું નથી. તોપણ **મૃગશીર્ષ** પુંજના **આગ્રહાયણ** નામના મૂળ સ્વરૂપ **આગ્રયણ** શબ્દનું અને **ઓરાયન્**નું પરસ્પર સામ્ય દેખાય છે.

**આગ્રયણ** શબ્દમાંના પ્રથમ **આ** ને બદલે ગ્રીક ભાષામાં **ઓ** થશે, અને **આયન**-ને બદલે **ઇઑન્** થશે. પરંતુ **ર** ની પૂર્વના **ગ્** નો લોપ કેમ અને કેવી રીતે થયો તે બતાવવું કઠિન છે. શબ્દના આરંભમાં એવા લોપ થવાનાં ઉદાહરણો‡ છે. પરંતુ વ્યુત્પત્તિશાસ્ત્રજ્ઞોના અભિપ્રાય પ્રમાણે ગ્રીક અને સંસ્કૃતના પરસ્પર સંબંધમાં શબ્દોમાં

---

* વ્યાધ. † પુનર્વસુના તારા ચાર માનીએ, તો આકાશગંગા પાસેના બે તારા.

‡ સંસ્કૃત **ગ્લાવન્**નું ગ્રીકમાં **લૅઓસ** રૂપ છે અને **ઘ્રાણ**નું **હ્રિનાસ** રૂપ છે.

એવો લોપ થવા માટેનું કોઈ ઉદાહરણ નથી. બીજી ભાષાઓના સંબંધમાં એવાં ઉદાહરણો અનેક મળી આવે છે. અને તે નિયમને જો ગ્રીક અને સંસ્કૃતના સંબંધમાં પણ લાગૂ કરવામાં આવે, તો આગ્રયણ શબ્દમાંથી ઓર્–ઇઑન્–ઓરાયન્ શબ્દની સહજ સિદ્ધિ કરી શકાય તેમ છે. પરંતુ કદાચિત્ ઓરાયન્‌નું મૂળ નિશ્ચયપૂર્વક આપણા જાણવામાં ન આવે, તો પણ ભિન્ન ભિન્ન આર્યરાષ્ટ્રોમાંની દંતકથાઓના પરસ્પર સાદશ્યથી તેનું મૂળ સ્વરૂપ કોઇ પણ પ્રાચીન આર્ય શબ્દમાં જ રહેલું હોવું જોઇએ, એમાં તો કશો પણ સંશય નથી જ. અને એ મૂળ યદિ નિશ્ચિત જાણવામાં ન આવી શકે, તો પણ ઉપરના વિવેચનમાં કોઈ પણ પ્રકારનો બાધ આવતો નથી. આ ઉપપત્તિનો ઘણોખરો આધાર વૈદિક ગ્રંથોમાંનાં વાકયોપર જ રહેલો છે અને તેનું એકંદર ધોરણ એક વેળાએ વસંતસંપાત મૃગશીર્ષમાં હતો, એમ બતાવવા માટેનું જ છે, એમ આપણે જોઈ ચૂકયા છીએ. એ ઉપપત્તિને પારસી અને ગ્રીક દંતકથાઓની સારી પુષ્ટિ મળે છે; તેમ જ જર્મન દંતકથાઓનો પણ એ ઉપપત્તિથી સારો ખુલાસો થઈ જાય છે. પુષ્કળ વૈદિક વાર્તાઓનો એ ઉપપત્તિ પ્રમાણે સમાધાનકારક અર્થ થઈ શકે છે, એ તો પૂર્વે બતાવેલું જ છે. એવી જે એ ઉપપત્તિ આટલી વાર્ત્તાઓનો, આટલી આખ્યાયિકાઓનો અને આટલી દંતકથાઓનો સમાધાનકારક નિર્ણય કરી નાખે છે, તે ઉપપત્તિને સત્ય માનવામાં શી હરકત છે વારુ? પરંતુ એ ઉપપત્તિને પ્રત્યક્ષ પ્રમાણરૂપ થનારાં વેદવચનો પણ બતાવી શકાય એમ છે; અને તેમનું દર્શન કરાવ્યા પછી એ વાર્ત્તાના સંબંધમાં શંકા માટે કશું પણ સ્થાન રહેવાનું નથી. અસ્તુ.

વેદાંગ જ્યોતિષમાંની કૃત્તિકાની સ્થિતિપરથી કાઢેલાં અનુમાનોને મૅક્સમૂલરે સદોષ બતાવ્યાં છે; અને તેનું કારણ એ બતાવ્યું છે કે, એ સ્થિતિવિશે વેદમાં કશો પણ ઉલ્લેખ નથી. પરંતુ વસ્તુસ્થિતિ એવી છે કે, વેદકાળમાં જો વસંતસંપાત મૃગશીર્ષમાં હોય, તો તે કૃત્તિકામાં હોવાનાં પ્રમાણો વેદમાં કેમ કરીને મળી શકે વારુ? પરંતુ એ વિષયમાં ધ્યાન ન આપીને વિદ્વાન્ લોકોએ આજ સૂધી બીજી જ વાતોપર ફોકટ માથાકૂટ કરેલી છે. જો તેમણે વૈદિક સૂક્તનું યોગ્ય રીતિથી પરીક્ષણ કર્યું હોત, તો આ વાર્ત્તા સહજ તેમના જાણવામાં આવી ગઈ હોત. અને એમ થતાં 'સંવત્સરના અંતમાં ઋભુને શ્વાન જાગ્રત કરતો હતો' એ વૈદિક ઋચાનો સત્ય અર્થ જાણવામાં તેમને કશી પણ અડચણ પડી ન હોત. યમના શ્વાનનું સ્થાન અને વૃત્રના વધનું સ્થળ, એ સ્થાન અને સ્થળના ઋગ્વેદમાંના વર્ણનથી અને "વૃક' એટલે કે શ્વાનપુંજ, દેવયાનને ટોચે રહેલા સમુદ્રના ઉલટી આવ્યા પછી સૂર્યથી પ્રથમ ઊગવા માંડે છે." એ વર્ણનથી તે કાળનું સંપાતસ્થાન સ્પષ્ટ દેખાઈ આવે છે.

## સપ્તમ દર્શન.

### ઋભુઓ અને વૃષાકપિ.

કેટલાકોનું કહેવું એમ છે કે, વૈદિક ઋષિઓને આકાશસ્થ ગોલોની સામાન્ય ગતિ વિશેનું પણ જ્ઞાન હોય, એમ આપણે ધારી શકતા નથી. પરંતુ એ મત બહુ જ સંદિગ્ધ છે. અત્યારના જેવાં જૂદાં જૂદાં વેધયંત્રો તે સમયમાં નહોતાં અને એથી તે સમયના વેધો અત્યારના જેટલા સૂક્ષ્મ નહોતા, એટલો જ જો એ કથનનો અર્થ હોય, તો તો તે અક્ષરે અક્ષર સત્ય છે. પરંતુ વૈદિક ઋષિઓ કેવળ સૂર્ય અને ઉષાવિના બીજા કશાને જાણતા જ નહોતા; અને નક્ષત્ર, માસ, અયન અને વર્ષ આદિનો તેમને પરિચય જ નહોતો, એવો જો ઉપર્યુક્ત કથનનો અર્થ હોય, તો એ કથન માટે ઋગ્વેદમાં જરા પણ આધાર નથી. અર્જુની અને અઘા એ નક્ષત્રનાં નામો ઋગ્વેદમાં* આવેલાં છે. તેમ જ નક્ષત્રોનો સામાન્ય નિર્દેશ† અને ચન્દ્ર તથા સૂર્યની‡ ગતિનું ઋતૂત્પાદકત્વ, એ વિશેના ઉલ્લેખો પણ તેમાં છે. દેવયાન અને પિતૃયાન એ નામનાં વર્ષનાં બે અયનો તે વેળાએ પ્રસિદ્ધ હતાં. ચાંદ્ર અને સૌર વર્ષના મેળને જાળવી રાખવા માટે ગણેલા (સ્વીકારેલા) અધિક માસનું પણ ઋગ્વેદ (૧, ૨૫, ૮)માં વર્ણન છે. વરુણે સૂર્યમાટે કરેલો જે વિસ્તીર્ણ માર્ગ—કે જેમાં દ્વાદશ આદિત્યોને રાખેલા છે અને સૂર્ય આદિ જ્યોતિઓ જે માર્ગનું કદાપિ અતિક્રમણ કરતી નથી—તે ક્રાન્તિવૃત્તનો પટ્ટો જ છે. પ્રોફેસર. લડ્વિગ્‌ના અભિપ્રાય પ્રમાણે તો ઋગ્વેદમાં ક્રાન્તિવૃત્ત અને વિષુવવૃત્તમાંની **નતિ** એટલે કે §તિર્યક્‌ત્વનો પણ ઉલ્લેખ આવેલો છે. વેદકાળમાં સપ્તર્ષિ **ઋક્ષાઃ**‖ના નામથી પ્રસિદ્ધ હતા. ઋગ્વેદમાં આવેલા શતભિષક્ તે શતતારકા નક્ષત્ર જ હોવું જોઇએ, એમ જણાય છે અને એના સંબંધમાં ઋગ્વેદના

---

* सूर्यायावहतुः प्रागात् सवितायमवासृजत् । अघासु हन्यन्ते गावोर्ज्जुन्यो पर्युह्यते "॥ 'ઋગ્વેદ' ૧૦–૮૫–૧૩. † " सोमेनादित्या बालिनः सोमेन पृथिवी मही । अथो नक्षत्राणामेषा उपस्थे सोम आहितः " ‡ ઋગ્વેદ ૧૦,૮૫,૨. § " पूर्वापरं 'चरतो मायतौ शिशू क्रीळन्तौ परियातो अध्वरम् । विश्वान्यन्यो भुवनाभिचष्ट ऋतूंरन्योविदधज्जायते पुनः"॥ ઋગ્વેદ, ૧૦,૮૫,૧૮. § ક્રાન્તિવૃત્ત એટલે પૃથ્વીનો સૂર્યની આસપાસ ફરવાનો માર્ગ; અને પૃથ્વીનું પૂર્વ પશ્ચિમ મધ્યવૃત્ત તે વિષુવવૃત્ત. તેની સપાટીને તે આકાશ સાથે મળી જાય ત્યાં લગી વધારવાથી જે થાય છે, તે આકાશનું વિષુવવૃત્ત. એ વિષુવવૃત્ત અને ક્રાન્તિવૃત્તની વચ્ચે લગભગ ૨૨½ અંશનો કોણ (ખૂણો) છે અને તેને જ ઉપર **નતિ** નામ આપવામાં આવ્યું છે.

‖ " सप्तर्षीनु ह स्म वै पुरर्क्षा (पुराऋक्षा) इत्याचक्षते " ॥ શ. બ્રા. ૨, ૧, ૨, ૪.

પંચમ મંડળમાંનું ચાળીસમું સૂક્ત તો બહુ જ મહત્ત્વનું છે. એ સૂકતમાં સૂર્યના એક ખગ્રાસ ગ્રહણનું વર્ણન છે. એ સૂકતની એક ઋચામાં અત્રિએ "સૂર્યને તુરીય બ્રહ્મરૂપે જાણ્યો,' એમ કહેલું* છે; અને તેનો 'અત્રિએ તુરીય નામના વેધયંત્રવડે ગ્રસ્ત સૂર્યનો વેધ લીધો' એવો જ અર્થ કરવો જોઇએ. એ પદ્ધતિથી ઉપર્યુકત સૂક્તનો ખેંચતાણ કર્યાવિના સરળ અર્થ લાગી જાય છે. અવિશે કેટલાકોનું કહેવું એમ છે કે, વૈદિક ઋષિઓને કદાચિત્ જ્યોતિષનું એટલું બધું જ્ઞાન હોય, તોપણ તેમને ગ્રહોનું જ્ઞાન તો નહોતું જ. પરંતુ એ કથનમાં પણ કશું તથ્ય નથી. તેઓ નક્ષત્રોને જોવાના વ્યવસાયમાં નિમગ્ન થયા હોય અને ગુરુ તથા શુક્ર સમાન સર્વ નક્ષત્રો કરતાં વિશેષ તેજઃપુંજ ગોલ તેમને ન દેખાય, એ કેવળ અશકય જ નહિ, કિન્તુ અસંભવનીય પણ છે. શુક્રનું કેટલાક દિવસ પૂર્વદિશામાં દૃષ્ટિગોચર થવું, ત્યારપછી કેટલેક દિવસે પશ્ચિમમાં દેખાવું અને તેનું કેટલાક નિયમિત અંશપર્યન્ત જ ઉપર ચઢવું, એ બનાવોમાં કેવળ ઉપર ટપકેથી જોનારનું પણ ધ્યાન દોરાય એમ છે, તોપછી વેદકાલીન ઋષિઓનું ધ્યાન ન દોરાય, એ બની જ કેમ શકે વારુ? પરંતુ આ વિષયમાં કેવળ અનુમાનપર જ આધાર રાખીને બેસી રહેવાની કશી પણ આવશ્યકતા નથી. બ્રાહ્મણ કાળમાં ગ્રહો લોકોના જાણવામાં હતા, એમાં તો શંકા નથી જ. 'તૈત્તિરીય બ્રાહ્મણ'†માં 'બૃહસ્પતિ પ્રથમ તિષ્ય એટલે કે પુષ્ય નક્ષત્ર પાસે ઉત્પન્ન થયો' એવું વર્ણન છે; અને અદ્યાપિ ગુરુ-પુષ્ય યોગને બહુ જ મંગળકારક માનવામાં આવે છે. હવે ઋગ્વેદના‡ પોતાના સંબંધમાં પણ આપણે જોવાનું છે કે, યજ્ઞમાં જોઇતાં બે પાત્રોને શુક્ર અને મંથિન્ નામ આપવામાં આવ્યાં છે. ઉપર એક સ્થળે કહ્યા પ્રમાણે એ નામો પાત્રોને આકાશસ્થ ગોલનાં નામોપરથી અપાયલાં હોવાં જોઇએ, એમ સ્પષ્ટ દેખાઇ આવે છે. વાર્ષિક સત્ર તે સૂર્યની વાર્ષિક ગતિની પ્રતિમા જ છે; અને એથી યજ્ઞમાંની વસ્તુઓને નક્ષત્ર તથા ગ્રહ આદિનાં નામો આપવામાં આવે, એ સર્વથા સ્વાભાવિક જ છે. ઉપરનાં પાત્રોને શુક્રનું પાત્ર અને મંથિન્‌નું પાત્ર, એવી રીતે પણ 'તૈત્તિરીય સંહિતા'માં ઓળખાવેલાં છે. હવે શુક્ર અને મંથિન્ આદિ શબ્દોનો સોમરસ અથવા તો બીજો કોઇ એવો જ અર્થ કરવા માટેનો કાંઇપણ આધાર નથી. એ કારણથી એ નામો ગ્રહોનાં જ છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી. ઋગ્વેદના દશમ મંડળમાં વેનનું એક સૂકત છે. વેન શબ્દ

---

* "गूहळं सूर्यं तमसापव्रतेप तुरीयेण ब्रह्मणाऽविंददत्रिः" ॥ ૫, ૪૦. ૬. (ઋગ્વેદ).

† "बृहस्पतिः प्रथमं जायमानः । तिष्यं नक्षत्रमभिसंबभूव " ॥ तै. ब्रा. ૩,૧,૧,૫.

‡ ઋગ્વેદ સંહિતાના ૪–૫૦–૪માં "बृहस्पतिः प्रथमं जायमानो महोज्योतिषः परमे व्योमन्" ॥ એવું તૈ. બ્રા. માંના ઉપર્યુક્ત વચન જેવું જ વચન છે.

વેન્ કિંવા વિન્ (પ્રીતિ કરવી) એ ધાતુમાંથી નીકળેલો છે. તેના સૂક્તમાં "સૂર્યનો પુત્ર" "ઋતના અગ્ર ભાગે" અને "છોળ્યો પ્રમાણે સમુદ્રમાંથી આવે છે" એવાં તેના સંબંધનાં* વાક્યો છે અને એથી વેન નામ વીનસ્ શબ્દનું મૂળ આર્ય રૂપ હોવું જોઇએ, એમ કલ્પી શકાય છે. શુક્ર ગ્રહવાચક લૅટિન વીનસ્ પ્રીતિના દેવતા છે; અને સંસ્કૃત વેન શબ્દ પણ પ્રીતિ કરવાના અર્થને દેખાડનારા વેન ધાતુમાંથી નીકળેલો છે. એ ઉપરાંત યજ્ઞમાં શુક્રપાત્રને હસ્તમાં લેતાંની સાથે જ એ વેનના સૂક્તનો ઉપયોગ કરવાનો હોય છે. એ સંયોગોને ધ્યાનમાં લેતાં વૈદિક વેન અને લૅટિન્ વીનસ્ એ બે એકજ હોવાં જોઇએ, એમ તરત દેખાઇ આવે છે. હવે એ શબ્દોના લિંગ એક જ નથી. લૅટિન્ વીનસ્ સ્ત્રી લિંગમાં છે. પરંતુ એ લિંગ કિંવા જાતિનો ભેદ કાંઇ એટલો બધો મહત્ત્વનો નથી. યૂરોપમાં જતાં ચંદ્રનો પણ એવો લિંગ વિપર્યય થઇ ગયો છે. વેદકાળમાં શુક્ર જ્ઞાત હતો, એ વાર્ત્તાને બીજો ગ્રીક ભાષામાંના કુપ્રિસ્ શબ્દનો પણ આધાર છે; કારણ કે, એ શબ્દ પણ શુક્ર ગ્રહવાચક જ છે. સ્વર શાસ્ત્ર (Phonetics) ના નિયમ પ્રમાણે સંસ્કૃત શુક્ર શબ્દનું ગ્રીકરૂપ કુપ્રૉસ્ થશે. પણ યૂરોપમાં જતાં એ શબ્દનો લિંગવિપર્યય થવાથી કુપ્રૉસ્‌નું કુપ્રિસ્ એવું સ્ત્રીલિંગાત્મક રૂપ થઇ ગયું. એવી રીતે એ ગ્રહનાં લૅટિન્ અને ગ્રીક ભાષામાંનાં અનુક્રમે વીનસ્ અને કુપ્રિસ નામોની પરંપરાનો સંબંધ વૈદિક વેન અને શુક્ર શબ્દ સાથે મેળવી શકાય છે. એથી એમ દેખાય છે કે, એ ત્રણે દેશના ત્રણ પ્રકારના લોકો જ્યારે એકત્ર હતા, તે વેળાએ જ શુક્રનો શોધ થયો હતો અને તેનું નામકરણ પણ થઇ ગયું હતું.

એ ઉપરના વિવેચનમાંની કેટલીક વાતો કદાચિત્ સંશયાત્મક હોય, તો પણ એથી વૈદિક ઋષિઓ જ્યોતિષમાંની સ્થૂલ વાર્ત્તાઓને તો અવશ્ય જાણતા હતા, એટલું તો નિદાન સ્પષ્ટ થાય છે જ. ચંદ્ર અને સૂર્યની વાર્ષિક ગતિથી થનારા કાલવિભાગોને તેમણે નિશ્ચિત કર્યા હતા; સૌરવર્ષનું પ્રમાણ પણ તેમણે નિશ્ચિત કર્યું હતું; અને ચાંદ્રવર્ષનો તેની સાથે મેળ મેળવ્યો હતો. નક્ષત્રોના ઉદય અને અસ્તનું તેમણે યોગ્ય નિરીક્ષણ કર્યું હતું અને તેમના જાણવામાં આવી ગયેલા ચન્દ્ર અને સૂર્ય આદિ ગ્રહો આકાશમાંના એક ઋત નામક વિશિષ્ટ પટ્ટાનું† કદાપિ અતિક્રમણ કરતા નથી, એ તત્ત્વને

---

* "सूर्यस्य शिशुम्" (१०,१२३,१); "ऋतस्य सानौ" (१०,१२३,१); "समुद्रादूर्मिमुदियर्ति वेनः" (१०,१२३,२);

† એ પટ્ટો તે રાશિચક્ર (Zodiac) જ. ક્રાન્તિવૃત્તની બન્ને બાજુના આઠ આઠ અંશ જેટલો ભાગ એમાં આવે છે. ચંદ્ર, સૂર્ય અને બીજા ગ્રહો નિત્ય એમાં જ ફરે છે અને એની બહાર કદાપિ જતા નથી. અશ્વિની આદિ સર્વ નક્ષત્રો પણ એ પટ્ટામાં જ રહેલાં છે અર્થાત્ એ પટ્ટો તે નક્ષત્ર અને ગ્રહોના ભ્રમણની એક મર્યાદા જ છે.

તેઓ જાણી ચૂક્યા હતા. ચંદ્ર અને સૂર્યના ગ્રહણ પ્રતિ પણ તેમનું સારું ધ્યાન ખેંચાયું હતું. હવે એટલા વિષયો જે લોકોને પરિચિત હતા, તે લોકો સહજ તે તે સમયે ઉદિત થતાં નક્ષત્રોના આધારે માસારંભ અને વર્ષારંભ આદિનો નિશ્ચય કરે, એ સર્વથા સ્વાભાવિક જ હતું. યંત્રના સાહાય્ય વિના પણ દિવસ અને રાત્રિ ક્યારે સમાન થાય છે, તેમ જ સૂર્ય દક્ષિણ તરફ અથવા ઉત્તર તરફ ક્યારે ઢળે છે, એ તત્ત્વને જાણવાનું કાર્ય કાંઇ વિશેષ કઠિન નથી. અર્થાત્ એવી સરળ વાર્ત્તાઓને જાણવાની તેમની શક્તિ હતી અને તે વાર્ત્તાઓને તેઓ સારી રીતે સમજી શકતા હતા, એમ માનીને જ આપણે હવે પછીના વિવેચનમાં આગળ વધવાનું છે.

ઋગ્વેદના પ્રથમ મંડળ (૧,૧૬૧,૧૩.)માં એક ઋચા છે અને તેનો આગળ એક બે વાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેમાં "એક શ્વાન ઋભુને સંવત્સરના અંતમાં જાગૃત કરતો હતો" એવા આશયનો વિષય છે અને તે ઋચા આ પ્રમાણે છે;–

સુષુપ્વાંસ ઋભવસ્તદપૃચ્છતાગોહ્ય क इन्दनो' अबूबुधत्।

श्वानं' बुस्तो बोधयितारमब्रवीत्संवत्सर इदमद्या व्यख्यत "॥

**ભાવાર્થ:**–"હે ઋભુઓ, તમે અત્યારે નિદ્રામાંથી જાગૃત થયા પછી પૂછ્યું કે, હે અગોહ્ય! અત્યારે અમને કોણે જાગૃત કર્યાં? ત્યારે બસ્તા (સૂર્યઅગોહ્ય) એ 'તે જાગૃત કરનાર શ્વાન છે' એમ કહ્યું અને વિશેષતઃ જણાવ્યું કે, 'આજે સંવત્સરની સમાપ્તિ થવાથી તેણે એમ કર્યું છે." ઋભુ એટલે સૂર્યનાં કિરણ એમ યાસ્ક અને સાયણાચાર્ય કહે છે. પરંતુ બીજી કેટલીક ઘટનાઓના આધારે, કેટલાક યૂરોપીયન્ પંડિતોએ સૂચવ્યા પ્રમાણે એનો 'ઋતુ'ના અર્થમાં સ્વીકાર કરવો, એ વધારે સારું છે. એ ઋભુ એટલે ઋભુદેવતા સમસ્ત વર્ષપર્યન્ત પરિશ્રમ કરીને ત્યારપછી અગોહ્ય એટલે કે સૂર્યના ગૃહમાં બાર દિવસ સુધી નિદ્રાનો સ્વસ્થતાથી ઉપભોગ લેતા પડે છે, એવું વર્ણન આવેલું છે. હવે એ જે બાર દિવસ તે ચાંદ્ર અને સૌર વર્ષનો મેળ મેળવવા માટે ગણેલા અધિક દિવસો જ છે. એનો કોઈ પણ વર્ષમાં અન્તર્ભાવ ન થતો હોવાથી ઋતુઓએ પોતાના કાર્યને બંધ કરીને તે દિવસોમાં સ્વસ્થ નિદ્રા લીધી, એમ કહેવું અથવા માનવું સર્વ પ્રકારે યોગ્ય જ છે. હવે માત્ર એટલો જ પ્રશ્ન અવશિષ્ટ રહે છે કે, એ ઋતુઓને જાગૃત કરનારો શ્વાન કોણ? ઉપરના વિવેચનના આધારે તો તે શ્વાન એટલે મૃગપુંજ પાસેનો શ્વાનપુંજ જ હોવો જોઇએ, એ સ્પષ્ટ જ છે. અર્થાત્ સૂર્ય એ તારકાપુંજપાસે આવતાં જ વસંતઋતુ અને નવીન વર્ષનો આરંભ થતો અને ઋતુદેવતા જાગૃત થઇને પોતપોતાના કાર્યક્રમનો પુનરારંભ કરી દેતી હતી. સારાંશ કે, તે વેળાએ વસંતસંપાત શ્વાનપુંજ પાસે હતો. વસંતસંપાત શ્વાનપુંજ પાસે હોય, એટલે

ઉત્તરાયણનો આરંભ ફાલ્ગુની પૌર્ણિમાને દિવસે આવે છે અને મૃગશીર્ષ નક્ષત્રમાળાનો આરંભ થાય છે. 'એવી રીતે' 'તૈત્તિરીય સંહિતા' અને 'બ્રાહ્મણ' માંના વચનનો નિર્ણય થઈ જાય છે. વસંતસંપાત મૃગમાં હતો, એ દર્શાવવા માટેનું ઋગ્વેદમાંનું એ સ્પષ્ટ વાક્ય છે.

બીજો પણ એવો જ એક સ્પષ્ટ ઉલ્લેખ છે. પરંતુ તે જે સૂક્તમાં છે, તેનો અર્થ આજસૂધી સારી રીતે કોઈના સમજવામાં આવ્યો જ નથી. એ સૂક્ત તે ઋગ્વેદના દશમ મંડળ (૧૦,૮૬)માંનું વૃષાકપિનું સૂક્ત છે. વૃષાકપિ એટલે કોણ? એવિશે અનેક તર્ક છે. પણ તે સર્વના અભિપ્રાય પ્રમાણે તે સૂર્યનું કોઈ પણ એક સ્વરૂપ છે. પરંતુ હવે એ સ્વરૂપ નિશ્ચિત કયું હોવું જોઇએ, એ આપણે જોવાનું છે. વૃષાકપિ શબ્દ વિષ્ણુ અને શંકર ઉભયનો વાચક છે.* પૂર્વે મૃગશીર્ષના વર્ણનમાં કહેલું જ છે કે, એ ઉભય દેવોની કલ્પના મૃગશીર્ષના અનુક્રમે સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે ઉદિત થવાથી સૂચિત થનારી ઘટનાના યોગે જ ઉત્પન્ન થયેલી હોવી જોઇએ. એ વાર્ત્તાને ધ્યાનમાં લેવામાં આવે, તો એ સૂક્તમાંના વૃષાકપિ શબ્દનો, શરત્સપાતમાંનો સૂર્ય, એવો જ અર્થ સ્વીકારવો જોઇએ. એ સૂક્તમાં જે વાર્ત્તા છે, તેનો મથિતાર્થ એવો છે કે;—"વૃષાકપિ મૃગ હોઇને ઇન્દ્રનો મિત્ર છે. પણ તે જ્યાં ઉન્મત્ત થાય છે, ત્યાં યજ્ઞ બંધ થઈ જાય છે. એ મૃગે ઇન્દ્રાણીની કેટલીક પ્રિય વસ્તુઓનો નાશ કરી નાખ્યો હતો અને તેથી એ મૃગને એટલો બધો મોઢે ચડાવી દેવા માટે ઇન્દ્રાણી ઇન્દ્રપર કોપાયમાન થઈ હતી. પરંતુ ઇન્દ્ર તે મૃગને શિક્ષા ન કરતાં સ્હામો તેની પાછળ પાછળ જવા લાગ્યો. એથી બહુ જ કોપ કરીને ઇન્દ્રાણી તે મૃગના મસ્તકને છેદી નાખવાને તૈયાર થઈ અને તેણે એક શ્વાનને તેની પાછળ લગાડી દીધો. પરંતુ એટલામાં ઇન્દ્રે વચ્ચે પડીને તેના મનનું સમાધાન કર્યું. પછી તે કહે છે કેઃ—'શિક્ષા અર્થાત્ શીર્ષચ્છેદન ઇન્દ્રના પ્રિય મૃગનું ન થતાં બીજા જ એક મૃગનું થયું!' ત્યારપછી વૃષાકપિ પોતાના ગૃહે નીચે (नेदीयसः) જવા માટે નીકળ્યો. ત્યારે ઇન્દ્રે તેને આજ્ઞા આપીને યજ્ઞોનો પુનઃ આરંભ થાય, એટલા માટે તેને પુનઃ પોતાને ત્યાં આવવાનું કહ્યું. એ પ્રમાણે જ્યારે વૃષાકપિ પુનઃ ઇન્દ્રના ગૃહમાં ઉપર (उदंचः) આવ્યો, ત્યારે તેની સાથે તે પૂર્વનો પ્રમાદી મૃગ નહોતો અને તેથી ત્યાં વૃષાકપિ, ઇન્દ્ર અને ઇન્દ્રાણી એક બીજાને આનંદથી મળ્યાં ભેટયાં!" હવે આપણે એ વાર્ત્તામાંના મહત્ત્વના ભાગનો વિચાર કરીએ. વૃષાકપિના યોગે યજ્ઞો બંધ પડે છે, ઇન્દ્રાણીએ તેની પાછળ શ્વાનને લગાડી દીધો, તે પોતાને ઘેર એટલે કે નીચે (नेदीयसः) ગયો અને પુનઃ ઇન્દ્રને ઘેર એટલે કે ઉપર (उदंचः) આવ્યા પછી યજ્ઞનો પુનઃ આરંભ થયો, એ સર્વ એ વાર્ત્તામાં મહત્ત્વની અને ખાસ કરીને જાણવા જેવી ઘટનાઓ છે. વૃષાકપિ શબ્દના, 'વસંતસંપાત મૃગશીર્ષમાં હોઈને શરત્સંપાતમાં સ્થિત સૂર્ય' એવા અર્થને સ્વીકારવાથી એ સર્વ ઘટનાઓ સારી રીતે

---

* "हरो विष्णुर्वृषाकपिः"॥ इत्यमरः

સમજવામાં આવી જાય છે. પૂર્વે એક સ્થળે કહેલું જ છે કે, પૂર્વે ઉત્તરાયણ એટલે કે દેવયાનનો આરંભ વસંતસંપાતથી અને દક્ષિણાયન એટલે કે પિતૃયાનનો આરંભ શરત્સંપાતથી જ થતો હતો. હવે એ તો સ્પષ્ટ જ છે કે, પિતૃયાનમાં કોઈ પણ દેવકર્મ અને યજ્ઞ થતા નથી. જ્યારે મૃગ નક્ષત્ર સૂર્યાસ્ત સમયે ઉગવા માંડે, એટલે પિતૃયાનનો આરંભ થતો હતો, ત્યારે પછી વૃષાકપિના યોગે યજ્ઞો બંધ પડે, એ યોગ્ય જ છે. તેની પાછળ શ્વાનને લગાડી દેવાની વાર્ત્તાથી તે નક્ષત્રનો પરિચય કરી લેવામાં હવે જરાપણ વિલંબ થાય તેમ નથી. એ શ્વાન તે શ્વાનપુંજ જ છે. હવે એ પછી ખુલ્લી રીતે જ વૃષાકપિ દક્ષિણાયનમાં જવાથી **નીચે** ગયો અને ત્યારપછી પુનઃ વસંતસંપાતમાં એટલે કે દેવયાનમાં આવવાથી **ઉપર** એટલે કે ઉત્તર તરફના ઇન્દ્રના ગૃહમાં આવ્યો અને પછીથી અર્થાત્ નૂતન વર્ષનો આરંભ થવાથી યજ્ઞયાગાદિનો પણ આરંભ થાય છે. હવે એ વેળાએ એ નક્ષત્ર સૂર્યોદય સમયે ઉગવા માંડ્યાથી અર્થાત્ દેખાતું બંધ જ પડ્યું એટલે કે, સૂર્યનો ઇન્દ્રના ગૃહમાં એટલે કે ઉદગયનમાં પ્રવેશ થતાં તે પ્રમાદી મૃગનો લોપ થયો. એવી રીતે વૃષાકપિરૂપી સૂર્ય તે શરત્સંપાતમાંનો સૂર્ય જ છે, એમ માનવાથી એ સૂકતનો બહુ અંશે સમાધાનકારક અને સરળ અર્થ થઈ જાય છે. હવે એ પરથી એ સૂકતમાં કેવળ મૃગશીર્ષ અને શ્વાનપુંજનું જ વર્ણન છે, એમ નથી; કિન્તુ સૂર્ય જે વેળાએ વિષુવવૃત્તની દક્ષિણે કિંવા ઉત્તરે ઢળવા માંડે છે, તે સમયની તેની સ્થિતિ પણ એમાં સ્પષ્ટતાથી વર્ણવેલી છે. એ વાર્ત્તા સાથે ઋભુઓની વાર્ત્તાને જોડી દેવામાં આવે, એટલે પછી જે કાળમાં એ કથાઓ રચાઈ હતી, તે કાળને નિશ્ચિત કરવા-માટેનો આપણને પ્રમાદરહિત અને સંતોષકારક આધાર કિંવા પૂરાવો મળી જાય છે. આ સર્વ ઘટનાઓનો વિચાર કરવાથી 'તૈત્તિરીય સહિતા' અને 'બ્રાહ્મણો'માં આપેલા પ્રાચીન વર્ષારંભ કેવળ કાલ્પનિક નહોતા, કિન્તુ તે પૂર્વથી જ પરંપરાગત આવેલા હતા, એમ ઇચ્છા હોય કે ન હોય તો પણ સ્વીકાર્યા વિના કોઇનો પણ છૂટકો થાય તેમ નથી અને નથી જ.



## અષ્ટમ દર્શન.



### અંત કિંવા નિષ્કર્ષ.



પ્રમાણે 'તૈત્તિરીય સહિતા'માં કહેલા બે પ્રાચીન વર્ષારંભોમાંના એક વર્ષારંભની પરંપરાને આપણે ઋગ્વેદ પર્યન્ત પહોંચાડી; અને તત્સંબંધિની કથાઓને પારસી અને ગ્રીક એ બીજી આર્યશાખાઓના પુરાતન ગ્રંથો અને તેમાંની દંતકથાઓનું પણ પૂર્ણ પૃષ્ઠબળ મળે છે, એ પણ આપણે જોયું અને જાણ્યું.

એક એક રાષ્ટ્રમાંની કથાને વ્યક્તિશઃ સ્વીકારવામાં આવે, તો તે કદાચિત્ નિર્ણાયક ન પણ થાય; પણ તેમની પરસ્પર તુલના કરવાથી જો તે સર્વના આધારે એક જ અનુમાન નીકળતું જોવામાં આવે, તો તો પછી તે સર્વનું એકત્ર ફળ નિર્ણાયક હોવું જ જોઇએ. ઉપર્યુક્ત ત્રણ રાષ્ટ્રોની પુરાણ કથાઓમાં રહેલા સામ્યને વિદ્વાન્ લોકો ઘણા વખતથી જાણી ચૂક્યા છે. પરંતુ તે સર્વ લોકો જે કાળમાં એકત્ર રહેતા હતા, તે કાળનો કશો શોધ ન લાગવાથી એ સર્વ કથાઓનું એ વિદ્વાનો એકીકરણ કરી શક્યા નથી. છતાં ઓરાયન્ (મૃગશીર્ષ) વિષયક વાર્ત્તાઓ અને વિશેષતઃ તેની વસંતસંપાતમાંની સ્થિતિ આદિથી આપણને એનો પત્તો મળી શકે છે અને તેના યોગે અત્યંત પ્રાચીન આર્ય સુધારણાના કાળના પ્રશ્નનું સમાધાનકારક રીતિથી નિરાકારણ થઈ જાય છે. ઓરાયન્ કોણ અને ક્યાંનો, એ હવે આપણે જાણી ચૂક્યા છીએ. હવે ઇન્દ્રનું વૃત્રને કિંવા નમુચિને મારવા માટેનું ફેનાત્મક શસ્ત્ર એટલે શું, ચિન્વત્ સેતુપર રાખવામાં આવેલો ચાર આંખ્યોવાળો શ્વાન કોણ અથવા તો ઋભુને સંવત્સરના અંતમાં શ્વાને જાગૃત કર્યા એનો અર્થ શો, એ વિષયો વિશે પણ વિશેષ તર્ક વિતર્ક કિંવા ઊહાપોહ કરવાનું કાંઈ પ્રયોજન રહ્યું નથી.

આટલા બધા વિષયો સારી રીતે સમજવામાં આવી ગયા પછી એ વિષયમાં જ્યોતિઃ શાસ્ત્ર વિષયક કાઠિન્ય લેશ માત્ર પણ અવશિષ્ટ રહેતું નથી. નક્ષત્રાદિના સ્થાન પર્યાયના આધારે જ આપણે કાળની ગણના કરીએ છીએ. પણ આ કાળમાપન કોષ્ટકમાં સંપાતના પ્રદક્ષિણા કાળ કરતાં કાંઈ મોટું પરિણામ હોય, એમ અદ્યાપિ જાણવામાં આવ્યું નથી. એટલા માટે જો આપણાં પ્રાચીન કાલીન નક્ષત્રોનાં સ્થાનો એકવાર નિશ્ચયપૂર્વક જાણવામાં આવી જાય, એટલે પછી તે કાળના માનને નિશ્ચિત કરવા માટેનું એ એક ઉત્તમ સાધન થાય, એ સ્પષ્ટ જ છે.

આપણા સદ્ભાગ્ય યોગે ઋગ્વેદમાં એવા પ્રકારના ઉલ્લેખો છે અને તે ગ્રીક, પારસી તથા ભારતીય આર્યજનો જે વેળાએ એકત્ર વસતા હતા તે વેળાના છે, એ આપણે પ્રથમથી જ જાણી ચૂક્યા છીએ. એટલા માટે, આપણે એનું ગ્રીક અને પારસી કથાઓના સાહાય્યવડે સ્પષ્ટીકરણ કરી શકીશું. ફાલ્ગુની પૂર્ણમાસ એક સમયમાં વર્ષનો આરંભ હતો, એમ પ્રતિપાદન કરનારાં 'તૈત્તિરીય સંહિતા, અને 'બ્રાહ્મણો'માંનાં વચનો પરથી જોતાં જોતાં આપણને મૃગશીર્ષનું એક એવું નામ મળી આવ્યું કે, તેના વાસ્તવિક અર્થનો સ્વીકાર કરવાથી પ્રાચીન કાળમાં એકવાર વસંતસંપાત તે નક્ષત્રમાં હતો, એમ તેના યોગે પ્રત્યક્ષ દેખાઇ આવે છે અને એથી 'તૈત્તિરીય સંહિતા'ના વચનની સત્યતા પણ નિર્વિવાદ સિદ્ધ થઈ શકે છે. કારણ કે, ફાલ્ગુની પૌર્ણિમાને દિવસે જો સૂર્ય દક્ષિણાયનમાં હોય તો પૂર્ણ ચંદ્ર સૂર્યની બરાબર સ્હામો એટલે કે, ઉત્તરા ફાલ્ગુની

નક્ષત્રમાં હોવો જોઇએ અર્થાત્ ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં ઉત્તરાયણ બિન્દુ આવ્યો અને વસંતસંપાત મૃગશીર્ષમાં આવ્યો,* એ જ પ્રમાણથી જોતાં દક્ષિણાયન જો માઘીય પૌર્ણિમાને દિવસે થાય, તો વસંતસંપાત કૃત્તિકામાં આવે છે; અને જો દક્ષિણાયન પૌષમાં થાય, તો વસંતસંપાત અશ્વિનીમાં આવે છે. એટલે કે, અશ્વિની અને પૌષ, કૃત્તિકા અને માઘ તથા મૃગશીર્ષ અને ફાલ્ગુન એ અયન ચલનના યોગે બદલતી જનારી વર્ષારંભની પરસ્પર સંબંધ જોડીઓ છે. એ સર્વ વર્ષારંભ આર્યસુધારણાના ભિન્ન ભિન્ન કાળમાં અસ્તિત્વમાં હતા, એમ બતાવનારાં વચનો અને પુરાણ કથાઓ અનેક છે, એ આપણે પૂર્વના વિવેચનમાં જોઈ આવ્યા છીએ.

અહીં સૂધી એ પ્રમાણે આપણે 'તૈત્તિરીયસંહિતા'માં કહેલા બે પ્રાચીન વર્ષારંભોમાંના એક વર્ષારંભનો વિચાર કર્યો. પરંતુ એની બરાબરીના અને બહુધા તેના તે જ શબ્દોવડે કહેલા બીજા વચનનો અર્થ કેવી રીતે કરવો? એનું, જેવી રીતે એકનો અર્થ કર્યો, તેવી જ રીતે બીજાનો પણ અર્થ કરવો, એ જ ઉત્તર છે. ફાલ્ગુની પૌર્ણિમાને દિવસે દક્ષિણાયન થાય, તો વસંતસંપાત મૃગશીર્ષમાં આવે છે. તે જ પ્રમાણે જો દક્ષિણાયન ચૈત્રી પૌર્ણિમાને દિવસે થાય, તો વસંતસંપાત પુનર્વસુમાં આવે છે. (આકૃતિ જુઓ.) હવે એ કાળ બહુ જ પ્રાચીન થાય છે—થવા જાય છે. વેદોમાં કેટલીક સંદિગ્ધ વાર્ત્તાઓ કરતાં એવિશેનું વિશેષ કશું પણ પ્રમાણ મળતું નથી અને ગ્રીક તથા પારસી લોકોમાં તો એવી સંદિગ્ધ વાર્ત્તાઓનો સુદ્ધાં પણ સર્વથા અભાવ છે.

વસંતસંપાત પુનર્વસુમાં હતો અથવા તો તે નક્ષત્ર નક્ષત્રચક્રમાં કોઈ એક સમયે પ્રથમ મનાતું હતું, એમ સ્પષ્ટતાથી બતાવનારાં વચનો મળી આવતાં નથી; અથવા તદ્વાચક બીજું કોઈ એવું નામ પણ મળી શકતું નથી, કે જેના આધારે આગ્રહાયણમાં મળી આવેલી વાર્ત્તા જેવી વાર્ત્તાનો કાંઈ શોધ મળી શકે. તોપણ યજ્ઞગ્રંથોમાં પુનર્વસુની પ્રાચીન સ્થિતિની કાંઇક નિશાનીઓ છે. અદિતિ પુનર્વસુની અધિષ્ઠાત્રી દેવતા છે; અને 'ઐતરેય†બ્રાહ્મણ' તથા 'તૈત્તિરીયસંહિતા'માં એમ કહેલું છે કે;—"અદિતિથી સર્વ યજ્ઞોનો આરંભ થવો જોઇએ, અને અદિતિની સમાપ્તિ સાથે જ તેમની સમાપ્તિ થવી જોઇએ, એવો તે (અદિતિ) ને વર મળેલો છે!" યજ્ઞ જ્યારે દેવો પાસેથી ચાલ્યો ગયો, એટલે તેઓ કોઈ પણ વિધિ કરતા અટકી પડ્યા અને તે કયાં ગયો હશે, એ

---

* આકૃતિ જુઓ.

† "यज्ञो वै देवेभ्य उदक्रामत्ते देवा न किंचनाशक्नुवन्कर्त्तुं न प्राजानंस्तेऽब्रुवन्नदितिं त्वयेमं यज्ञं प्रजानामेति सा तथेत्यब्रवीत्सा वै वो वरं वृणा इति। वृणीष्वेति सैतमेव वरमवृणीत मत्प्रायणा यज्ञाः संतु मदुदयना इति तथेति"॥ 'ઐતરેય બ્રાહ્મણ' ૧–૭.



उ.फल्गु.
पू.फल्गु.
उत्तरायणान्तबिंदु
मघा
आश्लेषा
विषुववृत्त
हस्त
पुष्य
चित्रा
पुनर्वसू
स्वाती
आर्द्रा
मृग
वसंत संपात
विशाखा
अनुराधा
रोहिणी
कृत्तिका
ज्येष्ठा
शरत्संपात
मूला
भरणी
पू.आषा.
अश्विनी
उ.आषा.
रेवती
श्रवण
दक्षिणायनान्तबिंदु
उत्त. भा.
धनिष्ठा
शतता.
पू.भा.

પણ તેઓ જાણી શક્યા નહિ. એવી અવસ્થામાં અદિતિએ દેવોને સાહાય્ય કરીને યજ્ઞનો આરંભ કરાવી આપ્યો;* અને એથી જ તેને ઉપર્યુક્ત વર મળેલો છે. એનો ગૂઢાર્થ એવો છે કે, પૂર્વે જ્યારે ગમે ત્યારે લોકો યજ્ઞ કરતા હતા; પરંતુ ત્યારથી તે અદિતિથી કરવા, એવો નિશ્ચય કરવામાં આવ્યો. એટલે કે, અદિતિ યજ્ઞ કિંવા સંવત્સરની આરંભક થઈ. 'વાજસનેયી સંહિતા'માં (૪.૧૯.) અદિતિને 'उभयतः शीर्ष्णी' એટલે કે, બન્ને બાજૂએ શીર્ષ ધરાવનારી' કહેવામાં આવી છે; અને એ મસ્તકો તે અદિતિથી આરંભાતા અને અદિતિ સાથે સમાપ્ત થતા યજ્ઞના છેડા છે, એવો અર્થ ટીકાકારોએ આપેલો છે.

યાજ્ઞિક પરિભાષામાં વિષૂવાનની પૂર્વેના ચતુર્થ દિવસને અભિજિત્ દિવસ કહેલો છે અને એનો ઉપરની વાર્તાને આધાર મળે છે. અભિજિત્ દિવસનું નામ અભિજિત્ નક્ષત્રપરથી પડેલું હોવું જોઇએ, એમ માનવાથી તે દિવસે સૂર્ય તે નક્ષત્રમાં હતો એમ જાણવામાં આવે છે અને એમ સિદ્ધ થતાં વિષૂવાન્ એટલે કે શરત્સંપાત્ અભિજિત્ નક્ષત્ર પછી ચાર અંશે આવે છે અને વસંતસંપાત અદિતિ એટલે કે, પુનર્વસુમાં હતો, એમ માનવાથી પણ ગણિતવડે અભિજિત્ નક્ષત્રની એ જ સ્થિતિ સિદ્ધ થાય છે. 'સૂર્યસિદ્ધાંત' પ્રમાણે રેવતીથી પુનર્વસુના ૯૩ વિષુવાંશ અને અભિજિત્‌ના ૨૬૬ વિષુવાંશ અને ૪૦ કળા અથવા ૨૬૭ સુમાર છે. પુનર્વસુમાં વસંતસંપાત હતો, એમ માનવાથી શરત્સંપાતના ૯૩×૧૮૦=૨૭૩ વિષુવાંશ થયા એટલે કે, અભિજિત્ શરત્સંપાત એટલે વિષુવદ્દિનની પાછળ ૨૭૩−૨૬૭=૬ અંશ આવ્યું. હવે વસંતસંપાત પુનર્વસુમાં હોય, તો એ વિષુવદ્દિનની નિશાની રાખવા માટે અભિજિત્ જેટલું બીજું કોઇ પણ નક્ષત્ર શરત્સંપાતની પાસે—નજદીકમાં—નથી. એવી રીતે એ નક્ષત્ર વિષુવાગમન સૂચક હોવાથી જ એનું નામ પૂર્વે નક્ષત્રોની સૂચિમાં પડેલું હોવું જોઇએ; અને જ્યારે અયન ચલનના યોગે તેના એ ઉપયોગનો લોપ થયો, તે વેળાએ તેનો તેમાંથી બહિષ્કાર થએલો હોવો જોઇએ, એવું અનુમાન પ્રત્યક્ષ કરી શકાય છે. તાત્પર્ય કે, અભિજિત્ દિનના સ્થાનથી અદિતિની ઉપર્યુક્ત કથાને સારો આધાર મળે છે. દ્વાદશાદિત્ય અદિતિના પુત્ર છે, એનો આદિત્યના વાર્ષિક ક્રમનો અદિતિથી આરંભ થાય છે, એવો જ અર્થ કરવો જોઇએ. તેમ જ તે વસંતસંપાતમાં હોવાથી દેવયાન અને પિતૃયાન એ ઉભયના મધ્યમાં હતી અને તેથી જ ઋગ્વેદમાં (૧૦−૭૨−૫) તેને

---

* ગ્રીક પુરાણમાં એને મળતી જ ઑરાયન્ વિશેની એક દંતકથા વર્ણવેલી છે. તેમાં એમ જણાવેલું છે કે, "પોતાની દૃષ્ટિને ખોઇને ઓરાયન્ સૂર્યના શોધ માટે પૂર્વ દિશાભણી એક માર્ગદર્શકની પાછળ ચાલવા લાગ્યો અને ત્યાં (પૂર્વમાં) ચઢતા સૂર્ય સમક્ષ પોતાના મુખને પ્રકટ કરવાથી તે પોતાની ગયેલી દૃષ્ટિને પુનઃ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયો."

જે દેવોની માતા કહેલી છે, તે યોગ્ય જ છે. તેમાંથી આદિત્ય ઉત્પન્ન થયા (ઋગ્વેદ, ૧૦–૭૨–૮), એનો પણ સૂર્યના વાર્ષિક ક્રમનો અદિતિથી આરંભ થતો હતો, એવો જ અર્થ છે.

'તૈત્તિરીય બ્રાહ્મણ'માં નક્ષત્રીય પ્રજાપતિના સ્વરૂપનું વર્ણન કરેલું છે; અને તેમાં **ચિત્રા** તેનું શિર છે, એમ કહેલું છે.* એ વિશે અનેક વિદ્વાનોના અનેક તર્ક છે, પરંતુ તેમાંનો એક પણ તર્ક સમાધાનકારક નથી. †બાદરાયણે પણ બ્રહ્માનું એવું જ સ્વરૂપ કલ્પેલું છે અને તેમાં તે કહે છે કે, તેનું શિર **મેષ** છે. હવે **મેષ** પ્રથમ રાશિ હોવાથી તેને શિરનું નામ આપવું જ યોગ્ય છે અને એ જ અનુરોધે 'તૈત્તિરીય સંહિતા'-માંના પ્રજાપતિસ્વરૂપનો અર્થ કરવાથી જે સમયે ચિત્રા પૂર્ણમાસે વર્ષનો આરંભ થતો હતો, તે વેળાએ ચિત્રાનું શિરરૂપ થવું સ્વાભાવિક અને સાહજિક હતું. છતાં એ વિશે નિશ્ચયપૂર્વક કાંઈ પણ કહી શકાતું નથી.

એ બે વાર્તાઓને બાદ કરીએ, તો વેદકાલીન આદ્ય પચાંગ વિશેની બીજી કાંઈ માહિતી મળી શકે, એમ દેખાતું નથી. તો પણ એ વાર્તાઓપરથી અને ચિત્રા પૂર્ણમાસે વર્ષનો આરંભ થતો હતો, એ 'તૈત્તિરીય સંહિતા'માંના સ્પષ્ટ વચનથી પૂર્વે વસંત-સંપાત પુનર્વસુમાં હતો. તે સમયે વર્ષારંભ કરનાર પંચાંગનું અસ્તિત્વ હતું, એ નિઃસંશય સિદ્ધ થાય છે.

અહીં સુધી આપણે એકંદર ત્રણ પ્રકારના પ્રાચીન પંચાંગોનો વિચાર કર્યો. હવે તેમાંના સર્વથી પ્રથમ પંચાંગના કાળને આપણે **અદિતિકાળ** કિંવા **મૃગશીર્ષ પૂર્વ-કાળ** કહીશું. એની મર્યાદા અનુમાનથી ઇ૦ સ૦ પૂર્વે ૬૦૦૦ થી ૪૦૦૦ પર્યન્તની થવા જાય છે. એ કાળમાં પૂર્ણ ઋચા ઇત્યાદિની ઉત્પત્તિ થયેલી હોય, એમ જણાતું નથી. અર્ધગદ્યમય અને અર્ધપદ્યમય વાક્યોમાં દેવોનાં નામો, તેમની વિશેષ સંજ્ઞાઓ અને તેમનાં પરાક્રમો આદિ ગ્રથિત કરેલાં હોવાં જોઇએ. એ કાળવિશેનું કાંઇ પણ સ્મારક ગ્રીક અને પારસી લોકોમાં અવશિષ્ટ રહેલું નથી; અને તેનું કારણ એ જ હોવું જોઇએ કે, એ લોકો જ્યારે પોતાના આદિનિવાસ સ્થાનને છોડીને નીકળી ગયા, ત્યારે તેમણે તે સમયમાં ચાલતા પંચાંગને માત્ર પોતાની સાથે લીધેલાં હોવાં જોઇએ.

---

* "यो वै नक्षत्रीयं प्रजापतिं वेद । उभयोरेनं लोकयोर्विदुः । हस्त एवास्यहस्तः । **चित्राशिरः** निष्टया हृदयम् । ऊरू विशाखे । प्रतिष्ठानूराधाः । एष वै नक्षत्रीयः प्रजापतिः"।

† "मेषः शिरोथ वदनं वृषभो विधातुर्वक्षो भवेन्नृमिथुनं हृदयं कुलीरः । सिंहस्तथोदरमथो युवतिःकटिश्च बस्तिस्तुलाभृदथ मेहनमष्टमः स्यात् ॥ धन्वी चास्योरुयुगं मकरो जानुद्वयं भवति । जंघाद्वितयं कुंभः पादौ मत्स्यद्वयं चेति "॥

પરંતુ ભારતીય આર્યોએ પોતાની પરંપરાગત વાર્તાઓ કિંવા કથાઓને ચિન્તા અને શ્રદ્ધાપૂર્વક યત્ન કરીને અદ્યાપિ જાળવી રાખી છે.

હવે દ્વિતીય જે **મૃગશીર્ષકાળ**, તેની મર્યાદા સ્થૂલ પરિમાણથી ઇ. સ. પૂર્વે ૪૦૦૦ થી ૨૫૦૦ પર્યન્તથી છે. એ કાળ તે વસંતસંપાત આર્દ્રા નક્ષત્રમાંથી કૃત્તિકામાં આવતા સુધીનો કાળ છે. એ કાળ સર્વ કરતાં વિશેષ મહત્ત્વનો છે; કારણ કે, એ વેળાએ ઋગ્વેદનાં ઘણાંક સૂક્તો નિર્માણ થયાં હતાં અને કેટલીક કથાઓ પણ રચાઈ હતી. એ કાળના ઉત્તર ભાગમાં ગ્રીક અને ભારતીય આર્યો એક બીજાથી વિભક્ત થયા અને તેથી તેમનામાં તેમ જ ઋગ્વેદમાં પણ કૃત્તિકા કાળ વિશેનાં કશાં પણ પ્રમાણો મળી શકતાં નથી. એ કાળ તે વિશેષતઃ સૂક્તરચનાનો કાળ હતો.

તૃતીય **કૃત્તિકાકાળ** છે અને તેની મર્યાદા ઈ. સ. પૂર્વે ૨૫૦૦ થી ૧૪૦૦ વર્ષ પર્યન્તની થવા જાય છે; એટલે કે, જ્યારે વસંતસંપાત કૃત્તિકામાં હતો, ત્યારથી વેદાંગ જ્યોતિષ કાળ પર્યન્તનો કાળ. 'તૈત્તિરીય સંહિતા' અને કેટલાક 'બ્રાહ્મણો'નો સમય એ જ છે. એ સમયે 'ઋગ્વેદ સંહિતા' પુરાતન થયેલી હતી; અને તેનો અર્થ પણ બરાબર લોકોની સમજમાં આવતો બંધ થયો હતો. ઋક્સૂક્તો અને તેમાંની કથાઓના સત્ય અર્થના સંબંધમાં એ કાળના બ્રહ્મવાદીઓમાં યથેચ્છ તર્ક વિતર્ક ચાલતા હતા. નમુચિના મરણના સંબંધમાં ઈન્દ્ર અને નમુચિ વચ્ચે થયેલો કરાર, તે એવા જ એક તર્કનું ઉદાહરણ છે. એ જ કાળમાં 'સંહિતા'ને વ્યવસ્થિત સ્વરૂપ પ્રાપ્ત થયું હતું અને અતિ પ્રાચીન સૂક્તો તથા યજ્ઞવાક્યોના અર્થોને નિશ્ચિત કરવાનો પ્રયત્ન થયો હતો. એ જ કાળમાં ભારતીય લોક અને ચીની લોકોના વ્યવહારનો આરંભ થયો હતો અને ચીની લોકોએ ભારતીય લોકો પાસેથી તેમની નક્ષત્રપદ્ધતિ લઈ લીધી હતી.

પ્રાચીન સંસ્કૃત વાઙ્મયનો ચતુર્થ કાળ ઈ. સ. પૂર્વે ૧૪૦૦ થી ૫૦૦ સુધીનો છે, અને એને જ **બુદ્ધ પૂર્વકાળ**ના નામથી ઓળખવામાં આવે છે. **સૂત્રો** અને ****ષડ્દર્શન** એ કાળમાં જ નિર્માણ થયાં હતાં.

હવે જે એ કાળો આપવામાં આવ્યા છે, તે સર્વથા નિશ્ચિત તેવા જ છે, એમ કોઈએ પણ સમજવાનું નથી. કારણ કે, જેમ જેમ પાછળ જઇએ તેમ તેમ સો બસો વર્ષનો ફેર એ તો જાણે કાંઈ ગણનામાં જ નહિ, એવી અવસ્થા થતી જાય છે. છતાં સ્થૂલ માનથી એ કાળ યથાર્થ જ છે. એ સર્વમાં સર્વ કરતાં જૂનો જે **અદિતિ કાળ** છે, તે કાળમાં પંચાંગની આવશ્યકતા ઉત્પન્ન થઈ હતી, અને એથી એ જ આર્ય

---

* ૧ જ્યોતિષ, ૨ ન્યાય, ૩ મીમાંસા, ૪ વેદાંત, ૫ સાંખ્ય અને ૬ યોગ એ ષડ્દર્શન કહેવાય છે.

સુધારણાના આરંભનો કાળ નહોતો, કિન્તુ એથી બહુ કાળ પૂર્વે આર્ય સુધારણાનો આરંભ થએલો હોવો જોઇએ, એ સ્પષ્ટ દેખાઈ આવે છે. દ્વિતીય જે **મૃગશીર્ષ કાળ** તે ઇ૦ સ૦ પૂર્વે ૪૦૦૦ થી ૨૫૦૦ વર્ષ પર્યન્ત આવે છે. એ કાળમાં **પારસી**, **ગ્રીક** અને **ભારતીય** આ[ર્ય] જનો એકત્ર વસતા હતા અને તેથી જ એ ત્રણે લોકોના વિભક્ત થવા પૂર્વ પણ વેદોનો કેટલોક ભાગ તૈયાર થયો હતો, એવું સહજ અનુમાન થઈ શકે છે. એ અનુમાનને વળી તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રનો સારો આધાર પણ મળે છે. પુરાણ કથાઓમાંનાં લગભગ સાઠ નામો **ગ્રીક** અને **સંસ્કૃત** ભાષામાં એક સરખાં જ છે, એમ **મૅકસમૂલરે** સપ્રમાણ બતાવી આપ્યું છે.* હવે જ્યારે બન્ને ભાષામાં એટલાં બધાં નામો પરસ્પર સમાન છે, તો તે નામના દેવોનાં કૃત્યોને વર્ણવનારાં સૂક્તો તે કાળમાં ન હોય, એમ સંભવતું જ નથી. એ ત્રણ લોકોના વિભક્ત થવા પૂર્વે કવિતા પણ ઉત્પન્ન થવા લાગી હતી અને એ અનુમાન શ્લોકચરણવાચક સંસ્કૃત **પદ**, **અવેસ્તિક પધ** અને **ગ્રીક પૌસ** આદિ શબ્દોથી સર્વથા સત્ય સિદ્ધ થઈ શકે છે.†

અયનચલનના યોગે વર્ષારંભના બે વાર બદલાયાનો જ્યારે ઉલ્લેખ છે, ત્યારે તે વર્ષારંભની મધ્ય સ્થિતિ વિશેનો તેમ જ ઋતુકાળમાં થયેલા ફેરબદલ—પરિવર્ત્તન વિશેનો ક્યાંય કાંઈ પણ ઉલ્લેખ નથી મળતો, એનું શું કારણ વારુ? તેમ જ તે વેળાએ વૈદિક લોકો અયનગતિને કેમ જાણી શકયા ન હોતા? એવા પ્રશ્ન પણ કેટલાકો પૂછવાને તૈયાર થશે. પરંતુ તેમના મનનું સામાધાન કરવું, એ કાર્ય કાંઇ કઠિન નથી. સંપાતગતિના જ્ઞાનમાટે ગણિત આદિ શાસ્ત્રોની પણ થોડી ઘણી પ્રગતિ થવી જોઇએ અને શતાવધિ વર્ષપર્યન્ત વેધો લેવાવા જોઇએ. એ અડચણોને ધ્યાનમાં લેતાં બીજાં સર્વ રાષ્ટ્રોથી પૂર્વે અને વિશેષ સૂક્ષ્મતાથી ભારતીય લોકો અયનગતિને જાણી શકયા હતા, એમ જ જાણવામાં આવશે. ગ્રીક જ્યોતિ:શાસ્ત્રજ્ઞ **હિપાર્કસે** એ અયનગતિને પ્રતિવર્ષ ઓછામાં ઓછી ૩૬ વિકલા માનેલી છે; પણ અત્યારે તે ખરેખરી રીતે ૫૦¼ વિકલા છે. ભારતીય જ્યોતિર્વિદોના મત પ્રમાણે તે ૫૪ વિકલા છે. અર્થાત્ એપરથી એ અયનગતિ ગ્રીકલોકો પાસેથી ભારતીય આર્યોએ લીધેલી નથી, એ સ્પષ્ટ થાય છે. એ અયનગતિ ભારતીય આર્યોએ પોતે જ પોતાની પદ્ધતિથી શોધી કાઢેલી હોવી જોઇએ, એમાં લેશ માત્ર પણ શંકા નથી જ.

---

* ઉદાહરણ તરીકે, સંસ્કૃત **ઋભુ** અને **ગ્રીક** Orpheus; **સં. સરમા** અને ગ્રી. Eleneś; **સં. વૃત્ર** અને ગ્રી. Orthros; અને સં. **વૃષાકપિ** ને ગ્રી. Erikapaeos આદિ શબ્દોની એક બીજા સાથે સરખામણી કરેલી છે. એના વિશેષ વિસ્તાર માટે જુઓ. પ્રો. **મૅકસમૂલરકૃત** ''Biographies of Words" પૃષ્ઠ ૧૮૮–૧૮૯. † જુઓ. Dr. Schrader's Pre-historic Antiquities of Aryan Peoples.' Part 1., Chap. 11., pp.27,28. (**ડૉ શ્રેડરકૃત** 'આર્યલોકોની ઇતિહાસપૂર્વ પ્રાચીનતા' નામક ગ્રંથ, પ્રથમ ભાગ, દ્વિતીય પ્રકરણ, પૃષ્ઠ ૨૭ ૨૮.)

હવે મૃગથી કૃત્તિકાપર્યન્ત અને કૃત્તિકાથી પુનઃ અશ્વિની પર્યન્ત વસંતસંપાત આવે ત્યાં સુધીની મધ્ય સ્થિતિ વિશેનો કશો પત્તો આપણને મળી શકે છે કે કેમ, તે આપણે જોઇએ. સંવત્સર દેવતા જે પ્રજાપતિ તેનું સ્થાન મૃગપુંજમાં. પણ તે તો પોતાની કન્યાનો એટલે કે રોહિણીનો અભિલાષ કરીને પાછળ અને પાછળ હટવા લાગ્યો અને તેનું એ કૃત્ય અકૃત થયું, એટલા માટે રુદ્રે તેને મારી નાખ્યો. એથી વસંતસંપાતનાં સમયમાં સૂર્ય મૃગમાં ન હોઇને ધીમેધીમે રોહિણી પ્રતિ આવવા લાગ્યો હતો, એ સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. એની પછીની સ્થિતિ એટલે વસંતસંપાત કૃત્તિકામાં આવ્યો તે. એ વેળાએ ઋતુ બરાબર એક મહિનો પાછળ આવ્યાથી તે લોકોએ વર્ષના આરંભને ફાલ્ગુનમાંથી કાઢીને માઘમાસમાં લાવી મૂક્યો અને નક્ષત્રોના ક્રમનો મૃગને બદલે કૃત્તિકાથી આરંભ કર્યો.

એ પછીની સ્થિતિ વેદાંત જ્યોતિષમાં વર્ણવેલી છે. તે સમએ ઋતુઓ વળી પણ એક પક્ષ ( બે સપ્તાહ ) પાછળ હટયા હતા; અને વસંતસંપાત ભરણીમાં થઇને ઉત્તરાયણ ધનિષ્ઠાના આરંભમાં આવ્યું હતું. એની પછીની સ્થિતિ વસંતસંપાત અશ્વિનીમાં આવ્યો તે સમયની. એ વેળાએ ઋતુઓ વેદાંગ જ્યોતિષ કરતાં પણ એક પક્ષ પાછા હટયા હતા અને તેથી વિશ્વામિત્રે એવા પ્રકારનો પંચાંગમાં યોગ્ય ફેરફાર કરવાનો પ્રયત્ન કર્યો. 'મહાભારત'ના *આદિપર્વમાં, વિશ્વામિત્રે પ્રતિસૃષ્ટિ નિર્માણ કરવાનો અને નક્ષત્ર માલાને ધનિષ્ઠાને બદલે શ્રવણથી આરંભવાનો પ્રયત્ન કર્યો હતો, એવું વર્ણન છે અને પુનઃ અશ્વમેધ પર્વમાં પણ એ જ કથા વર્ણવાયલી છે. બીજાં પુરાણોમાં પણ એ કથા આપવામાં આવી છે અને તેમાં વિશ્વામિત્રે એક નવીન આકાશ ઉત્પન્ન કરવાનો વિચાર કર્યો, એમ વર્ણવેલું છે. એનો અર્થ એટલો જ છે કે, વિશ્વામિત્રે નવીન પરિસ્થિતિ પ્રમાણે પંચાંગની સુધારણા કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે સિદ્ધ–સફળ–ન થયો અને તેથી અર્થાત્ વેદાંગ જ્યોતિષમાં કહેલી કૃત્તિકાથી જ નક્ષત્રોનો આરંભ કરવાની પદ્ધતિ અવિચળ રહી. પણ અંતે કેટલાક દિવસ પછી અન્ય પરિવર્તન થતાં અશ્વિનીથી નક્ષત્રોનો આરંભ કરવાની પદ્ધતિનો આરંભ થયો.

એ પ્રમાણે સંપાતચલન વિશેના એક સરખા ઉલ્લેખો આપણા સંસ્કૃત વાઙ્મયમાં મળતા હોવાથી વેદોની પ્રાચીનતા વિશે ગમે તે કાંઇ પણ તર્ક કરતા બેસવું, એ હવે

---

* "चकारान्यं च लोकं वै क्रुद्धो नक्षत्रसंपदा ।
प्रतिश्रवण पूर्वाणि नक्षत्राणि चकार सः" ॥ મ. ભા. આ. પ. ૭૧.૩૪.

તેજ પ્રમાણેઃ—

"अहः पूर्वं ततो रात्रिः मासाः शुक्लादयः स्मृताः ।
श्रवणादीनि ऋक्षाणि ऋतवः शिशिरादयः ॥ મ. ભા. અ. મે. પ.૪૪.૨.

યોગ્ય કહેવાય તેમ નથી જ. જે કાળમાં ફાલ્ગુની પૂર્ણમાસે વર્ષારંભ થતો હતો, તે કાળની સ્મૃતિ ભાદ્રપદમાંના પિતૃપક્ષથી આપણને થઇ શકે છે, એ વિષે પૂર્વે વિવેચન કરેલું જ છે. પૂર્વે આપણો શ્રાવણીનો વિધિ ભાદ્રપદમાં થતો હતો, એમ 'મનુસ્મૃતિ'*ના આધારે દેખાઇ આવે છે. તે સમયે વર્ષાકાળનો પણ એ જ મહિનાથી આરંભ થતો હતો; કારણકે, શ્રાવણીનો વિધિ વર્ષાકાળના આરંભમાં થવો જોઇએ, એમ 'આશ્વલાયન ગૃહ્યસૂત્ર' પરથી દેખાય છે.† પણ પછીથી તે વિધિ શ્રાવણમાં થવા લાગ્યો. કારણકે, સંપાતચલનને લીધે વર્ષાકાળ એક માસ પાછળ હટી ગયો અને તે એવી રીતે હટતો હટતો અત્યારે તો ઠેઠ જ્યેષ્ઠ પર્યન્ત આવી લાગ્યો છે. એ સર્વ ઘટનાઓના આધારે જોતાં ઋતુઓના કાળમાં થયેલાં પરિવર્ત્તનોની પણ કેટલેક અંશે આપણા વાઙ્મયમાં નિશાનીઓ મળી આવે છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. તો પણ એ પૂરાવાને, વર્ષારંભમાં થયેલા પરિવર્ત્તનના પૂરાવા જેટલું મહત્ત્વ આપી શકાય તેમ નથી; કારણકે, સ્થાનપરત્વે ઋતુઓ ભિન્નભિન્ન કાળમાં પણ થાય છે. અસ્તુ.

હવે કેવળ એટલું જ જોવાનું રહ્યું કે, આટલા પ્રમાણોના આધારે નિશ્ચિત કરેલો વેદકાળ પ્રાચીન તથા અર્વાચીન વિદ્વાનોના મતથી અવિરુદ્ધ છે કિંવા નહિ? જર્મન્ પંડિત વેબરે ભૂગોલ વિષયક અને ઐતિહાસિક પ્રમાણોના આધારે એવું અનુમાન કર્યું છે કે, ભારતીય વાઙ્મયના આરંભને પારસી અને ભારતીય લોકો જે સમયે એકત્ર વસતા હતા, તે સમય પર્યન્ત જ લઈ જઈ શકાશે. 'ઝેન્દ અવસ્તા' નામક પારસી લોકોના ધર્મગ્રંથમાં કેટલાક એવા ભાગો છે કે, તેમને સરળતાથી વૈદિક સૂકતોનાં રૂપાંતર તરીકે માની શકાય. એથી વેબરના ઉપર્યુકત કથનને સારી પુષ્ટિ મળે છે. ડૉકટર હૌના અભિપ્રાય પ્રમાણે, વેબરના કથનને સત્ય સિદ્ધ કરવામાટે વેદગ્રંથોનો કાળ ઇ. સ. પૂર્વે ૨૪૦૦ વર્ષપર્યન્તનો માન્યો એટલે બસ છે. પરંતુ પારસી લોકો અને બ્રાહ્મણ જનો જ્યારે એકત્ર વસતા હતા, તે સમયમાં વસંતસંપાત મૃગશીર્ષમાં હતો, એમ સિદ્ધ

---

* શ્રાવણીય વિધિના જે ઉપાકર્મ અને ઉત્સર્જન એ બે ભાગો છે, તેમના 'મનુસ્મૃતિ'માં વિકલ્પે કરીને બે કાળ આપેલા છે અને તે આ પ્રમાણે;—

श्रावण्यां प्राष्ठपद्यां वाप्युपाकृत्य यथाविधि।
युक्तश्छंदांस्यधीयीत मासान्विप्रोऽर्धपंचमान् ॥
पुष्ये तु छंदसां कुर्याद्बहिरुत्सर्जनं द्विजः।
माघशुक्लस्य वा प्राप्ते पूर्वाह्णे प्रथमेऽहनि" ॥ મનુ, ૪;૯૫.

પ્રૌષ્ઠપદી એટલે ભાદ્રપદી પૌર્ણિમા. કાળનો એ વિકલ્પ શાખાના અનુરોધ વડે છે, એમ ટીકાકારો લખે છે. † 'આશ્વલાયન ગૃહ્યસૂત્ર', ૩-૫-૨.

કરી શકાય છે, એ વાર્ત્તા હૌના જાણવામાં નહોતી. પણ હવે એ ઘટના જાણવામાં આવેલી હોવાથી વેદકાળને ઇ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ પર્યન્ત પાછળ લઈ જઇએ ત્યાં સુધી તો કોઈ એક પણ સયુક્તિક બાધા આવી શકતી નથી. હવે પારસીધર્મ સંસ્થાપક ઝોરોઍસ્તર યૂરોપમાં થએલા ટ્રોજન યુદ્ધથી (ઇ. સ. પૂર્વે ૧૮૦૦ વર્ષ) પૂર્વે લગભગ ૬૦૦ વર્ષપર થઈ ગયો છે, એવો લિડિયા દેશના ઝૅંથસ્ નામક ગ્રંથકારનો અભિપ્રાય છે. એ ગ્રંથકાર પોતે ઈ. સ. થી ૪૭૦ વર્ષ પૂર્વે થઈ ગયો છે. આપણી ગણના (હિસાબ) પ્રમાણે જોતાં પારસી અને ભારતીય લોકો મૃગશીર્ષ કાલના દ્વિતીય અર્ધમાં એટલે કે ઇ. સ. થી ૩૦૦૦ થી ૨૫૦૦ વર્ષ પૂર્વે એકબીજાથી વિભકત થયા હતા. હવે એ ઘટનાને ડૉકટર હૌના આદિ વિદ્વાનોના મત પ્રમાણે એના કરતાં બહુ જ અર્વાચીન કાળમાં બનેલી માનીએ, તો ઇ. સ. પૂર્વના પાંચમા શતકમાં થઈ ગએલા ગ્રંથકારે તે ઘટનાને તરતની બનેલી જ બતાવી હોત, એ તો કોઇ પણ કબૂલ કરે એમ છે. પરંતુ ઉપર કહ્યા પ્રમાણે ઝૅંથસ તેમ કહેતો નથી અને તેથી પારસી તથા ભારતીય લોકો એક બીજાથી વિભકત થયા, તે કાળ ઇ. સ. પૂર્વ ૨૫૦૦ વર્ષથી પણ આગળનો હોવો જોઇએ, એ નિર્વિવાદ સિદ્ધ થઈ શકે છે. હવે ગ્રીક તત્ત્વવેત્તા ઍરિસ્ટોટલ તો (ઍરિસ્ટોટલનો કાળ ઇ. સ. થી ૩૨૦ વર્ષ પૂર્વેનો છે) એથી પણ આગળ વધીને કહે છે કે, ઝોરોઍસ્ટર્ પ્લેટોથી ૫૦૦૦ કિંવા ૬૦૦૦ વર્ષ પૂર્વે થઇ ગયો છે. હવે કદાચિત્ એ અંકને સર્વથા નિશ્ચિત ન માનીએ, તો પણ એથી ઍરિસ્ટોટલના સમયમાં ઝોરોઍસ્ટર્ બહુ જ પ્રાચીન કાળમાં થઇ ગયો છે એવી લોક માન્યતા હતી, એટલું તો સ્પષ્ટ દેખાઇ આવે છે. હવે જો ઝોરોઍસ્ટ્ એટલો પ્રાચીન હોય, તો પછી વેદો તેના કરતાં પણ વિશેષ પ્રાચીન હોવા જ જોઇએ, એમ માનવામાં શંકાનું સ્થાન જ નથી. બીજી એક વિચારવા યોગ્ય વાર્ત્તા એ છે કે, ગ્રીસ દેશમાં હોમર કવિએ 'ઇલિયડ્' નામક કાવ્યની ઇ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષની લગભગમાં રચના કરી હતી. હવે 'ઇલિયડ્' અને વૈદિક ગ્રંથોની ભાષા એટલી બધી ભિન્ન છે કે, એ બે (ગ્રીક અને ભારતીય) લોકોની વિભક્તતા થવા પછી બન્નેની ભાષામાં એટલી બધી ભિન્નતા આવતાં સહસ્રાવધિ વર્ષો વીતી ગયેલાં હોવાં જોઇએ. અર્થાત્ ઓરાયન્ અથવા મૃગશીર્ષની કથાઓ રચાઇ ગયા પછી અને વસતસંપાત કૃત્તિકામાં આવ્યા પૂર્વે એટલે કે, ઇ. સ. થી ૩૫૦૦ થી ૩૦૦૦ વર્ષની લગભગમાં ગ્રીક લોકો અને ભારતીય આર્ય લોકો એક બીજાથી વિભક્ત થયા હતા, એ કથન સર્વથા સત્ય અને પ્રમાણ પુરઃસર છે.

હવે અંતે, આપણા અત્યંત કુશાગ્રબુદ્ધિ અને મહાવિદ્વાન્ બ્રહ્મવિદ્ તથા પંડિતોનો જે, વેદો સર્વથા અનાદિ અને તેટલા માટે ઇશ્વરદત્ત છે, એવો અભિપ્રાય છે, તેનો આપણે કિંચિદ્ વિચાર કરીશું. શ્રુતિ જેવા પ્રકટ થયેલા ગ્રંથો અનાદિ જ હોવા જોઇએ, એવો કાંઇ નિયમ

નથી. અમુક એક વિવક્ષિત સમયમાં ગ્રંથ પ્રકટ થયો, એમ માનનારા લોકો છે અને એ પ્રમાણે માની શકાય છે, એમ 'બાઈબલ' તથા 'કુરાન્'ના ઈતિહાસના અવલોકનથી આપણે જાણી શકીએ છીએ. 'બાઈબલ' ( નવો કરાર–New Testament ) ક્રાઈસ્ટના સમયમાં એટલે કે, આજથી ૧૯૧૦ વર્ષ પૂર્વે નિર્માણ થયું હતું, એ તો સર્વ જાણે જ છે; તેમ જ 'કુરાન્'ની મહમ્મદ પયગંબરના સમયમાં એટલે કે, આજથી ૧૩૦૦ વર્ષ પૂર્વે ઉત્પત્તિ થઈ હતી, એ પણ કોઈથી અજ્ઞાત નથી જ. એ બન્ને ગ્રંથો પ્રકટ થયેલા છે, એમ તે તે ધર્મના લોકો માને છે અને તે ગ્રંથો ઉપર લખેલા કાળમાં પ્રકટ થયા હતા એમ પણ તેઓ માને છે–સ્વીકારે છે. એથી પ્રકટ થયેલા ગ્રંથો અવશ્ય અનાદિ જ હોવા જોઇએ, એવો નિયમ કાંઈ સિદ્ધ થતો નથી. વસ્તુસ્થિતિ જ્યારે એવી છે, ત્યારે શ્રુતિગ્રંથો પ્રકટ થયેલા છે, એટલા જ કારણથી તે અનાદિ છે, એમ કહેવું કદાપિ યોગ્ય થઇ શકે નહિ. અર્થાત્ બ્રહ્મવાદી લોકોનો એવો અભિપ્રાય થવાનું અવશ્ય બીજું જ કોઈ પ્રબળ કારણ હોવું જોઈએ. એ બ્રહ્મવાદીઓમાંના કેટલાક જન ઇ૦ સ૦ થી કેટલાંક શતક પૂર્વે થઈ ગયેલા છે અને તે સમયે વેદો અનાદિ છે, એવી પૂર્વપરંપરાગત કલ્પનાના આધારે જ તેમણે પોતાનું મત નિશ્ચિત કર્યું હતું, એમ ઉપર્યુક્ત વિવેચનથી સિદ્ધ કરેલા વેદકાળપરથી દેખાઇ આવે છે. ખ્રીસ્તી ધર્મશાસ્ત્ર પ્રમાણે જોતાં જગત્‌ની ઉત્પત્તિ ઇ૦ સ૦ થી ૪૦૦૦ વર્ષ પૂર્વે થયેલી છે, એમ દેખાય છે; એટલે કે, ખ્રીસ્તી ગ્રંથકારોની પ્રાચીનતા વિશેની કલ્પનાની ગતિ બહુધા એના કરતાં આગળ વધી શકી ન હોતી; અને ૪૦૦૦ વર્ષ પૂર્વના કાળ વિશે તેઓ કાંઇ જાણી શકેલા ન હોવાથી મૂળ વિશ્વની ઉત્પત્તિ જ તે સમયે થવાનો સિદ્ધાંત તેમણે ઠોકી બેસાડયો. આપણા બ્રહ્મવાદીઓએ પણ લગભગ એવો જ પ્રકાર કરેલો હોય એમ જણાય છે. ઉપર બતાવેલું જ છે કે, વેદકાળનો વિશેષ પ્રગતિ–હીલચાલ–વાળો ભાગ ઇ૦ સ૦ થી ૪૦૦૦ વર્ષ પૂર્વનો જ હતો અને કદાચિત્ તે તેથી પણ પૂર્વનો હશે, એમ સિદ્ધ કરવા માટેના પણ આપણી પાસે કેટલાક આધાર છે. હવે વેદોનું સ્વરૂપ અક્ષરશઃ તેવું ને તેવું જ કાયમ ન રહેતાં કાળે કરીને તેમાં કાંઇક પરિવર્ત્તન થયું હશે, પણ તેના હેતુનું પરિવર્ત્તન તો થયું નથી જ. અર્થાત્ વેદો એટલા બધા પ્રાચીન કાળમાંથી આવેલા હોવાથી જૈમિનિ, પાણિનિ અને પ્રાચીન બ્રહ્મવાદીઓએ તેમને તેઓ જગતના આરંભથી એટલે કે સર્વ જ્ઞાત ઘટનાઓના આરંભ કાળથી જ અસ્તિત્વમાં છે કિંબહુના અનાદિ છે, એમ સિદ્ધ કર્યા હોય, તો એ સ્વાભાવિક જ છે.

એ પ્રમાણે આપણા પ્રાચીન વાઙ્મયમાં મળી આવતી વાર્ત્તાઓ અને જ્યોતિર્વિષયક ઉલ્લેખોના પૂર્ણ અનુરોધથી વેદકાળને જો ઇ. સ. થી ૪૦૦૦ વર્ષ પૂર્વે નિશ્ચિત કરીએ, તો વેદકાળના સંબંધમાં ભારતીય અને યૂરોપીયન તથા પ્રાચીન અને અર્વાચીન

પંડિતોમાં ચાલતા વાદ અને મતમતાંતરોનો સર્વથા સમાધાનકારક રીતિથી નિર્ણય કરી શકાય છે. એવી રીતે સર્વ પ્રમેયોનો યથાસ્થિત નિર્ણય થતો હોવાથી ઉપર બતાવેલા કાળના યોગે આર્યસુધારણાના અતિ પ્રાચીન કાળની માર્યાદા વર્ત્તમાન જ્ઞાનની સ્થિતિમાં શક્ય હોય, તેટલી યથાર્થતાથી નિશ્ચિત કરી શકાય છે કે નહિ, એ વિશેના નિશ્ચયનું કાર્ય વિદ્વાનોના હસ્તમાં સોંપી દેવું, એ જ વિશેષ યોગ્ય છે.

અહીં એ કાળને નિશ્ચિત કરવાના કાર્યમાં જે સાધનનો ઉપયોગ કરવામાં આવ્યો છે, તે સાધન આકાશસ્થ કદાપિ લુપ્ત ન થનારું અને કદાપિ બંધ ન પડનારું સૃષ્ટિનું ઘટિકાયંત્ર છે. એના કરતાં અધિક નિશ્ચયકારક સાધન મળવું સર્વથા અશક્ય છે, એમ કહેવામાં કશોપણ પ્રત્યવાય આવે તેમ નથી. ઉપરના વિવેચનમાં જે વાર્ત્તાઓને પૂરાવાતરીકે લીધેલી છે, તે સર્વનો આ જગત્‌માંથી સર્વથા લોપ થઈ જવાનો અનિષ્ટ પ્રસંગ એક બે વાર આવ્યો હતો. ગ્રીક લોકોએ જ્યારે ઈજિપ્શિયન્ લોકો પાસેથી જ્યોતિઃશાસ્ત્રની પરિભાષા લઈ લીધી, તે વેળાએ એ સર્વ વાર્ત્તાઓના લોપનો પ્રસંગ આવી પહોંચ્યો હતો; પણ સદ્‌ભાગ્ય યોગે **ઓરાયન્** આદિ નામો અને તેના સંબંધની વાર્ત્તાઓ, એટલાં સાધનો તે આઘાતમાંથી બચી ગયાં. એ પછી તેમનાપર બીજો પણ એક એવો જ પ્રસંગ આવ્યો હતો. **નેલ્સન્** અને **નેપોલિયને** મોટાં મોટાં પરાક્રમો કરેલાં હોવાથી તેમના સન્માનાર્થ અને તેમનાં નામોને ચિરસ્થાયી કરવા માટે ઇંગ્લંડ અને જર્મનીમાં એક એવો ઉન્માદ ફેલાયો હતો કે, **મૃગશીર્ષપુંજને** તેના પૂર્વના જૂના **ઓરાયન્** નામને બદલી નાખીને **નેલ્સન્** અથવા તો **નેપોલિયનનું** નામ આપવું. પરંતુ **ઓરાયનના** સદ્‌ભાગ્ય યોગે એ કુપ્રસંગ પણ ટળી ગયો; અને આજે સાહસપ્રિય તથા દેદીપ્યમાન **ઓરાયન્** પોતાના પરિચારક **કૅનિસ્**—શ્વાન—સહિત **નેલ્સન્** અથવા **નેપો-લિયન્‌ના** કાળ કરતાં કેટલા બધા અધિક મહત્ત્વના અને પવિત્ર, આર્ય લોકોના ઇતિહાસમાંના એક પૂર્વકાળનું આપણને સ્મરણ કરાવે છે, એનું હવે વિશેષ વિવેચન કરવાની કશી પણ આવશ્યકતા નથી.



# વેદોમાં

## આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ.

ૐ

# વેદોમાં

# આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ.



## પ્રથમ દર્શન.



### ઇતિહાસપૂર્વકાલ.

કોઈ પણ રાષ્ટ્રના ઇતિહાસનું અવલોકન કરવાથી એમ જ આપણા જાણવામાં આવે છે કે, તે વિશેની અમુક એક વિશિષ્ટ કાળ પર્યન્તની માહિતી જ આપણને મળી શકે છે. તેથી આગળ (પૂર્વે) દૃષ્ટિપાત કરીએ, તો કેવળ દંતકથાઓ અને કાલ્પનિક વાર્તાઓનું સામ્રાજ્ય જ વિસ્તરેલું દેખાય છે અને તેથી પણ પૂર્વે દૃષ્ટિસંચાર કરતાં કેવળ અંધકાર અને અંધકાર જ પ્રસરેલો દૃષ્ટિગોચર થાય છે. જે કાળના યોગે અલ્પસ્વલ્પ પણ વિશ્વસનીય માહિતી મળી શકે છે, તે કાળ ઇતિહાસકાળ છે અને તેની પૂર્વનો કાળ ઇતિહાસપૂર્વકાળ છે. એ ઇતિહાસકાળનો સર્વ રાષ્ટ્રોમાં એક જ સમયે આરંભ થયો છે, એમ તો નથી જ. ગ્રીસ દેશના એ કાળની સીમા ઇ૦ સ૦ પૂર્વે ૧૦૦૦ વર્ષ પર્યન્તની છે અને ઇજિપ્ત દેશમાંના સમાધિઓ (પિરેમિડ્સ્) માંથી અને બીજાં સ્મારક ચિન્હોમાંથી હાલમાં જ ખોદી કાઢેલા લેખોના આધારે ત્યાંનો ઇતિહાસકાળ ઇ૦ સ૦ પૂર્વે ૫૦૦૦ વર્ષ પર્યન્ત લંબાય એટલો પ્રાચીન છે, એમ દેખાઇ આવે છે. એ કાળ જો કે આટલો બધો પ્રાચીન છે, છતાં ઉપર્યુક્ત ઉભય દેશોના ઇતિહાસ કાળની પૂર્વ પીઠિકા તો દંતકથાઓ અને પૌરાણિક વાર્તાઓ જ છે. ઓગણીસમા શતકના મધ્ય સમય પર્યન્ત, ઇતિહાસ પૂર્વકાલીન મનુષ્યજાતિવિષયક જ્ઞાન મેળવવાનું એ દંતકથાઓ વિના બીજું કોઈ પણ સાધન ઉપલબ્ધ નહોતું, અને તેથી એ કથાઓનું જ પદ્ધતિ પુરઃસર અને ઉપપત્તિસહિત વિવેચન કરીને ઘણાક વિદ્વાનોએ અતિપ્રાચીન કાળની મનુષ્ય જાતિના ઇતિહાસની કાંઈ માહિતી મળે છે કે નહિ, એ જોવા અને જાણવાના પ્રયત્નો કરેલા છે, પરંતુ નિષ્પક્ષપાતતાથી વિચાર કરનારા સર્વ પંડિતોને એમ જ ભાસતું હતું કે, તે કથાઓની મીમાંસા કરવાની પદ્ધતિઓમાંની એક પણ પદ્ધતિ સમાધાનકારક નથી. પરંતુ તુલનાત્મક વ્યુત્પત્તિ શાસ્ત્રના અધ્યયનથી એ પુરાણ–વાર્તા વિષયક પ્રશ્નને

નવીન રીતિથી વિચાર કરવા માટેનું પ્રથમ પ્રોત્સાહન મળ્યું. યૂરોપીયન્ લોકોને ભરતખંડની પ્રાચીન ભાષા અને ધર્મગ્રંથોનું જ્ઞાન થયું અને એથી જાણે એક નવીન જગત્ જ આવી મળ્યું હોયની, એવો તેમને આભાસ થવા લાગ્યો. એ પછી, સંસ્કૃત અને જન્દ એ બે ભાષાઓનો પરસ્પર નિકટ સંબંધ છે અને તેવો જ સંબંધ યૂરોપમાંના મુખ્ય મુખ્ય લોકોની ભાષાઓમાં પણ રહેલો છે, એ તત્ત્વ જાણવામાં આવ્યું અને તેના યોગે, જગતના ઇતિહાસના સંબંધમાં સામાન્યતઃ જે મતો પ્રચલિત હતા, તેમાં પૂર્ણ ક્રાન્તિ થઈ ગઈ. યૂરોપમાંના પ્રાચીન અને અર્વાચીન મુખ્ય મુખ્ય રાષ્ટ્રોની ભાષા અને ભરતખંડમાંના બ્રાહ્મણ તથા ઝોરાયેસ્તરના અનુયાયી જનોની ભાષામાં નિકટ સામ્ય રહેલું છે, એમ જાણવામાં આવતાં સહજ એવું અનુમાન નીકળ્યું કે, એ સર્વ ભાષાઓ એક જ મૂળ ભાષાની શાખાઓ હોવી જોઇએ; અને એ અનુમાનના આધારે બીજા વળી એવા તર્કનો ઉદ્ભવ થયો કે, ઉપર્યુક્ત સર્વ રાષ્ટ્રોમાંના લોકોના મૂળ પુરુષો પણ અવશ્ય કોઈ આદિ આર્ય જ હોવા જોઇએ. એવી રીતે વૈદિક ગ્રંથ અને ત્યાર પછીના સંસ્કૃત વાઙ્મય (સાહિત્ય)ના અધ્યયનથી, પ્રાચીન કાળના મનુષ્યોના ઇતિહાસ અને તેમની સુધારણા વિશેની પાશ્ચાત્ય પંડિતોની કલ્પનામાં ધીમે ધીમે ક્રાંતિ થતી ગઈ. એ વિશેનું વિશેષ વિવેચન કરવું અહીં કાંઇક અપ્રશસ્ત જ ગણાશે. છતાં એટલું તો આ સ્થળે કહેવું જ જોઇએ કે, ઓગણીસમી સદીના ઉત્તરાર્દ્ધમાં થયેલા શાસ્ત્રીય શોધોના યોગે, ઇતિહાસપૂર્વકાળ કરતાં પણ અતિ પ્રાચીન કાળના મનુષ્યો વિશેની માહિતી મળવાનાં નવીન સાધનો ઉપલબ્ધ થાય, ત્યાં સુધી ઉપર્યુક્ત પ્રશ્નના સંબંધમાં વિચાર અને શોધ કરવાનો બધો ઇજારો તુલનાત્મક ગાથાશાસ્ત્રજ્ઞ અને શબ્દવ્યુત્પત્તિશાસ્ત્રજ્ઞ લોકોએ પોતાની પાસે જ રાખી લીધો છે.

એ ગાથાશાસ્ત્રજ્ઞો જે વેળાએ ઉપર્યુક્ત પ્રશ્નો વિશેનો વિચાર કરતા હતા, તે વેળાએ સર્વ સંમત અભિપ્રાય એવો હતો કે, હિમકાળ પછી જ મનુષ્ય પ્રાણીની ઉત્પત્તિ થયેલી છે; અને એથી પ્રાચીન મનુષ્યોની ભૌતિક અને ભૌગોલિક પરિસ્થિતિ અત્યારની પરિસ્થિતિ કરતાં વિશેષ ભિન્ન ન હોતી, એમ જ તેઓ સમજતા હતા. અર્થાત્ સર્વ પ્રાચીન દંતકથાઓ અને પૌરાણિક વાર્ત્તાઓની, લગભગ હાલના જેવા જ જળવાયુની પરિસ્થિતિવાળા દેશમાં તે ઉત્પન્ન અને વૃદ્ધિંગત થઈ હતી, એવી પૂર્વ કલ્પના કરીને જ, મીમાંસા કરવામાં આવતી હતી. ઉદાહરણ તરીકે, તેઓ વેદોમાંની પ્રત્યેક વાર્ત્તાનો, પર્જન્ય કિંવા ઉષઃપ્રકાશ સાથે તેનો સંબંધ જોડીને જ, અર્થ કરતા હતા. પણ એ અર્થ બહુધા બહુ સ્થળે સર્વથા અસમાધાનકારક જ રહેતો હતો. ઇન્દ્ર એટલે કેવળ પર્જન્ય દેવતા અને વૃત્ર એટલે અવર્ષણનો અથવા તો નિત્ય સૂર્યાસ્ત પછી આવતા (વિસ્તરના) અંધકારનો દૈત્ય, એમ જ તેઓ માનતા હતા. એ પદ્ધતિનો પ્રથમ આપણા નિરુક્તકારોએ સ્વીકાર કર્યો હતો અને

પાશ્ચાત્ય પંડિતોએ એમાં કિંચિત્ સુધારણા કરીને અત્યારે પણ એનું જ અવલંબન કરેલું છે; છતાં એના પૂર્વ સ્વરૂપમાં આજે પણ જાણવા જેવું કાંઈ દશ્ય પરિવર્ત્તન થયું હોય, એમ જણાતું નથી.

ગાથાશાસ્ત્રજ્ઞ લોકોએ બીજું વળી એક એવું અનુમાન પણ ઉપજાવી કાઢ્યું છે કે, આર્યોનો આદિ નિવાસ મધ્ય એશિયામાંના કોઈ પણ એક સ્થાનમાં હોવો જોઇએ, અને ભારતીય આર્યો ત્યાંથી નીકળ્યા પછી વૈદિકસૂક્તોની રચના થયેલી હોવાથી તેમાં કેવળ સમશીતોષ્ણ કટિબંધમાં વસનારા લોકો વિશેની કલ્પના જ આવેલી છે. પરંતુ ઓગણીશમી સદીના ઉત્તરાર્દ્ધમાં થયેલા શાસ્ત્રીય શોધોએ એવાં અનુમાનોને દૂર હાંકી કાઢ્યાં છે. યૂરોપમાં સ્થળે સ્થળે ભૂમિમાંથી મળી આવતા સેંકડો પાષાણ અને કાંસાનાં શસ્ત્રો ( હથિયારો ) ના સાહાય્યથી, ઇતિહાસકાળ કરતાં પણ બહુ જૂના કાળમાં પ્રવર્ત્તતા લોહ, કાંસ્ય અને પાષાણ આદિ યુગો એક પછી એક કેવા ક્રમથી વીત્યા છે, એ પુરાણ વસ્તુશાસ્ત્રજ્ઞોએ સિદ્ધ કરી બતાવ્યું છે. પરંતુ આપણા પ્રસ્તુત વિષયને જો કોઈ વાત અનુકૂળ થઈ પડનારી હોય તો તે ચતુર્થ યુગના અન્તમાં હિમકાળ થઈ જવાની વાર્ત્તાને સિદ્ધ કરી બતાવનારો જે પૂરાવો મળી આવ્યો છે, એ જ મહત્ત્વની વાત છે. એથી, મનુષ્ય પ્રાણી બહુ પ્રાચીન કાળ એટલે કે કેવળ ચતુર્થ યુગમાં જ હતો, એમ નહિ; કિન્તુ તે તૃતીય યુગમાં પણ હતો અને તે વેળાએ આ પૃથ્વીની વાયુ પ્રમાણ આદિની સ્થિતિ અત્યારના કરતાં તેમ જ હિમોત્તર કાળ કરતાં પણ સર્વથા ભિન્ન જ હતી, એમ સિદ્ધ કરી શકાયું છે. નવ પાષાણ યુગ અને પૂર્વ પાષાણ યુગ વચ્ચેના સમયમાં રચાયલા સ્તરો ( થરો ) માંથી મળી આવેલા મનુષ્યો અને ઇતર પ્રાણીઓના શરીરાવશેષોના યોગે પણ, તે જે સ્થળે મળી આવ્યા છે, તે સ્થળમાં વસતા પ્રાચીન મનુષ્યો વિશેની કેટલીક વિશેષ વાર્ત્તાઓ જાણવામાં આવી છે. એથી સત્વર જ એમ સ્પષ્ટ દેખાઈ આવ્યું કે, ગાથાશાસ્ત્રજ્ઞોએ યોજેલાં પ્રાચીનકાળદર્શક સાધનોનો વિશેષ વ્યાપકરીતિથી ઉપયોગ કરીને પુરાણ–કથા અને દંતકથાઓના વિવેચનના આધારે પૂર્વે નિષ્પન્ન કરેલાં અનુમાનોને, નવીન શાસ્ત્રીય શોધોએ પોતે પ્રસિદ્ધિમાં લાવેલાં પ્રમાણોના સાહાય્યથી કાંઈક પણ પ્રતિબંધ કરેલો હોવો જોઇએ. વ્યુત્પત્તિ શાસ્ત્રજ્ઞોના શિરપર એ પછી જરાક સંભાળીને જ પોતાનો અભિપ્રાય બાંધવાનો ભાર આવી પડ્યો. તેમનામાંના કેટલાકોએ તો ઉપર્યુક્ત નવીન શાસ્ત્રીયશોધોની વાસ્તવિક યોગ્યતાનો સ્વીકાર પણ કર્યો અને પછી એ શોધોના આધારે નીકળતાં અનુમાનો પણ સત્વર જ તેમને માન્ય થઈ પડ્યાં. કેટલાક જર્મન્ પંડિતો, આર્યલોકોનું આદિ નિવાસસ્થાન મધ્ય એશિયા નથી, એમ સ્પષ્ટ કહેવા લાગ્યા; અને અત્યારે તો હવે તેમનું આદિ નિવાસસ્થાન હજી પણ ક્યાંક વિશેષ ઉત્તર તરફ હોવું જોઇએ, એવો અભિપ્રાય બહુધા સર્વસંમત થઈ ચૂકયો છે.

હવે એવી રીતે વ્યુત્પત્તિશાસ્ત્રજ્ઞ અને ગાથાશાસ્ત્રજ્ઞોના નિષ્પન્ન કરેલાં અનુમાનોમાં નવીન શાસ્ત્રીય શોધોના અનુરોધથી જો કે ફેરફાર કરવામાં આવે છે, તો પણ બીજું એક એટલું જ મહત્ત્વનું કાર્ય અદ્યાપિ થવાનું જ છે. ઉપર કહેલું જ છે કે, જ્યારથી પાશ્ચાત્ય પંડિતોને વૈદિક ગ્રંથોની માહિતી મળી, ત્યારથી પ્રાચીન કથા પુરાણના અભ્યાસને એક નવીન પ્રોત્સાહન મળ્યું. પરંતુ આર્ય લોકોના ગ્રંથોમાં સર્વાનુમતે અત્યંત પ્રાચીન ગ્રંથ તરીકે સિદ્ધ થએલા વેદોનો અદ્યાપિ સારો અર્થ સમજી શકાયો નથી. બ્રાહ્મણકાળમાં એટલે કે ઇ. સ. થી કેટલાંક શતક પૂર્વના કાળમાં અંશતઃ એમના અર્થજ્ઞાનનો લોપ થયો હતો; અને જો આપણા નિરુક્તકારો અને વૈય્યાકરણોએ શ્રમ વેઠ્યા ન હોત, તો આજ પર્યન્ત તે સર્વથા અજ્ઞાત જ રહ્યા હોત. વ્યુત્પત્તિશાસ્ત્ર અને ગાથાશાસ્ત્રના તુલનાત્મક વિવેચનથી જાણવામાં આવતી વાર્ત્તાઓના આધારથી પાશ્ચાત્ય પંડિતોએ પોતાની હાલની મીમાંસાપદ્ધતિમાં થોડી ઘણી સુધારણા કરી છે ખરી; તો પણ જેમાં સર્વથા પરકીય અને અપરિચિત કલ્પનાઓ તથા વિચારો રહેલા છે, એવાં વાક્યોનો કેવળ વ્યુત્પત્તિશાસ્ત્રના બળથી યથાર્થ અર્થ થવો કદાપિ શક્ય નથી. વેદોનો અર્થ કરવામાં એ જ એક મોટામાં મોટી અડચણ રહેલી છે. પર્જન્ય કિંવા ઉષાની કલ્પનાવડે કેટલીક વાર્ત્તાઓના અર્થ કરી શકાશે; પરંતુ વેદોમાં કેટલાંક વાક્યો એવાં છે કે, તેમનામાંના શબ્દો સર્વથા સરળ હોવા છતાં કોઇ પણ કલ્પનાના બળથી તેમનો અર્થ માત્ર કરી શકાતો નથી. જ્યાં એવાં વાક્યો આવ્યાં ત્યાં પછી સાયણાચાર્ય જેવા ટીકાકારો પણ કેવળ શબ્દનો પ્રતિશબ્દ આપે છે અને નહિ તો તેમાંથી પોતાની ઇચ્છા પ્રમાણેના અર્થને ખેંચી કાઢવા માટે તે શબ્દની ગમે તેવી ખેંચતાણ કરી નાખે છે; અને કેટલાક યૂરોપીયન્ પંડિતો તો આ વાક્યો ભૂલ ભરેલાં છે અથવા તો એમાંના કેટલાક શબ્દોનો લોપ થયેલો છે, એમ પણ કહે છે. એથી કેવળ એક વાર્ત્તા સિદ્ધ–પ્રકટ–થાય છે, અને તે એ કે, કેટલાંક વૈદિક વાક્યોનો અર્થ અત્યારે બિલ્કુલ કરી શકાય તેમ નથી અને તેથી તેમનું ભાષાન્તર કરવાનું કાર્ય પણ અશક્ય છે. આ સિદ્ધાન્ત સ્વ. પ્રોફેસર મૅકસમૂલરને સર્વથા માન્ય હતો. તેણે એક સ્થળે લખ્યું છે કે;–"ઋગ્વેદના ભાષાન્તરનું કાર્ય હવે પછીના શતકમાં ઉત્પન્ન થનારા લોકોનું છે; વર્ત્તમાન પંડિતોનું તો એટલું જ કર્ત્તવ્ય છે કે, યાસ્ક આદિ ભારતીય પંડિતો પ્રમાણે કેવળ કઠિન વાક્યોનો વિચાર કરીને તેમના કાઠિન્યને બને તેટલા પ્રમાણમાં ન્યૂન કરવું."

પરંતુ જ્યારે ગત શતકના અંતમાં થયેલા શાસ્ત્રીય શોધોના આધારે અતિ પ્રાચીન મનુષ્યોના ઇતિહાસમાંની કેટલીક વાતો જાણવામાં આવી શકે છે, ત્યારે આર્ય લોકોની પ્રાચીનતમ કલ્પના અને વિચારણાઓના ભંડારરૂપ વેદોમાંની વાર્ત્તાઓના અર્થને સ્પષ્ટ કરવાનું કોઈ નવીન સાધન એના યોગે ઉપલબ્ધ થઈ શકે એમ નથી કે

શું ? જો હિમકાળ પૂર્વે મનુષ્ય પ્રાણી અસ્તિત્વમાં હોય અને હિમપાત (બર્ફના પડવા) થી પૃથ્વીપર થયેલાં મોટાં મોટાં સ્થિત્યંતરો તેણે જોયાં હોય, તો તો મનુષ્યજાતિની અતિ પ્રાચીન દંતકથા અને કલ્પનાઓમાં તે વાર્ત્તાનો, પછી ભલે તે અતિશય ગૂઢ હોય તો પણ થોડો ઘણો, ઉલ્લેખ તો મળવો જ જોઈએ. ડૉકટર્ વૉરન્ નામક પંડિતે "નંદનવનોપલબ્ધિ અથવા તો માનવ જાતિનું ઉત્તરધ્રુવપાસેનું આદિસ્થાન" (*Paradise Found or the Cradle of the Human Race at the North Pole*) નામના પોતાના ગ્રંથમાં નવીન શાસ્ત્રીય શોધ અનુસાર પ્રાચીન પરંપરાપ્રાપ્ત કથાઓનો અર્થ કરીને એવું અનુમાન નિષ્પન્ન કર્યું છે કે, સર્વ માનવ જાતિનું મૂળ નિવાસસ્થાન કયાંક પણ ઉત્તર ધ્રુવપાસેના પ્રદેશમાં જ હોવું જોઇએ. આપણે એટલી બધી વિશાળ દૃષ્ટિથી વિચાર કરવાનો નથી. આપણે તો કેવળ વેદોવિશેનો વિચાર કરીને એમ બતાવી આપવાનું છે કે, આજ પર્યન્ત સર્વથા દુર્બોધ્ય મનાયલાં કેટલાંક વૈદિક વાકયોનો નવીન શોધ પ્રમાણે અર્થ કરવાથી વૈદિક કાળના લોકોના પૂર્વજોનું આદિ નિવાસસ્થાન ગત હિમકાળની પૂર્વે કયાંક પણ ઉત્તર ધ્રુવ પ્રદેશમાં હતું, એવું અનુમાન આપણને અવશ્ય કરવુંજ પડે છે. આ વિષયને સિદ્ધ કરી બતાવવા માટે અત્યારે હવે જે વૈદિક વાકયોનો આધાર લેવાનો છે, તે વાકયોને પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય સર્વ પંડિતોએ દુર્બોધ્ય માનીને છોડી દીધાં હતાં અથવા તો પ્રત્યેકે તેમના પોતાની ઇચ્છામાં આવે તેવા આડાઅવળા અર્થો ઠોકી બેસાડ્યા હતા; આ સર્વ બાબતોને ધ્યાનમાં લેવાથી એ તો સ્પષ્ટ જ દેખાય છે કે, પ્રસ્તુત કાર્ય બહુ જ કઠિન છે. તે વાકયોના ટીકાકારોએ કરેલા અર્થોને આજ પર્યન્ત સર્વ પંડિતોએ માન્ય કરેલા છે, છતાં તે અર્થો લેશ માત્ર પણ સમાધાનકારક નથી. પણ હવે અત્યારે પુરાણવસ્તુશાસ્ત્ર અને ભૂસ્તરશાસ્ત્રમાં થયેલા નવીનશોધોના યોગે તેમના અર્થોને બંધ બેસાડવાનું વધારે સારું સાધન આપણને મળ્યું છે અને એ વાર્ત્તાને હવે પછીના વિવેચનથી આપણે સિદ્ધ કરી શકીશું. એ શોધોના યોગે ગાથાશાસ્ત્ર અને વ્યુત્પત્તિશાસ્ત્રના આધારે કરવામાં આવેલાં અનુમાનો રસાતલ થયાં છે; પરંતુ એથી પણ વિશેષ એમણે જે કાર્ય કર્યું છે તે એ કે, એના યોગે આર્યોની ઘણી ખરી પૌરાણિક કથાઓના અર્થ કરવાનું એક નવીન સાધન ઉપલબ્ધ થયું છે. એ સાધનોના ઉપયોગવડે નીકળેલાં અનુમાનોના યોગે પણ પુનઃ આર્ય લોકોના પ્રાચીન ઇતિહાસપર વિશેષ પ્રકાશ પડતાં પુરાણવસ્તુશાસ્ત્ર અને ભૂસ્તરશાસ્ત્રે નિષ્પન્ન કરેલાં અત્યારનાં અનુમાનોમાં પુષ્ટિ આવીને કદાચિત્ તેમનાંમાં પરિવર્ત્તન પણ થઈ જશે.

પરંતુ વૈદિક કાળના લોકોના પૂર્વજો ઉત્તરધ્રુવપ્રદેશમાં વસતા હતા, એમ બતાવનારાં વેદોમાંનાં વાકયોનું વિવેચન કરવા પૂર્વે પુરાણ વસ્તુ શાસ્ત્ર, ભૂસ્તરશાસ્ત્ર અને પ્રાણ્યવશેષશાસ્ત્ર ઇત્યાદિ શાસ્ત્રોમાં થયેલા જે નવીન શોધોના ઉપર ઉલ્લેખો આવેલા

છે, તેમનો અહીં સંક્ષેપમાં સારાંશ આપવાની પ્રથમ આવશ્યકતા છે. કારણ કે, મનુષ્ય પ્રાણી હિમકાળ પૂર્વે અસ્તિત્વમાં નહોતો અને ધ્રુવપ્રદેશો કદાપિ વસતિ યોગ્ય ન હોતા, એવી હજી પણ ઘણાક વિદ્વાનોની કલ્પના છે. એટલે એવી કલ્પના ધરાવનારાઓને, આર્ય લોકો ધ્રુવપ્રદેશમાં વસતા હતા, એ કથન પ્રથમ દર્શને જ ખોટું ભાસવાનું અને 'એમ થવું અથવા હોવું સર્વથા અશક્ય છે' એમ પણ તેઓ કહેવાના. એટલા માટે, ઉત્તરધ્રુવપ્રદેશો એક સમયમાં વસતિ યોગ્ય હતા, એ સપ્રમાણ બતાવવાને, ભૂસ્તર આદિ શાસ્ત્રોમાંના એ નવીન શોધો શા છે, એ વિશે અહીં કિંચિત્ વિવેચન કરવું આવશ્યકીય છે.

ઇતિહાસપૂર્વકાળના મનુષ્યો પોતાના અસ્તિત્વનાં અનેક ચિન્હો પોતાની પાછળ મૂકી ગયેલા છે. પણ તે ચિન્હો, ઇતિહાસ કાળમાંનાં મોટાં મોટાં સ્મારકચિન્હો, સમાધિસ્તંભો, મીનાર અને શિલાલેખ જેવાં નહિ, કિન્તુ કેવળ સાદાં અને સરળ પ્રકારનાં જ છે. યૂરોપમાં અનેક સ્થળે જૂની છાવણીઓ, પ્રાચીન કિલ્લાની ભીંતો, સ્મશાનો, દેવાલયો અને જલનિવાસસ્થાન આદિ પ્રાચીન કાળની વસ્તુઓ મળી આવે છે, અને તેમને ખોદતાં પાષાણ અથવા ધાતુનાં હજારો હથિયાર મળી આવ્યાં છે ને એમાંનાં કેટલાંક ઉત્તમ સ્વચ્છ કરેલાં અને ઘૂંટેલાં છે તથા કેટલાંક જરાક અસ્વચ્છ અને ઓબડ ધોબડ છે. પુરાણવસ્તુ શાસ્ત્રજ્ઞોએ તેમનું પરીક્ષણ કરીને, ઈજિપ્ત દેશમાંની ચિત્રલિપિમાંના લેખોપરથી જે અનુમાનો નીકળે છે, તેવાં જ અનુમાનો નિષ્પન્ન કરેલાં છે. એ પાષાણશસ્ત્ર અને ધાતુશસ્ત્ર આદિની અત્યાર સુધી કોઇને ખબર ન હોતી, એમ તો નથી જ; પણ શાસ્ત્રપ્રવીણ લોકોનું ધ્યાન અત્યાર સુધી એ વિષયપ્રતિ આકર્ષાયું નહોતું. એશિયા અને યૂરોપ ખંડમાંના કૃષિબલો (ખેડુતો)ને ક્ષેત્ર (ખેતર)ને ખોદતાં એ શસ્ત્રો મળી આવતાં હતાં, એટલે તેમને આકાશમાંથી પડેલાં દેવતાનાં શસ્ત્રો માનીને તેઓ તેમની પૂજા કરતા હતા. પરંતુ એ વસ્તુઓનું સૂક્ષ્મ પરીક્ષણ કરીને પુરાણવસ્તુશાસ્ત્રજ્ઞ પંડિતોએ એમના ત્રણ વર્ગ કરેલા છે. પાષાણ શસ્ત્રો—એમાં શૃંગ, કાષ્ઠ અને અસ્થિ આદિનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે—પ્રથમ વર્ગમાં આવે છે, કાંસાનાં શસ્ત્રો દ્વિતીય વર્ગમાં અને લોહ (લોઢા)નાં શસ્ત્રો તૃતીય વર્ગમાં સમાવિષ્ટ થાય છે. ધાતુના ઉપયોગનું જ્ઞાન થવા પૂર્વે પાષાણ, કાષ્ઠ કિંવા અસ્થિનાં બનાવેલાં નિર્ધર્ષણી, કોદાળી, બાણની અણીઓ, ટાંકી અને કટાર આદિ શસ્ત્રો જ વાપરવામાં આવતાં હતાં. પરંતુ લોકોને જેમ જેમ ધાતુઓનું જ્ઞાન થતું ગયું, તેમ તેમ પ્રથમ કાંસાનાં અને પછી લોહનાં શસ્ત્રો ઉપયોગમાં આવવા માંડ્યાથી ધીમે ધીમે પાષાણનાં શસ્ત્રોનો ઉપયોગ ઓછો થવા લાગ્યો. ઉપર કહેલા પ્રાચીન મનુષ્યોની સુધારણાની ત્રણ ભૂમિકાઓ એકબીજાથી સર્વથા ભિન્ન જ છે, એમ માત્ર સમજી લેવાનું નથી. એ વિશેનો સર્વથા

કઠિન નિબંધ કરી શકાય તેમ નથી. પાષાણયુગની અમુક એક સમયમાં સમાપ્તિ થઈ અને ત્યારપછી કાંસ્યયુગનો આરંભ થયો, એમ કહી શકાય તેમ નથી. એ ત્રણ વિભાગો કેવળ ઉપરટપકેના જ છે. એક સોપાન-એક ભૂમિકામાંથી અન્ય ભૂમિકાપર્યન્તનું થયેલું સંક્રમણ ધીમે ધીમે અને અનુક્રમથી થયેલું છે. એટલે કે, કાંસાનાં શસ્ત્રો ઉપયોગમાં આવવા લાગ્યા પછી પણ કેટલાક કાળ પર્યન્ત લોકો પાષાણનાં શસ્ત્રો વાપરતા હતા; અને ત્યાર પછીના લોહયુગનો પણ એવો જ પ્રકાર થયો હતો. તામ્ર (તાંબું) અને કથીરને વિશિષ્ટ પ્રમાણથી મિશ્ર કરવામાં આવે, એટલે કાંસુ થાય છે. એથી કાંસ્યયુગ પૂર્વે એક તામ્ર યુગને માનવાની આવશ્યકતા આવી પડે છે, પરંતુ એવા તામ્રયુગો અને વંગયુગો ભિન્ન હતા, એવી કલ્પના કરવા માટેનો અદ્યાપિ કોઈ એવો સંપૂર્ણ આધાર મળી આવ્યો નથી. અર્થાત્ કાંસુ બનાવવાની મૂળ યુક્તિ યૂરોપમાં ઉત્પન્ન થએલી નથી, કિન્તુ યૂરોપીયનો એ યુક્તિ ઇતર દેશના લોકો પાસેથી શીખ્યા હતા અથવા તો ભારતીય યૂરોપીયન્ આર્યોજ એ યુક્તિને પોતાની સાથે લઇને ત્યાં ગયા હતા, એવો સંભવ દેખાય છે. એ યુગના સંબંધમાં બીજો એક ધ્યાનમાં રાખવા જેવો વિષય એ છે કે, એમાંનો કોઇપણ એક યુગ ભિન્ન ભિન્ન દેશોમાં એક જ સમયમાં પ્રવર્ત્તતો હતો એમ તો ન હોતું જ. ઉદાહરણાર્થ, યૂરોપમાંના લોકો જે સમયે પાષાણયુગની સર્વથા પ્રારંભિક ભૂમિકામાં જ હતા, તે સમયે એટલે કે, ઇ. સ. થી લગભગ ૬૦૦૦ વર્ષ પૂર્વે ઇજિપ્ત દેશના લોકો સુધારણાની એના કરતાં ઉચ્ચ ભૂમિકામાં વિહરતા હતા-એના કરતાં ઉચ્ચ સોપાનપર ચઢયા હતા. એ જ પ્રમાણે, જે વેળાએ ગ્રીક લોકો લોહયુગપર્યન્ત ગયા હતા, તે વેળાએ ઇટલીના લોકો હજી કાંસ્યયુગમાં જ હતા અને યૂરોપના સર્વથા પશ્ચિમ ભાગમાં તો પાષાણયુગનું જ સામ્રાજ્ય ચાલતું હતું. એ સર્વ પરિસ્થિતિથી એમ જણાઈ આવે છે કે, કેટલાંક સ્થળોમાં સુધારણાની પ્રગતિ મંદ હતી અને કેટલાંક સ્થાનોમાં વેગવતી હતી અને તેની મંદતા કે વેગવત્તાનો આધાર પ્રત્યેક સ્થાનની પરિસ્થિતિપર જ રહેલો હતો. છતાં સ્થૂલ પ્રમાણથી જોતાં એ ત્રણ યુગો અર્થાત્ પાષાણયુગ, કાંસ્યયુગ અને લોહયુગ ઇતિહાસકાળથી પૂર્વની સુધારણાની ત્રણ ભિન્ન ભિન્ન ભૂમિકાઓને દર્શાવે છે, એમ કહેવા અથવા માનવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી.

એ યુગોમાંના સર્વથી પુરાતન પાષાણયુગના વળી પાછા બે વિભાગો કરવામાં આવે છે અને તેમને 'પૂર્વપાષાણયુગ' તથા 'નવપાષાણયુગ' ના નામથી ઓળખવામાં આવે છે. એ બન્નેમાં ભેદ કેવળ એટલો જ છે કે, પ્રથમ એટલે કે પૂર્વ પાષાણયુગમાં બનાવેલાં હથિયારો બહુ જ ઓબડધોબડ હતાં એટલે કે, તેમને ફોડી ફોડીને તેમને સરાસરી આકારમાં લાવવામાં આવતાં હતાં, પરંતુ નવપાષાણયુગમાંનાં શસ્ત્રો સારાં સુશોભિત આકારનાં

અને સ્વચ્છ હતાં. પૂર્વપાષાણયુગના સંબંધમાં એક અન્ય પણ વિશેષતા છે અને તે એ કે, જે સ્થાનમાંથી તે કાળનાં શસ્ત્રો મળી આવે છે, તે સ્થળને જોતાં જ નવપાષાણયુગમાંનાં શસ્ત્રો કરતાં તે શસ્ત્રો વધારે જૂનાં છે, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે; તેમ જ વળી એ ઉભય પ્રકારનાં શસ્ત્રો બહુધા એક જ સ્થાનમાંથી મળી આવતાં નથી. એ ઉપર્યુક્ત બે વિભાગોમાં વળી એક ત્રીજો ભેદ એ છે કે, પૂર્વપાષાણ યુગમાંના મનુષ્યોના અવશેષો સાથે અનેક મોટાં મોટાં સસ્તન પ્રાણીઓના અવશેષો પણ મળી આવે છે અને એ પ્રાણીઓ એટલે કે, મોટા મોટા રીંછો, હાથીઓ અને ગેંડા નવપાષાણયુગમાંના મનુષ્યોનો અવતાર થવા પૂર્વે જ આ જગત્‌માંથી નિર્વંશ થઈ ગયા હતા. તાત્પર્ય કે, એ સર્વ કારણોથી એ બે વિભાગોને અવશ્ય એક બીજાથી ભિન્ન માનવા જ જોઇએ. વળી બીજી એ વાર્તા પણ ધ્યાનમાં રાખવી જોઇએ કે, પૂર્વપાષાણયુગમાં પૃથ્વીપરના જળ અને ભૂમિભાગની વ્હેંચણી પણ નવપાષાણયુગમાંની વ્હેંચણી કરતાં સર્વથા ભિન્ન હતી; પણ નવપાષાણયુગના આરંભથી અત્યાર સુધી ભૂપૃષ્ઠની સ્થિતિ અને તેમાંના વાતાવરણની પ્રમાણ સ્થિતિ બહુધા અવિકૃત જ રહેલી છે.

એ ત્રણ યુગોનો ભૂગર્ભમાંના સ્તરોના કાળ સાથે શો સંબંધ છે અને કેવો સંબંધ છે, એને સમજવા માટે ભૂસ્તરશાસ્ત્રમાં તે સ્તરોનું વર્ગીકરણ કેવી રીતે કરેલું છે, એનું આપણે સંક્ષિપ્ત અવલોકન કરવું જોઇએ. પુરાણવસ્તુશાસ્ત્ર અને ભૂસ્તરશાસ્ત્રનો પરસ્પર એવો સંબંધ છે કે, પ્રથમની સીમાની સમાપ્તિ થઈ કે, તત્કાળ ત્યાંથી દ્વિતીય શાસ્ત્રની સીમાનો આરંભ થાય છે. એમાંનું ભૂસ્તર શાસ્ત્ર પૃથ્વીના આયુષ્યક્રમમાંના અતિ પ્રાચીન કાળનું વિવેચન કરે છે અને પુરાણવસ્તુશાસ્ત્રજ્ઞો ભૂપૃષ્ઠપર કિંવા તેના ઉંડાણમાંથી મળી આવેલી અવશિષ્ટ વસ્તુઓના આધારે પોતાનાં અનુમાનો બાંધે છે. પરંતુ ભૂસ્તરશાસ્ત્રવેત્તાઓ લક્ષાવધિ વર્ષોથી બનેલા પાષાણ અને મૃત્તિકા ( માટી )ના સ્તરો (થરો)નું વર્ગીકરણ કરીને પોતાનાં અનુમાનોને સ્થિર કરે છે. એ પાષાણના સ્તરોમાં મળી આવતાં પ્રાણીઓના અસ્થિશેષોના તેમના ભિન્ન ભિન્ન પ્રકાર અનુસાર ભૂસ્તરશાસ્ત્રજ્ઞોએ તે સ્તરોના પાંચ વર્ગ કરેલા છે અને તે વર્ગો આ ભૂગોળના આયુષ્ય ક્રમમાંના ભિન્ન ભિન્ન યુગોના દર્શક છે. ઉપર કહેલા પાષાણયુગ, કાંસ્યયુગ અને લોહયુગ એ ત્રણયુગો જેવી રીતે સર્વથા એક બીજાથી ભિન્ન નથી; તે જ પ્રમાણે એ ભૂસ્તરયુગો પણ સર્વથા એક બીજાથી ભિન્ન તો નથી જ; પરંતુ તેમના જેટલા પ્રમાણમાં જ, એ યુગો પણ એક બીજાથી ભિન્ન છે, એમ, એ યુગોમાંના વિશિષ્ટ પ્રકારના અસ્થિશેષોનું અવલોકન કરવાથી સ્પષ્ટ દેખાઈ આવે છે એ ભૂસ્તરયુગોમાંના પ્રત્યેક યુગના બીજા પણ વળી ઉપવિભાગો કરેલા છે. અત્યારે ચાલતા યુગથી તેમનો ક્રમ આ પ્રમાણે છેઃ—

| યુગનામ. | વિભાગ. |
|---|---|
| ૧ તૃતીયોત્તર કિંવા ચતુર્થ યુગ | ૧ હિમોત્તર કાળ ( ચાલુ યુગ ). ૨ હિમકાળ. |
| ૨ તૃતીયયુગ અથવા વરાહ કાળ | ૨ શૈવાલિકોત્તરકાળ, ૨ શૈવાલિકકાળ, અને ૩ પ્રાક્ શૈવાલિકકાળ. |
| ૩ દ્વિતીયયુગ અથવા કૂર્મકાળ | ૩ કઠિકા કાળ, ૨ પારકાળ, અને ૩ તાલંચીરકાળ. |
| ૪ આદ્ય ચૈતન્યયુગ કિંવા ઓષધિમત્સ્ય કાળ. | ૪ કોષાવૃત્ત ધાન્યવનકાળ, ૨ આંગારિકકાળ, ૩ ત્રિવિષ્ટપ કિંવા પુરાણુરક્ત વાલુકોપલ કાળ, ૪ વિંધ્યોત્તર કાળ, અને ૫ પ્રાગ્વિંધ્ય કાળ. |
| ૫ અચૈતન્યયુગ કિંવા જીવ શૂન્યકાળ. | ૫ આદિસ્ફટિક કાળ. |

આથી દેખાઈ આવશે કે, અત્યારે પાષાણના જેટલા સ્તરો જાણવા અને જોવામાં આવેલા છે, તે સર્વમાં સર્વથી પુરાતન સ્તર ચૈતન્ય યુગીય છે અને એની પછી થએલા સ્તરો અનુક્રમે આદ્યચૈતન્યયુગીય, દ્વિતીય યુગીય, તૃતીય યુગીય અને અંતિમ ચતુર્થ યુગીય છે.

હવે આપણે તો એમાંના અંતિમ એટલે કે ચતુર્થ યુગનો જ કેવળ વિચાર કરવાનો છે. એ ચતુર્થ યુગના હિમકાળ અને હિમોત્તર કાળ એવા બે ભાગ કરેલા છે. એમાંના પ્રથમ ભાગના અંતમાં અને દ્વિતીયના આરંભમાં અતિશય હિમ ( બર્ફ )ની ઉત્પત્તિ થઈ હતી અને તે હિમે યૂરોપ અને અમેરિકા ખંડના ઉત્તર ભાગને બહુધા વ્યાપી નાખ્યો હતો. એના સ્તરની સ્થૂલતા કેટલાક હજાર ફૂટની હતી. ઉપર જે લોહ યુગ આદિ યુગો કહેવામાં આવ્યા છે, તેમાંના લોહ, કાંસ્ય અને નવપાષાણ એ ત્રણ યુગો હિમોત્તરકાળમાંના છે. પરંતુ પૂર્વપાષાણયુગ તો હિમકાળમાં જ થઈ ગયેલો હોવો જોઇએ, એવો કેટલાકો તર્ક કરે છે. છતાં એ પૂર્વપાષાણ યુગમાંના કેટલાક અવશેષો હિમોત્તરકાળમાં પણ મળી આવતા હોવાથી પૂર્વપાષાણયુગમાંના મનુષ્યો બર્ફનું પૂર આવી ગયાપછી પણ કેટલાક કાળ પર્યન્ત અસ્તિત્વમાં હતા, એમ દેખાય છે. સર્વથા નૂતન થયેલા શોધોના આધારે, મનુષ્ય પ્રાણીઓની પ્રાચીનતા એ કરતાં પણ વિશેષ છે, એટલે કે, તૃતીય યુગમાં પણ તેમનું અસ્તિત્વ હતું, એમ પણ હાલ જાણવામાં આવ્યું છે; નિદાન ચતુર્થ યુગમાં તો તેમનું અસ્તિત્વ સદૈવ હતું અને હતું જ, એ વાર્તાને સિદ્ધ કરવામાટેના તો હવે જોઇએ તેટલા વિપુલ પૂરાવા મળી આવ્યા છે.

જે યુગને ઉપર નવપાષાણયુગના નામથી ઓળખાવવામાં આવ્યો છે, તેનો આરંભ ક્યારે થએલો હોવો જોઇએ, એવિશે ભિન્નભિન્ન શાસ્ત્રજ્ઞોના ભિન્નભિન્ન અભિપ્રાય છે; પરંતુ તેમાંથી કોઈપણ, એ કાળને ૫૦૦૦ વર્ષ કરતાં વિશેષ પ્રાચીન તો કહેતો નથી જ અને એટલી એ તેમના અભિપ્રાયોમાં રહેલી એકવાક્યતા છે. પરંતુ તે કાળમાં તો ઈજિપ્ત અને ખાલ્ડિયા દેશમાં સુધારણાના શિખરે પહોંચેલાં સામ્રાજ્યો વિહરતાં હતાં. પૂર્વપાષાણયુગમાં સ્વિટ્ઝરલૅંડ્ દેશમાંના લોકો ન્હાનાં ન્હાનાં તળાવોમાં થાંભલાપર ઘરો બાંધીને રહેતા હતા. એ તળાવોમાં તે સમયથી એકઠા થઈ રહેલા–સંચિત–ગાળના પ્રમાણથી કાળવિશેનું ઉપર્યુક્ત અનુમાન કરવામાં આવ્યું છે. ડેન્માર્ક દેશમાં મળી આવતી એક પ્રકારની સંચિત શેવાળ (લીલ) પરથી પણ ત્યાંના પૂર્વપાષાણયુગના આરંભકાળનું કાંઇક અનુમાન કરી શકાય છે. હિમકાલીન હિમના પ્રવાહમાં સપડાયલાં વૃક્ષો કેટલાક કાળપછી સડી જવાથી તેમનો કોયલા જેવો એક પદાર્થ બની ગયો છે અને તેમાંજ એ શેવાળ મળી આવે છે. એ પૃથક્કૃત વૃક્ષોના સ્તરોમાં ત્રણ પ્રકારનાં વૃક્ષો મળે છે. ઉપરના ભાગમાં બીચ, મધ્યમાં ઓક અને નીચેના ભાગમાં દેવદારુ. વાતાવરણમાં થતા જતા ધીમા ધીમા ફેરફારોના પરિણામે જ ઉદ્‌ભિજ્જમાં પણ એ ફેરફારો થએલા છે, એમ કહેવામાં આવે છે. એ સ્તરોમાંથી મળી આવતાં હથિયારો અને અન્ય અવશિષ્ટોના અવલોકનથી શાસ્ત્રજ્ઞોએ એવું અનુમાન કાઢેલું છે કે, પાષાણયુગ, દેવદારુકાળ અને ઓક્કાળનો થોડોક ભાગ એ સર્વ સમકાલીન હોવા જોઇએ અને કાંસ્યયુગ તથા લોહયુગ અનુક્રમે ઓક્ અને બીચ કાળના સમકાલીન હોવા જોઇએ. ઉપર કહેલા શૈવાલસ્તરોના બનવામાં લગભગ ૧૬૦૦૦ વર્ષ જેટલો સમય લાગી ગયેલો હોવો જોઇએ, એવો સુમાર કાઢવામાં આવ્યો છે; અને એ અનુમાન પ્રમાણે જોવાથી ડેન્માર્ક દેશમાંના નવપાષાણયુગનો આરંભ ઓછામાં ઓછો નિદાન ૧૦૦૦૦ વર્ષ પૂર્વનો છે, એમ માન્ય કરવું જ પડે છે. પરંતુ આ કેવળ એક અનુમાન જ હોવાથી નવપાષાણયુગનો આરંભ યૂરોપમાં ઇ. સ. થી બહુધા ૫૦૦૦ વર્ષ પૂર્વે થયેલો હોવો જોઇએ, એમ સામાન્યતઃ કહેવામાં કશી અડચણ આવે તેમ નથી.

પરંતુ નવપાષાણયુગને છોડીને જો આપણે પૂર્વપાષાણયુગના વિચારમાં જ પ્રવૃત્ત થઇએ, તો તેના આરંભકાળને નિશ્ચિત કરવાનું કાર્ય બહુ જ કઠિન છે, એમ દેખાઈ આવે છે. પૂર્વપાષાણયુગના કાળને નિશ્ચિત કરવો, તે ખરેખર હિમોત્તરકાળના આરંભ કાળને જ નિશ્ચિત કર્યા સમાન છે. હિમ (બર્ફ)ના પૂરનો લોપ થયા પછી થોડા જ સમયમાં યૂરોપના પશ્ચિમ ભાગમાં પૂર્વ પાષાણયુગમાંનાં મનુષ્યોએ પ્રવેશ કરેલો હોવો જોઇએ; અને એ યુગમાંનાં મનુષ્યો બર્ફનું પૂર આવ્યા પહેલાં પણ અસ્તિત્વમાં હોવાં જોઇએ, એમ માનવાનાં કેટલાંક યોગ્ય અને સબળ કારણો છે, એવો પ્રખ્યાત

ઈંગ્લિશ્ ભૂસ્તરશાસ્ત્રવેત્તા પ્રોફેસર ગીકીનો અભિપ્રાય છે. હિમકાળમાં ભૂપૃષ્ઠ અને તેની ઉપરના વાતાવરણની સ્થિતિમાં ઘણા મોટા ફેરફારો થયેલા છે. હવે એ ફેરફારો શા અને તેનાં શાં કારણો છે, એનું વિવેચન હવે પછી કરવામાં આવશે. આ સ્થળે તો આપણે કેવળ હિમોત્તરકાળનો આરંભ ક્યારે થયો, એનો જ નિશ્ચય કરવાનો છે. એ વિષયના સંબંધમાં ભૂસ્તરશાસ્ત્રવેત્તાઓમાં બે એકબીજાથી ભિન્ન મતો પ્રચલિત છે. યૂરોપીય શાસ્ત્રજ્ઞો કહે છે કે, "હિમકાળનો આરંભ થતાંની સાથે જ ભૂમિની મોટી ઉથલપાથલ થતાં તે ક્યાંક ઉંચા હતી ત્યાં ઉંડી ઉતરી ગઈ અને ઉંડી હતી ત્યાં ઉપર ચઢી આવી; અને એવા એ ફેરફારો બહુ જ ધીમા થતા હોવાથી હિમોત્તરકાળનો આરંભ ૫૦ અથવા તો ૬૦ હજાર વર્ષ કરતાં અર્વાચીન તો હોઈ શકે જ નહિ." પરંતુ કેટલાક અમેરિકન્ ભૂશાસ્ત્રવેત્તાઓનો એવો અભિપ્રાય છે કે, "એ કાળ એના કરતાં બહુ જ અર્વાંચીન છે." બર્ફનું પૂર આવી જવાના સમયથી થયેલી ગિરિકંદરાઓની ક્ષીણતા અને નદીતીરે સંચિત થયેલા ગાળના સંચયમાં જેટલો કાળ લાગવો જોઇએ, તે કાળનો જૂદા જૂદા પ્રકારે હિસાબ કરીને તેમણે ઉપર્યુક્ત અનુમાન કાઢેલું છે. ઉદાહરણાર્થ, અમેરિકામાંની નાયગારા નદીના ધોધની નીચેનો ખાડો હાલમાં દેખાતાં પ્રમાણોને જોતાં ૭૦૦૦ વર્ષની અંદર જ પડેલો હોવા જોઇએ, એમ ગિલ્બર્ટ્ નામક એક અમેરિકન્ શાસ્ત્રજ્ઞ કહે છે. બીજા પણ અમેરિકન્ ભૂસ્તરશાસ્ત્રવેત્તાઓએ અન્ય અનેક સ્થળે મેળવેલા અનુભવના આધારે એવું અનુમાન નિષ્પન્ન કર્યું છે કે, ગત હિમકાળની સમાપ્તિ થયાને કાંઇ આઠ હજાર વર્ષ કરતાં વિશેષ કાળ તો વીત્યો નથી જ. સ્વિટ્ઝરલૅંડ્માંનાં કેટલાંક તળાવોમાં એકઠા થયેલા ગાળના પ્રમાણથી નવપાષાણયુગનો સ્થૂલ રીતિથી કાઢેલો કાળ અને અમેરિકન્ શાસ્ત્રવેત્તાઓનું ઉપર્યુક્ત અનુમાન એ બન્નેની યથાર્થ એકવાક્યતા થાય છે. પરંતુ યૂરોપીય શાસ્ત્રજ્ઞોના મત સાથે એમનો બહુજ વિરોધ દેખાય છે. વર્ત્તમાન જ્ઞાનનું અવલોકન કરતાં એમાંનું કયું અનુમાન સત્ય છે, એ નિશ્ચિત કરવું અતિશય કઠિન છે. છતાં એવો એક સંભવ દેખાય છે કે, જેવીરીતે પાષાણ અને કાંસ્ય આદિ યુગો જૂદા જૂદા દેશોમાં જૂદા જૂદા કાળમાં થઈ ગયેલા છે, તેજ પ્રમાણે, કેટલાંક સ્થાનિક કારણોને લીધે હિમકાળ પણ ભિન્ન ભિન્ન દેશોમાં ભિન્ન ભિન્ન સમયે જ આરંભાઇને સમાપ્ત થયો હશે. અમેરિકન્ શાસ્ત્રજ્ઞોના અનુમાનનો ઈજિપ્ત દેશમાંના પ્રાચીન સુધારણાકાળ સાથે જરાપણ મેળ મળતો નથી અને તેથી એ અનુમાન અસત્ય છે, એવો પ્રોફેસર ગીકીનો અભિપ્રાય છે. પરંતુ આફ્રીકામાં અદ્યાપિ હિમકાળનાં કાંઈ પણ ચિન્હો દૃષ્ટિગોચર થતાં ન હોવાથી એ શંકાની મહત્તા ઓછી થઇ જાય છે અને અમેરિકન્ શાસ્ત્રવેત્તાઓનું કથન કશાથી પણ વિરુદ્ધ નથી, એમ સિદ્ધ થાય છે.

અમેરિકન્ શાસ્ત્રજ્ઞોનો અભિપ્રાય સત્ય છે, એમ માનવાનાં બીજાં પણ કેટલાંક કારણો છે. હિમકાળ થઈ જવા વિશેનાં જે કાંઈ ચિન્હો મળી આવે છે, તે સર્વ યૂરોપ અને અમેરિકાના ઉત્તર ભાગોમાં જ મળી આવે છે; એશિયાના ઉત્તર ભાગ કિંવા ઉત્તર અલાસ્કામાં એ ચિન્હો અદ્યાપિ મળી આવ્યાં નથી. એથી ઉત્તર એશિયામાં પૂર્વે એક સમયમાં ઉત્તમ વાતાવરણ નહોતું જ, એમ તો કહી શકાય તેમ નથી જ. એ વિસ્તૃત પ્રદેશમાં અનેક સ્થળે ગાળમાં દટાયલા પ્રાચીન કાળના મોટા મોટા હાથી, ગેંડા, વનનંદી અને અશ્વ આદિનાં શરીરોના અવશેષો મળી આવે છે; અને એ અવશેષો એટલીબધી સારી સ્થિતિમાં હોય છે કે, એકવાર તો એક હાથીનું ઉપર નીકળી આવેલું શરીર સર્વથા તાજું દેખાતું હોવાથી કૂતરાં તેનું માંસ ખાવા મંડી ગયાં હતાં. એ અને એવાં જ બીજાં કેટલાંક નિર્વિવાદ પ્રમાણોથી એમ જણાય છે કે, સાઈબીરિયામાં એક સમયમાં સારું સુખકારક વાતાવરણ હતું અને તે કાળ ત્યાં મળી આવતાં પ્રાચીન પ્રાણીઓનાં મૃતશરીરોના તાજાપણાને જોતાં બહુ જ જૂનો હશે, એમ તો નથી જ ભાસતું. ઉત્તર આફ્રિકા અને સિરિયાના શુષ્ક પ્રદેશોમાં નદી પ્રવાહના યોગે સંચિત થયેલો ગાળ જ્યાં ત્યાં મળી આવે છે; અને એથી, યૂરોપમાં જ્યારે હિમકાળ ચાલતો હતો, તે વેળાએ આફ્રિકામાં વૃષ્ટિ થતી હતી, એમ માનવામાં આવે છે. આ વાર્ત્તા જો સત્ય હોય, એટલે કે, યૂરોપમાં જે સમયે હિમકાળ ચાલુ હતો, તે સમયે જો ઉત્તર આફ્રિકામાં વર્ષાકાળ ચાલતો હોય; તો યૂરોપીય શાસ્ત્રજ્ઞોએ યૂરોપમાંના હિમકાળના આરંભકાળ વિશેના પોતાના મોટા મોટા તર્કોને છોડી જ દેવા પડશે—નિદાન એ તર્કોમાં ઘણી બાદબાકી તો કરવી પડશે જ.

એટલા પ્રાચીન કાળમાં યૂરોપમાં વસતા લોકો વિશે વિચાર કરતાં, ત્યાં મળી આવતા પ્રાચીન મનુષ્યના શરીરાવશેષો અને કપાલો (મસ્તકના કવચો) થી એમ દેખાઈ આવે છે કે, તેઓ વર્ત્તમાન યૂરોપના ભિન્ન ભિન્ન ભાગોમાં વસનારા લોકોના પૂર્વજો જ હતા. અત્યારે મનુષ્ય જાતિનાં જે આર્ય, સેમેટિક અને મંગોલિયન્ આદિ વર્ગીકરણ કરવામાં આવેલાં છે, તે વર્ગીકરણ કેવળ ભાષાના તત્ત્વના આધારે જ કરાયલાં છે. પરંતુ પ્રાચીન લોકોવિશેનો વિચાર કરતાં પુરાણવસ્તુશાસ્ત્રજ્ઞ અને ભૂસ્તરશાસ્ત્રજ્ઞ પંડિતો એ વર્ગીકરણને માન્ય કરવાના નથી; કારણ કે, તેઓ જે ચૈતન્યાવશિષ્ટ આદિ પ્રમાણોના આધારે પોતાનાં અનુમાનો નિષ્પન્ન કરે છે, તે લોકો—અત્યંત પ્રાચીન લોકો—ની ભાષા આદિના સંબધમાં કશો પણ તર્ક કરી શકાતો નથી. એટલા માટે તેમણે કપાલોના પ્રમાણ અને આકારથી જ ઇતિહાસ પૂર્વ કાલીન મનુષ્યોનું વર્ગીકરણ કરેલું છે. કપાલની જો વધારેમાં વધારે પહોળાઈ લંબાઈથી ત્રણ ચતુર્થાંશ કિંવા તે કરતાં પણ ઓછી હોય, તો તેને તેઓ દીર્ઘશીર્ષના વર્ગમાં નાખે છે; અને તે પહોળાઈ જો લંબાઇ કરતાં સેંકડે

૮૩ કરતાં વિશેષ હોય, તો તેને હ્રસ્વશીર્ષના વર્ગમાં નાખે છે. એ બે વર્ગોની વચ્ચેનો એક ત્રીજો વર્ગ પણ તેઓ માને છે અને તેને ઋજુશીર્ષ વર્ગના નામથી ઓળખે છે. નવપાષાણ યુગમાંના સ્તરોમાંથી મળી આવેલા ભિન્ન ભિન્ન કપાલોની પરીક્ષા કરીને માનવવંશશાસ્ત્રવેત્તાઓએ એવો નિશ્ચય કરેલો છે કે, યૂરોપમાં તે યુગમાં ચાર પ્રકારના લોકો વસતા હતા અને ઠેઠ તેમના વંશમાંથી વર્તમાન યૂરોપના લોકો ઉતરી આવેલા છે. એ ચાર વર્ગોમાંના બે વર્ગ દીર્ઘશીર્ષ છે અને બે હ્રસ્વશીર્ષ છે, તેમ જ એમાંનો વળી એક વર્ગ ઊંચો હતો અને એક ઠીંગણો હતો, એમ પણ તર્ક થયો છે. અત્યારે એ સર્વ વર્ગના લોકો આર્યભાષા જ બોલે છે અને તેથી એમાંનો કોઈ પણ એક વર્ગ તો ખરેખર આર્ય હોવો જ જોઇએ, કિંબહુના, હતો જ, એ સ્પષ્ટ થાય છે. પરંતુ હવે ખરેખરી રીતે એ આર્યવર્ગ કયો હતો, એવિશે માત્ર ભિન્ન ભિન્ન પંડિતોના ભિન્ન ભિન્ન અભિપ્રાયો છે. કેટલાક જર્મન્ પંડિતો કહે છે કે, અત્યારના જર્મન્ લોકોના પૂર્વજો જે દીર્ઘશીર્ષ વર્ગમાંના ઊંચા (લાંબા) લોકો, તે જ ખરેખરા મૂળ આર્ય હતા; પરંતુ ફ્રૅંચ્ પંડિતોના અભિપ્રાય પ્રમાણે મૂળના આર્યજનો હ્રસ્વશીર્ષ હતા અને તેમના ખરેખરા વંશજો ગાલ લોકો (ફ્રાન્સ દેશમાંના મૂળ નિવાસીઓ) જ હતા. એ વાદવિશે કૅનન્ટેલર્ નામક એક ઇંગ્લિશ્ ગ્રંથકાર કહે છે કે, જ્યારે બે પ્રકારના લોકોનું સંઘટ્ટન થાય છે, ત્યારે તેમાંના જેઓ વધારે સુધરેલા હોય છે, તેમની જ ભાષાનો બહુધા અન્યજનો સ્વીકાર કરે છે; અર્થાત્ બાલ્ટિક્ સમુદ્રના કિનારાપરના દીર્ઘશીર્ષ જંગલી લોકોનો જ્યારે સુધરેલા હ્રસ્વશીર્ષ આર્યો સાથે સંબંધ થયો, ત્યારે તેમણે જ આર્યોની આર્યભાષાનો સ્વીકાર કર્યો, એમ કહેવું જ વિશેષ સયુક્તિક દેખાય છે; એથી વિરુદ્ધ, તે જંગલી લોકોએ જ હિન્દુ, ગ્રીક્ અને રોમન્ લોકોને આર્ય બનાવ્યા, એમ માનવું સર્વથા અનુચિત અને અયોગ્ય જ છે.

ઉપર્યુક્ત ચાર વર્ગમાંના કયા વર્ગને યૂરોપમાંના મૂળ આર્યવર્ગ તરીકે ઓળખવો, એ તત્ત્વને નિશ્ચિત કરવાનું બીજું સાધન એ છે કે, સર્વ આર્યો જે વેળાએ એકત્ર વસતા હતા, તે વેળાએ તેમની જે સુધારણા થયેલી દેખાય છે, તે સુધારણાની અને નવપાષાણયુગના મનુષ્યોનાં નિવાસસ્થાનોમાંથી મળી આવેલી વસ્તુઓના આધારે દૃષ્ટિગોચર થનારી તેમની સુધારણાની પરસ્પર તુલના કરી જોવી. વાસ્તવિકતાથી જોતાં એમ જ જણાઈ આવે છે કે, પૂર્વપાષાણયુગના મનુષ્યોની સમાજસ્થિતિ અવિભક્ત આર્યોની અવસ્થા કરતાં બહુ જ કનિષ્ઠ હતી. પૂર્વપાષાણયુગમાંના મનુષ્યો પાષાણ, પરશુ અને હાડકાંની સૂઇઓ વાપરતા હતા અને શિલ્પકળા તથા ચિત્રકળાનું પણ તેમને થોડું ઘણું જ્ઞાન હતું; એમ તેમણે હાડકાંપર કોરેલી ભિન્નભિન્ન પ્રાણીઓની આકૃતિપરથી પ્રત્યક્ષ દેખાય છે. પરંતુ માટીનાં વાસણો બનાવવાની કળા અને ધાતુના ઉપયોગના

જ્ઞાનથી તેઓ સર્વથા અજ્ઞાત હતા. સર્વથી પ્રથમ માટીનાં વાસણો, નવપાષાણયુગમાં સ્વિટ્‌જ઼રલૅંડમાંના તડાગવાસી લોકોના થાંભલાવાળા ઘરોમાંથી જ મળી આવે છે. પરંતુ એમનામાં પણ જે વધારે જૂના લોકો હતા, તેમને પણ ધાતુ અને રથ આદિનું જ્ઞાન હોય, એમ દેખાતું નથી. પરંતુ જ્યારે આર્યલોકો એકત્ર હતા, તે વેળાએ એ બન્ને વિષયોનું તેમને જ્ઞાન હતું. એ ઉપરાંત, એ તડાગનિવાસી લોકોમાં ઊનનાં વસ્ત્રોનું નામ નિશાન પણ મળતું નથી. કાંસ્યયુગમાં તેમની પાસે ઘેટાં કાંઈ નહોતાં એમ નહોતું, અર્થાત્ પુષ્કળ હતાં, છતાં વસ્ત્રોવિશેની આવી સ્થિતિ છે. પરંતુ જો એટલાવિષયોને બાદ કરીએ, તો સ્વિટ્‌જ઼રલૅંડમાંના તડાગવાસી લોકોની સુધારણા, યૂરોપમાંના ઇંડો-જર્મન્ આર્યશાખાના લોકોની સુધારણા જેવી જ બહુધા હતી, એવો ડૉકટર્ શ્રેડર નામક એક જર્મન્ પંડિતનો અભિપ્રાય છે; અને એ પ્રમાણના આધારે તે કહે છે કે, સ્વિટ્‌જ઼રલૅંડના પ્રાચીન નિવાસીઓ યૂરોપીય આર્યશાખાઓમાંની એક શાખાના લોકો હતા, એમ માનવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી.

એ પ્રમાણે અર્વાચીન શાસ્ત્રીય શોધોના આધારે યૂરોપમાં ઇતિહાસકાળ પૂર્વે વસતા મનુષ્યોની જોકે આટલી માહિતી મળે છે અને તેથી નવપાષાણયુગમાંના મનુષ્યોના ચાર વર્ગોમાંના એક વર્ગના લોકો યૂરોપીય આદિ આર્ય હતા, એમ આપણે કદાચિત્ માની લઈએ; તોપણ તે આર્યલોકો મૂળના જ ત્યાંના નિવાસી હતા, કે તેમણે અન્ય કોઈ સ્થાનેથી ત્યાં આવીને પોતાની શ્રેષ્ઠ સુધારણાના બળથી ત્યાંના મૂળ નિવાસીઓને પોતાના જેવા આર્ય બનાવ્યા હતા, એ પ્રશ્નનો એ શોધના યોગે નિર્ણય થતો નથી. નવપાષાણયુગસ્થ સ્વિટ્‌જ઼રલૅંડમાંના તડાગવાસી લોકોનો કાળ ૪૦ સ૦થી ૫૦૦૦ વર્ષ પૂર્વ કરતાં અર્વાંચીન તો નથી જ; અને તે વેળાએ આર્યલોકો મધ્ય એશિયામાંની વક્ષાવર્ત્ત (જગ્ઝાર્ટિસ્) નદીના તીરપ્રાંતમાં વસતિ કરીને રહ્યા હતા. યૂરોપના મૂળ આર્યલોકો પૂર્વપાષાણયુગસ્થ મનુષ્યોના વંશજો નહોતા, એ મતનો તો હવે સર્વ નિર્વિવાદ સ્વીકાર કરે છે. એટલે એથી એમ સ્પષ્ટ થાય છે કે, જો નવપાષાણયુગના આરંભમાં આર્યલોકો યૂરોપમાં હોય, તો તેઓ કોઈ બીજી જગ્યાએથી જ ત્યાં ગયેલા હોવા જોઇએ. પણ જો એમ ન હોય, તો બીજો એક જ પક્ષ અવશિષ્ટ રહે છે; અને તે એ કે, યૂરોપમાંના નવપાષાણયુગના મનુષ્યોના ચારવર્ગોમાંના એક વર્ગે બીજા વર્ગો સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ ન રાખતાં આર્યો પ્રમાણે પોતાની સુધારણા કરી લીધી હતી, એવી એક કલ્પના કરવી. પરંતુ એ કલ્પના પ્રથમ દર્શને જ સર્વથા અસંભવનીય દેખાય છે. એટલે કે, પ્રાચીન કાળમાં મધ્ય એશિયામાંના મૂળ સ્થાનમાંથી આર્યલોકોના ભિન્ન ભિન્ન સમુદાયો એક પછી એક અનુક્રમે યૂરોપમાં ગયા હતા, એમ કહેવું અસત્ય છે, એ જોકે નવીન શાસ્ત્રીય શોધોના યોગે આપણા જાણવામાં આવ્યું છે;

તોપણ આપણા આર્યોના આદિનિવાસ વિષયક પ્રશ્નનો કશો પણ નિર્ણય થતો નથી. એ પ્રશ્ન તો જેવોને તેવો જ કાયમ રહે છે. મૂળ આર્યભાષા ક્યારે અને ક્યાં ઉત્પન્ન થઈ, એ પ્રશ્ન પણ તેવો જ મહા વિકટ છે અને એનું પણ આજ પર્યન્ત કોઈએ સમાધાનકારક ઉત્તર આપ્યું નથી. ફૅનન્ટેલરે આર્યભાષા અને ઉરલ પર્વતથી આલતાઈ પર્વતપર્યન્તના લોકોની ભાષાની પરસ્પર તુલના કરીને એવું સંદિગ્ધ અનુમાન કાઢ્યું છે કે, પૂર્વપાષાણયુગના અંતમાં ફિન્લૅંડમાંની એક જાતિના લોકો પશ્ચિમ યૂરોપમાં આવ્યા હતા અને તેમની બહુધા વધ્યા વિનાની રહેલી ભાષા અને વર્તમાન સંશ્લિષ્ટ બાસ્ક ભાષા (બિસ્કાના ઉપસાગરના તીરપ્રાંત પાસે અને પિરનીજ પર્વતની બન્ને બાજૂએ બોલાતી ભાષા) એકરૂપ જ છે. તે વળી વિશેષ એમ પણ કહે છે કે, તે કાળથી ઘણા સમય પછી, એટલે કે, મેંઢાં અને ગાય ઇત્યાદિ પશુઓના સમુદાયોને પાળી લોકો તેમનાપર પોતાની ઉપજીવિકા ચલાવવા લાગ્યા હતા. ત્યારપછી, ફિન્લૅંડ માંના પ્રથમ લોકો કરતા ઉંચા અને શક્તિમાન્ ફિનો–ઊગ્રિક લોકોએ મધ્ય યૂરોપમાં આવીને ત્યાં વિભક્તિવિશિષ્ટ આર્યભાષાની ઉત્પત્તિ કરી. પરંતુ આ કેવળ એક તર્ક જ હોવાથી, યૂરોપમાંના લોકો નવપાષાણયુગમાં હતા. તે વેળાએ ઇંડો–ઇરાની લોકો એશિયામાં સારી સુધરેલી સ્થિતિમાં હતા, એનું શું કારણ, એ પ્રશ્નનું એથી ઉત્તર મળી શકતું નથી. વળી ફિન્લૅંડમાંની ભાષામાં અનેક સુધારણા વિષયક શબ્દો આર્યલોકો પાસેથી જ લીધેલા દેખાય છે અને તેથી આર્યલોકોએ પોતાના વિભક્તિ અને પ્રત્યય આદિ ફિનિશ્ ભાષામાંથી લીધા હોય, એ સર્વથા અસંભવનીય છે. કેવળ એમના વિભક્તિ-પ્રત્યય આદિમા સામ્ય રહેલું છે, એટલા જ પ્રમાણથી કોણે કોની વસ્તુ ઉછીની લીધી, એનો નિશ્ચય કરી શકાય તેમ નથી. પરંતુ ભાષાતત્ત્વના બળથી જ ઉપજાવી કાઢેલી મધ્ય એશિયામાંના આર્યોના આદિ નિવાસની કલ્પનાને તોડી પાડનારા પંડિતો જ પુનઃ ભાષાના તત્ત્વના આધારે ઉપર્યુક્ત વિધાન સમાન વિધાન કરવાને તૈયાર થઈ જાય, એ એક મહદાશ્ચર્ય જ કહી શકાય. વળી વિશેષતઃ એ અનુમાનથી ફિનિશ્ લોકો બે વાર પોતાના સ્થાનને ત્યાગીને નીચે શા કારણથી ઉતર્યા હતા, એ પ્રશ્નનો પણ નિર્ણય થઈ શકતો નથી. એવા પ્રકારનાં એ સર્વ કારણોને જોતાં, ફિનિશ્ લોકોનો જ્યારે આર્ય લોકોસાથે સંબંધ થયો, ત્યારે તેમણે સુધારણાવિષયક શબ્દો આર્યલોકો પાસેથી લીધા; અને આર્યલોકો મૂળ એશિયા કિંવા યૂરોપના નિવાસીઓ નહોતા, કિન્તુ નવપાષાણ-યુગમાં તેમનો આદિનિવાસ ઉત્તરધ્રુવ પાસે જ ક્યાંક હતો અને ત્યાંથી તેઓ દક્ષિણ દિશાપ્રતિ એશિયા અને યૂરોપમાં ગયા હતા; અને એ ગમનનું કારણ કેવળ અનિવાર્ય મનઃપ્રવૃત્તિ જ નહિ, કિન્તુ તેમના આદિ નિવાસમાંના વાતાવરણમાં થનારું અહિતકારક પરિવર્તન જ હતું, એમ માનવું વિશેષ સંભવનીય દેખાય છે. આ કથન માટેના પારસી

લોકોના ધર્મગ્રંથોમાંથી પુષ્કળ પૂરાવા મળી આવે છે. આજસુધી પારસીઓના ધર્મગ્રંથોમાંની એ વાર્તાઓને નિરર્થક જાણીને શોધક પંડિતોએ મૂકી દીધેલી છે અને એ માટેનો વેદોમાં પણ કશો પૂરાવો નથી, એમ પણ તેઓ કહે છે. મનુષ્યપ્રાણી હિમકાળ પછીનો છે, એવી તેમની પૂર્વકલ્પના હતી. પરંતુ હવે નવીન શાસ્ત્રીય શોધોએ આપણને અતિ પ્રાચીન કાળદર્શક સાધન ઉપલબ્ધ કરી આપેલું હોવાથી, અવેસ્તામાં વર્ણવેલી વાર્તાઓ સત્ય ઇતિહાસ હોઇને તેમને વેદોનું પણ પરિપૂર્ણ પૃષ્ઠબળ મળી શકે છે, એમ આપણે સિદ્ધ કરી બતાવી શકીશું. કેટલાક પ્રસિદ્ધ શાસ્ત્રજ્ઞોએ ઉત્તરધ્રુવને જ સર્વ વનસ્પતિ અને જીવ કોટિના આદિસ્થાનરૂપ માનેલો છે; અને આર્યોનો આદિનિવાસ ક્યાંક પણ ઉત્તરધ્રુવ પાસે હતો, એ વાર્તાને સિદ્ધ કરવા માટેના વેદો અને અવેસ્તામાં ભરપૂર પૂરાવા ભરેલા છે, એ પણ આપણે બતાવી શકીશું. હિમકાળમાં પૃથ્વીપર વાતાવરણની સ્થિતિ કેવી હતી અને ઉત્તરધ્રુવ પ્રદેશમાં જ્યોતિર્વિષયક વિશિષ્ટ શી ઘટનાઓ દૃષ્ટિગોચર થાય છે, એનો હવે પછીનાં બે દર્શનો (પ્રકરણો)માં વિચાર કરીને ત્યાર પછી આપણે તે પૂરાવા તરફ વળીશું.



## દ્વિતીય દર્શન.



### હિમકાળ.

પૃથ્વીની કક્ષા કિંવા ક્રાન્તિવૃત્ત અને તેનું વિષુવવૃત્ત એક જ રેષામાં નથી. તેમની રેષાઓ મધ્યે થોડોક (૨૩ અંશ, ૧૭ કળા) કોણ (ખૂણો) રહેલો છે. એ કારણથી પૃથ્વીપરનું પ્રકૃતિ પ્રમાણ કિંવા વાાતાવરણ સર્વદા સમાન ન રહેતાં તેમાં વસંત, ગ્રીષ્મ, વર્ષા શરદ્, હેમંત અને શિશિર આદિ ઋતુપર્યાય થતા રહે છે. પૃથ્વીનો ઉત્તરધ્રુવ જ્યારે સૂર્ય પાસેથી દૂર હોય છે, ત્યારે ઉત્તર ગોલાર્ધમાં શિયાળો અને દક્ષિણ ગોલાર્ધમાં ઊન્હાળો થાય છે; અને ત્યારપછી જે વેળાએ પૃથ્વી સૂર્યની આસપાસ પ્રદક્ષિણા કરે છે અને તેનો દક્ષિણધ્રુવ સૂર્યથી દૂર જાય છે તથા ઉત્તરધ્રુવ નિકટમાં આવે છે, તે વેળાએ ઉપર કહેલી સ્થિતિથી વિરુદ્ધ સ્થિતિ થાય છે. એ બે ગોલાર્ધોમાં થનારા ઋતુપર્યાયોનું આ એક બહુ જ સરળ કારણ છે; અને એ કારણ સદા અવિચલ હોવાથી અતિ પ્રાચીન કાળના ભૂસ્તરયુગમાં પણ એવા જ ઋતુપર્યાય થતા હશે જ, એવો કોઇને પણ ભાસ થવાનો સંભવ છે. પરંતુ ભૂસ્તરશાસ્ત્રના શોધોથી એ કલ્પના સર્વથા વિરુદ્ધ જ છે. પૃથ્વીની વિષુવવૃત્તરેષાનો ક્રાન્તિવૃત્તરેષા સાથેનો કોણ (ખૂણો) એકલો જ ઋતુપર્યાય થવાનો હેતુ નથી, કિન્તુ સ્થાનપરત્વે સમુદ્રની સપાટી કરતાં ઓછી

વધતી ઉંચાઈ અને વિષુવવૃત્તપરની ઉષ્ણતાને ઇતર સ્થાને ધસડી જનારા સમુદ્ર અને વાયુના પ્રવાહોના યોગે પણ એક જ અક્ષાંશમાંનાં ભિન્ન ભિન્ન સ્થાનોમાં ભિન્ન ભિન્ન ઋતુઓ થાય છે, એવાં ઉદાહરણો મળી આવ્યાં છે. એ સમુદ્ર પ્રવાહોમાંનો, મૅકિસ-કોના અખાતમાંથી નીકળી ક્યૂબાબેટ અને અમેરિકામાં થઈ ઇશાન્ય દિશાથી યૂરોપ પ્રતિ વહન કરનારો પ્રવાહ* વિશેષ સંસ્મરણીય છે. જો એ પ્રવાહનું અસ્તિત્વ ન હોત, તો યૂરોપમાંના વાયવ્ય ભાગમાંનું વાતાવરણ અત્યારે છે, તેના કરતાં સર્વથા ભિન્ન પ્રકા-રનું જ હોત. અત્યારે પૃથ્વીપર જળ અને ભૂમિની જેવી વ્હેંચણી જોવામાં આવે છે, તેથી જો તે કાંઇક ભિન્ન પ્રકારની થાય તો તેના યોગે પણ વાતાવરણની સ્થિતિ ભિન્ન પ્રકારની થવાનો સંભવ છે; કારણ કે, એમ થવાથી વિષુવવૃત્તમાંની ઉષ્ણુતાને અન્યત્ર ધસડી જનારા સમુદ્ર તેમ જ વાયુના પ્રવાહો પણ ફરી જાય એમ છે. અતિ પ્રાચીન કાળના ભૂસ્તરયુગમાં આલ્પ્સ્ પર્વત સર્વથા ઉંડો હતો અને હિમાલય તો હજી ઉપર નીકળવા પણ માંડ્યો ન હોતો; તેમ જ એશિયા અને આફ્રીકાખંડ તો કેવળ ન્હાના બેટોના સમુદાયરૂપ જ હતા. તે સમયના ભૂમિસ્તરોમાં મળી આવતા જે પ્રાણી અને વનસ્પતિના અવશેષો છે, તેમનો વિચાર કરતાં, તે કાળની ભૂપૃષ્ઠસ્થિતિના યોગે તે વેળાએ પૃથ્વીપર સર્વત્ર સમશીતોષ્ણ વાતાવરણ હતું, એમ જાણવામાં આવે છે; અને ઉપર્યુક્ત વિવેચનથી એમાં આશ્ચર્ય માનવા જેવું કાંઈ પણ નથી, એ સ્પષ્ટ જ છે. પ્રથમ 'દર્શન'માં કહેલા દ્વિતીય અને તૃતીય યુગમાં એ વાતાવરણમાં કાંઈક પરિવર્ત્તન થયું હતું, એમ જણાય છે. પરંતુ એ યુગોમાં જોકે પ્રથમ યુગ જેવું અને જેટલું સમાન વાતાવરણ ન હોય, તોપણ તૃતીય યુગના અંતપર્યન્ત પૃથ્વીપર પ્રકૃતિ વિષયક કટિબંધનો ભેદ થયેલો ન હોવાથી શીતલતા અને ઉષ્ણુતામાં હમણાના જેટલો અંતર પડતો ન હોતો, એ તો ભૂસ્તરશાસ્ત્રમાંનાં પ્રમાણોથી સ્પષ્ટ દેખાઈ આવે છે. પરંતુ તૃતીય યુગના અંતિમકાળમાં અને ચતુર્થ યુગના પ્રથમાર્ધમાં વાતવરણમાં ભયંકર પરિવ-ર્ત્તન થવાથી તેના યોગે હિમકાળ અને હિમાન્તર કાળનો ઉદ્દ્ભવ થયો. પરંતુ અત્યારે હવે એમ નિઃસંશય સિદ્ધ થયું છે કે, હાલમાં જે વનસ્પતિઓ કેવળ ઉષ્ણુ અને સમ-શીતોષ્ણુ કટિબંધમાં જ વધી અને જીવી શકે છે, તે વનસ્પતિઓ તૃતીય યુગમાં સ્પિટ્‌ઝ્-બર્જેન્ જેવાં સ્થાનોમાં એટલે કે, જ્યાં વર્ષના પાંચ મહિના પર્યન્ત સૂર્ય ક્ષિતિજની નીચે હોય છે એવા અતિ ઉન્નત અક્ષાંશમાં બહુ જ બળથી વધતી અને જીવી શકતી હતી. એથી તે સમયમાં ધ્રુવપ્રદેશમાં ઉત્તમ ઉષ્ણુ વાતાવરણ હોવું જોઇએ. કિંબહુના હતું જ, એમ નિર્વિવાદ સિદ્ધ થઈ શકે છે.

---

* એ પ્રવાહ અંગ્રેજીમાં 'ગલ્ફ સ્ટ્રીમ્' (Gulf Stream) ના નામથી પ્રખ્યાત છે.

એ પ્રદેશના સમશીતોષ્ણ વાતાવરણમાં એકાએક જે પરિવર્ત્તન થઇને તેના યોગે હિમકાળ ઉત્પન્ન થયો, તે ઘટના ચતુર્થ યુગના પ્રથમાર્ધમાંની છે. ચતુર્થ યુગના પ્રથમાર્ધકાળ અને હિમકાળની મર્યાદા કદાચિત્ એક જ ન પણ હોય, તોપણ એ બન્ને કાળને સ્થૂળ પ્રમાણથી એક જ કહેવામાં અથવા માનવામાં કશી બાધા આવે તેમ તો નથી જ. એ કાળમાં એક જ હિમકાળ થયો હતો કે એક કરતાં વધારે હિમકાળ થયા હતા, એનું અહીં વિવેચન કરી શકાય તેમ નથી. તેનું સામાન્ય સ્વરૂપ શું છે અને ભૂસ્તરશાસ્ત્રવેત્તા તથા સૃષ્ટિશાસ્ત્રવેત્તાઓના અભિપ્રાય પ્રમાણે એવા પ્રકારનાં ભયંકર પરિવર્ત્તનો થવાનાં કારણો શાં છે, એટલું જ માત્ર આપણે સંક્ષેપમાં અહીં કહી શકીશું. એનાં કારણો વિશે શાસ્ત્રજ્ઞ લોકોમાં જો કે અદ્યાપિ મતભેદ છે, તો પણ હિમકાળ થઈ જવા વિશે તો કોઈના મનમાં પણ સંશય નથી જ. હજી પણ હિમ ( બર્ફ ) ના સ્તરોનો પૃથ્વીપરથી સર્વથા લોપ થઈ ગયો નથી અને આલ્પ્સ્ પર્વતની દરીઓમાં તેમ જ ઉત્તરધ્રુવ પાસેના પ્રદેશમાં હિમનદીઓના રૂપમાં આપણે બર્ફના ખેલ જોઈ શકીએ છીએ. ગ્રીનલૅન્ડ્ જેવા પ્રદેશો હજી પણ એટલાં બધાં જાડાં હિમાવરણવડે આચ્છાદિત થએલા છે કે, ત્યાં વનસ્પતિનું ઊગવું અને મનુષ્યોનું વસવું સર્વથા અશક્ય છે. એ પ્રદેશોમાંની હિમનદીઓનું નિરીક્ષણ કરવાથી ભૂસ્તરશાસ્ત્રવેત્તાઓને પ્રાચીન કાળમાં ઉત્તર યૂરોપ અને ઉત્તર અમેરિકામાં સર્વત્ર બર્ફનાં એવા જ પ્રકારનાં પરિણામો થવાનું દેખાઈ આવ્યું છે. એ સ્થળોમાં ગોળ ચળકતી અને ખડબચડી શિલાઓ, અદ્યાપિ જેના સ્તરો બનેલા નથી એવી એક પ્રકારની ચીકણી માટી, ગોળ થઈ ગયેલા ખડકો અને ટેકરીઓ ઇત્યાદિ જે વસ્તુઓ મળી આવે છે, તેમને જોતાં એમ સ્પષ્ટ દેખાઈ આવે છે કે, ઉત્તર યૂરોપ અને ઉત્તર અમેરિકાના પ્રદેશોમાં એક કાળમાં કેટલાક હજાર હાથ જાડાઇનો બર્ફનો સ્તર (થર) પ્રસરેલો હતો. એ પ્રદેશને વ્યાપી નાખનારો બર્ફનો બધો જ સમુદાય કેવળ ઉત્તરધ્રુવ તરફથી જ આવ્યો હતો, એમ નહોતું. બર્ફના યોગે ખડકોપર પડેલી રેષાઓ અથવા પટાની દિશાઓપરથી એમ સ્પષ્ટ દેખાઈ આવે છે કે, તે બર્ફના પ્રવાહ સર્વ સ્થળો અને પર્વતોપરથી જૂદી જૂદી દિશાએથી નીચે ઉતર્યા હતા. એ હિમ (બર્ફ)ના સ્તરોએ સ્કૅન્ડિનેવિયા (સ્વીડન નૉર્વે)ના સર્વ ભાગને આચ્છાદીને, ઉત્તર સમુદ્રને ભરી નાખી, બ્રિટન (ઈંગ્લૅંડ) માં પ્રવેશ કરી, ટેમ્સ્ નદીની દરી, ઉત્તર જર્મની, માસ્કોપર્યન્ત રશિયાના સર્વ ઉત્તર ભાગ અને પૂર્વમાં ઉરલ પર્વત પર્યન્તના ઘણાખરા પ્રદેશને વ્યાપી નાખ્યો હતો. એ હિમ નદીઓવડે અને હિમપાતના યોગે તૂટેલા ફૂટેલા ખડકોનાં અવશિષ્ટો યૂરોપમાં ઓછામાં ઓછા ૧૦ લાખ ચોરસ માઇલ જેટલા પ્રદેશમાં અને અમેરિકામાંના તો એથી પણ વધારે વિસ્તારના પ્રદેશમાં પ્રસરેલાં હતાં, એવું અનુમાન કરવામાં આવ્યું છે; અને

એ પ્રમાણુના આધારે જ ભૂસ્તરશાસ્ત્રવેત્તાઓ હિમકાળ થઈ ગયા વિશેનાં અનુમાનોને નિષ્પન્ન કરે છે. એ અવશિષ્ટો (કચરા અથવા બદલા) માં બે પ્રકારની ચીકણી માટી છે અને તેથી બેવાર બર્ફનું પૂર આવ્યું હતું, એમ દૃષ્ટિગોચર થાય છે. બીજી વારનાં અવશિષ્ટોએ પ્રથમ વારનાં અવશિષ્ટોના થરોને ઘણેક સ્થળે તોડી નાખ્યા છે; છતાં પણ બે જૂદે જૂદે વખતે ચીકણી માટી અને વહી આવેલાં અવશિષ્ટોના બે જૂદા જૂદા થરો થયા હતા, એટલું બતાવવા પૂરતા તેમના ભાગો બાકી રહેલા છે. પ્રોફેસર ગીકીના અભિપ્રાય પ્રમાણે યૂરોપમાં ચતુર્થ યુગના પૂર્વાર્ધમાં એક પછી એક ચાર હિમકાળ થઈ ગયા હતા; પણ બીજા ભૂસ્તરશાસ્ત્રવેત્તાઓ એ અભિપ્રાયનો સ્વીકાર કરતા નથી. તો પણ બે હિમકાળ અને તેમનો મધ્યગામી એક હિમાન્તર કાળ, એ ત્રણ તો અવશ્ય થઈ જ ગયા છે, એ માટેનો સર્વનો એક નિશ્ચય થઈ ચૂક્યો છે.

એ હિમકાળ અને એમની વચ્ચેના હિમાન્તર કાળમાં વાતાવરણ અનુક્રમે અતિ શીતલ અને અતિ ઉષ્ણ થતું ગયેલું હોવું જોઈએ; અને તે સાથે ભૂમિ પણ ક્યાંક એકદમ ઉંચી તો ક્યાંક એકદમ નીચી થયેલી ( ઉંડી ઉતરી ગયેલી ) હોવી જોઈએ. જમીન જે ઉંડી ઉતરતી હતી તે, તેનાપર બર્ફનો અસહ્ય ભાર પડવાને લીધે જ. હિમકાળનો આરંભ થતાં જમીન ઉંચી થવા માંડતી, વાતાવરણમાં ભયંકર શીતલતા થતી અને અત્યારે આપણે જેને સમશીતોષ્ણ કટિબંધ કહીએ છીએ, તે પ્રદેશમાં હિમ ( બર્ફ ) ના મોટા મોટા સમુદાયોના સમુદાયો આવી પડતા હતા. એ હિમકાળનો અંત આવ્યો કે, પુનઃ જમીન ઉંડી ઉતરવા લાગતી હતી અને વાતાવરણ નિયમિત થઈને ધ્રુવપ્રદેશ પણ વસતિયોગ્ય થતો હતો. ઉપર કહેલા બે હિમકાળમાંના ચીકણી માટીના સ્તરો ( થરો )માં દટાઇ–દબાઇ–ગયેલા પૂર્વપાષાણયુગના મનુષ્યોના અવશેષો અત્યારે મળી આવે છે; અને તેમના અવલોકનથી ચતુર્થ યુગમાં હિમાન્તર કાળ મધ્યે મનુષ્ય પ્રાણીનું અસ્તિત્વ હતું, એમ નિઃસંશય સિદ્ધ થાય છે. હિમકાળ અને હિમાન્તર કાળમાંના વાતાવરણ વિશે પ્રોફેસર ગીકી કહે છે કે;–' હિમાન્તર કાળમાં શિયાળા સમાનાવસ્થિત હતા અને ઉન્હાળા પણ તેવા જ થતા હતા અને તેથી ઉષ્ણ કટિબંધમાં મળી આવતાં હાથી, ગેંડા તથા સરિદશ્વ આદિ મોટાં મોટાં પ્રાણીઓ અને વનસ્પતિઓ ધ્રુવપ્રદેશમાં સર્વત્ર સંચાર કરતાં હતાં. તેમ જ પૂર્વપાષાણયુગમાંના મનુષ્યો માટે પણ ત્યાં સુખકારક સ્થાન ન હોય એમ તો ન હોતું જ.' એથી વાતાવરણના સંબંધથી જોતાં ચતુર્થ યુગના પ્રથમાર્ધમાંની સ્થિતિ પણ તે પૂર્વેના યુગની એટલે કે, સર્વત્ર સમાન વાતાવરણ હોવાની સ્થિતિ અને વર્ત્તમાન એટલે કે, એક સ્થાનમાં અતિ શીતળતા, દ્વિતીય સ્થાનમાં સમશીતોષ્ણતા તો તૃતીય સ્થાનમાં વળી અતિ ઉષ્ણતા, એવી સ્થિતિ એમની મધ્યવર્ત્તિની હતી. સારાંશ કે, એ કાળ વાતાવરણના સ્થિત્યંતરનો જ હતો. વાતાવરણની સ્થિતિની હિમોત્તરકાલના

આરંભમાં સ્થાપના થઈ હતી. તોપણ એવિશે પ્રોફેસર ગીકીનો એવો અભિપ્રાય છે કે;—"વર્ત્તમાન કાલીન વાતાવરણની સ્થાપના થવા પૂર્વે હિમોત્તર કાળમાં પણ યૂરોપના વાયવ્ય ભાગમાં એકવાર સમાનાવસ્થિત અને પુનઃ બહુ જ શીતલ થઈ જનારા વાતાવરણનું કેટલાક કાળ પર્યન્ત અસ્તિત્વ હતું."

હિમકાળ અને ધ્રુવપ્રદેશમાંના હિમાન્તર કાલીન સૌમ્ય વાતાવરણ વિશેનો સિદ્ધાંત કદાચિત્ નિશ્ચિત ઠરે, તોપણ એ ભયંકર ઉત્પાતનાં કારણોનો શાસ્ત્રજ્ઞોને અદ્યાપિ કાંઈ સારો શોધ મળી શક્યો નથી. સમસ્ત ઉત્તર યૂરોપ અને ઉત્તર અમેરિકાને વ્યાપી નાખનારા બર્ફના પ્રવાહો કાંઈ પોતાની મેળે જ નિર્માણ થયા નહોતા; કારણ કે; 'અસત્' એટલે કે, શૂન્યમાંથી કાંઈ પણ નિષ્પન્ન થતું નથી, એ તો સ્પષ્ટ જ છે. એ સ્થિતિ થવા પૂર્વે પૃથ્વીપર અન્ય કોઈ પણ સ્થળે અતિશય ઉષ્ણતા હોવી જોઇએ, તેના યોગે પૃથ્વીપરના પાણીની પૂરી વરાળ થવી જોઇએ અને એ વરાળને શીતળ પ્રદેશમાં ખેંચી જઈ ત્યાં તેનું બર્ફ બનાવવા માટેનો તેવા પ્રકારનો વાયુપ્રવાહ પણ હોવો જોઇએ; અર્થાત્ એ સ્થિતિ થવામાટે આટલાં સાધનોની આવશ્યકતા છે. જે ઉપપત્તિથી હિમકાળનું કારણ નિશ્ચિત કરવામાં આવે, તેમાં જો એ સાધનોનો વિચાર કરવામાં ન આવ્યો હોય, તો તે ઉપપત્તિ અપૂર્ણ છે એટલું જ નહિ, પણ કેવળ વ્યર્થ અને નિરુપયોગી છે. એ ઉપપત્તિના આધારે નિદાન એકપછી એક બે હિમકાળ થવાનો સિદ્ધાંત તો નિશ્ચિત કરી બતાવી શકાવો જ જોઇએ. આપણા સમક્ષ આવેલી ઉપપત્તિઓને જો એ કસોટીપર કસી જોઇએ, તો એમાંની ઘણી ખરી ઉપપત્તિઓનો નિર્ણય થઈ જાય છે. યૂરોપના વાયવ્ય ભાગને ઉષ્ણતા પૂરી પાડનારો આટલાંટિક મહાસાગરમાંનો ઉષ્ણ પાણીનો પ્રવાહ ઉપર કહેલો છે, તેનો માર્ગ પનામાની સંયોગભૂમિ સમુદ્રમાં ડૂબી જવાથી બદલાઈ જતાં તેના યોગે ચતુર્થ યુગના પૂર્વાર્ધમાં યૂરોપનો વાયવ્ય ભાગ હિમાચ્છાદિત થયો હતો, એવું એક કારણ એકવાર કોઇએ આગળ આણ્યું હતું. પરંતુ ચતુર્થ યુગના પૂર્વાર્ધમાં પનામાની સંયોગ ભૂમિ જલાવૃત હતી, એ વાર્ત્તાને સિદ્ધ કરનારું ભૂસ્તરશાસ્ત્રમાં કાંઈ પણ પ્રમાણ નથી. હિમકાળની ઉત્પત્તિના સંબંધમાં બીજી એક એવી ઉપપત્તિ કાઢવામાં આવી હતી કે, પૃથ્વી અનુક્રમે શીતલ તથા ઉષ્ણ આકાશપ્રદેશમાંથી પસાર થઇ હશે અને તેના પરિણામે જ અનુક્રમે હિમકાળ તથા હિમાન્તર કાળનો ઉદ્ભવ થયો હશે. પરંતુ એ કલ્પના માટે પણ કાંઇ પ્રમાણ નથી. ત્રીજી વળી એક એવી કલ્પના સૂચવવામાં આવી હતી કે, પૃથ્વીને સૂર્યપાસેથી મળતી ઉષ્ણતાના પ્રમાણમાં કાંઇક ઓછો વધારે ફેરફાર થયો હશે અને તેથી જ પૃથ્વીપરનું વાતાવરણ શીતલ કિંવા ઉષ્ણ થયું હશે. પરંતુ એ તર્ક તે કેવળ તર્ક જ છે, એમ સત્વર જ જાણવામાં આવી ગયું હતું. પૃથ્વીનું અક્ષાગ્ર જો બદલાઇ જાય, તો જ માત્ર વાતાવરણમાં એવા પ્રકારનાં

આકસ્મિક પરિવર્ત્તનો થાય એ ખરું છે; છતાં આ વાર્ત્તા સંભવનીય નથી. કારણ કે, અક્ષાગ્ર બદલાય એટલે મહત્તમ મધ્યવૃત્ત અર્થાત્ વિષુવવૃત્ત પણ બદલાઇ જવું જોઇએ. પૃથ્વીના ચક્રાકાર ભ્રમણના યોગે ધ્રુવ કરતાં વિષુવવૃત્તપર વધારે ફોગ આવેલો છે. એ ચક્રાકાર ગતિ અવ્યાહત ચાલુ છે, એટલે કે, અક્ષાગ્ર બદલાઇને તેના યોગે જો વિષુવવૃત્ત પણ બદલાઈ ગયું હોય, તો એ નવીન વિષુવવૃત્તપર પણ ફોગ આવેલો હોવો જોઇએ. પરંતુ એ ઘટના થવા વિશેનું પણ કાંઇ પ્રમાણ નથી. અર્થાત્ એ ઉપપત્તિ પણ ઉપયોગ વિનાની જ છે. પૃથ્વી ઉષ્ણ વાયુનો ગોળો હતી અને તે ધીમે ધીમે શીતલ થતી જવાથી ધ્રુવપ્રદેશો અન્ય સ્થળો કરતાં સત્વર જ વસતિયોગ્ય થયા હશે; પરંતુ એથી હિમકાળ એક પછી એક નિયમિત સમયે કેમ થયા હશે, એ સમજાતું નથી.

એ પ્રમાણે હિમકાળની ઉત્પત્તિનાં કારણોને દર્શાવનારી ઉપપત્તિઓમાંની ઘણી ખરી ઉપપત્તિઓનો નિર્ણય થઇ જતાં કેવળ બે ઉપપત્તિઓ જ અવશિષ્ટ રહે છે. એમાંની પ્રથમ ઉપપત્તિ લિયલની છે. તે કહે છે કે;–"ભૂમિ અને જળની વ્હેંચણીની ભિન્નતા અને મોટા મોટા ભૂપ્રદેશોનું ઉંચું તથા જલાવૃત થવું, એ વ્યાપારોના યોગે વાતાવરણમાં પરિવર્ત્તન થતાં હિમકાળ ઉત્પન્ન થાય છે." બીજી ઉપપત્તિ ડૉક્ટર ક્રોલની છે. તેના અભિપ્રાય પ્રમાણે, "સંપાતનું ચલન થતું હોવાથી અને પૃથ્વીની કક્ષા દીર્ઘવર્તુલાકૃતિ હોવાથી કેટલાક નિયમિત કાળ પછી હિમકાળ ઉત્પન્ન થશે." વૉલેસ્ નામક વિદ્વાને લિયલની ઉપપત્તિનો વિશેષ વિચાર કરીને એમ બતાવી આપ્યું છે કે, "જો ઉપર્યુક્ત પ્રકારનાં પરિવર્ત્તનો ભૂપૃષ્ઠપર થાય, તો માત્ર તેટલાથી જ હિમકાળ અને હિમાન્તરકાળને ઉત્પન્ન કરે તેવી શીતળતા કિંવા ઉષ્ણતા ઉત્પન્ન થશે." ભૂસ્તરયુગર્માના પ્રથમ પ્રથમ યુગોમાં સર્વત્ર પૃથ્વીપર સમાનાવસ્થિત વાતાવરણ હતું અને તે વેળાએ પૃથ્વીપર ભૂમિ અને જળની વ્હેંચણી અત્યાર કરતાં ભિન્ન હતી, એ તેનું કારણ હતું, એમ પ્રથમ દર્શનમાં કહેલું જ છે અને લિયલની હિમકાળની ઉત્પત્તિનાં કારણોની ઉપપત્તિ કાંઈ એથી ભિન્ન તો નથી જ. જ્યારે સહસ્રાવધિ વર્ષો વીતશે, ત્યારે જ ભૂમિ અતિશય ઉચ્ચ કિંવા નીચ (નીચી) થશે; અને એથી લિયલના અનુયાયી જનો કહે છે કે,'હિમકાળનું મુખ્ય કારણ જે ભૂપૃષ્ઠ અને ભૂગર્ભમાંની ઊથલપાથલો, તેમને જો સ્વીકારવામાં આવે, તો હિમકાળનો અવધિ લગભગ બે લાખ વર્ષનો હોવો જોઇએ;' પરંતુ એ જ મતાવલંબી અન્ય ભૂસ્તરશાસ્ત્રવેત્તાઓનો એવો અભિપ્રાય છે કે; "હિમકાળનો અવધિ બહુ બહુ તો ૨૦ અથવા ૨૫ હજાર વર્ષનો જ હોઇ શકે". હવે એ બે અનુમાનોમાં રહેલો અંતરાય કાંઇ નાનો સૂનો નથી. એમાંનો કયો અભિપ્રાય સત્ય છે, એના નિર્ણયનું કાર્ય વર્ત્તમાન જ્ઞાનની અવસ્થામાં કઠિન જ છે. આપણે અત્યારે કેવળ એટલું જ કહી શકીએ છીએ કે, ચતુર્થ યુગના પૂર્વાર્ધમાં નિદાન બે હિમકાળ અને એક હિમાન્તરકાળ થઇ

ગયેલા હોવાથી તેનો અવધિ હિમોત્તરકાળના આરંભથી અત્યાર સૂધીમાં વીતેલા કાળ કરતાં બહુજ વિશાળ હોવો જોઇએ.

**સર રૉબર્ટ્ બૉલ્‌ના અભિપ્રાય પ્રમાણે,** હિમકાળના કારણને ભૂસ્તરશાસ્ત્રમાં ન શોધતાં જો જ્યોતિ:શાસ્ત્રના આધારે શોધવાનો પ્રયત્ન કરવામાં આવે, તો તેથી બધી અંડચણ તત્કાળ દૂર થઇ જાય એમ છે. આપણી પૃથ્વીમાં થતા જે ઉત્પાતો આપણને અતિ ભયંકર ભાસે છે, તેવા તો અનેક ઉત્પાતો વિશ્વમાં નિત્ય નિયમિત રીતિથી થતા જ હોય છે અને તે જ્યોતિ:શાસ્ત્રમાં સર્વથા પ્રસિદ્ધ જ છે. અસ્તુ. ડૉકટર ક્રોલની ઉપપત્તિમાં એ એક વિશેષતા છે કે, તેના યોગે, ચતુર્થ યુગના પૂર્વાર્ધમાં થયેલા બે હિમકાળ અને એક હિમાન્તરકાળનું કારણ સમાધાનકારક રીતિથી કહી શકાય છે. તેણે પોતાના ગ્રંથમાં મોટું ગણિત કરીને પોતાની ઉપપત્તિને સ્થાપિત કરવાનો પ્રયત્ન કરેલો છે; અને તેમાં એમ બતાવેલું છે કે, સૂર્યની આસપાસની પૃથ્વીની પ્રદક્ષિણામાં જે અસ્થિર માનો છે, તેમનામાં થનારાં પરિવર્ત્તનોના આધારે ચતુર્થ યુગના પૂર્વાર્ધમાં થઇ ગયેલાં વાતાવરણુમાંનાં પરિવર્ત્તનોની સકારણ વ્યવસ્થા લગાડી શકાય છે. તો હવે ડૉકટર્ ક્રોલ્‌ની એ ઉપપત્તિ શી છે, તે સંક્ષેપમાં કહીને, ત્યારપછી તેની સંભવનીયતાના સંબંધમાં તજ્જ્ઞ લોકોના શા અભિપ્રાયો છે, તે પણ આપણે જોઇએ.




આ બાજૂમાં આપેલી આકૃતિમાં **ન, વ, ઉ** અને **શ** એ સૂર્યની આસપાસ ફરવાની પૃથ્વીની કક્ષા છે. એ દીર્ઘવર્ત્તુલાકાર હોઇને સૂર્ય તેના મધ્યમાં એટલે કે, **મ** પાસે નથી હોતો, કિંતુ કે અથવા ક એ કેન્દ્રોમાંના કોઈપણ એક કેન્દ્રમાં હોય છે. હવે અત્યારે આપણે તે કે પાસે છે, એમ સમજીએ. હવે પૃથ્વી જો **ન** પાસે હોય, તો તેનાથી સૂર્યનું અંતર બહુ જ ઓછું હોવાનું, અને જો પૃથ્વી ઉ પાસે હોય, તો તે જ અંતર બહુ જ વધારે હોવાનું એ સ્પષ્ટ જ છે. એ **ન** અને ઉ બિન્દુઓનાં અનુક્રમે **નીચ** અને **ઉચ્ચ** એ બે નામો છે. ઉપર કહેલું જ છે કે, ઋતુઓનો જે ઉદ્ભવ થાય છે, તે પૃથ્વીની કક્ષા અને વિષુવવૃત્તની રેષાના મધ્યમાં કાંઈ પણ તિર્યક્તા હોવાથી જ થાય છે; એટલે કે, પૃથ્વી **ન** પાસે હોય અને તેનો ઉત્તરધ્રુવ જો સૂર્યથી દૂર હોય, તો ઉત્તરગોલાર્ધમાં હિમકાળનો ઉદ્ભવ થવો જોઇએ, પણ પૃથ્વી જો ઉ પાસે આવે, તો ધ્રુવ સૂર્ય તરફ જ ઢળવાનો અને તેથી તે ઉત્તરગોલાર્ધમાં ઉન્હાળો થવા માંડે, એ

સ્વાભાવિક જ છે. અહીં એક વાર્ત્તા ખાસકરીને ધ્યાનમાં રાખવાની છે અને તે એ કે, જ્યારે પૃથ્વી સૂર્યની આસપાસ ફરતી હોય છે, તે વેળાએ તેના અક્ષાગ્રની દિશા બદલાતી નથી. હવે અક્ષાગ્રમાં જો કોઇ પણ પ્રકારની ગતિ ન હોય, તો એ ઋતુચક્ર એમનું એમ એક સરખું જ ભ્રમણ કર્યા કરે છે. એટલે કે, પૃથ્વી **ન** પાસે આવે એટલે ઉત્તર ગોલાર્ધમાં શિયાળો (હિમકાળ) અને ઉ ના નિકટમાં આવે એટલે ઉન્હાળો, એમ એકસરખા ઋતુઓ થતા જાય છે. પરંતુ એ અક્ષાગ્રમાં ગતિનું અસ્તિત્વ છે અને તે ક્રાંતિવૃત્તના ધ્રુવની આસંમતાત્ એટલે કે કદંબની આસપાસ ૨૫૮૬૮ વર્ષમાં એક ફેરો કરે છે, અને તેના યોગે અયનચલન એટલે કે સંપાતચલન થાય છે. અર્થાત્ પૃથ્વીનું અક્ષાગ્ર અને તેની કક્ષાના મધ્યમાં રહેલો કોણ (ખૂણો) કક્ષામાંના કોઇપણ એક બિન્દુથી એટલા વર્ષના અવધિમાં સમાન હોતો નથી. એથી એ મોટા કાળચક્રમાં, પૃથ્વી પોતાની કક્ષામાં ભિન્નભિન્ન બિન્દુઓના નિકટમાં આવે છે, ત્યારેજ વસંત આદિ ઋતુઓ થાય છે. ઉદાહરણાર્થ:—પૃથ્વી **ન** પાસે હોય છે, તે વેળાએ જો ઉત્તર-ગોલાર્ધમાં એકવાર શિયાળો થયો હોય, તો કેટલાક કાળ પછી પૃથ્વી જે વેળાએ **ના** સમક્ષ આવે તે વેળાએ જ શિયાળો થવાનો; એવી રીતે એ શિયાળાનો બિન્દુ પાછળ હટતો હટતો ઉપર્યુક્ત ચક્રની સમાપ્તિના સમયમાં પુનઃ **ન** પાસે આવવાનો. એવો જ પ્રકાર ઉ પાસે થનારા ઉન્હાળાનો પણ થવાનો. તેમજ એ જ સ્થિતિ **વ** અને **શ** સંપાતોની પણ થવાની. આકૃતિમાંની **શા**, **વા**, અને **ના** તથા **ઊ** રેષાઓ **શ વ** તથા **ન** ઉ ની બદલાયલી સ્થિતિને દર્શાવે છે. પણ એ અહીં ધ્યાનમાં રાખવું જોઇએ કે, જો કે ઉન્હાળો અથવા શિયાળો આદિ કોઈ પણ બિન્દુમાં થાય, તોપણ પૃથ્વીની કક્ષા અને તેની ઉચ્ચતા તથા નીચતા પરસ્પર સંબંધથી જોતાં બદલાતી નથી. અર્થાત્ પૃથ્વી **ના** પાસે હોય, તે વેળાએ જો ઉત્તર ગોલાર્ધમાં શિયાળો થાય, તો તે સમયનું પૃથ્વીનું સૂર્યથી જે અંતર હોય, તે **ન** સ્થાનના અંતર કરતાં વધારે જ હોવાનું. એમ થતાં થતાં પૃથ્વી એક વાર ઉ પાસે આવતાં ઉપર્યુક્ત કાળચક્રમાં શિયાળો થવાનો અને તે વેળાએ તે પોતાની ઉચ્ચતામાં હોવાથી સૂર્યથી તેનું અંતર પણ પરમ જ હોવાનું. હવે **ન** પાસે થનાર હિમકાળ અને ઉ પાસે થનાર હિમકાળમાં મહદંતર રહેલું છે, એ સ્પષ્ટ જ છે. પૃથ્વી જ્યારે **ન** પાસે હોય, તે વેળાએ સૂર્યથી તેનું અંતર બહુ જ અલ્પ હોવાથી ત્યાંનો હિમકાળ સૂર્યસાન્નિધ્યના યોગે કાંઇક સૌમ્ય થવાનો. પણ તે પૃથ્વી ઉ પાસે આવતાં તે જ અંતર પરમ થતાં ત્યાંનો હિમકાળ બહુ જ તીવ્ર થવાનો. ઉપર કહેલા ચક્રમાં એક વાર હિમકાળ ઉ પાસે થવાનો. એ ચક્ર ૨૫૮૬૮ વર્ષનું હોવાથી હિમકાળ **ન** પાસે થઇ ગયા પછી પુનઃ ઉ પાસે થતાં સુધીમાં સાધારણતઃ તેથી અર્ધ એટલે કે, ૧૨૯૩૪ વર્ષોનો કાળ લાગવાનો.

પરંતુ **ન** અને **ઉ** બિન્દુઓની કિંચિદ્ વિરુદ્ધ દિશામાં ગતિ છે, એમ હાલમાં જાણવામાં આવ્યું છે અને તેથી ૨૫૮૬૮ વર્ષનું ચક્ર ઓછું થઇને તે ૨૦૯૮૪ અથવા સ્થૂલ પ્રમાણથી કહીએ તો ૨૧૦૦૦ વર્ષનું થાય છે. એટલે કે, પૃથ્વી **ન** પાસે હોય, તે વેળાએ એક ગોલાર્ધમાં હિમકાળ થઇ જાય અને પૃથ્વી પોતાની ઉચ્ચતામાં એટલે કે, **ઉ** પાસે આવે અને ત્યાં હિમકાળ થાય, એ ઉભયની મધ્યમાં ૧૦૫૦૦ વર્ષોનો ગાળો પડવો જોઇએ. હવે ઇ૦ સ૦ ૧૨૫૦ ના વર્ષમાં પૃથ્વી પોતાની કક્ષામાં નીચી એટલે કે, **ન** પાસે હતી, તે વેળાએ ઉત્તર ગોલાર્ધમાં હિમકાળ થયો હતો; અને ત્યાર પછી ઇ૦ સ૦ ૧૧૭૫૦ માં જ્યારે પૃથ્વી પોતાની કક્ષામાં ઉંચી એટલે કે, **ઉ** પાસે હશે, તે વેળાએ હિમકાળ થશે; અને તે સમયે સૂર્યથી તે પરમાન્તરે હોવાથી તે હિમકાળ તીવ્રતમ થશે. એ પ્રમાણે પાછળ પાછળ હિસાબ કરતા જવાથી લગભગ ઇ૦ સ૦થી ૯૨૫૦ વર્ષ પૂર્વે એવો અત્યંત તીવ્ર હિમકાળ થયો હતો, એમ આપણા જાણવામાં આવી શકે છે. એક ગોલાર્ધમાં જે વેળાએ હિમકાળ હોય છે, તે વેળાએ અન્ય ગોલાર્ધમાં ઉષ્ણકાળ પ્રવર્ત્તતો હોય છે, એવિશે તો બીજી વાર કહેવાની કશી આવશ્યકતા નથી જ. ઉત્તર ગોલાર્ધમાંના હિમકાળની જે વાર્ત્તા ઉપર કહી છે, તે જ થોડા ઘણા ફેરફાર સાથે દક્ષિણગોલાર્ધમાંના ઊન્હાળાને પણ લાગૂ પડી શકે છે.

કોઈ પણ ગોલાર્ધમાં થનારા હિમકાળની તીવ્રતા અને ઉન્હાળાની સૌમ્યતાનો વિચાર કરતી વેળાએ બીજી પણ એક વાત ધ્યાનમાં લેવી પડે છે અને તે એ કે, એક સંપાતબિન્દુ (**વ**)થી બીજા સંપાતબિન્દુ (**શ**) પર્યન્ત જવામાટે પૃથ્વીને જે કાળ લાગે છે, તે જે ઊન્હાળો છે એમ જો સમજવામાં આવે, તો એ કાળાવધિ સદા સ્થિર નથી. પૂર્વે કહેલું જ છે કે, **ન** અને **ઉ** ઊન્હાળાના તથા હિમકાળના બિન્દુ અને **શ** તથા **વ** એ સંપાતબિન્દુ અચલ નથી; કિન્તુ તે ૨૧૦૦૦ વર્ષના અવધિમાં ક્રાન્તિવૃત્તમાં એક ફેરો ફરે છે. એ ક્રાન્તિવૃત્ત જો વર્ત્તુલાકાર હોત, તો **શ વ** અને **ન ઉ** એ રેષાઓવડે તેના નિયમિત રીતે બે સમાન ભાગો થયા હોત. પરંતુ તે દીર્ઘવર્ત્તુલાકાર હોવાથી તે વિભાગો સમાન થતા નથી. ઉદાહરણાર્થ; આપણે કલ્પના કરીએ કે, પૃથ્વી **ન** પાસે આવી અને હિમકાળ થયો, તો તે વેળાએ ઊન્હાળાનો અવધિ **વ ઉ શ** જેટલો થશે; પણ જ્યારે તે હિમકાળ પૃથ્વી **ઉ** પાસે હોય તે વેળાએ થશે, તો તે વેળાએ ઊન્હાળાનો અવધિ કેવળ **શ ન વ** જેટલો જ થવાનો. એ અવધિ **વ ઉ શ** કરતાં બહુ જ લઘુ છે, એ તે તે વર્ત્તુલખડપરથી સ્પષ્ટ દેખાયા જ કરે છે. ભૂકક્ષા દીર્ઘવર્ત્તુલાકાર હોવાને લીધે જ એ અંતર પડે છે; અને દીર્ઘવર્ત્તુલના બે એટલે કે, ન્હાના અને મોટા વ્યાસોમાંનો મોટો વ્યાસ ન્હાના વ્યાસ કરતાં જેટલા પ્રમાણમાં મોટો હોય તેટલા જ

પ્રમાણમાં એ અંતર પણ મોટું જ પડે છે; એટલે કે, ઊન્હાળાના કાળ કરતાં હિમકાળ બહુ જ મોટો થવાનો. ભૂકક્ષાના દીર્ઘવર્ત્તુલનાં પરિમાણો, તેનું સૂર્યથી જેટલું મધ્યમ અને પરમ અંતર હોય, તેના આધારે કાઢવામાં આવે છે અને તે દીર્ઘત્વને જ્યોતિઃશાસ્ત્રમાં 'કેન્દ્રચ્યુતિ'*ના નામથી ઓળખવામાં આવે છે. એ કેન્દ્રચ્યુતિ અવિચલ નથી. તે ધીમે ધીમે વધતી જઈને મહત્તમ પરિમાણે પહોંચ્યા પછી પાછી ઓછીથવા—ઘટવા માંડે છે અને પુનઃ પૂર્વ સમાન થાય છે. એથી પ્રત્યેક ગોલાર્ધમાંના હિમકાળ અને ઊન્હાળાના અવધિમાંનો અંતરાય પણ તેટલા પ્રમાણમાં દીર્ઘ કિંવા લઘુ થતો હોય છે. ઉપર કહેલું જ છે કે, હિમકાળ અને ઉન્હાળાના અવધિ સંપાતરેષાની સ્થિતિપર એટલે કે, ક્રાન્તિવૃત્તમાંના જે બિન્દુઓ પાસે પૃથ્વી આવેલી હોય અને એ ઋતુઓ થાય છે, તે બિન્દુઓનાં સ્થાનપર પણ અવલંબેલા હોય છે. એ બે બદલાતાં પરિમાણોનું સંયુક્ત પરિણામ એવું થાય છે કે, પૃથ્વીની કેન્દ્રચ્યુતિ મહત્તમ હોઇને પૃથ્વી પોતાની ઉચ્ચતામાં હોતાં હિમકાળ અને નીચી હોતાં ઉષ્ણકાળ થાય, તો તેમના અવધિમાં બહુ જ મોટો ફરક પડી જાય છે. એ ફરક મહત્તમ થાય તો ૩૩ દિવસનો હોય છે, એમ હાલમાં જાણવામાં આવ્યું છે. અત્યારે એ ફરક આશરે ૭½ દિવસનો છે. એટલે કે, પૃથ્વી ન પાસે આવતાં તેની કેન્દ્રચ્યુતિ મહત્તમ હોઇને જો ઉત્તરગોલાર્ધમાં હિમકાળ થાય, તો તે સમયના ઉન્હાળા કરતાં તે ૩૩ દિવસ જેટલો લઘુ હોવાનો. પણ ૧૦૫૦૦ વર્ષ પછી એ સ્થિતિનું પરિવર્ત્તન થઇને પૃથ્વી ઉ પાસે આવતાં થનારો હિમકાળ ઉન્હાળા કરતાં તેટલો જ એટલે કે, ૩૩ દિવસ જેટલો મોટો થવાનો.

પૃથ્વી પોતાની કક્ષામાં ફરતી હોય છે, તે વેળાએ તેનો મંદકર્ણ સમાન કાળમાં ક્ષેત્રોને આક્રમે છે. એથી હર્ષલે એવી કલ્પના કરી કે, 'ઉપર કહ્યા પ્રમાણે જો ઉન્હાળા અને હિમકાળના અવધિમાં અંતરાય ( ફરક ) હોય, તો એક સંપાતથી બીજા સંપાત પર્યન્ત જતાં પ્રત્યેક સમયે પૃથ્વીને સૂર્ય પાસેથી એકસરખી જ ઉષ્ણતા મળ્યા કરે છે; કારણ કે, પ્રત્યેક અવધિમાંના સૂર્યની ઉષ્ણતાના અભિભવનું પ્રમાણ યદિ ન્યૂનાધિક હોય, તો પણ તે ન્યૂનાધિકતા એ અવધિની પોતાની ન્યૂનાધિકતાને લીધે સમાનશીલતામાં આવી રહે છે.' હવે જો આ કથનને સત્ય માનીએ, તો ડૉકટર્ ક્રોલના કથનમાં કાંઇક ન્યૂનતાનો આવિર્ભાવ થાય છે. પરન્તુ સર રૉબર્ટ બૉલ્ નામક સુવિખ્યાત જ્યોતિર્વિદે ગણિતવડે એમ સિદ્ધ કરી બતાવ્યું છે કે, 'હર્ષલ્‌ની ઉપર્યુક્ત કલ્પના સર્વથા પ્રમાદ પૂર્ણ છે; અને ઉન્હાળા કે હિમકાળને અમુક એક ગોલાર્ધને સૂર્ય પાસેથી મળતી ઉષ્ણતાના

---

* કેન્દ્રચ્યુતિ = $\dfrac{\text{પ—મ. મધ્ય બિન્દુથી કેન્દ્ર પર્યન્તનું અતર.}}{\text{મધ્યમ અંતર.}}$

પ્રમાણનો પૃથ્વીની તિર્યક્તાપર જ આધાર રહેલો છે. તેનો કક્ષાની કેન્દ્રચ્યુતિ સાથે કાંઇ વધારે સંબંધ નથી. પ્રત્યેક ગોલાર્ધને સમસ્ત વર્ષમાં સૂર્ય પાસેથી મળતી ઉષ્ણતા ૩૬૫ એટલે કે, પ્રતિ દિવસની સરાસરીવડે એક ગણીને અને પૃથ્વીની તિર્યક્તા ૨૩° ૨૭′ માનીને બૉલે એમ બતાવેલું છે કે, પૃથ્વીની કક્ષા કેન્દ્રચ્યુતિ ગમે તેટલી હોય, તો પણ પ્રત્યેક ગોલાર્ધને ઉન્હાળામાં ૨૨૯ જેટલી ઉષ્ણતા મળશે અને શિયાળામાં કેવળ ૧૩૬ જેટલી મળશે. હવે જો કે કક્ષાકેન્દ્રચ્યુતિનું એ આંકડાપર કાંઇ પણ પરિણામ ન થયું, તો પણ તેના યોગે ઉન્હાળા અને શિયાળાના અવધિમાં તો ફરક પડે છે જ, એ તો આપણે ઉપર જોઇ આવ્યા છીએ જ. એથી ઉત્તર ગોલાર્ધમાં જ્યારે મહત્તમ અવધિનો શિયાળો થાય, તે વેળાએ ત્યાંની ૨૨૯° ઉષ્ણતા (ઊન્હાળાના) ૧૬૬ દિવસોમાં વ્હેંચાઈ જઇને ૧૩૬ જેટલી ઉષ્ણતા શિયાળાના ૧૯૯ દિવસોમાં વિભક્ત થવાની. એટલે કે, ઊન્હાળામાં રોજની ઉષ્ણતાનું સરાસરી પ્રમાણ $\frac{૨૨૯}{૧૬૬}$ અને શિયાળામાં રોજની ઉષ્ણતાનું સરાસરી પ્રમાણ $\frac{૧૩૬}{૧૯૯}$ છે, તેમાંનો અંતરાય વિશેષ થઇને ઊન્હાળો અલ્પાવધિ પણ અધિક ઉષ્ણ અને શિયાળો દીર્ઘાવધિ પણ બહુ જ શીતળ થવાનો; અને તેથી દીર્ઘ શિયાળામાં એકત્ર થએલા બર્ફ આદિના સમુદાયો ન્હાનકડા ઊન્હાળામાં બધાને બધા પીગળી જશે નહિ અને તેથી ત્યાં હિમકાળનો ઉદ્ભવ થવાનો જ. આ સર્વ વિવેચનથી એ પણ લક્ષમાં આવશે કે, તે વેળાએ દક્ષિણ ગોલાર્ધમાં સૌમ્ય અને અલ્પાવધિ શિયાળા થશે અને ઉન્હાળા દીર્ઘાવધિ પરંતુ શીતલ થવાના, એટલે કે, ત્યાં ઉત્તર ગોલાર્ધ કરતાં સર્વથા વિપરીત અવસ્થા જ થવાની. સારાંશ કે, એ ઉભય ગોલાર્ધમાં હિમકાળ અને હિમાન્તરકાળ એકપછી એક અનુક્રમે ૧૦૫૦૦ વર્ષે આવતા જશે; માત્ર ભૂકક્ષાની કેન્દ્રચ્યુતિ શિયાળા અને ઊન્હાળાના અવધિમાં એટલો ફરક કરવા જેટલી હોવી જોઇએ.

હવે ડૉકટર્ ક્રોલનું એટલું જ કથન હોત, તો તો તેના ખંડનનું કાર્ય કઠિન કિંબહુના અશક્ય જ થઇ પડત; કારણ કે, ઉપર કહેલું કારણ વાતાવરણમાં હિમકાળને યોગ્ય પરિવર્ત્તન કરવામાટે પૂરતું છે. નિદાન હિમકાળની ઉત્પત્તિનું જો એટલું જ એ એક કારણ ન પણ હોય, તોપણ તેનું બહુ જ મોટું પરિણામ થએલું હોવું જોઇએ, એમાં તો કશી શંકા છે જ નહિ. પરંતુ લ્ઝ્હરિયરના કોષ્ટકમાંની ભૂકક્ષાની કેન્દ્રચ્યુતિનું પરિણામ લઇને ડૉકટર ક્રોલે એવું ગણિત કરેલું છે કે, ગત ત્રીસ લાખ વર્ષમાં પૃથ્વીની કેન્દ્રચ્યુતિ ત્રણવાર મહત્તમ થયેલી છે અને પહેલીવાર તે ૧૭૦૦૦૦ વર્ષની, બીજીવાર ૨૬૦૦૦૦ વર્ષની તથા ત્રીજી વાર ૧૬૦૦૦૦ વર્ષની હતી; એ છેવટના કાળને થઇ ગયાને ૮૦૦૦૦ વર્ષ થયાં છે. ડૉકટર્ ક્રોલના એ કથન પ્રમાણે જોતાં ચતુર્થ યુગના પૂર્વાર્ધમાંનો અંતિમ હિમકાળ ૨૪૦૦૦૦ વર્ષ પૂર્વે આરંભાયો હતો અને આજથી ૮૦૦૦૦ વર્ષ પૂર્વે તેની સમાપ્તિ થઇને હિમોત્તરકાળનો આરંભ થયેલો હોવો જોઇએ. એ ૧૬૦૦૦૦ વર્ષના દીર્ઘ અવધિમાં

શિયાળો જેવી રીતે પૃથ્વી પોતાની કક્ષામાં નીચી અથવા ઊંચી હોય તે વેળાએ થયો, હશે, તે જ પ્રમાણે વાતાવરણ પણ કેટલીક વાર સૌમ્ય કિંવા ઉષ્ણ થયું હશે. પરંતુ મહત્તમ કેન્દ્રચ્યુતિકાળના પ્રથમ પ્રથમ ભાગમાં જ વાતાવરણ (વાયુ) ની તીવ્રતા મહત્તમ હોવાથી ડૉક્ટર્ ક્રોલના અભિપ્રાય પ્રમાણે ગત મહાન્ હિમકાળ ૨૦૦૦૦૦ વર્ષ પૂર્વે એટલે કે, ગત મહત્તમ કેન્દ્રચ્યુતિના કાળના આરંભથી લગભગ ૪૦૦૦૦ વર્ષ પછી થયો હતો, એમ આપણે કહેવું જોઇએ.

પરંતુ એ ગણિતની વિશ્વસનીયતાવિશે જ્યોતિર્વિદો અને ભૂસ્તરશાસ્ત્રજ્ઞ ઉભયના મનમાં એકસરખી જ શંકા છે. ડૉક્ટર્ ક્રોલના ઘણા ખરા કથનને બૉલે પૃષ્ઠબળ આપેલું છે. પરંતુ તેને, ભૂકક્ષાની કેન્દ્રચ્યુતિનું મહત્તમ પરિમાણ, ગત હિમકાળનો આરંભ ક્યારે થયેલો હોવો જોઇએ એનું અનુમાન, તેમના ભાવિ હિમકાળ ક્યારે થશે એ વિશેની અનુમાનપૂર્વક કલ્પના ઇત્યાદિ વિષયોનું જ્યોતિઃશાસ્ત્રથી ગણિત કરવાનું સાહસ કરવાનું યોગ્ય લાગ્યું નહિ હોય. તે કહે છે કે;—"હું એવિશે કાંઇ પણ કહી શકતો નથી અને કોઇ પણ સુજ્ઞ ગણિતશાસ્ત્રજ્ઞ વર્તમાન જ્ઞાનની સ્થિતિમાં આવા વિષયો-આવી ઘટનાઓના સંબંધમાં ભવિષ્યો ભાષવાનું સાહસ કરવાનો નથી જ." લક્ષાવધિ વર્ષ પૂર્વેના કાળમાંની કેન્દ્રચ્યુતિના પરિમાણમાં વિશ્વાસ રાખવો, એ સર્વથા એક મહા પ્રમાદ જ છે; કારણકે, જે પરિમાણોના આધારે કેન્દ્રચ્યુતિ સિદ્ધ કરવાની છે, તે પરિમાણો જ મૂળમાં સંશયમય છે; અને વિશેષતઃ પ્રાચીન ભૂસ્તરયુગમાંના કાળના સંબંધમાં તો તેમ કરી શકાય એમ છે જ નહિ, એવો પ્રસિદ્ધ અમેરિકન્ જ્યોતિર્વિદ ન્યુકોમ્બે પણ પોતાનો અભિપ્રાય આપેલો છે. ડૉક્ટર ક્રોલે એવિશે એટલું જ કહેલું છે કે:—"મારું ગણિત સર્વથા નવીન કાઢેલી કેન્દ્રચ્યુતિના પરિમાણના આધારે સર્વથા પ્રમાદરહિત કરાયલું છે.' પરંતુ એ ઉત્તર યથાર્થ કિંવા સમર્પક નથી. કારણ કે, જે આક્ષેપ કરાયલો છે, તે ગણિતની પ્રમાદમયતા માટે નથી. કિન્તુ એ ગણિત કરવાના કાર્યમાં જે પરિમાણોનો સ્વીકાર કરવામાં આવ્યો છે, તેમની પોતાની જ વિશ્વસનીયતા માટેનો છે.

એકવાર પંડિતોની એવી માન્યતા થઇ હતી કે, ડૉક્ટર ક્રોલે નિશ્ચિત કરેલા ભિન્ન ભિન્ન કાળોનો ભૂસ્તરશાસ્ત્રમાંની વાર્ત્તાઓસાથે સારો મેળ મળે છે; અને તેથી હિમકાળ તથા હિમાન્તરકાળ મધ્યેની ભૂપૃષ્ઠપરની ઊથલપાથલો ક્યારે થયેલી હોવી જોઇએ, એ વિશેનાં અનુમાનોને એના આધારે સારું બળ પ્રાપ્ત થાય છે. પરંતુ ભૂસ્તરશાસ્ત્રજ્ઞો હવે તે અગડબમ્ આંકડાનો અને કાળવિશેનો જરાક સૂક્ષ્મ વિચાર કરવા લાગ્યા છે. ઉપર કહેલું જ છે કે, ગત ત્રીસ લાખ વર્ષમાં કેન્દ્રચ્યુતિનું ત્રણવાર મહત્તમ પ્રમાણ થયુ હતું, એવો ડૉ. ક્રોલનો અભિપ્રાય છે; અને એથી એમ પણ જણાય છે કે, ત્રણ હિમયુગો પણ તે તે સમયે થયેલા હોઇને પ્રત્યેક યુગમાં કેટલાક હિમકાળ અને હિમાન્તરકાળ પણ થયેલા

હોવા જોઇએ. પરંતુ પ્રથમ પ્રથમ ભૂસ્તર યુગમાં એવા હિમયુગો થવાનું કાંઈ પણ પ્રમાણ નથી; અને તે કદાચિત્ થયા હશે, તો પ્રથમ યુગમાંના કોષાવૃત્ત ધાન્ય કાળ અને આંગારિક કાળમાં જ થયા હશે. એ આક્ષેપનું એવું ઉત્તર આવ્યું કે, જો કે તે સમયે ભૂકેન્દ્રચ્યુતિ મહત્તમ હતી, તોપણ તે વેળાએ ભૂપૃષ્ઠપરના પાણી અને જમીનની વ્હેંચણી ચતુર્થયુગ કરતાં બહુ જ ભિન્ન હોવાથી, કેન્દ્રચ્યુતિ વિશેષ હોવા છતાં પણ ચતુર્થ યુગના પૂર્વાર્ધમાં થયેલાં વાતાવરણમાંનાં પરિવર્ત્તનો તે વેળાએ થયેલાં નહોતાં. એટલે કે, કેન્દ્રચ્યુતિ અતિશય હોવા છતાં પણ પૃથ્વી પોતાની કક્ષામાં ઉચ્ચ હોય, તે વેળાએ જો હિમકાળ (શિયાળા) થતા હોય, તોપણ એટલાથી જ કાંઇ હિમકાળ ઉત્પન્ન થશે એમ તો નથી જ, એમ સ્વીકારવા પ્રમાણે જ થાય છે. એથી ભૂકેન્દ્રચ્યુતિ મહત્તમ ન હોવા છતાં પણ હિમકાળ થશે, એમ કહેવામાં પણ કશી અડચણ નથી. બીજા પણ એક વિષયમાં ડૉ. ક્રોલની ઉપપત્તિ અને ભૂસ્તરશાસ્ત્રના પ્રમાણમાં પરસ્પર વિરોધ આવેલો છે. અમેરિકન શાસ્ત્રજ્ઞોએ ગત હિમકાળની સમાપ્તિથી થયેલી દરીઓના ક્ષયના આધારે નિયત કરેલા તેના કાળસાથે ડૉ. ક્રોલનો અભિપ્રાય મળતો આવતો નથી. હિમોત્તરકાળનો આરંભ ૧૦,૦૦૦ વર્ષ કરતાં જૂનો નથી, એવો અમેરિકન્ શાસ્ત્રજ્ઞોનો અભિપ્રાય 'પ્રથમ દર્શન'માં આપેલો છે. પરંતુ ડૉ. ક્રોલના અભિપ્રાય પ્રમાણે જોતાં તે કાળ લગભગ ૮૦ અથવા ૧૦૦ હજાર વર્ષ પૂર્વનો છે. આ અંતરાય કાંઈ ન્હાનો સૂનો નથી. પ્રોફેસર ગીકીને જો કે અમેરિકન શાસ્ત્રજ્ઞોનો અભિપ્રાય સર્વાંશે માન્ય નથી, તોપણ તેણે એટલું તો સ્વીકાર્યું છે કે, એક પછી એક હિમકાળના આવવાના સબળ કારણને દર્શાવતી હોવાથી કેવળ ડૉ. ક્રોલની ઉપપત્તિ જ સત્ય છે; તોપણ કદાચિત્ તેણે ભૂકક્ષાની કેન્દ્રચ્યુતિનાં જે પ્રમાણો લીધાં છે, તેમાં કાંઇક ભૂલ હોવાથી તેમના હિસાબમાં આટલો મોટો તફાવત પડતો હશે; ભૂસ્તરશાસ્ત્રમાંના પ્રત્યક્ષ પૂરાવાના આધારે કાઢવામાં આવેલાં અનુમાનોને કાંઈ ખોટાં કહી શકાય નહિ, અર્થાત્ તેમને જેવાં તેવાં ગણીને ત્યાગી શકાય તેમ નથી જ." એ ડૉ. ક્રોલની ઉપપત્તિ વિશે બીજા એક હુડલ્સ્ટન્ નામક વિદ્વાને આપેલો પ્રતિકૂલ અભિપ્રાય તો વળી બહુ જ કડક છે. તેનું એવું કથન છે કે;– "ડૉ ક્રોલની ગોળ ગોળ ઉપપત્તિથી પૂર્વનું ભુસ્તરશાસ્ત્ર ભૂલાવામાં કેમ પડી ગયું, એ જ એક મહદાશ્ચર્ય છે. હિમકાળ કદાચિત્ કદાપિ થયેલો જ નહિ હોય અને આપણે આજે તે હિમકાળ વિશેનાં અનુમાનો ખરાં છે કે ખોટાં, એનો વાદ ચલાવીએ છીએ. એક અતિક્રમમાંથી બીજો અતિક્રમ ઉત્પન્ન થાય છે અને ક્રોલના તર્કો જેવા અનિયંત્રિત હશે; તોપણ પૃથ્વીપરના કોઈ પણ એક ગોલાર્ધમાં બર્ફનું પૂર આવશે, એવાં નિયતકાળે વાતાવરણમાં પરિવર્ત્તનો થવાનું એક સયુક્તિક કારણ સૂચવવા માટેનું માન તો તેને આપણે આપવું જ જોઇએ.

આવિશેના ગમે તેવા મતભેદો હોય, તોપણ જેમાં નિદાન બે હિમકાળ અને એક હિમાન્તરકાળ થઈ ગયા છે, તે હિમયુગનો અવધિ હિમોત્તરકાળના આરંભથી અત્યાર સુધીમાં વીતેલા કાળ કરતાં બહુ જ મોટો હોવો જોઈએ, એમાં તો કશી પણ શંકા નથી જ. એકંદર સ્થિતિ અનુકૂળ હોતાં, કક્ષાકેન્દ્રચ્યુતિ વિશેષ ન હોવા છતાં પણ જો પૃથ્વી પોતાની કક્ષામાં ઉચ્ચ હોવા સમયે શિયાળો થાય, તો તેટલાથી જ હિમકાળ ઉત્પન્ન થઈ શકે એમ છે. ઉચ્ચ પાસે એક બીજા પછી ઝપાઝપ થનારા બે શિયાળાની વચ્ચે ૨૧૦૦૦ વર્ષનો ગાળો પડવાનું તો ઉપર કહેલું જ છે. એથી જો ભૂકક્ષાની કેન્દ્રચ્યુતિના પ્રશ્નને છોડી દઇએ, તોપણ બે હિમકાળ અને તેમની વચ્ચેના એક હિમાન્તરકાળને જ ૨૧૦૦૦ વર્ષ કરતાં થોડોક પણ વધારે કાળ આપવો જોઈએ; અને પ્રોફેસર ગીકીના કથન પ્રમાણે, જો પાંચ હિમકાળ અને ચાર હિમાન્તરકાળ માનીએ, તો તે હિમયુગનો અવધિ નિદાન ૮૪૦૦૦ વર્ષનો તો થવાનો જ. અસ્તુ.

આ શાસ્ત્રીય કથનના વાદમાં એના કરતાં વધારે ઉંડા ઉતરવાનું કાંઈ પણ કારણ નથી. પૂર્વે કહેલું જ છે કે, વેદોમાંનાં વાક્યોના આધારથી વેદકાલીન લોકો અને તેમની સાથે બીજા આર્યજનો યૂરોપમાં કિંવા ઉક્ષસ્ (ઑક્સસ્), યક્ષવર્ત (જકસાર્ટિસ્) અથવા તો સિંધુ આદિ નદીઓના તીર પ્રાંતોમાં આવી વસવા પૂર્વે તેમનો આદિનિવાસ કયાં હતો, એ શોધી કાઢવાનો જ આપણો મુખ્ય ઉદ્દેશ છે. એ ઉદ્દેશને સાહાય્યભૂત થનારા જે શાસ્ત્રીય શોધોનો અત્યારસૂધી આપણે વિચાર કર્યો, તેનો સારાંશ આ પ્રમાણે છે;—

૧ નવ પાષાણયુગના આરંભમાં યૂરોપમાં જે લોકો વસતા હતા, તેમના વંશમાંથી જ અત્યારના આર્યભાષા બોલનારા યૂરોપીય લોકો ઉતરી આવેલા છે, એમ દેખાય છે.

૨ પરંતુ નવ પાષાણયુગના આરંભમાં આર્યલોકોની એક શાખાના લોકો યૂરોપમાં વસતા હતા, એમ જો કે સિદ્ધ થયું છે અને તેથી આર્યજનો હિમોત્તરકાળમાં એશિયામાંથી યૂરોપમાં ગયા હતા, એ વિધાન અસત્ય ઠર્યું છે, તોપણ એના યોગે, તે આર્ય લોકો મૂળ યૂરોપના જ નિવાસીઓ હતા, એમ તો સિદ્ધ થઈ શકતું નથી જ; એટલે કે, એથી આર્યોના આદિનિવાસ વિશેના પ્રશ્નનો કશો પણ અંતિમ નિર્ણય થઈ શકતો નથી જ.

૩ અનેક કારણોથી એવું અનુમાન કરવું પડે છે કે, યૂરોપમાં ધાતુયુગની સુધારણાને પરકીય લોકો જ લઇ ગયા હતા.

૪ પાષાણ, કાંસ્ય અને લોહયુગ એક જ કાળમાં સર્વ દેશોમાં થયા હતા, એમ નહોતું; અને તેથી જ એકજ કાળમાં ઇજિપ્ટની મહતી સુધારણા અને યૂરોપમાં પાષાણયુગનું અસ્તિત્વ, એ બે ઘટનાઓ પરસ્પર વિરુદ્ધ નથી.

૫ ભૂસ્તરશાસ્ત્રમાંના સર્વથા નવીન શોધોના વિશ્વસનીય પૂરાવાના યોગે હિમકાળની સમાપ્તિને અને હિમોત્તરકાળનો આરંભ થયાને લગભગ ૧૦,૦૦૦ વર્ષ જેટલો કાલાવધિ, થઈ ગયેલો હોવો જોઇએ, એમ જણાય છે; અને સાઇબીરિયામાં મળી આવેલાં જનાવરોનાં મૃત શરીરોના તાજાપણાને જોતાં એ મતને પુષ્ટિ મળે છે.

૬ અત્યારસુધી કેટલાકો માનતા હતા, તે પ્રમાણે મનુષ્ય પ્રાણી કેવળ હિમોત્તરકાલીન નથી, કિન્તુ તૃતીય યુગમાં નહિ, તોય નિદાન ચતુર્થ યુગમાં તો તેનું સર્વત્ર અસ્તિત્વ હતું, એમ બતાવી આપવામાટેના ભુસ્તરશાસ્ત્ર પાસે બળવાન્ પૂરાવા તૈયાર છે.

૭ આજસૂધીમાં નિદાન બે હિમકાળ થઇ ગયા છે અને તેમના મધ્યમાં એક હિમાન્તર કાળ થઇ ગયો છે. એ હિમાન્તર કાળમાં પૃથ્વીપટપર ભૂમિ અને જળની વ્હેંચણી અત્યારના કરતાં બહુ જ ભિન્ન હતી.

૮ ચતુર્થ યુગના પ્રથમાર્ધમાં વાતાવરણ (હવા) નાં મોટાંમોટાં સ્થિત્યંતરો થયાં હતાં. તે વાતાવરણ હિમકાળમાં બહુ જ શીતળ હતું; અને હિમાન્તર કાળમાં ધ્રુવપ્રદેશમાં પણ તે સૌમ્ય અને સમશીતોષ્ણ હતું.

૯ એશિયા અને યૂરોપ એ બન્ને ખંડમાંના ધ્રુવપાસેના પ્રદેશમાં હિમાન્તર કાળમાં ઠંડા ઊન્હાળા અને ગરમ શિયાળા હોવાથી તે વેળાએ ત્યાં અક્ષય વસંત વિહરતો હતો, અને અત્યારે કેવળ સમશીતોષ્ણ અને ઉષ્ણ કટિબંધમાં મળી આવતી વનસ્પતિઓ પણ પૂર્વે સ્પિટ્ઝબર્જન જેવા એટલે કે, જ્યાં કાર્તિક માસથી ચૈત્ર માસપર્યન્ત સૂર્ય ક્ષિતિજની નીચે હોય છે એવા સ્થાનમાં પણ બહુ જ બળપૂર્વક વધતી હતી, એમ સિદ્ધ કરી બતાવી આપવામાટેના અનેક આધારો છે.

૧૦ હિમકાળના અવતારે એ સૌમ્ય વાતાવરણનો બગાડ કરી નાખ્યો અને તેથી તે પ્રદેશ ઉષ્ણ કટિબંધમાંનાં પ્રાણી તથા વનસ્પતિના નિવાસમાટે સર્વથા અયોગ્ય થઈ પડ્યો.

૧૧ એ હિમકાળના અવધિવિશે અનેક ભિન્ન ભિન્ન અનુમાનો કરવામાં આવ્યાં છે. આપણા સદ્યઃકાલીન જ્ઞાનના પ્રમાણથી જોતાં આ વિષયમાં આપણે જ્યોતિઃશાસ્ત્ર કરતાં ભૂસ્તરશાસ્ત્રપર જ વધારે આધાર રાખવો જોઇએ; છતાં હિમકાળની ઉત્પત્તિના કારણના સંબંધને જોતાં તો જ્યોતઃશાસ્ત્રનો અભિપ્રાય જ અધિક સંભવનીય દેખાય છે.

૧૨ પ્રો. ગીકીના અભિપ્રાય પ્રમાણે તો એકંદર પાંચ હિમકાળ અને ચાર હિમાન્તરકાળ થઈ ગયા છે, અને હિમાન્તરકાળના આરંભમાં પણ કડક અને સૌમ્ય હવા, નિદાન યૂરોપના વાયવ્ય ભાગમાં તો, બેવાર થઈ ગઇ હતી, એમ માનવામાટેનો પણ પૂરાવો છે.

૧૩ કેટલાક પ્રસિદ્ધ શાસ્ત્રજ્ઞોએ અત્યાર પહેલાં જ એવો અભિપ્રાય આપેલો છે કે, મનુષ્યનો આદિ નિવાસ ક્યાંક ધ્રુવ પ્રદેશમાં જ હોવો જોઇએ અને વનસ્પતિ તથા પ્રાણિકોટિનો ઉદ્‌ગમ પણ ત્યાં જ ક્યાંક થયેલો હોવો જોઇએ.

આપરથી એમ દેખાઇ આવશે કે, જો વેદવાક્યોનો આશય, વૈદિક વસતિસ્થાન એટલે કે, પૂર્વકાળમાં વૈદિક ઋષિઓ જ્યાં વસતા હતા, તે સ્થાન ધ્રુવપાસે જ હતું, એમ બતાવવાનો હોય, તો તેમાં પ્રથમ દર્શને જ અપવાદ લાવે, એવી નવીન શાસ્ત્રીય શોધમાં એક પણ વાર્ત્તા નથી. એથી વિરુદ્ધ, વેદોમાં કેટલીક વાર્ત્તાઓ ધ્રુવપ્રદેશની ઉપપત્તિને જ સૂચવનારી છે; એટલું જ નહિ, પણ હાલમાં કેટલાક શાસ્ત્રજ્ઞોનો એવો અભિપ્રાય થતો જાય છે કે, માનવજાતિના આદિનિવાસને ધ્રુવપ્રદેશમાં જ ક્યાંક શોધવો જોઇએ.

---

# તૃતીય દર્શન.

## ઉત્તરધ્રુવપ્રદેશ.

ગત દર્શન (પ્રકરણ)માં કહેલું જ છે કે, ચતુર્થયુગના પૂર્વાર્ધમાં પૃથ્વીપર જ્યાં ત્યાં ભૂમિ બહુ જ ઉંચી અથવા ઉંડી થવાથી વાતાવરણમાં પણ વિલક્ષણ ઉથલપાથલ થઈ હતી. હિમકાળની પ્રખરતા ધ્રુવપ્રદેશમાં વિશેષ હોય, એ સ્વાભાવિક હોવાથી તે સમયમાં ભૂપૃષ્ઠપર થયેલાં મોટાં મોટાં પરિવર્ત્તનો અન્ય સ્થાનો કરતાં ધ્રુવપ્રદેશમાં બહુ જ મોટા પ્રમાણમાં થયેલાં હોવાં જોઇએ, એવી કલ્પના કરવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય આવે તેમ નથી. એપરથી એક બીજું પણ અનુમાન કરવું પડે છે અને તે એ છે કે, હિમાન્તરકાળમાં ધ્રુવપાસેની ભૂમિની અને જળની વ્હેંચણી અત્યાર કરતાં બહુ જ ભિન્ન પ્રકારની હોવી જોઇએ. ‘નંદનવનોપલબ્ધિ’ નામક પુસ્તકમાં ડૉ. વૉરને અનેક પ્રમાણો આપીને એમ બતાવેલું છે કે, છેલ્લામાં છેલ્લા નિકટના ભૂસ્તરયુગમાં નોવાઝેમ્લા અને સ્પિટ્‌ઝ્‌બર્જન એ બે બેટો પાસેનો ઉત્તરધ્રુવપ્રદેશમાંનો એક સારો મોટો પટ્ટો સમુદ્રમાં ડૂબી ગયો છે; અને એથી તેણે એવું અનુમાન કરેલું છે કે, ઉત્તર મહાસાગરમાંના અત્યારના બેટો (નોવાઝેમ્લા, સ્પિટ્‌ઝ્‌બર્જન ઇત્યાદિ) તે પૂર્વે સમુદ્રમાં ડૂબી ગયેલા પર્વતોનાં શિખરો જ હોવાં જોઇએ. તૃતીય યુગના છેવટના કાળમાં ઉત્તરધ્રુવની આસપાસ એક વિસ્તૃત ભૂખંડ હોવાની વાર્ત્તાનો સર્વ ભૂસ્તરશાસ્ત્રજ્ઞોએ સ્વીકાર કર્યો છે અને તે સર્વ તેજ પ્રમાણે ચતુર્થ યુગના પૂર્વાર્ધમાંપણ હોવાનું જો કે કાંઈ પ્રમાણ મળી આવ્યું નથી, તોપણ હિમન્તરકાળમાં જમીન અને પાણીની વ્હેંચણી અત્યાર કરતાં તો કાંઇક ભિન્ન જ હતી, એમ માનવાનાં અનેક સબળ કારણો છે; અને

પ્રો. ગીકી તો એમ કહે છે કે;–"પૂર્વ પાષાણુ યુગીય મનુષ્ય અને ચતુર્થ યુગમાં મળી આવતાં બીજાં પ્રાણીઓ તે સમયે ઉત્તરધ્રુવપ્રદેશમાં જ્યાં ત્યાં વસતાં હતાં." હાલમાં પણ ધ્રુવપાસે એશિયા ખંડની ઉત્તર દિશાએ સાઇબીરિયા જેવો જમીનનો મોટો ભાગ છે; અને તે સ્થાનમાં પૂર્વે વસતિ યોગ્ય સૌમ્ય વાતાવરણ હતું, એમ બતાવવા માટેના આધારો પણ છે. સાઇબીરિયાની ઉત્તરે મહાસાગરની ઉંડાઈ અદ્યાપિ ૧૦૦ વામ કરતાં પણ ઓછી જ છે; અને ચતુર્થ યુગના પૂર્વાર્ધમાં ભૂપૃષ્ટપર થયેલી મોટી મોટી ઉથલ-પાથલોનો વિચાર કરતાં પાણીમાં ડૂબેલો જમીનનો ભાગ એક સમયે પાણીની ઉપર હતો, એમ માનવું અસંભવનીય દેખાતું નથી. એકંદર રીતે ગત હિમકાળથી પૂર્વે ઉત્તરધ્રુવની આસપાસમાં અસ્તિત્વ ધરાવતા એક વિસ્તૃત ભૂખંડનાં અનેક ચિન્હો અદ્યાપિ અવશિષ્ટ છે.

વાતાવરણ કિંવા હવાવિશેનો વિચાર કરતાં આપણે પૂર્વે જોયું જ છે કે, હિમાન્તરકાળમાં ઉત્તરધ્રુવના આંતરિક પ્રદેશમાં પણ શીતળ ગ્રીષ્મકાળ અને ઉષ્ણ શરદ્-ઋતુ થતા હતા. સર રૉબર્ટ બૉલે તો તે વેળાએ શિયાળા અને ઉન્હાળામાં પૃથ્વીને મળનારી ઉષ્ણતાને આંકડાઓથી બતાવીને તે સમયના વાતાવરણની સૌમ્યતાની સારી કલ્પના કરાવી આપી છે. દીર્ઘાવધિ ઊન્હાળામાં એકંદર ૨૨૯ ભાગ ઉષ્ણતા અને અલ્પાવધિ શિયાળામાં એકંદર ૧૩૬ ભાગ ઉષ્ણતા એટલે કે, લગભગ સમાન વસંતઋતુ જ થયો. અર્થાત્ પૂર્વપાષાણયુગીય મનુષ્યો હિમાન્તરકાળમાં જો તે પ્રદેશમાં વસતા હોય, તો સૂર્ય એક સરખી રીતે કેટલાક દિવસપર્યન્ત ( ભિન્ન ભિન્ન અક્ષાંશના પ્રમાણુથી ) ક્ષિતિજની નીચે હોવા છતાં પણ તેમને ત્યાં આનંદ ભાસેલો હોવો જોઇએ. ધ્રુવપાસેનું અત્યારનું કઠિન વાતાવરણ હિમોત્તરકાળ પછી થયેલું હોવાથી તે પૂર્વેના કાળવિશે બોલતાં એના વિચારની આવશ્યકતા નથી.

પરંતુ એવા પ્રકારના સૌમ્ય અને સુખકર વાતાવરણથી યુક્ત એક ઉત્તર ( ભૂમિ ) ખંડ હિમાન્તરકાળમાં અસ્તિત્વ ધરાવતો હતો અને પૂર્વપાષાણયુગીય મનુષ્યો પણ ત્યાં વસતાં હતાં, એમ જો આપણે માની લઇએ, તો પણ તેથી આર્ય લોકોના પૂર્વજો તે સમયે ત્યાં વસતા જ હતા, એમ કાંઈ નિષ્પન્ન થતું નથી; માત્ર એમ હોવું ઘણેક અંશે સંભવનીય છે, એટલું જ એથી દેખાઇ આવે છે. એ માન્યતાને નિશ્ચિત કરવા માટે એક તો, પુરાણવસ્તુશાસ્ત્રના કાંઇક નવીન શોધોવડે હિમાન્તરકાળમાં આર્ય લોકો ધ્રુવ પાસે વસતા હતા એમ સિદ્ધ થાય, ત્યાંસૂધી આપણે થોભી જવું જોઇએ; અને નહિ તો, વેદ અને અવેસ્તા જેવા સર્વેએ પુરાણતમ તરીકે સ્વીકારેલા આર્ય ગ્રંથો-માંથી મળી આવતી કથાઓ અને વિચારોનું પરીક્ષણ કરીને તેમના આધારે, હિમાન્તર કાળમાં આર્ય લોકો ધ્રુવપ્રદેશમાં વસતા હતા, એમ માનવાનો કાંઇ આધાર મળી

આવે છે કે કેમ, એ જોવું જોઇએ. એ કથાઓમાંની અનેક કથાઓના અત્યારે જે અર્થ કરાયલા છે, તે લેશ માત્ર પણ સમાધાનકારક નથી, એ વાર્તાનો બહુધા સર્વ વિદ્વાનો સ્વીકાર કરે છે. એટલા માટે જેમ જેમ પુરાણવસ્તુશાસ્ત્ર, ભૂસ્તરશાસ્ત્ર અને માનુષ્યકશાસ્ત્રમાંના નવીન નવીન શોધોવડે પ્રાચીન મનુષ્યો વિશેના આપણા જ્ઞાનની વૃદ્ધિ થતી જાય, અથવા તો તે જ્ઞાન નિદાન નિશ્ચિત થતું જાય, તો તે પ્રમાણે સમયે સમયે (વારંવાર) તે કથાઓના અર્થોને તપાસીને ગેરસમજથી, મનોવિકારના પ્રાબલ્યથી કિંવા તત્કાલીન મનુષ્યોના આચાર વિચાર આદિના આપણા અપૂર્ણ જ્ઞાનના યોગે થયેલી ભૂલોને સુધારી લેવી જોઇએ. સર્વ લોકોમાં પ્રાચીન દંતકથાઓ આદિ અદ્યાપિ અવશિષ્ટ રહેલી છે, એમાં તો કાંઇ પણ શંકા નથી; કદાચિત્ કાળાન્તરથી તેમનામાં કેટલીક ખેંચતાણ થઇ હશે, નહિ થઇ હોય એમ નથી. અર્થાત્ આધુનિક શાસ્ત્રીય શોધોના આધારે આપણને પ્રાચીન મનુષ્યોવિશે જે માહિતી મળે છે, તેનો પ્રાચીન કથાઓ સાથે મેળ મળે છે કે નહિ, એ જોવાનું કાર્ય આપણું છે. વૈદિક કથા અને તત્કાલીન લોકોની માન્યતાના વિષયમાં એક બીજી ધ્યાનમાં રાખવા જેવી વાર્તા એ છે કે, તે કથાઓ અને તે માન્યતાઓને સહસ્રાવધિ વર્ષો પૂર્વે એકત્ર કરવામાં આવેલી છતાં આજે તે આપણને તેવી જ સ્થિતિમાં મળી આવે છે. અર્થાત્ પ્રાચીન આર્ય લોકો જો એક સમયે ખરેખર ઉત્તરધ્રુવ પાસે રહેતા હોય, તો તેમના આદિ ગ્રંથોમાં તેમના તે આદિનિવાસ વિશેના કેટલાક ઉલ્લેખો મળવા અશકય નથી. કારણ કે, તે ગ્રંથોમાં અદ્યાપિ કેટલાક એવા ભાગો છે કે, તેમનામાંના શબ્દો સાદા અને સરળ હોવા છતાં પણ તેમનો આધુનિક કોઈ પણ મીમાંસાપદ્ધતિથી યોગ્ય અર્થ કરી શકાતો નથી. માનવ જાતિનો આદિનિવાસ ધ્રુવપ્રદેશમાં છે, એવા પોતાના અભિપ્રાયને સિદ્ધ કરવા માટે ડૉ. વૉરને બીજાં રાષ્ટ્રોની કથાઓસાથે વૈદિક લોકોની કથાઓનો પણ આધાર આપેલો છે. પરંતુ ખાસ વૈદિક કથાઓના સંબંધને જોતાં એ પ્રયત્ન ઉપરઉપરથી જ કરાયલો છે; અને એમ થવું સર્વથા સાહજિક જ છે. કારણ કે, વૈદિક કથાઓનો નવીન શાસ્ત્રીય શોધોના સાહાય્યથી આજ સુધીમાં કોઇએ પણ કશો ઊહાપોહ કર્યો નથી; અને અધૂરામાં પૂરું વળી ડૉ. વૉરનને તો કેવળ વેદોનાં જૂનાં ભાષાન્તરોપર જ બધો આધાર રાખવો પડ્યો હતો. એટલામાટે હવે આ નવીન શાસ્ત્રીય શોધોની દૃષ્ટિથી વૈદિક કથાઓ અને વચનોના પરીક્ષણનો પ્રયત્ન થવો જોઇએ. પરંતુ એમ કરવા પૂર્વે આપણે, ધ્રુવ અને તેની પાસેના આસપાસના પ્રદેશમાં જ મળી આવતી એવી વિશેષ વસ્તુઓ કે જેમને ન્યાયશાસ્ત્રમાં 'વિશેષ' કહે છે, તે વસ્તુઓ શી છે, તે જોવી જોઇએ; અને જો તે વસ્તુઓનું વર્ણન વેદોમાં આપણને મળી આવે, તો તો તત્કાલીન લોકોનો આદિનિવાસ ધ્રુવપ્રદેશમાં હતો, એ વાર્ત્તા નિઃસંશય સિદ્ધ થઈ જાય એમ છે. પ્રસ્તુત,

ધ્રુવપાસેનું વાતાવરણ બહુ જ શીતળ છે; પરંતુ પૂર્વે તે તેવું નહોતું એટલે કે, વાતાવરણની શીતલતા એ કાંઇ ધ્રુવપ્રદેશમાંની વિશેષ વસ્તુ કિંવા વિશેષ ઘટના નથી, એ તો આપવી આગળ જોયું જ છે. અર્થાત્ એટલામાટે અત્યારે આપણને ઉપયોગી થઈ પડે એવી ધ્રુવવિશિષ્ટ ઘટનાઓ શી છે, એ આપણે જ્યોતિઃશાસ્ત્રના સાહાય્યથી જોઈશું.

ધ્રુવમાં સૂર્ય એક સરખો ૭ મહિના ક્ષિતિજમાં અને ત્યારપછી એકસરખી રીતે ૭ માસ પર્યન્ત ક્ષિતિજની નીચે રહેતો હોવાથી ત્યાં ૭ માસ પર્યન્ત એક સરખો દિવસ અને સૂર્યપ્રકાશ તથા ૭ માસ સૂધી એક સરખી કાળી રાત્રિ જ હોય છે, એવો સર્વનો અભિપ્રાય જોવામાં આવે છે. પરંતુ એ વિશે કાંઈક વધારે વિચાર કરતાં એ અભિપ્રાય કિંવા માન્યતા કેવળ સ્થૂલ માનથી સત્ય છે અને શાસ્ત્રીય દૃષ્ટિથી એને સ્વીકાર કર્યાં પહેલાં એમાં થોડો ઘણો ફેરફાર કરવાની આવશ્યકતા છે, એમ તત્કાળ દેખાઈ આવે છે. પ્રથમ તો ધ્રુવ પોતે અને ધ્રુવપ્રદેશ, એ ઉભયમાં રહેલા ભેદને બરાબર સમજી લેવો જોઈએ. ધ્રુવ પોતે કેવળ એક બિન્દુ હોવાથી તેમાં પૂર્વે એક સમયે કોઈ લોકોનો આદિનિવાસ ખરેખર હોય, તો પણ તે સર્વ લોકોનો તે એક જ બિન્દુપર નિવાસ હોવો શકય નથી. ધ્રુવપ્રદેશ એટલે ઉત્તરધ્રુવ બિન્દુ અને ઉત્તરવૃત્ત (એટલે કે, ધ્રુવબિન્દુથી લગભગ ૨૩ાા અંશપર વિષુવવૃત્તના સમાન્તર વર્ત્તુલ ) ના મધ્યમાંનો પ્રદેશ. રાત્રિ, દિવસ અને ઋતુનું પ્રમાણ ધ્રુવબિંદુમાં અને ધ્રુવપ્રદેશમાંનાં ભિન્ન ભિન્ન સ્થાનોમાં એક જ હોવું કાંઇ શકય નથી અને તે તેમ હોતું પણ નથી. ધ્રુવબિન્દુવિશિષ્ટ વસ્તુપરથી ધ્રુવમંડળવિશિષ્ટ વસ્તુનું અનુમાન કરી શકાય એમ છે. તોપણ પ્રાચીન આર્યોના ત્યાંના આદિનિવાસ વિશેના પૂરાવાઓને એકત્ર કરતી વેળાએ તેમાંના ભેદને ધ્યાનમાં રાખવાની ઘણી જ આવશ્યકતા છે. ધ્રુવપ્રદેશમાં વસનારા લોકોને ૭ ૭ માસના દિવસ અને રાત્રિની માહિતી હોવી જ જોઇએ; પરંતુ તેઓ ધ્રુવબિન્દુથી કાંઇક દક્ષિણે વસતા હોવાથી તેમનો કાલાદર્શ (પંચાંગ) ધ્રુવબિન્દુમાં વસતા લોકોના કાલાદર્શ કરતાં કાંઇક ભિન્ન હોવો જોઇએ અને એથી ધ્રુવબિન્દુવિશિષ્ટ તથા ધ્રુવપ્રદેશવિશિષ્ટ વસ્તુમાંનો ભેદ સ્પષ્ટતાથી જાણવામાં આવી જાય, એટલા માટે તેમનું પૃથક્ વિવેચન કરવાનીજ આવશ્યકતા છે.

પૃથ્વીના ધ્રુવ એટલે પૃથ્વી જે અક્ષરેષાપર ફર્યા કરે છે, તે અક્ષરેષાના અગ્રો. એ અક્ષરેષાની સ્થિતિ પૃથ્વીના પ્રમાણમાં, સર્વથા પ્રાચીન ભૂસ્તરયુગમાં પણ બદલાઇ હોય, એમ બતાવનારું કાંઇપણ ચિન્હ નથી. એટલે કે, ધ્રુવબિન્દુ અને ધ્રુવપ્રદેશ એ જેવા પૂર્વે હતા તેવાને તેવા જ આજે પણ છે. તેમનામાંના પૂર્વના વાતાવરણ અને વર્ત્તમાન વાતાવરણમાં જ માત્ર અવની અને આકાશ જેટલો અંતર પડી ગયો છે. પરંતુ પૃથ્વીના અક્ષમાં થોડીક ગતિ હોવાથી એટલે કે, ક્રાંતિવૃત્તના કદંબની આસપાસ

તે (અક્ષ) ફરતો હોવાથી તેના યોગે સંપાતોનું ચલન થતાં ખગોલના ધ્રુવો નિત્ય બદલાયા કરે છે; પરંતુ એ જ પ્રમાણે કાંઇ પૃથ્વીના ધ્રુવો બદલાતા નથી. એથી લગભગ ૭૦૦૦ વર્ષપૂર્વે જે તારા ધ્રુવના સ્થાનમાં હતી, તે જ કાંઈ આજે નથી; છતાં પણ પૃથ્વીના ધ્રુવો તો અવિચળ જ છે. સંપાતચલનને ઉત્પન્ન કરનાર એ પૃથ્વીના અક્ષની ગતિનું પ્રાચીન વિદ્યાના પંડિતોને બહુ જ મહત્ત્વ છે; કારણ કે, તેના યોગે વારંવાર ઋતુના આરંભકાળ બદલાતા જાય છે. એ જ કાળજ્ઞાપકના આધારે 'મૃગશીર્ષ અથવા વેદોની પ્રાચીનતાનો વિચાર' નામક ગ્રંથમાં, વૈદિક વાર્ત્તાઓ વસંતસંપાત મૃગશીર્ષમાં હતો તે વેળાએ રચાઇ હતી અને એ સંપાતની સ્થિતિ અત્યાર સૂધીપણ બદલાતી ચાલી આવે છે, એમ બતાવનારાં પ્રમાણો વૈદિક ગ્રંથોમાં તેમજ તે પછીના વાઙ્મયમાં પણ પુષ્કળ છે, એમ બતાવેલું છે. એથી તરત એમ જાણવામાં આવે છે કે, તૈત્તિરીયસંહિતા અને બ્રાહ્મણોના કાળમાં વસન્તસંપાત કૃત્તિકામાં હતો. એ સિદ્ધ કરવાના આધાર તરીકે લીધેલાં વાક્યોના સંબંધમાં રહેલી સર્વ શંકાઓ, કૈ. શંકર બાળકૃષ્ણ દીક્ષિતે બતાવેલા 'શતપથ બ્રાહ્મણ'માંના "एता ( कृत्तिकाः ) ह वै प्राच्यै दिशो न च्यवन्ते सर्वाणि ह्वा अन्यानि नक्षत्राणि प्राच्यै दिशश्च्यवन्ते" એટલે કે, 'કૃત્તિકા માત્ર પૂર્વ દિશામાંથી ચળતી નથી, બીજાં નક્ષત્રો ચળી જાય છે;' એ વચનથી સર્વથા નષ્ટભ્રષ્ટ થઈ ગઈ છે.* ઇજિપ્ત દેશમાંના સર્વ મીનાર અને જૂનાં દેવળોનું પૂર્વાભિમુખત્વ ઐતિહાસિક દૃષ્ટિથી જેટલું મહત્ત્વનું છે, તેટલી જ આ કૃત્તિકાની પ્રાચીન કાળની સ્થિતિ વેદના કાળાનુક્રમને નિશ્ચિત કરવામાટે મહત્ત્વની છે. પરંતુ પ્રસ્તુતનો કાળજ્ઞાપક એથી ભિન્નછે. ઉત્તરધ્રુવ અને ઉત્તરવૃત્ત–અંતર્ગત પ્રદેશમાં જ મળી આવનારી એવી જે કાંઇ જ્યોતિઃશાસ્ત્રવિષયક વિશિષ્ટ ઘટનાઓ છે, તેમના વિશેનો કાંઇ પણ ઉલ્લેખ જો વેદોમાં મળી આવે, તો આધુનિક શાસ્ત્રીય શોધોના યોગે એમ સ્પષ્ટ દેખાઇ આવે એમ છે કે, વૈદિક ઋષિઓના પૂર્વજો જ્યારે તે સ્થાનમાં વસતા હતા, તે વેળાએ તેમને એ વિશિષ્ટ ઘટનાઓનુ જ્ઞાન થયેલું હોવુંજ જોઇએ, અને એ ઘટના તો કેવળ હિમાન્તરકાળમાંજ શક્ય હતી. એટલામાટે, આપણે હવે ઊપર કહેલી ઉભય પ્રકારની વિશિષ્ટ ઘટનાઓનું પૃથક્ પૃથક્ વિવેચન કરીશું.

ઉત્તરધ્રુવમાંથી જોનારને પ્રથમ દર્શને જ જે એક ચમત્કાર દેખાય છે, તે ખગોળના મસ્તકપર થનારું છત્રાકાર ભ્રમણ છે. આપણે ઉષ્ણ અને સમશીતોષ્ણ કટિબંધમાં વસતા હોવાથી આપણને સર્વ આકાશસ્થ જ્યોતિઓ પૂર્વ દિશામાં ઊગતી અને પશ્ચિમ દિશામાં આથમતી દેખાય છે. એમાંની કેટલીક જ્યોતિંઓ આપણા મસ્તકપર થઇને જાય છે. અને કેટલીક તિર્યક્ જાયછે. પરંતુ ધ્રુવમાંના પ્રેક્ષકને તો પોતાના મસ્તકપરથી સર્વ

---

* 'ભારતીય જ્યોતિઃશાસ્ત્ર' પૃષ્ઠ ૧૨૭–૧૨૯.

ખગોલાર્ધ ડાબી બાજૂથી જમણી બાજૂએ મસ્તકપર ઊંચા પકડેલા છત્ર પ્રમાણે ગોળ ફર્યા કરેછે, એમ જ દેખાવાનું. ત્યાં તારાઓ ઊગવાની પણ નહિ અને આથમવાની પણ નહિ, કિન્તુ કુંભકાર (કુંભાર) ના ચક્ર (ચાકડા) પ્રમાણે ક્ષિતિજ સમાંતર રેષામાં વર્તુલાકાર ફર્યા કરવાના; અને એક પ્રદક્ષિણા પૂરી થઇ કે બીજીનો આરંભ થયો, એ પ્રમાણેનો વ્યાપાર છમાસની દીર્ઘરાત્રિ પૂરી થતાં સૂધી ચાલ્યા કરવાનો. ત્યાં સૂર્ય છમાસ પર્યન્ત ક્ષિતિજમાં હોય છે, ત્યારે તે પણ એવીજ રીતે ગોળ ફરતો રહે છે. ત્યાંથી જોનારનું ખસ્વસ્તિક એટલે ખગોલનો ઉત્તરધ્રુવજ; અને તેની ઉત્તરદિશા તે ઊર્ધ્વદિશાજ; અર્થાત્ ક્ષિતિજની નીચે રહેલા અદૃશ્ય પ્રદેશો તેની દક્ષિણ દિશાએ જ હોવાના. પૃથ્વીના દૈનિક અક્ષભ્રમણના યોગે પૂર્વ અને પશ્ચિમ બિન્દુઓ જોનારની ડાબી બાજૂથી જમણી બાજૂતરફ ફરતા રહેવાના અને તેથી પૂર્વમાંની સ્વસ્થ જ્યોતિઓ પણ દરરોજ ક્ષિતિજની સાથે ડાબીતરફથી જમણીબાજૂએ ફરતી રહેવાની. તે, આપણા અહીંના ઉષ્ણ કિંવા સમશીતોષ્ણમાં પ્રતિદિન પૂર્વમાં ઊગીને મસ્તકપરથી જઇ પશ્ચિમમાં આથમે છે, તેમ ત્યાં દેખાવાની નહિ. સૂર્યની આસપાસ ફરતાં પૃથ્વીના અક્ષાગ્રની દિશા વિશેષ બદલાતી ન હોવાથી ધ્રુવમાંથી જોનારને નિત્ય એક જ ખગોલાર્ધ દેખાતો રહીને તે મસ્તકપર છત્ર સમાન ગોળ ફરતો રહેવાનો અને દ્વિતીય અર્ધ અને તેમાંનાં નક્ષત્ર તો તેને નિત્ય અદૃશ્ય જ હોવાનાં; અને આકાશનું વિષુવવૃત્ત જ તેનું ક્ષિતિજ હોવાનું. એવા પ્રેક્ષકને, સૂર્ય ઉત્તરગોલાર્ધમાં પ્રવેશ કરવા માંડે, એટલે તે જાણે દક્ષિણમાંથી ઊગતો હોયની એવો જ ભાસ થવાનો અને તેથી તે 'સૂર્ય દક્ષિણમાંથી જ ઊગે છે, એમ બેધડક થઇને કહેવાનો; અને આ વિધાન આપણને ગમે તેટલું વિલક્ષણ તથા ચમત્કારિક દેખાય, પરંતુ તેને તો તે સર્વથા સત્ય જ લાગે છે. ધ્રુવમાં સૂર્યનો ઉદય સમસ્ત વર્ષમાં કેવળ એક વાર જ થવાનો અને તે એકવાર દક્ષિણમાં ઊગ્યો, એટલે પછી છ માસ પર્યન્ત એક સરખો દેખાવાનો. એટલા અવધિમાં તે ક્ષિતિજપર લગભગ ૨૩½ અંશ આવશે અને ત્યાર પછી નીચે નીચે ઊતરતો ક્ષિતિજની નીચે દક્ષિણમાં આથમી જશે. એ છ માસપર્યન્ત ચાલુ દિવસ જ હોવાનો અને ખગોલ ૨૪ કલાકે મસ્તકપર એક પ્રદક્ષિણા કરતો હોવાથી સૂર્ય પણ પોતાની ક્ષિતિજ પ્રદક્ષિણાને ૨૪ કલાકમાં જ પૂરી કરવાનો. ધ્રુવપરથી જોનારને છ માસની દીર્ઘરાત્રિમાં કિંવા દિવસે તારાઓની અથવા તો સૂર્યની દર ચોવીસ કલાકે થનારી એક પ્રદક્ષિણા તે આપણા દિવસ પ્રમાણે કાળની ગણના (માપણી) કરવાનું એક સાધન થઇ પડવાનું. કોઈ પણ એક વૃક્ષ અથવા તો બીજી કોઇ પણ વસ્તુની નિશાની રાખીને ધ્રુવમાં સૂર્ય, ચંદ્ર, તારા અને ઉષાની દર ચોવીસ કલાકે થનારી પ્રદક્ષિણાને મોજી—માપી—શકાશે. એવી રીતે સૂર્યની આસરે ૧૮૦ પ્રદક્ષિણાઓ (એની નક્કી સંખ્યાનો ગત 'દર્શન'માં કહેલા ઊન્હાળા અને શિયાળાના અવધિપર જ આધાર

રહેવાનો ) થઇ, એટલે પાછો તે ક્ષિતિજની નીચે ઊતરશે અને જે તારાઓ આજસૂધી સૂર્યના પ્રકાશમાં લુપ્ત થઈ ગઈ હતી, તે સર્વ હવે એકદમ દેખાવા માંડશે; આપણા અહીંના પ્રદેશ પ્રમાણે તે એકપછી એક અનુક્રમે ઊગવાની નહિ. જે સૂર્યના પ્રકાશે તેમનો લોપ કરી નાખ્યો હતો, તેનો પોતાનો જ હવે લોપ થવાથી તત્કાળ તારાખચિત સમસ્ત ઉત્તરગોલાર્ધ અચાનક દૃશ્યમાન થઇને તે જોનારના મસ્તકપર એક સરખી રીતે ૬ માસપર્યન્ત છત્રાકાર ફરતો રહેવાનો. એ પ્રમાણે ખગોલનું ક્ષિતિજ સમાન્તર સતતભ્રમણ, વર્ષમાં એક જ પ્રાતઃકાળ અને એક જ સંધ્યાકાળ તેમ જ ૬ માસનો એકજ દિવસ અને ૬ માસની એકજ રાત્રિ, એ ઉત્તર ધ્રુવમાંના કાલાદર્શની મુખ્ય મુખ્ય વિશિષ્ટ ઘટનાઓ છે.

ધ્રુવનિવાસીને એક રાત્રિ ૬ મહિનાની હોય છે, એમ ઉપર કહેલું છે અને તેથી ત્યાં અર્ધવર્ષપર્યન્ત એક સરખો અંધકાર હોવો જોઇએ, એમ કોઇને પણ ભાસે, એ સ્વાભાવિક જ છે. ૬ માસના અવધિ જેટલી મોટી રાત્રિના સમયમાં આવનારાં સંકટો અને વિઘ્નોની કલ્પના મનમાં આવતાં જ 'આ શો ભયંકર પ્રસંગ!' એમ કોઇને પણ ભાસે એ નૈસર્ગિક છે. આટલી મોટી રાત્રિમાં પ્રકાશ નહિ તો નહિ, પણ સૂર્ય પાસેથી મળનારી ઉષ્ણતાનો પણ તે સમયમાં અભાવ હોવાથી એ બન્ને વસ્તુઓને કૃત્રિમ સાધનોવડે ઉત્પન્ન કરવા માટે કેટલો બધો પરિશ્રમ કરવો પડતો હશે! એવો ઉદ્ગાર પણ કોઈના મુખમાંથી નીકળી જાય, એ સંભવિત છે. પરંતુ ખરી રીતે જોતાં એ કલ્પના ભૂલભરેલી છે. એ દીર્ઘ નિશાના સમયમાં અંધકારનો ઘણે અંશે પરિહાર કરનારી પ્રથમ વસ્તુ તે 'ઉત્તરારુણ' નામક એક પ્રકારનો રમ્ય વિદ્યુત્પ્રકાશ છે. ચંદ્ર પણ ત્યાં મહિનાના પંદર દિવસ પર્યન્ત ક્ષિતિજ પર હોઇને ત્યાંથી જોનારને પોતાની બદલાતી જૂદી જૂદી કળાઓ એક સરખી રીતે બતાવતો રહે છે. પરંતુ ધ્રુવમાંની દીર્ઘ નિશાના અંધકારના ભયને નષ્ટ કરનારી એના કરતાં પણ જે એક પ્રબળ ઘટના છે, તે સૂર્યના અસ્તંગત થવા પછી અને ઉદિત થવા પૂર્વે પડનારો બે વારનો સંધિપ્રકાશ છે. આપણા અહીંના પ્રદેશમાં એટલે કે, ઉષ્ણ અને સમશીતોષ્ણ કટિબંધમાં એ સંધિ-પ્રકાશ, પછી તે પ્રાતઃકાળનો હોય કે સંધ્યા કાળનો હોય, બહુ તો એક કલાક કે બે કલાક સૂધી જ વિસ્તરે છે; પરંતુ ધ્રુવપાસેની સ્થિતિ એના કરતાં સર્વથા ભિન્ન પ્રકારની છે ત્યાં વર્ષમાં માત્ર એકજવાર આવનાર દિવસ અને રાત્રિના મધ્યમાંનો પ્રત્યેક સમયને સંધિપ્રકાશ ઘણાક દિવસ પર્યન્ત દેખાતો હોય છે. માત્ર તે નક્કી કેટલા દિવસ સૂધી રહે છે, એ અદ્યાપિ નિશ્ચયપૂર્વક જાણવામાં આવ્યું નથી. કેટલાકોના અભિપ્રાય પ્રમાણે એ સંધિપ્રકાશ ૪૫ દિવસ સૂધી રહે છે, પણ બીજાઓ કહે છે કે, તે પૂરા બે મહિના સૂધી રહે છે. ઉષ્ણકટિબંધમાં સૂર્ય લગભગ ૧૬ અંશ જેટલો ક્ષિતિજની નીચે હોયછે, તે વેળાએ જ તેનાં ( પ્રકાશ)

કિરણો પ્રથમ દેખાવા માંડે છે. પરંતુ ઉન્નત અક્ષાંશમાં સૂર્ય ૧૮ કિંવા ૨૦ અંશ જેટલો ક્ષિતિજની નીચે હોય છે, તે વેળાએ તેનાં કિરણો પ્રથમ દૃષ્ટિગોચર થાયછે, એમ પણ કહેવામાં આવે છે. એ બીજી મર્યાદા બહુધા ધ્રુવ પાસેના પ્રદેશને લાગૂ પડતી હોવી જોઇએ; અને જો તેમજ હોય, તો ત્યાં સંધિપ્રકાશ બે માસ પર્યન્ત રહે, એમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. ડૉ. વૉરને પોતાના ગ્રંથમાં કૅપ્ટન્ પિમે કરેલું ધ્રુવમાંના વર્ષનું વર્ણન આપેલું છે, તે આ પ્રમાણે છે.

"માર્ચ માસની ૧૬ મી તારીખે ત્યાં સૂર્યનો ઉદય થાય છે; તેની પૂર્વે ૪૭ દિવસ એટલે કે, જાનેવારી માસની ૨૯ મી તારીખથી ત્યાં અરૂણ પ્રકાશ દેખાતો હોય છે. ત્યાર પછી સપ્ટેંબર માસની ૨૫ મી તારીખે સૂર્યનો અસ્ત થાય છે અને તે પછીના ૪૮ દિવસ એટલે કે, નવેમ્બર માસની ૧૩ મી તારીખ સૂધી સંધિપ્રકાશ અવિચળ હોય છે. એ પછી માત્ર સૂર્ય અને સંધિપ્રકાશ ઉભયનો લોપ થવાથી થનારો અંધકાર ૭૬ દિવસ પર્યન્ત છવાયલો રહે છે; અને ત્યાર પછી પુનઃ અરુણપ્રકાશનો વિસ્તાર થતાં સૂર્યનો ઉદય થાય છે અને તે ૧૯૪ દિવસ પર્યન્ત ક્ષિતિજમાં હોય છે. અર્થાત્ ધ્રુવમાંનું વર્ષ એટલે ૧૯૪ દિવસ સૂર્યપ્રકાશ, ૪૮ દિવસ સંધ્યાપ્રકાશ, ત્યાર પછી ૭૬ દિવસ અંધકાર અને અંતે ૪૭ દિવસ અરુણપ્રકાશ, એ પ્રમાણેનું હોય છે."

પરંતુ બીજા કેટલાક વિદ્વાનો એ સંધ્યાપ્રકાશ કિંવા અરુણપ્રકાશના અવધિને વધારીને પૂર્ણ અંધકારના અવધિને ઓછો કરે છે એટલે કે, તે અવધિને ૭૬ દિવસ પરથી સંકોચીને ૬૦ દિવસ–કેવળ બે મહિના–પર જ લાવી મૂકે છે. હવે એમાંનું કયું વિધાન સત્ય છે અને કયું અસત્ય છે, એનો યથાર્થ નિશ્ચય કરવામાટે તો આપણે પ્રત્યક્ષ ધ્રુવ પ્રદેશમાં જઇને જ અનુભવ મેળવવો જોઇએ. સધિપ્રકાશના અવધિનું પ્રમાણ કિરણોના વક્રીભવન અને પરાવર્ત્તન કરવાની વાતાવરણની શક્તિપર જ અવલંબેલું છે; અને એ શકિત હવાના પ્રમાણ આદિનાં કારણોથી જૂદી જૂદી હોય છે. ધ્રુવમાંની અત્યારની હવા ઘણી જ ઠંડી છે, પણ હિમાન્તરકાળમાં તે સૌમ્ય હતી; અને એ એક જ કારણથી પણ હિમાન્તરકાળમાંના ત્યાંના સંધિપ્રકાશનું પરિમાણ બદલી શકે એમ છે. હવે એનું કારણ ગમે તે હોય, તો પણ એટલું તો ખરું જ છે કે, ધ્રુવદેશમાં વર્ષમાં માત્ર બેજવાર દેખાતો એ સંધિપ્રકાશ ઘણા દિવસ સૂધી રહે છે. કારણકે, સૂર્ય ક્ષિતિજની નીચે હોય, તે વેળાએ તેની દૃષ્ટિગોચર થવાની ઓછામાં ઓછી મર્યાદા જે ૧૬ અંશ છે, તેટલી મર્યાદાને જ ગણીએ, તોપણ આટલા અંતરને ભેદીને ક્ષિતિજમાં આવતાં તેને એક મહિના કરતાં કાંઇક વધારે સમય લાગવાનો; અને તેટલા સમય સૂધી ત્યાં અવિભંગ અરુણપ્રકાશ વિસ્તરવાનો. એટલે એ મોટા મોટા અરુણપ્રકાશ અને સંધ્યાપ્રકાશ ધ્રુવમાંની રાત્રિના

અંધકારના ઘણાક ભાગને ઓછો કરીને તે રાત્રિને લગભગ બે અથવા હદ તો અઢી મહિનાની કરી નાખવાના. અર્થાત્ ધ્રુવમાંની અર્ધવાર્ષિક રાત્રિ એટલે તે પ્રદેશને વસતિ માટે અયોગ્ય બનાવી નાખનાર એક સરખા અંધકારનો કાળ, એમ માનવું સર્વથા ભૂલભરેલું જ થવાનું. એટલું જ નહિ, પણ વિરુદ્ધ પક્ષે, ત્યાંના તારાઓ પ્રમાણે જ દેખાતા, ક્ષિતિજની આસપાસ એક સરખી પ્રદક્ષિણા કરનારી આટલી દીર્ઘ ઉષાના અદ્ભુત આનંદદાયક દેખાવને નેત્રોથી જોવાનો અધિકાર એકલા ધ્રુવસ્થ લોકોને જ મળેલો છે; બીજાઓને તે મળ્યો નથી અને મળવાનો પણ નથી.

ઉષ્ણ કિંવા સમશીતોષ્ણ કટિબંધમાંનો ઉષાપ્રકાશ થોડી વાર ટકનારો હોઇને તે દર ચોવીસ કલાકે પુનઃપુનઃ આવતો હોય છે. છતાં પણ કવિઓને કવિતા રચવા માટેનો તે એક મુખ્ય વિષય થઇ રહ્યો છે. ત્યારે જે સ્થાનમાં તે બે માસના અંધકાર પછી આવીને ત્યાં ઊપર કહ્યા પ્રમાણે આનંદના પ્રકારોને કરતો ઓછામાં ઓછા દોઢ માસના અવધિ પર્યન્ત રહે છે, તે ધ્રુવનિવાસીજનોને તેના આગમનથી કેટલે બધો આનંદ અને ઉત્સાહ થતો હશે અને તેઓ તેની કેટલી બધી ઉત્સુકતાથી માર્ગ પ્રતીક્ષા કર્યા કરતા હશે, એનું વર્ણન કરવા કરતાં એની કલ્પના કરવી, એ જ વિશેષ ઉત્તમ છે. એ દીર્ઘ ઉષઃપ્રકાશ તે ધ્રુવવિશિષ્ટ ઘટનાઓમાંની એક મુખ્ય અને પ્રધાન ઘટના છે. એનું ડૉ. વૉરને પોતાના 'નંદનવનોપલબ્ધિ' નામક ગ્રંથમાં બહુ જ ઉત્તમ અને સરસ વર્ણન કરેલું છે. એ અવર્ણનીય અને અલૌકિક શોભાવતી ઉષાના સંબંધમાં તે લખે છે કે;—

"પ્રથમારંભે ઇષદ્દૃશ્યમાન એક તેજઃપુંજ રાત્રિના સમયમાં ખગોલના અધો ભાગમાં ક્ષિતિજ પાસે દૃષ્ટિગોચર થવા માંડે છે. આરંભમાં અન્ય નક્ષત્રોના તેજને કાંઇક લુપ્ત કરીને ત્યારપછી તે અનુક્રમે વધતો જઈ અદ્યાપિ કૃષ્ણવર્ણમાં જ રહેલા ક્ષિતિજને તિર્યક્ વર્તુલમધ્યે પ્રદક્ષિણા કરવા માંડે છે. સાઠ ઘટિકાએ એક પ્રદક્ષિણા પૂરી કરીને પુનરપિ તે પૂર્વ સ્થાનમાં આવે છે અને બીજા પણ કેટલાક તારકોને નિસ્તેજ કરી નાખે છે. અલ્પ અવકાશમાં જ એ વિસ્તીર્યમાણ તેજોગોલ 'પ્રાચ્ય મૌક્તિક'ની પ્રભાથી દેદીપ્યમાન થઇ પોતાની ઠાઠમાઠ ભરેલી પ્રદક્ષિણા કરતો હોય છે. તો વેળાએ તેની મૌક્તિકશુભ્રતા અધિકાધિક ઉજ્જ્વલ થતી થતી નીલ અને પીત વર્ણવડે ખચિત થઇને અંતે આરક્ત થાય છે. દિવસ દિવસે એ ઉજ્જ્વલ તેજનો પુંજ પ્રદક્ષિણા કરતો રહી પ્રકાશપરાવર્ત્તનને વાતાવરણ અને અભ્રોની જેવી અનુકૂલતા કિંવા પ્રતિકૂલતા, હોય તે પ્રમાણે પ્રજવલિત કિંવા નિસ્તેજ થાય છે; અને નિસ્તેજ થાય તોય પુનરપિ અધિક જ પ્રજ્વલિત થાય છે. આ તેનો ક્રમ જ્યાં સૂધી લુપ્તપ્રાય સવિતા

પોતાના ઉદયગિરિના શિખરપર આવે ત્યાં સુધી ચાલતો હોય છે. અંતે જ્યારે બે માસ પર્યન્ત આવા અદ્દ્ભુત આદર્શથી અંતરિક્ષ ભરાઈ ગયેલું હોય છે, ત્યારે તેજોનિધિ સવિતા દીર્ઘકાળે પોતાના વિશ્રામસ્થાનમાંથી ઉપર આવવા માંડે છે અને પુનરપિ મનુષ્યદૃષ્ટિને ગોચર થાય છે. આરંભે અર્ધવર્તુલાંકિત તેનું મંડળ એક બે પ્રદક્ષિણા પછી પૂર્ણ થતું અતિ દૂરના ગિરિશિખરને પણ પ્રસન્ન કરે છે અને ત્યાર પછી છ માસ પર્યન્ત પોતાની પ્રિય ધ્રુવભૂમિને રાત્રિના વાયુનો પણ સ્પર્શ ન થવા દેતાં તે વિશ્વના અક્ષની આસમન્તાત્ પૂર્ણબિંબ થઈ ચક્રાકાર ભ્રમણ કરતો રહે છે. અંતે દૃષ્ટિથી દૂર થવા છતાં પણ તે પોતાની પાછળ અનુક્રમે પ્રજવલિત અને નિસ્તેજ થનારા સંધિ પ્રકાશને મૂકી જાય છે, અને એવી રીતે વિયોગદુઃખિત થનારી પૃથ્વીને પોતાના શીઘ્ર આગમન વિશેનું અભિવચન આપતાં જાણે સાંકેતિક વાર્ત્તાલાપ જ કરતો હોયની! એમ જ દર્શાવે છે.”

અસ્તુ. ત્યારે આવા પ્રકારના અદ્દ્ભુત દૃશ્યનું ધ્રુવસ્થ પ્રેક્ષકોની સ્મૃતિમાં અવિચલ પરિણામ થયા વિના રહે તેમ નથીજ; અને આગળ જતાં આપણને એમ પણ દેખાઇ આવશે કે, આર્યલોકોની અતિપ્રાચીન કથાઓમાં, તેમના પૂર્વજોએ પોતાના આદિ નિવાસસ્થાનમાં અવલોકેલા એ અદ્દ્ભુત ચમત્કારની એટલે કે, ક્ષિતિજમાં કેટલાક દિવસ પર્યન્ત એક સરખી તિર્યક્ પ્રદક્ષિણા કરનારી દીર્ઘ ઉષાની સ્મૃતિ જળવાઇ રહેલી છે.

ઉત્તરધ્રુવમાંની એટલે કે, ભૂગોલના અક્ષના ઉત્તર છેડાપરની એ વિશિષ્ટ ઘટનાઓ આ પ્રમાણેની છે. પરંતુ ઉત્તરધ્રુવ પોતે કેવળ એક બિન્દુ હોવાથી ધ્રૌવિક વસતિસ્થાન પણ એક બિન્દુજ છે, એમ ન માનતાં એની સાથે ધ્રુવની આસપાસના ઘણાક પ્રદેશનો પણ સમાવેશ કરવો જોઇએ; અર્થાત્ એ બિન્દુની ન્યૂન કે અધિક દક્ષિણે જે પ્રમાણે પ્રેક્ષક હોય, તે પ્રમાણે ઊપર વર્ણવેલી વિશિષ્ટ ઘટનાઓમાં શા શા ફેરફાર થાય છે, એ આપણે હવે જોવું જોઇએ.

પૂર્વે કહેલું જ છે કે, ધ્રુવનિવાસીના મસ્તકપર કેવળ એકજ ખગોલાર્ધ છત્ર સમાન ફરતો દેખાય છે, અને તેમાંના સર્વ તારાઓ પણ કદાપિ ઊગતા કે આથમતા ન હોઇને તે સર્વ એક સરખી રીતેજ ક્ષિતિજ સમાન્તર રેષાઓમાં ફરતા હોય છે. પરંતુ જેમ જેમ ધ્રુવબિન્દુની નીચે આવે, તેમ તેમ અવલોકયિતાનું સ્વસ્વસ્તિક ધ્રુવતારાસાથે ન રહેતાં તેની દક્ષિણબાજૂએ આવવા માંડે છે; અને ત્યાર પછી તેનું ક્ષિતિજ પણ ખગોલવિષુવપાસે ન રહેતાં તેની દક્ષિણે જવા માંડે છે. ઉદાહરણાર્થ, આ બાજુમાં આપેલી આકૃતિમાં ખ




તે જોનારનું સ્વસ્વસ્તિક અને ધ તે ખગોલનો ઉત્તરધ્રુવ છે. જોનાર (અવલોકન કરનાર) જ્યારે પૃથ્વીના ધ્રુવમાં હતો, ત્યારે તેનું સ્વસ્વસ્તિક ધ અને ક્ષિતિજ એટલે ખગોલનું વિષુવ આ મ હતાં, અને તેથી વ ધ અને વા એ ખગોલાર્ધમાંની સર્વ તારાઓ તેના મસ્તકની આસપાસ ક્ષિતિજ સમાન્તર વર્તુલમાં ફરતી હતી. પરંતુ હવે તે સ્વસ્વસ્તિક ખ પાસે આવવાથી તે સ્થિતિ બદલાઇ ગઈ છે. કારણ કે, અત્યારે પણ ખગોલ પૂર્વ પ્રમાણે જ ધ, મ અને ધા એ અક્ષાગ્રની આસપાસ ફરવાનો; ખ, મ અને ખા ની આસપાસમાં નહિ. અવલોકયિતા જ્યારે ઉતરધ્રુવમાં હતો, ત્યારે એ બન્ને રેષાઓ એકજ હતી અને તેથીજ તારાઓ ભૂગોલના ધ્રુવની આસપાસ પ્રદક્ષિણા કરે, એટલે તે પ્રદક્ષિણાઓ સ્વાભાવિક રીતેજ સ્વસ્વસ્તિક રેષાની આસપાસ પણ પોતાની મેળેજ થઈ જતી હતી. પણ સ્વસ્વસ્તિક, આકૃતિમાં બતાવ્યા પ્રમાણે ધ પાસેથી ખ પાસે આવે, એટલે જોનારનું ક્ષિતિજ પણ ક્ષ અને ક્ષા થઇ જવાનું; અને એ કારણથી તારાઓ હવે ક્ષિતિજની આસપાસ તિર્યક્ ફરવાની. બાજૂએ આપેલી આકૃતિમાં અ આ, ક કા અને ચ ચા એ કાળી રેષાઓથી દર્શાવ્યા પ્રમાણે તેઓ ફરે છે, એમ દેખાશે. ક ધ અને ક્ષા એટલા ભાગમાંની તારાઓ આખી રાત દેખાયા કરશે; કારણ કે, તેમના પ્રદક્ષિણામાર્ગ ક્ષ ચા કા ક્ષા એ ક્ષિતિજપર હોવાના. પરંતુ જે તારાની ઉત્તરક્રાંતિ ક વ કરતાં ઓછી છે, તે સર્વ નિત્ય કેટલીકવાર સૂધી ક્ષિતિજમાં રહીને કેટલાક સમયપર્યન્ત નીચે હોવાની. તાત્પર્ય કે, ધ્રુવપરથી જોનારને દેખાતા આકાશ કરતાં જેનું સ્વસ્વસ્તિક ખ હોય, તે મનુષ્યને દૃષ્ટિગોચર થનારું આકાશ સર્વથા ભિન્ન પ્રકારનું જ હોવાનું. તારાઓ ક્ષિતિજની આસપાસ સમાન્તર નહિ, કિન્તુ તિર્યક્ જ ફરશે. તેમાંની ધ્રુવથી કેટલાક અંતરપરની તારાઓ નિત્ય ક્ષિતિજમાં ધ્રુવની આસપાસ ફરતી દેખાશે; પરંતુ બીજી તારાઓ આપણા આકાશ પ્રમાણેજ ઊગીને આથમી તિર્યક્ ફરતીજ દેખાશે. જો સ્વસ્વસ્તિક બહુધા ધ ના નિકટમાં જ હોય તો એવી ઊગીને આથમનારી તારાઓની સંખ્યા બહુજ અલ્પ હોવાની અને તેમનામાંનો ભેદ પણ તત્કાળ દેખાઇ આવે તેવો નહિ હોય. પરંતુ ખ બિન્દુ જેમ જેમ દક્ષિણ પ્રતિ આવતો જશે, તેમ તેમ એ ભેદ વિશેષ સ્પષ્ટ દેખાવા માંડશે.




ધ્રુવબિન્દુની નીચે દક્ષિણે વસતા મનુષ્યોના દિનમાનમાં અને રાત્રિમાનમાં સુદ્ધાં એવા ફેરબદલ થવાના. આ પડખે આપેલી આકૃતિથી એ વાર્ત્તા સ્પષ્ટ રીતિથી જાણવામાં આવે એમ છે. ધ તે ખગોળનો ઉત્તરધ્રુવ છે અને વ વા એ તેનું વિષુવવૃત્ત છે. સૂર્ય ક કા એ ક્રાન્તિવૃત્તમાં ફરતો હોવાથી અને એ વૃત્તનો વિષુવવૃત્ત-સાથે શુમારે ૨૩½° (બરાબર ૨૩° ૨૮′) કોણ હોવાથી આ ક અને કા અ એ વૃત્તો પૃથ્વીના ઉત્તરવૃત્તથી સદૃશ થશે. સૂર્ય ક કા ક્રાન્તિવૃત્તમાં ફરતો હોવાથી તે પ્રતિ વર્ષ, અયનવૃત્તની અંદર વસનારા મનુષ્યોના મસ્તકપર બે વાર આવવાનો; એકવાર કા થી ક પર્યન્ત આવતાં ત્યાં કેટલીકવાર સુધી સૂર્ય, અવલોકયિતાના સ્વસ્વસ્તિકની ઉત્તરે પણ હોવાનો અને વર્ષના બાકીના સમયમાં દક્ષિણ તરફ રહેવાનો. સૂર્ય વિષુવવૃત્તની ઉત્તરે ૨૩½° કરતાં વધારે કદાપિ આવતો ન હોવાથી આ ક વૃત્તની ઉત્તરે સ્વસ્વસ્તિકવાળા મનુષ્યને તે નિત્ય સ્વસ્વસ્તિકની દક્ષિણે જ દેખાવાનો; અને જેમ જેમ ધ્રુવતરફ ગમન કરવામાં આવે, તેમ તેમ સ્વસ્વસ્તિકથી સૂર્યનો દક્ષિણ અંતરાય વધતો જવાનો. તોપણ આ ક અને ઉ મ એ વૃત્તો મધ્યે સ્વસ્વતિકવાળા મનુષ્યોને વર્ષમાંના પ્રત્યેક દિવસે નિદાન કેટલાક કલાક સૂધી તો સૂર્ય ક્ષિતિજની નીચે ગયેલો દેખાવાનો જ. ઉદાહરણાર્થ, મ તે એકનું સ્વસ્વસ્તિક છે, એમ આપણે ધારી લઇએ. આકૃતિમાં બતાવ્યા પ્રમાણે મ સમશીતોષ્ણ કટિબંધમાંને ઉત્તર તરફનો છેવટનો અક્ષાંશ છે. હવે ત્યાંનું ક્ષિતિજ મ ની બન્ને બાજૂએ ૯૦° ની ઉપર એટલે કે આ મ અ થવાનું; અને સૂર્ય કા ક ક્રાન્તિવૃત્તમાં ફરતો રોજ કેટલીક વાર સૂધી તો ક્ષિતિજમાં દેખાવાનો જ. પરંતુ એથી ઉત્તરતરફ શીત કટિબંધમાં જતાં ત્યાં સૂર્ય વર્ષમાંના કેટલાક દિવસ પર્યન્ત એકસરખો ક્ષિતિજની નીચે રહેલો દેખાવાનો, અને એ કાળ જેમ જેમ ઉત્તર તરફ જઇએ તેમ તેમ વધતો જઇને છેવટે ધ્રુવપાસે છ માસનો થઇ જવાનો. તાત્પર્ય કે, ધ્રુવમાં રાત્રિનું પ્રમાણ છ મહિનાનું હોઇને જેમ જેમ દક્ષિણ તરફ જઇએ, તેમ તેમ તે ન્યૂન થઈને, સમશીતોષ્ણ કટિબંધમાં આવતાં સૂર્ય દરરોજ કેટલાક સમય પર્યન્ત તો ક્ષિતિજમાં હોવાથી તે ચોવીસ કલાક કરતાં કાંઇક તો ન્યૂન થવાનોજ. હવે અવલોકયિતાનું સ્વસ્વસ્તિક ખ શીતકટિબંધમાં છે,

એમ આપણે ધારીએ; એટલે એનું ક્ષિતિજ ક્ષા ક્ષ થવાનું; અને સૂર્ય વર્ષમાંના કેટલાક દિવસ પર્યન્ત એ ક્ષિતિજની નીચે હોવાનો. ઉદાહરણાર્થ, સૂર્ય ગ પાસે છે, એવી જો કલ્પના કરીએ, તો તેની નિત્યની પ્રદક્ષિણાનો માર્ગ ગ ક્ષ થવાનો; એ સર્વ વર્તુલ ખ, જ્યાં સ્વસ્વસ્તિક છે તે સ્થાનના ક્ષિતિજની નીચે છે. અર્થાત્ ખ તે, સ્વસ્વસ્તિકવાળા મનુષ્યને–પ્રેક્ષકને–સૂર્ય ગ થી કા પર્યન્ત અને પુનઃ કા થી ગ પર્યન્ત આવે ત્યાં સુધી જરાપણ દેખાનાર નથી. જે વેળાએ સૂર્ય એક સરખો ક્ષિતિજની નીચે હોય, તો દિવસોની જોડીમાં, તે ઉત્તરમાં આવતાં તેના એક સરખી રીતે ક્ષિતિજમાં દૃષ્ટિગોચર થવાના પણ તેટલા જ દિવસો હોય છે. ઉદાહરણાર્થ, ધારો કે, સૂર્ય દ પાસે છે, એટલે તેની દૈનિક પ્રદક્ષિણાનો માર્ગ દ ક્ષા સમસ્ત ક્ષ ક્ષા એ ક્ષિતિજની ઉપર હોવાનો; અને સૂર્ય દ પાસેથી ક પર્યન્ત અને પુનઃ ક પાસેથી દ પર્યન્ત જતાં તેવી જ રીતે નિત્ય ઉપરજ હોવાનો. એ સમયમાં સૂર્ય ઉગવાનો પણ નહિ અને આથમવાનો પણ નહિ, કિન્તુ જોનારના મસ્તકપર ધ્રુવની આસપાસની તારાઓ પ્રમાણે ચક્રાકાર પરંતુ તિર્યક્ ભ્રમણ કરતો રહેવાનો. પરંતુ ગ થી દ પર્યન્ત અને કેટલાક દિવસ પછી પુનરપિ દ થી ગ પર્યન્ત સૂર્યની સ્થિતિ હોય, તે વેળાએ તે નિત્ય કેટલાક સમય પર્યન્ત તો ક્ષિતિજમાં દેખાવાનો અને બાકીના સમયમાં ક્ષિતિજની નીચે જવાનો. એટલે તે વેળાએ આપણા અહીંના પ્રદેશ પ્રમાણે ચોવીસ કલાકનાં દિવસ અને રાત્રિ થવાનાં. માત્ર જ્યારે સૂર્ય ઉત્તર ગોલાર્ધમાં હોય, તે વેળાએ રાત્રિ કરતાં દિવસ મોટો હોવાનો અને સૂર્ય દક્ષિણ ગોલાર્ધમાં હોય, તે વેળાએ દિવસ કરતાં રાત્રિ મોટી હોવાની અર્થાત્ ઉત્તરધ્રુવથી થોડાક અંતરપર શીતકટિબંધમાં વસતા લોકોનું વર્ષ, ધ્રુવસ્થ લોકોના વર્ષ પ્રમાણે ૭ માસની રાત્રિ અને ૭ માસના દિવસનું ન થતાં કિંચિત્ ભિન્ન પ્રકારનું થઈને તેમાં એક કેટલાક મહિનાનો મોટો દિવસ, પછી આપણા અહીંના પ્રદેશપ્રમાણે કેટલાંક દિવસરાત્રિ, ત્યારપછી મોટા દિવસ જેટલીજ એક મોટી રાત્રિ અને પુનઃ આગળ પ્રમાણેનાંજ કેટલાંક દિવસરાત્રિ, એ પ્રમાણેની રચનાવાળું થવાનું. એમાંનો મોટો દિવસ અને મોટી રાત્રિ ૭ માસના કાળ કરતાં નિત્ય નિયમિતરીતે કાંઇક ઓછાં જ હોવાનાં. મોટો દિવસ અને મોટી રાત્રિ એ વર્ષની બે વિરુદ્ધ દિશાનાં અગ્રો હોઇને, જે વેળાએ સૂર્ય ઉદગયનના અંતિમ બિન્દુ પાસે હોય, તે વેળાએ મોટા દિવસનો મધ્યાહ્ન થવાનો અને તે જ્યારે દક્ષિણાયનના અંતિમ બિંદુપાસે હોય, તે વેળાએ મોટી રાત્રિનો મધ્યકાળ થવાનો. આ ત્રિપ્રકાર સંવત્સર વિભાગ આપણા માટે બહુ જ મહત્ત્વનો છે, અને એટલામાટે એક બીજું ઉદાહરણ આપીને એને આપણે વિશેષ સ્પષ્ટ કરીશું. કલ્પના કરો કે, એક મનુષ્ય ધ્રુવબિન્દુથી એટલો દક્ષિણે છે કે તેની દીર્ઘરાત્રિ કેવળ બે માસનીજ છે; એટલે કે, તે સ્થાનમાં સૂર્ય વર્ષના ૭ માસ પર્યન્ત ક્ષિતિજની

નીચે હોતો નથી, કિન્તુ કેવળ બે માસ પર્યંત જ ક્ષિતિજના નીચે હોય છે. એ રાત્રિનો મધ્યકાળ એટલે દક્ષિણાયન દિવસ ( અર્થાત્ સાયન મકરસંક્રમણ દિવસ ) હોવાથી એ રાત્રિ ડિસેમ્બર મહિનાની ૨૧ મી તારીખની એટલે કે દક્ષિણાયન દિવસની આગળ અને પાછળ એક એક માસ જેટલી હોય છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી જ. એ દીર્ઘ રાત્રિ પ્રમાણે જ બે મહિનાનો એક દીર્ઘ દિવસ, જૂન માસની ૨૧ મી તારીખની એટલે કે, ઉત્તરાયણદિનની આગળ અને પાછળ એક એક માસ એ પ્રમાણે હોવાનો. હવે વર્ષમાંથી જો એ ચાર મહિનાને ઓછા કરીએ, તો બાકી બચેલા આઠ માસના સમયમાં સમશીતોષ્ણકટિબંધમાંના પ્રકાર પ્રમાણે દર ચોવીસ કલાકે એક પછી એક અનુક્રમે દિવસ અને રાત્રિ આવતાં જવાનાં. જાનેવારી માસના અંતિમ સપ્તાહમાં દીર્ઘ રાત્રિની સમાપ્તિ થઈ, એટલે પછી એવાં ચોવીસ કલાકનાં દિવસ અને રાત્રિનો પ્રારંભ થવાનો; અને પ્રથમારંભે દિવસ કરતાં રાત્રિ કેટલીક મોટી હોવાની. પરન્તુ સૂર્ય દક્ષિણમાંથી ધીમે ધીમે ઉત્તરગોલાર્ધમાં ગયો, એટલે રાત્રિ કરતાં દિવસ થોડો થોડો મોટો થતો જવાનો અને અંતે લગભગ મે માસમાં તે દિવસ એકસરખો બે મહિનાનો થવાનો. ત્યારપછી જૂલાઇ માસમાં એ દીર્ઘ દિવસની સમાપ્તિ થઇને પુનઃ પૂર્વ પ્રમાણે જ ચોવીસ કલાકનાં દિવસરાત્રિનો આરંભ થવાનો, અને તે વેળાએ પ્રથમારમ્ભે રાત્રિ કરતાં દિવસ મોટો હોઇને સૂર્ય પાછો દક્ષિણ ગોલાર્ધમાં આવતાં રાત્ર દિવસ કરતાં મોટી થવા માંડવાની અને અંતે નવેમ્બરમાસની લગભગમાં તે પૂર્વે કહ્યા પ્રમાણે બે મહિનાની થવાની. એજ નિયમ થોડાઘણા ફેરફરા સાથે, જે સ્થાનમાં દીર્ઘ રાત્રિ અને દીર્ઘ દિવસ ત્રણ ચાર કિંવા પાંચ મહિનાનાં હોય છે, તે સ્થાનને પણ લાગૂ પડે છે; અને સર્વથા પૂર્વમાં જતાં તે ઉભય છ છ માસનાં થઇને વચ્ચેનાં ચોવીસ કલાકનાં દિવસ અને રાત્રિનો એકદમ લોપ થઇ જાય છે.*

---

* એ વિશે ભાસ્કરાચાર્યકૃત 'સિદ્ધાન્ત શિરોમણિ,' ગોલાધ્યાય, અધ્યાય ૭ શ્લોક ૬-૭ જુઓ. તે આ પ્રમાણે;-

"सदा समत्वं द्युनिशोर्निरक्षे नोन्मंडलं तत्र कुजाद्यतोऽन्यत् ।

षट्षष्टि भागाभ्यधिकाः पलांशा यत्राथ तत्रास्त्यपरो विशेषः ॥ ६ ॥

लंबाधिका क्रांतिरुदक् च यावत् तावद्दिनं संततमेव तत्र ।

यावच्च याम्या सततं तमिस्रा ततश्च मेरौ सततं समार्धम्" ॥ ७ ॥

"વિષુવવૃત્તસ્થ પ્રદેશમાં ક્ષિતિજ અને ઉન્મંડલ એકજ હોવાથી ત્યાં રાત્રિ અને દિવસ સમાન હોય છે. પરંતુ જે સ્થાનમાં ઉત્તર અક્ષાંશો ૬૬° કરતાં વિશેષ હોય છે, ત્યાં એક વિશેષ ઘટના બની આવે છે, અને તે એ કે, તે સ્થળના લંબાંશ કરતાં સૂર્યની ઉત્તરક્રાંતિ જ્યાં સૂધી અધિક હોય

બે માસની ઉષા તે ધ્રુવસ્થાનમાં દૃષ્ટિગોચર થનારી એક વિશેષ મહત્ત્વની ઘટના છે, એ તો આપણે પૂર્વે જોયું જ છે. ધ્રુવપાસેથી જેમ જેમ નીચે દક્ષિણતરફ આવીએ તેમ તેમ તે ઉષાની શોભા અને તેના અવધિની અનુક્રમે ન્યૂનતા થવા માંડે છે. છતાં ત્યાં પણ બે, ત્રણ અથવા તેના કરતાં પણ વધારે મહિનાઓની રાત્રિના અન્તે આવનારી ઉષા નિત્યની રાત્રિના અન્તમાં આવનારી ઉષા કરતાં ઘણી જ મોટી હોયછે એટલે કે, તે સતત કેટલાક દિવસોની પણ હોય છે. લગભગ એ દીર્ઘ રાત્રિની સમાપ્તિના સમયમાં પૂર્વે કહ્યા પ્રમાણે પ્રથમતઃ કિંચિત્ એક અસ્પષ્ટ તેજ દૃષ્ટિગોચર થવા માંડે છે અને પ્રેક્ષક જો બહુધા ધ્રુવની નિકટમાં હોય, તો તેને તે ઉષા ક્ષિતિજમાં કેટલાક દિવસ સુધી ફરતી દેખાઇને અતે સૂર્યબિંબ ઊપર આવે છે અને પછી રાત્રિ દિવસ (ચોવીસ કલાકનાં અહોરાત્ર) ના પર્યાયનો પ્રારંભ થઈ પુનઃ કેટલાક દિવસ પછી દીર્ઘ દિવસ આવે છે. ઉદીચીન અરુણનું તેજ પણ ધ્રુવના પોતાના સ્થાન કરતાં તેની નીચેના દક્ષિણ તરફના પ્રદેશમાં ઓછું ઓછું જ દેખાય છે.

ઉત્તરપ્રદેશમાંની અત્યાર સુધી વર્ણવેલી વિશિષ્ટ ઘટનાઓ ધ્રુવબિન્દુમાંની વિશિષ્ટ ઘટનાઓ કરતાં જો કે ભિન્ન છે; તો પણ આપણને પ્રસ્તુત ઉષ્ણ કિંવા સમશીતોષ્ણ કટિબંધમાં દેખાતી ઘટનાઓ કરતાં પણ તે તેટલી જ ભિન્ન છે. આપણને વર્ષમાંના પ્રત્યેક દિવસે સૂર્ય કેટલીકવાર સુધી તો ક્ષિતિજમાં દેખાય છે જ. પરંતુ ઉત્તરવૃત્ત–અંતર્ગત મનુષ્યોને, તે કેટલાક દિવસ સુધી એક સરખી રીતે ક્ષિતિજની નીચે હોવાથી, લેશ માત્ર પણ દેખાતો નથી. એ અખંડ દીર્ઘ રાત્રિના સમયને જો આપણે હિસાબમાં ન લઇએ, તો ધ્રુવપ્રદેશમાંનું વર્ષ એટલે સૂર્ય પ્રકાશયુકત કાળ, છ થી અગિયાર માસપર્યન્ત હોય છે, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. એ ઉપરાંત, ઉષ્ણ અને સમશીતોષ્ણ કટિબંધમાં ઉષા બહુ જ થોડા સમય પર્યન્ત હોય છે; કારણ કે, રાત્રિ અને

---

ત્યાં સૂધી ત્યાં સતત દિવસ જ હોય છે, અને લંબાંશ કરતાં દક્ષિણક્રાન્તિ અધિક હોય છે, ત્યાં સૂધી ત્યાં સતત નિશા જ હોય છે અર્થાત્ એ કારણથી ધ્રુવમાં છ માસ પર્યન્ત રાત્રિ અને છ માસ પર્યન્ત દિવસ એ પ્રમાણેની કાળરચના હોય છે.”

હવે કોઇ અમુક એક સ્થાનના અક્ષાંશ ૭૦° હોય, તો ત્યાંના લંબાંશ ૯૦°–૭૦°=૨૦° થયા. સૂર્ય વિષુવવૃત્તની ઉત્તરે કદાપિ ૨૩½° કરતાં વિશેષ આવતો ન હોવાથી તેની ઉત્તરક્રાન્તિ ૨૩½° કરતાં ઓછી અને ૨૦° કરતાં વિશેષ હોયછે, ત્યાં સૂધી તે સ્થાનમાં એક સરખો દિવસજ હોવાનો, અને સૂર્યના દક્ષિણ ગોલાર્ધમાં જવાપછી તે દિવસ જેવડીજ એક રાત્રિ થવાની. યૂરોપનો સર્વથા ઉત્તર છેડો જે **નાર્ડકિન્** અથવા ઉત્તર ભૂશિર છે, તે સ્થાનમાં (ઉત્તરઅક્ષાંશ ૭૧° ૬' ૫૦") દીર્ઘ રાત્રિ નવેમ્બરની ૧૮ મી તારીખે આરંભાઈને જાનેવારીની ૨૪ મી તારીખે પૂરી થાય છે, એટલે કે, ત્યાં એકંદર ૬૭ દિવસ પર્યન્ત એક સરખી રાત્રિ હોય છે, એમ કહેવાય છે.

દિવસ મળીને ચોવીસ કલાક કરતાં કદાપિ વધારે ન થતાં હોવાથી અર્થાત્ તેમના મધ્યમાં આવનારી ઉષા વધારેમાં વધારે તો બે ત્રણ કલાકની જ હોય છે; એથી વધારે સમયની કદાપિ હોતી નથી. પરંતુ ધ્રુવસ્થાનમાંની વર્ષમાં એકવાર આવનારી ઉષા અને ધ્રુવપાસેના પ્રદેશમાંની દીર્ઘ રાત્રિના અન્તે આવનારી ઉષા, એ બન્ને ઉષાઓ કેટલાક દિવસ પર્યન્ત અખંડ અને અવિભંગ રહે છે. આપણા અહીંના પ્રદેશોમાં ઉન્હાળો અને શિયાળો વગેરે ઋતુઓ થાય છે; પરંતુ ધ્રુવપ્રદેશમાં શિયાળામાં અખંડ દીર્ઘ રાત્રિ હોય છે અને ઉન્હાળામાં પ્રથમ દિવસ કરતાં રાત્રિ મોટી હોઇને ચોવીસ કલાક કરતાં ઓછી હોય છે, તેમ જ ત્યારપછી ધીમે ધીમે દિવસ મોટો થતો જાય છે અને અંતે તેનો અખંડ દીર્ઘ દિવસ થાયછે. પ્રસ્તુત ધ્રુવપ્રદેશમાંનું વાતાવરણ અતિશય શીતલ અને કડક છે. પણ પ્રાચીનકાળમાં ત્યાંનું વાતાવરણ વર્તમાન વાતાવરણ કરતાં બહુ જ ભિન્ન હતું, એ વિશેનું પૂર્વે વિવેચન કરાયલું જ છે; એટલે હવે એ ભેદાભેદના વિવેચનમાં વાતાવરણ કિંવા હવાના વિચારને સ્થાન આપવાનું કાંઇપણ પ્રયોજન નથી.

અહીં સૂધી કરેલા વિવેચનથી આપણે એમ જાણવાને સમર્થ થયા છીએ કે, એ વિશિષ્ટ ઘટનાઓનાં બે પૃથક્ જોડાં છે. એક ધ્રુવસ્થ લોકોને દૃષ્ટિગોચર થનાર અને દ્વિતીય, ધ્રુવ અને ઉત્તરવૃત્તના મધ્યમાં વસનારા લોકોની દૃષ્ટિનો વિષય થનાર. વિવેચનની કેટલીક સરળતા માટે આપણે એ બે જોડાંને 'ધ્રુવવિશિષ્ટ ઘટના' અને 'ધ્રુવમંડળ વિશિષ્ટઘટના' એવાં અનુક્રમે બે નામો આપીને તેમનો સંક્ષેપમાં સારાંશ આપીશું.

## ૧ ધ્રુવવિશિષ્ટ ઘટનાઓ.

(૧) સૂર્યનો દક્ષિણમાં ઉદય થાય છે.

(૨) તારાઓ ઉગતી કે આથમતી નથી; કિન્તુ તેઓ ક્ષિતિજ સમાન્તર રેષાઓમાં વર્તુલાકાર ભ્રમણ કરીને ચોવીસ કલાકમાં એક પ્રદક્ષિણા પૂરી કરે છે. અહીં ઉત્તર ખગોલાર્ધ માત્ર નિત્ય ક્ષિતિજમાં હોઇને સમસ્ત વર્ષ પર્યન્ત દૃષ્ટિગોચર થયા કરે છે, પરંતુ નિમ્ન એટલે કે દક્ષિણ ખગોલાર્ધ કદાપિ દૃષ્ટિગોચર થતો નથી. .

(૩) ૭ માસનો એક અખંડ દિવસ અને તેટલી જ એક અખંડ રાત્રિ મળીને ત્યાંનું એક વર્ષ થાય છે.

(૪) ત્યાં સમસ્ત વર્ષમાં એક જ પ્રાતઃકાળ અને એક જ સંધ્યાકાળ હોય છે, એટલે કે, ત્યાં સૂર્ય વર્ષમાં એકવાર જ ઊગે છે અને એકજવાર આથમે છે. પરંતુ ત્યાંનો સંધિપ્રકાશ—પછી તે પ્રાતઃકાળનો હોય કે સંધ્યાકાલીન હોય—એક સરખો બે માસ પર્યન્ત એટલે કે, ચોવીસ કલાકના એક અવધિના હિસાબે ૬૦ અવધિ જેટલો હોય છે. એ રક્તસંધ્યાપ્રકાશ આપણા અહીંના પ્રદેશ પ્રમાણે (પ્રાતઃકાળમાં) કેવળ પૂર્વમાં

કિંવા (સંધ્યાકાળે) પશ્ચિમમાં જ ન દેખાતાં, ક્ષિતિજમાં એક સરખી રીતે ગોળ પ્રદક્ષિણાઓ કરતો હોય છે. એ તેની પ્રદક્ષિણાનો ક્રમ સૂર્યબિંબ ક્ષિતિજમાં આવી લાગે ત્યાં સૂધી અખંડ ચાલૂ હોય છે; અને ત્યાર પછી સૂર્ય પોતે પણ છ માસ પર્યન્ત એ ક્રમને ચાલૂ રાખે છે; એટલે કે, તે પણ પ્રત્યેક ચોવીસ કલાકે એક એ પ્રમાણે પ્રેક્ષકની આસપાસ પ્રદક્ષિણા કરતો રહે છે; આપણા અહીંના પ્રદેશ પ્રમાણે ચોવીસ કલાકે ઊગતો કિંવા આથમતો નથી.

## ૨ ધ્રુવમંડળવિશિષ્ટ ઘટનાઓ.

(૧) સૂર્ય નિત્ય પ્રેક્ષકના સ્વસ્વસ્તિકની દક્ષિણે જ હોયછે, પરંતુ સમશીતોષ્ણ કટિબંધમાં પણ એ જ ઘટના જોવામાં આવતી હોવાથી એને વિશિષ્ટ ઘટના તરીકે સ્વીકારી શકાય તેમ નથી.

(૨) એ સ્થળે ઘણીક તારાઓ નિત્ય ક્ષિતિજમાં રહીને ધ્રુવ તારાની આસપાસ પ્રદક્ષિણા કરે છે અને તેથી તેઓ સતત દેખાતી હોય છે. બાકીની તારાઓ સમશીતોષ્ણ કટિબંધ પ્રમાણે ઊગે છે અને આથમે છે; પરંતુ તેમના ભ્રમણના માર્ગો વિશેષ તિર્યક્ હોય છે.

(૩) એ સ્થાનમાં વર્ષના ત્રણ ભાગ હોય છેઃ—૧ એક અખંડ દીર્ઘ રાત્રિ એ મકરસંક્રમણના સમયે ઉદ્‌ભવીને વિવક્ષિત સ્થળના અક્ષાંશના પ્રમાણથી ચોવીસ કલાક કરતાં મોટી અને છ માસ કરતાં ન્હાની હોય છે; ૨ એ દીર્ઘરાત્રિની જોડીનો જ એક અખણ્ડ દીર્ઘ દિવસ; એ કર્ક સંક્રમણના સમયે થાય છે; અને ૩ બાકીના વર્ષભાગમાં સાદાં રાત્રિ દિવસનું એક ચક્ર; એમાં રાત્રિ અને દિવસ મળીને થનારો કાળ ચોવીસ કલાક કરતાં વધારે હોતો નથી. દીર્ઘ રાત્રિ થઇ જવા પછી આવનારો દિવસ, તે સમયથી થનારી અહોરાત્રમાંની રાત્રિ કરતાં ન્હાનો હોય છે અને ત્યારપછી તે મોટો થતો થતો તેનો ઊપર કહ્યા પ્રમાણે દીર્ઘ દિવસ થાય છે. એ દીર્ઘ દિવસ પછી આવનારી રાત્રિ, તે સમયથી પુનઃ પ્રારંભાતા અહોરાત્રમાંના દિવસ કરતાં ન્હાની હોય છે અને ત્યારપછી તે મોટી થતી જઇને જ્યારે ઊપર કહેલી દીર્ઘ રાત્રિસાથે મળી જાય છે, તે વેળાએ વર્ષની સમાપ્તિ થાય છે.

(૪) એ દીર્ઘરાત્રિના અન્ત સમયે આવનારી ઉષા કેટલાક દિવસ પર્યન્ત એક સરખી ટકી રહે છે. પરંતુ એ તેનો અવધિ તેમ જ તેની તેજસ્વિતા સ્થળ સ્થળના અક્ષાંશના પ્રમાણવડે ધ્રુવસ્થાનમાંની ઉષાના કરતાં ઓછાં હોય છે. ધ્રુવથી થોડાક અંશ પર્યન્તના પ્રદેશમાં ચક્રાકાર ફરનારા ઉષઃકાળના તેજનો દેખાવ તેના એકંદર અવધિમાંના ઘણાક કાળપર્યન્ત દેખાતો રહે છે. પરંતુ સાદા અહોરાત્રના મધ્યમાં આવનારી

ઉષાઓ અન્ય સ્થાનોની ઉષાઓ પ્રમાણે કેવળ એક બે કલાક સુધી જ રહે છે. અખંડ દીર્ઘ દિવસ મધ્યે જે વેળાએ સૂર્ય ક્ષિતિજમાં હોય છે, તે વેળાએ, જેમ તે ધ્રુવપર ફરેછે તે પ્રમાણે જ પ્રેક્ષકની આસપાસ ફરતો હોય છે; પરંતુ ત્યાંની પેઠે આ સ્થળે તેની પ્રદક્ષિણાઓ ક્ષિતિજ સમાન્તર ન થતાં ઘણે ભાગે તિર્યક્ થાય છે. અખંડ દીર્ઘ રાત્રિ, તે એક સરખો ક્ષિતિજની નીચે હોવાથી, લેશ માત્ર પણ દેખાતી નથી; અને બાકી રહેલા સંવત્સર ભાગમાં ઉગી તથા આથમીને ચોવીસ કલાકમાંના કેટલાક સમયપર્યન્ત તો તે ક્ષિતિજમાં આવે છે જ; એ સમય અર્થાત્ અક્ષાંશમાનથી ઓછો કિંવા વધારે હોય છે.

એવીરીતે આપણીપાસે વિશિષ્ટ ઘટનાઓનાં બે જોડાં થયાં—એક ધ્રુવસંબંધી અને બીજું ધ્રુવપ્રદેશસંબંધી. એ ઘટનાઓ પૃથ્વીના બીજા કોઇપણ ભાગમાં દૃષ્ટિગોચર થાય તેમ નથી; અને વળી પૃથ્વીના ધ્રુવ ખરેખર જ ધ્રુવ (અચલ) હોવાથી તેઓ લક્ષાવધિ વર્ષ પૂર્વે જેવા હતા તેવાજ આજે પણ છે, અને તેથીજ એ વિશિષ્ટ ઘટનાઓ સર્વ કાળને લાગૂ પડનારી છે. ચતુર્થ યુગના પૂર્વાર્ધમાં ધ્રુવસ્થાનમાંના વાતાવરણમાં ભલેને ગમે તેવાં અને ગમે તેટલાં મહાભારત પરિવર્તનો થઇ ગયાં હોય, તો પણ એ ઘટનાઓ જેવી આજે છે, તેવી જ તે તે વેળાએ પણ હતી જ. સંક્ષેપમાં કહેવાનું માત્ર એટલુંજ કે, એ ઘટનાઓ પ્રસ્તુત વિષયમાં આવશ્યકીય વૈદિક કથાઓના પરીક્ષણના કાર્યમાં ઇષ્ટ સ્થાનના પ્રમાદ રહિત માર્ગને બતાવવા માટે પરમ ઉપયોગી થઇ પડશે. એ ઘટનાઓમાંની એકાદ ઘટના આપણને વેદોમાંના વર્ણનમાં અથવા તો વેદોમાંની કથામાં મળી આવે, તો તે વર્ણન અથવા તે કથાનક મૂળ ધ્રુવવિષયક છે અને વૈદિક ઋષિઓએ કદાચિત્ તે ઘટનાને પ્રત્યક્ષ નિહાળેલી ન હોય, તો પણ વંશપરંપરાગત અવિચલ રૂપે ઊતરી આવેલી દંતકથાઓના આધારે તો તેઓ એ ઘટનાને જાણતા હતા જ, એમ આપણે નિઃસંશય માની લેવાનું છે. સદ્ભાગ્યયોગે એવા પ્રકારના ઉલ્લેખો અને વાકયો વૈદિક વાઙ્મયમાં ભરપૂર ભરેલાં છે. સરળતામાટે આપણે તેમને બે વિભાગમાં વહેંચી નાખીશું. પ્રથમ ભાગમાં દીર્ઘરાત્રિ અને દીર્ઘઉષાના પ્રત્યક્ષ વર્ણનને આપનારાં અથવા તો તેમનો સ્પષ્ટ ઉલ્લેખ કરનારાં વાકયો આવશે, અને દ્વિતીય ભાગમાં પ્રથમ ભાગમાંની ઘટનાઓનો અપ્રત્યક્ષ ઉલ્લેખ કરીને તેમને પુષ્ટિ આપનારી કથાઓ આદિનો સમાવેશ કરવામાં આવશે. પ્રથમ ભાગમાંનો પૂરાવો પ્રત્યક્ષ હોવાથી અધિક નિશ્ચયકારક છે, એટલે તેનું પ્રથમ વિવેચન કરીએ અને ત્યારપછી વૈદિક કથાઓના વિચારની દિશામાં વળીએ, એ વિશેષ ઉચિત છે.



# ચતુર્થ દર્શન.

## દેવોની રાત્રિ.



વૈદિક વાઙ્મયમંદિરના દ્વારમાં પ્રવેશ કરતાંની સાથે જ ત્યાં બહુ જ વ્યવસ્થાપૂર્વક સ્થપાયલી યજ્ઞપદ્ધતિ આપણા જોવામાં આવે છે. એ યજ્ઞોને ચાંદ્ર અને સૌર કાળમાનથી ઉત્તમ રીતે નિયમિત કરવામાં આવ્યા હતા અને એથી વૈદિક ઋષિઓની જ્યોતિ:શાસ્ત્રમાં ઘણી જ સારી પ્રગતિ થયેલી હતી, એમ દેખાઇ આવે છે. તે સમયે દૈનિક, પાક્ષિક, માસિક, ત્રૈમાસિક, ષાણ્માસિક અને વાર્ષિક યજ્ઞો હતા અને તેમનો તે વેળાએ કાલપરિમાણને દર્શાવવાના કાર્યમાં પણ ઉપયોગ થતો હતો. 'તૈત્તિરીય સંહિતા' અને 'બ્રાહ્મણો'માં ત્રીસ દિવસનો ચાન્દ્રમાસ અને એવા બાર માસના એક વર્ષનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે. ચાંદ્ર અને સૌર કાળપરિમાણનો મેળ મેળવવા માટે તે સમયમાં એક અધિક માસનો પણ સ્વીકાર કરવામાં આવતો હતો. ક્રાન્તિવૃત્ત (રાશિચક્ર)ના ૨૭ કિંવા ૨૮ ભાગ કરીને તેમને નક્ષત્રોના નામથી ઓળખવામાં આવતા હતા અને સૂર્યની વાર્ષિક પ્રદક્ષિણાના માર્ગની તેમ જ ચંદ્રની પ્રતિમાસ પૃથ્વીની આસપાસ થનારી પ્રદક્ષિણાના માર્ગની નિશાની રાખવામાટે તેઓ એ નક્ષત્રોનો ઉપયોગ કરતા હતા. વેદકાલીન આર્યોને અયનબિન્દુ, સંપાતબિન્દુ તેમ જ ઉત્તરાયણ અને દક્ષિણાયન આદિનું સારું જ્ઞાન હતું. વર્ષના છ ઋતુઓ કરીને પ્રત્યેક ઋતુમાંના ઉત્સવ (તહેવાર)ના દિવસો પણ તેમણે દૃઢતાથી નિશ્ચિત કર્યા હતા. સૂર્યની સાથે ઉગતી અને આથમતી તારાઓનું તેઓ સૂક્ષ્મતાથી નિરીક્ષણ કરતા હતા. તે કાળના પ્રમાણમાં શક્યતા હતી, તેટલી હદ સુધી પૂર્વ તથા પશ્ચિમ બિન્દુઓને પણ તેમણે નિશ્ચિત કર્યાં હતા. તે લોકોને સંપાતના ચલનનું પણ જ્ઞાન હતું. સંપાત ચલનના તેમના ઉલ્લેખોના આધારે વેદોના ભિન્ન ભિન્ન ભાગોનું વર્ગીકરણ કરવું કેવી રીતે શક્ય છે, એનું વિવેચન 'મૃગશીર્ષ અથવા વેદોની પ્રાચીનતાનો વિચાર' એ ગ્રંથમાં આવી ગયેલું જ છે. એ વર્ગીકરણ પ્રમાણે જોતાં તૈત્તિરીયસંહિતાને કૃત્તિકાકાળમાં (શકથી ૨૫૦૦ વર્ષ પૂર્વ) નાખવી પડે છે. આથી કોઇને કદાચિત્ એમ ભાસશે કે, ઉપર કહેલી ઘટનાઓનું જ્ઞાન કેવળ વેદકાળના ઉત્તરભાગમાંના ગ્રંથોમાં જ મળી આવે છે. પરંતુ ખરી રીતે એમ નથી. કારણકે, ઋગ્વેદનું અલ્પસ્વલ્પ નિરીક્ષણ કરનારને પણ તેમાં ૩૬૦ દિવસનું વર્ષ, તેમાં કોઈ કોઈ વાર ઉમેરાતો અધિમાસ* અથવા બાર ચાન્દ્રમાસોનું વર્ષ અને

---

* 'वेद मासो धृतव्रतो द्वादशप्रजावतः। वेदा य उपजायते'। ઋ. ૧,૨૫,૮. (વ્રત ધારણ કરનાર વરુણ પ્રજાયુક્ત બાર માસને જાણે છે અને (સંવત્સર સમીપ) ઉત્પન્ન થનાર માસને પણ જાણે છે.)

પ્રત્યેક વર્ષના અન્તમાં ગણવાના વધારાના બાર દિવસ* આદિના ઉલ્લેખો મળી આવશે. વસંતસંપાતથી શરત્સંપાત પર્યન્તનો સૂર્યનો ઉત્તરતરફનો માર્ગ અને શરત્સંપાતથી વસન્ત-સંપાત પર્યન્તનો તેનો દક્ષિણ તરફનો માર્ગ, એ ઉભયનો પણ ઋગ્વેદમાં કેટલેક સ્થળે **દેવયાન** અને **પિતૃયાન**ના નામથી ઉલ્લેખ કરેલો છે.† એથી ઋગ્વેદકાલીન કાલ-માપનપદ્ધતિ તૈત્તિરીયસંહિતા કાળની પદ્ધતિ કરતાં બહુ જ થોડા પ્રમાણમાં ભિન્ન હતી, એમ દેખાઈ આવે છે. હવે બાર મહિનાનું વર્ષ અથવા વર્ષના છ ઋતુઓ હોવાની પદ્ધતિ કેવળ સમશીતોષ્ણ કટિબંધ અને ઉષ્ણકટિબંધમાં જ શક્ય છે. એટલા માટે ઉપર કહેલી ઘટનાઓના આધારે જ જો જોવું હોય, તો એ પદ્ધતિ જે લોકોમાં ચાલુ હતી, તે લોકો સમશીતોષ્ણ કિંવા ઉષ્ણકટિબંધમાં એટલે કે જ્યાં સૂર્ય વર્ષના ૩૬૦ દિવસોમાંના પ્રત્યેક દિવસે થોડીવાર પણ ક્ષિતિજમાં દેખાય છે, એવા સ્થાનમાં જ વસતા હતા, એમ જ કહેવું જોઇએ. આજ પર્યન્ત વૈદિક કથાઓનો પ્રસ્તુત શાસ્ત્રપદ્ધતિથી જે વિચાર થયેલો છે, તેથી પણ એ જ અભિપ્રાયને પુષ્ટિ મળે છે. વૃત્ર એટલે અવ-ર્ષણ અથવા તો અંધકારની દેવતા છે, એમ આ ગાથાશાસ્ત્રીઓ પણ માને છે અને કેટલીક કથાઓ પ્રકાશ તથા અંધકાર, ઉન્હાળો તથા શિયાળો અને દિવસ તથા રાત્રિ આદિની દેવતા અથવા તો ઇન્દ્ર અને મેઘની થતી ઝટાપટીઓનો બોધ કરાવનારી છે, એવી કલ્પનાથી તેમના અર્થ કરવામાં આવે છે. બૅંગ્લોર નિવાસી **નારાયણ આયં-ગારે** એવી કેટલીક કથાઓના નાક્ષત્રોપપત્તિથી અર્થો કરીને તે કથાઓનું વલન વૈદિક સુધારણાના અત્યંત પ્રાચીન કાળમાં વસંતસંપાત મૃગશીર્ષ પુંજમાં હતો, એમ બતાવવા તરફ જ ઢળેલું છે, એમ સિદ્ધ કર્યું છે. પરંતુ એ સર્વ કલ્પનાઓમાં અને અર્થ કર-વાની પદ્ધતિઓમાં પ્રાચીન વૈદિક આર્ય લોકો સમશીતોષ્ણ કિંવા ઉષ્ણકટિબંધમાં જ ક્યાંક વસતા હતા અને વેદોમાંની સર્વ ઘટનાઓ તેમ જ દંતકથાઓનો જન્મ તથા તેમની વૃદ્ધિ એવા જ કોઈ સ્થાનમાં થયેલી હતી, એવા મતનો સ્વીકાર કરવામાં આવેલો છે.

વૈદિક લોકોના આદિનિવાસ અને તેમની પુરાતન કથાઓની પ્રાચીનતાના સંબં-ધમાં વ્યુત્પત્તિશાસ્ત્ર, ગાથાશાસ્ત્ર અને કાલમાપનપદ્ધતિ ઈત્યાદિકના સાહાય્યથી કરેલા વેદગ્રંથોના પરીક્ષણના યોગે ઉપર પ્રમાણે માહિતી મળે છે. પરંતુ એ દિશાથી વિચાર કરનાર સમક્ષ સહજ એવો એક પ્રશ્ન આવીને ઉભો રહે છે કે, ઉપર્યુક્ત પ્રકારના

---

* ‘द्वादश द्यूनगोह्यस्यातिथ्ये रणन्नृभवः ससंतः’। ઋ. ૪,૩૩,૭.

† વૈદિક કાળના લોકોનું જ્યોતિઃશાસ્ત્ર વિષયક જ્ઞાન કેટલું હતું, એનું જો સવિસ્તર અવ-લોકન કરવું હોય,તો કૈ. દીક્ષિતકૃત ‘ભારતીય જ્યોતિઃશાસ્ત્ર’ નામક ગ્રંથમાંના ‘વૈદિક કાલ’ નામક પ્રકરણનું નિરીક્ષણ કરવું.

શોધોની ગતિ અહીં સુધી આવીને જ અટકી જાય છે કે શું ? ઋગ્વેદમાંની સર્વ દેવતાઓ, ઘટનાઓ અને દંતકથાઓ આદિની એક જ કાળમાં ઉત્પત્તિ થઇ હતી, એમ માનવું ભૂલભરેલું છે એ તો સંપાતચલનના ઉલ્લેખથી સ્પષ્ટ દેખાઇ આવે છે. ઋગ્વેદની કાલક્રમાનુસાર રચના કરેલી ન હોવાથી તેમાંના એક ભાગમાંની એક ઘટનાને લઇને તેનો સ્વતંત્ર વિચાર કરી શકાય તેમ છે જ નહિ. પ્રાચીન કાળના જૂદા જૂદા ભાગોમાંની ઘટનાઓ તેમાં એટલી બધી વિલક્ષણ રીતિથી એકત્ર મળી ગયેલી છે, કે તેના કાલાનુક્રમને શૃંખલાબદ્ધ કરવામાટે બહુ જ દીર્ઘ પ્રયાસ કરવો જોઇએ. એ કાર્ય અત્યંત કઠિન છે, એટલું જ નહિ પણ કેટલાક વિષયોમાં તો સર્વથા અશક્ય પણ છે, તથાપિ પ્રત્યેક સમયની પ્રજાએ પોતાથી બની શકે તેટલો પ્રયત્ન કરીને ભાવિપ્રજાના પરિશ્રમને કેટલાક પ્રમાણમાં ઓછો કરવાના માર્ગો તૈયાર કરી રાખવા જોઇએ; અને એમ કરવાથી કાલાન્તરે પણ શાસ્ત્રીય જ્ઞાનની વૃદ્ધિની સાથે સાથે ઉત્તરોત્તરની પ્રજાઓને એ કાર્ય અધિકાધિક સુલભ થતું જશે. અસ્તુ. ત્યારે હવે વૈદિક કાલમાપન પદ્ધતિમાંથી જો આજ પર્યન્ત ધ્રુવ પાસેના વસતિસ્થાનનું નામ નિશાન ન પણ મળ્યું હોય, તો પણ તેમાંની જ આજ સુધી ક્ષુલ્લક જાણીને ત્યાગી દીધેલી ઘટનાઓનું આધુનિક શાસ્ત્રીય શોધોના અનુરોધે પરીક્ષણ કરવાથી કેટલીક મહત્ત્વની વાર્તાઓ જાણવામાં આવી શકે એમ છે. અર્થાત્ ઋગ્વેદમાંના કેવળ ચાંદ્રસૌરમાનના વર્ષને જોઇને જ આપણે આપણા શોધ કાર્યથી વિમુખ થવાનું નથી. ધ્રુવપ્રદેશમાંની વિશિષ્ટ ઘટનાઓનું તો પૂર્વે વિવેચન કરેલું જ છે. હવે એ ઘટનાઓ આપણા સમક્ષનાં વેદવાક્યો તથા વૈદિક કથાઓને કેટલેક અંશે લાગૂ પડે છે, એ જ કેવળ આપણે હવે જોવાનું છે.

ખગોલનું છત્ર સમાન ભ્રમણ, એ ઘટના ધ્રુવબિન્દુવિશિષ્ટ છે; અને વૈદિક લોકો અથવા તો તેમના પૂર્વજો કોઈ પણ કાળમાં ત્યાં નિવાસ કરીને રહેલા હોય, તો એ ઘટના તેમની દંતકથાઓમાં ક્યાંક પણ અવશ્ય મળવી જ જોઇએ. એવી રીતે જોતાં એવા પ્રકારનાં વાક્યો ઋગ્વેદમાં મળી આવે છે. 'या अक्षेणेव चक्रिया शचीभिर्विष्वक्तस्तंभ पृथिवीमुत द्याम्'। (ઋ. ૧૦,૮૯,૪.) 'જેવી રીતે ધુરા ચક્રને ધારણ કરે છે, તે પ્રમાણે જે પોતાની શક્તિથી પૃથ્વીને અને આકાશને પૃથક્ પૃથક્ ધરી રાખે છે;' 'अवंशे द्यामस्तामयत्' (ઋ. ૨,૧૫,૨.) 'આધાર વિના આકાશને ટકાવી રાખ્યું;' 'य इमे द्यावापृथिवी जजान उर्वी गभीरे रजसी सुमेके अवंशे धीरः शच्या समैरत्'। (૪,૫૬, ૩.) 'જે આ વિસ્તીર્ણ દ્યાવા પૃથ્વીને ઉત્પન્ન કરીને જે સુંદર અને વિસ્તીર્ણ લોકોને સ્તંભ વિના પોતાની શક્તિથી જ પ્રેરતો હવો;' 'स सूर्यः पर्युरु वरांस्येंद्रोववृत्यद्रथ्येवचक्रा'। (૧૦,૮૯,૨.) 'તે સૂર્યરૂપી ઇન્દ્ર વિશાળ વિસ્તાર (તારાગણયુક્ત આકાશ)ને રથના

ચક્ર પ્રમાણે ગોળાકાર ફેરવતો હવો।' આમાંના આ અંતિમ વાક્યમાંની તારાગણયુક્ત આકાશની ચક્રાકાર ગતિ અને બીજાં વાક્યોમાંની તેને સ્તંભ વિના ટકાવી રાખવાની વાર્ત્તાનો એકત્ર વિચાર કરવાથી એ સ્થિતિ કેવળ ધ્રુવદેશમાં વસનારાઓના જોવામાં આવનારી છે, એમ સ્પષ્ટ જણાઈ આવશે; કારણ કે, શીતોષ્ણ અને ઉષ્ણ કટિબંધમાં પણ જો કે નક્ષત્રોની ચક્રાકાર ગતિ દેખાઇ આવે છે, તો પણ સ્તંભ વિના આકાશને એ ચક્રાકાર ગતિ—અનુસાર પકડી રાખવાની કલ્પના તે સ્થાનોમાં શક્ય નથી; એ તો કેવળ ધ્રુવપ્રદેશમાં જ ઉત્પન્ન થનારી કલ્પના છે. 'अमी य ऋक्षा निहितास उच्चा नक्तं ददृश्रे कुहचिद्दिवेयुः। (ઋ. ૧,૨૪,૧૦.) એમાં (આકાશના) 'ઉચ્ચ પ્રદેશમાંના જે એ ઋક્ષ (સપ્તર્ષિ) તે રાત્રે જ દેખાય છે અને દિવસે ક્યાંક ચાલ્યા જાય છે, એમ કહેલું છે. આમાં સપ્તર્ષિની ઉચ્ચતાનો જ સંબંધ હોવાથી 'ઉચ્ચપ્રદેશમાંના' એ શબ્દને જોતાં તે સમયમાં તેઓ જોનારના મસ્તકની બરાબર ઉપર હોવા જોઇએ, એ ખુલ્લું જણાઇ આવે છે. એ સપ્તર્ષિની સ્થિતિ પણ ઉષ્ણ કિંવા સમશીતોષ્ણ કટિબંધમાંની ન હોઇને ધ્રુવમંડળમાંની જ છે. ઋગ્વેદમાં નક્ષત્રો કિંવા આકાશની ગતિનું વર્ણન કરનારાં વાક્યો વિશેષ પ્રમાણમાં ન હોવાથી ૭ માસનો દિવસ અને ૭ માસની નિશા, એ જે ધ્રુવ વિશિષ્ટ બીજી ઘટના છે, તેનું આપણે મનન કરીશું.

દેવોનો દિવસ અને દેવોની રાત્રિ એ બન્ને ૭ ૭ માસનાં હોય છે, એ કલ્પના આપણા સંસ્કૃત વાઙ્મયમાં એટલી બધી પ્રસિદ્ધ છે કે, એનો ઉલ્લેખ પૂર્વાપર સર્વ ગ્રંથોમાં આવેલો છે. પુરાણ ગ્રંથ તેમ જ જ્યોતિર્ગ્રંથોમાં પણ એનું વર્ણન છે. જ્યોતિષીઓનો જે ઉત્તરધ્રુવ, તે જ પુરાણોનો મેરુપર્વત. '**સૂર્ય સિદ્ધાન્ત**' માં 'મેરુપર્વત-પર દેવો સૂર્યને મેષરાશિથી આરંભાતી અર્ધ પ્રદક્ષિણામાં એક વાર જ ઉગેલો જુએ છે, એમ કહેલું છે. પુરાણોમાંના વર્ણન પ્રમાણે દેવોનું ગૃહ મેરુ પર્વતપર છે; અને એથી તેમનાં ૭ માસનાં દિવસ અને રાત્રિ વિષયક વાક્યનો સહજ નિર્ણય થઇ જાય છે અને એ નિર્ણય સર્વ પ્રકારના પંડિતોને માન્ય પણ છે. દેવોનો દિવસ (દેવયાન) એટલે વસંતસંપાતથી શરત્સંપાત પર્યન્તનો સૂર્યનો માર્ગ. એ જ કાળમાં સૂર્ય ઉત્તર ધ્રુવ પ્રદેશમાં દેખાતો હોય છે. તેમ જ શરત્સંપાતથી પુનઃ વસંતસંપાત પર્યન્તનો સૂર્યનો જે માર્ગ તે જ દેવોની રાત્રિ. કારણ કે, તે સમયે સૂર્ય ઉત્તર ધ્રુવપ્રદેશમાં દૃષ્ટિગોચર થતો નથી. પરન્તુ આ અર્થ ધ્યાનમાં ન આવવાથી 'સિદ્ધાન્ત શિરોમણિ' કાર ભાસ્કરાચાર્યે ઉત્તરાયણ એટલે દેવોનો દિવસ કેવી રીતે, એવો પ્રશ્ન* કરીને એ વિશે પોતાનો સંશય વ્યકત કરેલો છે. કારણ કે, તેના સમયમાં મકરસંક્રમણથી તે

---

* આ પ્રશ્નનું 'મૃગશીર્ષ' માં સવિસ્તર વિવેચન કરાયલું છે. જુઓ પૃષ્ટ ૯ થી ૧૩ પર્યન્ત.

કર્ક સંક્રમણ સુધીનો જે કાળ તે ઉત્તરાયણ, એવો જ ઉત્તરાયણનો અર્થ પ્રચલિત હતો; અને એ સર્વ કાળમાં મેરુપર્વત એટલે કે, ઉત્તરધ્રુવમાં કાંઇ સૂર્ય દેખાતો નથી. પરંતુ ઉત્તરાયણનો પૂર્વકાલીન સત્ય અર્થ ધ્યાનમાં ન આવવાથી જ ભાસ્કરાચાર્યનો એ પ્રમાદ થયેલો છે. કારણ કે, ઉત્તરાયણના ખરા અર્થને જોતાં ઉત્તરાયણ એટલે દેવોનો દિવસ કેવીરીતે, એ સહજ આપણા જાણવામાં આવી જાય છે. દેવ એટલે દેવ સમાન માનેલા મનુષ્યોના મૃતપૂર્વજો એવો પણ કેટલાકો 'દેવ' શબ્દનો અર્થ સમજે છે; પરન્તુ એમ કરવાનું કાંઈ પણ કારણ નથી. કારણ કે, આપણા પૂર્વજો કદાપિ કોઈ કાળમાં ઉત્તરધ્રુવપ્રદેશમાં રહેલા હોય તો તેમના દેવો પણ અર્થાત્ ત્યાંના જ હોવા જોઇએ. હવે પછીના આ ગ્રંથના એક ભાગમાં વૈદિક દેવતાઓનાં ધ્રુવવિશિષ્ટ લક્ષણોનું વિશેષ વિવેચન આવવાનું છે, એટલે પ્રસ્તુત પ્રશ્નમાં દેવને ગમે તે ધારી લેવામાં આવે તો તેથી કશી અડચણ થાય તેમ નથી. મુખ્ય મુદ્દો તેમાં ધ્રુવવિશિષ્ટતા છે કે નહિ, એ જોવાનો જ છે; અને એની સિદ્ધિ થઈ એટલે આપણું કાર્ય થઈ ગએલું જ સમજી લેવાનું છે.

એ વિશેનો બીજો આધાર મનુસ્મૃતિમાંથી મળી આવે છે;—

"दैवे रात्र्यहनी वर्ष प्रविभागस्तयोः पुनः।
अहस्तत्रोदगयनं रात्रिः स्याद्दक्षिणायनम्" ॥

(મનુ. અ. ૧, શ્લોક ૬૭.)

—એનો અર્થ એવો થાય છે કે, 'વર્ષ એટલે દેવોનું એક અહોરાત્ર—એમાં દિવસ એટલે ઉત્તરાયણ અને રાત્રિ એટલે દક્ષિણાયન.' કાલવિભાગ પ્રકરણમાં આ વિષય આવેલો છે. એ દેવોના અહોરાત્રના કાલમાનના આધારે જ ત્યાર પછી કલ્પ આદિ કાલગણના કરાયલી છે. પુરાણોમાં પણ એ કલ્પનાની સારી વૃદ્ધિ થયેલી દેખાય છે, એટલે કે, સર્વથા વૈદિક કાળથી તે પુરાણ કાળ પર્યન્ત એના ઉલ્લેખો મળી આવે છે અને તેથી એનો મૂળ પ્રચાર એના પ્રત્યક્ષ નિરીક્ષણથી જ થયેલો હોવો જોઇએ, એમ માનવું જ પડે છે. અસ્તુ; મહાભારતમાં પણ વનપર્વમાં મેરુપર્વતનું એટલું બધું ઉત્તમ વર્ણન આપેલું છે કે, તેથી મેરુ અને ધ્રુવની એકતાવિશે લેશ માત્ર પણ શંકા અવશિષ્ટ રહેતી નથી. મહાભારતમાંનું એ વર્ણન અર્જુન મેરુપર્વતપર ગયો હતો, તે વેળાના તેના પ્રવાસનું છે. એમાં કહેલું છે કે, 'મેરુપર્વતપર સૂર્ય, ચંદ્ર અને સર્વ તારકો પ્રતિદિવસ તે (પર્વત)ની આસપાસ પ્રદક્ષિણા કરતા ફર્યા કરે છે.'* એ જ પ્રમાણે આગળ જતાં બીજું વર્ણન છે અને

---

*"एनंत्वहरहर्मेरुं सूर्यचन्द्रमसौ ध्रुवम्।
प्रदक्षिणामुपावृत्य कुरुतः कुरुनन्दन" ॥

તે આ પ્રમાણે;—"આ પર્વતરાજ ખાસ પોતાના તેજથી અને તેનાપરની વનસ્પતિઓના પ્રભાવથી અંધકારનો નાશ કરતો હોવાથી ત્યાં રાત્રિ અને દિવસમાં ભેદ જ દેખાતો નથી."* એથી આગળ ચાલતાં વળી 'ત્યાંના લોકોનાં અહોરાત્ર વર્ષ સાથે સમાન થયાં' એમ પણ કહેલું છે.† આ વર્ણનથી એટલું તો દેખાઈ જ આવે છે કે, જે સમયમાં મહાભારતની રચના થઇ, તે સમયમાં ગ્રંથ લેખકોને ઉત્તરધ્રુવવિશિષ્ટ ઘટનાઓનું સૂક્ષ્મ જ્ઞાન હતું. હવે આટલું બધું જ્ઞાન તેમને કેવળ ગણિત અને જ્યોતિઃશાસ્ત્રના સાહાય્યથી જ મળ્યું હતું, એમ સંભવતું નથી. કોઇ પણ એક સમયમાં પ્રત્યક્ષ નિહાળેલી ઘટનાઓ પરંપરાગત તે કાળમાં જ્ઞાત હતી. એ મેરુપર્વતના તેજનો જે ઉલ્લેખ આવેલો છે, તે વળી વિશેષ ધ્યાનમાં રાખવા જેવો છે. કારણ કે, તે તેજ તે ધ્રુવપ્રદેશમાં દેખાતો 'અરોરાબોરિયાલિસ' અથવા ઉદીચીન (ઉત્તરતરફનો) ઉષાપ્રકાશ જ છે. ત્યારે હવે એ પ્રમાણે વેદ કાળ પછીના ગ્રંથોમાં ૭ માસનાં રાત્રિ અને દિવસનો ઉલ્લેખ તેમ જ મેરુપર્વતનું સવિસ્તર વર્ણન આદિ વિષયો એટલા બધા સ્પષ્ટ છે કે, એ વાર્તા અત્યંત પ્રાચીન કાળથી જ પરંપરાગત આવેલી હોઇને તે ગમે ત્યારે પણ એકવાર પ્રત્યક્ષ જોવામાં આવેલી હોવી જ જોઇએ, એમ માનવાવિના આપણો છૂટકો જ થતો નથી અને વૈદિક ગ્રંથોમાં પણ એના ઉલ્લેખ હોવાથી એમ માનવા માટેનો વળી એક સારો આધાર પણ મળે છે.

'તૈત્તિરીય આરણ્યક'માં "મેરુપર્વત સપ્ત આદિત્યોનું સ્થાન હોઇને આઠમો આદિત્ય જે કશ્યપ તે મહામેરુને છોડીને કદાપિ કયાંય જતો નથી અને તે સપ્ત આદિત્યોને પ્રકાશ આપીને પર્વતને પણ પ્રકાશમાન કરે છે," એવું વર્ણન આપવામાં આવ્યું છે. 'તૈત્તિરીય બ્રાહ્મણ'માં તો 'एकं वा एतद्देवानामहः यत्संवत्सरः' (એટલે કે, 'જેને સંવત્સર. કહે છે, તે દેવોનો એક દિવસ છે,) એમ સ્પષ્ટ કહેલું છે. (તૈ. બ્રા. ૩,૯,૨૨.) આવા એક સર્વથા સ્પષ્ટ વાકયના આધારે પણ એક સમયે કાંઈ વિશેષ પ્રકારનું અનુમાન કરવાનું સાહસ હું કરી શકયો ન હોતો. બ્રાહ્મણમાંના એ વચનની જોડીનો સંહિતા ગ્રંથમાં કશો પણ આધાર ન મળવાથી ઉત્તરાયણ અને દક્ષિણાયનને અનુક્રમે દેવોનો દિવસ અને દેવોની રાત્રિ એમ બહુધા લક્ષણોથી જ કહેલાં હોવાં જાઇએ, એમ જ

---

ज्योतींषि चाप्यशेषेण सर्वाण्यनघ सर्वतः।
परियान्ति महाराज गिरिराजं प्रदक्षिणम्" ॥ મ. ભા. વનપર્વ, અ. ૧૬૩.

*"स्वतेजसा तस्य नगोत्तमस्य महौषधीनां च तथा प्रभावात्।
विभक्तभावो न बभूव कश्चिदहोनिशानां पुरुष प्रवीर" ॥ મ. ભા. વનપર્વ, અ. ૧૬૪.

†"बभूव रात्रिर्दिवसश्चतषां संवत्सरेणैव समानरूपः" ॥ મ. ભ. પવનપર્વ, અ. ૧૬૫.

મને ભાસતું હતું. પરંતુ ત્યાર પછી કરેલા શોધોના આધારે એ વચનનો ધ્રુવ સાથે સંબંધ છે, એવું અનુમાન કરવાની મને ફરજ પડી. એ અનુમાન વિશેનો પૂરાવો હવે પછીના વિવેચનમાં આવવાનો છે. એ ઉપર આપેલા 'તૈત્તિરીય બ્રાહ્મણ'માંના વચન વિશે કેટલીક શંકાઓ કરી શકાય એમ છે. એ વચન કેવળ કલ્પનાથી જ લખેલું હશે, કિંવા આલંકારિક હશે, અથવા તો જ્યોતિર્વિદોએ પછીથી પોતાનાં જ્યોતિઃશાસ્ત્ર વિષયક જ્ઞાનના યોગે તે વિશેનું અનુમાન કરી તેને પ્રત્યક્ષ અવલોકેલી ઘટના સમાન સ્વરૂપ આપ્યું હશે ઇત્યાદિ; પણ એ સર્વ શંકાઓ સર્વથા વ્યર્થ છે. આ વાર્ત્તા જો કેવળ જ્યોતિષ ગ્રંથોમાં જ મળી આવી હોત, તો કદાચિત્ ઉપરની કલ્પનાઓમાંની અંતિમ કલ્પના કિંવા શંકા સયુક્તિક મનાઈ જાત, એમાં સંશય નથી જ. પ્રથમ દર્શને અસભવનીય જેવી દેખાતી ઘટનાઓનો કેવળ જ્યોતિષ જ્ઞાનના યોગે જ લોકોને વિશ્વાસ બંધાઈ જાય, એ શક્ય નથી. વળી આ વાર્ત્તા વૈદિક ગ્રંથોમાં મળી આવતી હોવાથી ઉપર્યુક્ત કલ્પનાને ખરી માનવા સાથે તે કાળના લોકોને જ્યોતિર્ગણિતનું બહુ જ ઉત્તમ અને સૂક્ષ્મ જ્ઞાન હતું, એમ પણ માનવું પડે છે. પરંતુ તે શક્ય દેખાતું નથી. હીરોડોટસ્ નામના ગ્રીક ઇતિહાસકારના કાળમાં (ઇ. સ. થી ૪૫૦ વર્ષ પૂર્વે) પણ '૭ માસ પર્યન્ત નિદ્રાધીન થઇ રહેનારા લોકો પૃથ્વી પર છે' એ કથન લોકોને અસત્ય લાગતું હતું. અર્થાત્ હીરોડોટસ્‌થી કેટલાંક શતકો પૂર્વે એ વાર્ત્તા કિંવા ઘટનાની વૈદિક ઋષિઓએ ગણિતના આધારે રચના કરી હોય, એમ કહેવું શક્ય નથી; કિન્તુ એ ઘટનાને તેમણે કિંવા તેમના પૂર્વજોએ અવશ્ય પ્રત્યક્ષ નિહાળેલી હોવી જ જોઇએ. પણ એ સર્વ શંકાઓનો પારસી લોકોના ધર્મ ગ્રંથોમાંના એ જ અર્થને સૂચવનારા એક વાક્યના આધારે તત્કાળ લોપ થઇ જાય એમ છે. તેમાં '**તએચ અયર મઇન્ય એન્તે યત્ યરે**' એટલે 'જે વર્ષ છે તેને તેઓ દિવસ માને છે.' એમ કહેલું છે; અને 'તૈત્તિરીય બ્રાહ્મણ' માંના વાક્યનું એ કેવળ રૂપાન્તર છે.* એ વાક્ય જે પ્રકરણમાં આવેલું છે, તેમાં **અહુરમજદ** અને **યિમ**નો સંવાદ વર્ણવેલો છે. તેમાં **અહુરમજદ** મનુષ્યોના આદિ રાજા **યિમ**ને સૂચના કરે છે કે; "ભયંકર શીતલતાનો કાળ સત્વર જ આવવાનો છે અને તે હિમ (બર્ફ) ના ઘન આવરણના યોગે સંપૂર્ણ જીવસૃષ્ટિનો વિનાશક છે; એટલામાટે હે **યિમ**, તું વનસ્પતિ અને પ્રાણીઓનાં બીજને યત્નથી સંભાળી રાખવામાટે એક વર (ઘર) બાંધ." આ સંવાદ 'અઇર્યન્ વઇજો' (ઇરાનીઓના

---

* આ વાક્ય સર્વથા સંસ્કૃત જેવું જ છે ' **तेच अहर्मन्यन्ते यद्वर्षम्** ' એવું એનું સંસ્કૃત રૂપાન્તર થઈ શકે છે. વર્ષ વાચક **યર** શબ્દનું સ્વરૂપ સંસ્કૃતમાં દેખાતું નથી. અંગ્રેજીમાંનો **ઈયર** (year) શબ્દ એની સાથે મળતો આવતો દેખાય છે.

નન્દનવન ) માં થયો હતો, એમ કહેલું છે. એ પ્રમાણે વર (ઘર) બાંધ્યા પછી યિમે અહુરમજદને પૂછ્યું કે; 'હે જગત્પ્રભવ, હે પવિત્ર પુરુષ, તે વર (ઘર) માં પ્રકાશ પાડવા માટેના દીપક ક્યાં છે વારુ?' એના ઉત્તરમાં અહુરમજદે કહ્યું કે;—"તે સ્થાનમાં સૃષ્ટ અને અસૃષ્ટ દીપક છે. ત્યાં ચંદ્ર, સૂર્ય અને તારકાઓ વર્ષમાં એક વાર જ ઉગે છે અને એક વાર જ આથમે છે અને સમસ્ત વર્ષ એક દિવસ સમાન જ દેખાય છે!" આ વાક્યમાંની સર્વે વાતો એકંદર રીતે બહુ જ મહત્વની છે. પ્રથમ તો 'અઇર્યન્ વઇજો' એટલે કે, ઇરાની લોકોનો આદિ નિવાસ હિમાવતરણના યોગે વસતિ માટે અયોગ્ય થયો હતો; દ્વિતીય, તે સ્થાનમાં ચંદ્ર અને સૂર્ય વર્ષમાં એકવાર જ ઉગતા અને એકવાર જ આથમતા હતા. તેમ જ ત્યાંનું વર્ષ દિવસ સમાન હતું. હવે આ વિગત અને 'તૈત્તિરીય બ્રાહ્મણ' માંનું ઉપર આપેલું વાક્ય એ ઉભયમાં કેટલું બધું સામ્ય રહેલું છે, એ વિશે વિશેષ કહેવાની અગત્ય નથી. ઉપર્યુક્ત વર્ણનથી 'અઇર્યન્ વઇજો' અને યિમે બાંધેલું વર (ઘર), એ બન્ને ધ્રુવ પાસે જ હતાં, એ સર્વથા સ્પષ્ટતાથી જ દેખાઇ આવે છે. અવેસ્તિક અને વૈદિક આર્ય લોકોના ઉભય વાઙ્મયોમાં મળી આવતી એ ઘટના કેવળ કવિકલ્પના કિંવા જ્યોતિષીઓએ અનુમાનથી કાઢેલી કલ્પના હશે, એમ સંભવતું નથી. કિન્તુ એ ઘટના ગમે ત્યારે પણ અવશ્ય પ્રત્યક્ષ જોવામાં આવેલી હોવી જ જોઇએ.

એ કિંવા એવા પ્રકારનો બીજો કોઇ ઉલ્લેખ ઋગ્વેદમાં નથી એ ખરું; પણ તેમાં એને પુષ્ટિ આપનારાં બીજા પુષ્કળ વચનો છે. પ્રાચીન વૈદિક વર્ષના **દેવયાન** અને **પિતૃયાન** એવા બે ભાગ કરેલા મળી આવે છે, તે તથા **ઉત્તરાયણ** અને **દક્ષિણાયન** પૂર્વે એક જ હતાં. **દેવયાન** શબ્દ 'દેવોના માર્ગ'ના અર્થમાં યોજેલો ઋગ્વેદમાં અનેક સ્થળે મળી આવે છે.* ઋગ્વેદ, ૧,૭૨,૭ માં અગ્નિને 'દેવયાનજ્ઞાતા' કહેલો છે. તેમ જ, ૧,૧૮૩,૬ અને ૧,૧૮૪,૬, માં 'હે અશ્વિનો, અમે તમ (અંધકાર) ને પાર આવી પહોંચ્યા છીએ, એટલે હવે દેવયાન માર્ગથી તમો અમારી પાસે આવો' એવો વિષય આવેલો છે. પુનઃ ૭,૭૬,૨, માં 'દેવયાન માર્ગ મને દેખાવા લાગ્યો,—ઉષાનો કેતુ (નિશાન) પૂર્વ દિશામાં ફરકતો દેખાય છે, એમ કહેલું છે. એ વાક્યોથી દેવયાનનો આરંભ ઉષાના

---

* 'अंतर्विद्वाँ अध्वनो देवयानान्'। ऋ. १,७२,७.

'अतारिष्म तमसस्पारमस्य प्रति वां स्तोमो अश्विनावधायि ।

'एह यातं पथिभिर्देवयानैः'। ऋ. १,१८३,६.

'प्रमे पंथा देवयाना अदृश्रन्......अभूदु केतुरुषसः पुरस्तात्'। ऋ. ७,७६,२.

'परं मृत्यो अनु परेहि पंथां यस्ते स्व इतरो देवयानात्'। ऋ. १०,१८,१.

ઉદયથી એટલે કે અંધકારની સમાપ્તિ થવા પછી થતો હતો, અને એ જ માર્ગે અગ્નિ, અશ્વિનૌ, ઉષા તથા સૂર્ય આદિ પ્રાતઃકાલિક દેવતાઓ પોતાના દિવ્ય ભ્રમણમાં ફરતી હતી, એ ચાસન દેખાઈ આવે છે. અન્ય પક્ષે પિતૃયાનને દેવયાનનો વિરોધી કિંવા મૃત્યુનો માર્ગ ઋગ્વેદમાં કહેલો છે. એથી પિતૃયાનનો આરંભ અંધકાર છવાયા પછી થતો હતો, એમ જણાય છે. ૧૦,૮૮,૧૫ માં એ સૂક્તનો ઋષિ કહે છે કે;*—"મેં કેવળ બે માર્ગોવિશેજ સાંભળેલું છે; એક દેવોનો અને બીજો પિતરોનો માર્ગ." હવે જ્યારે એ પ્રત્યેક† યાનના ત્રણ ત્રણ ઋતુઓ હોય છે એવું 'શતપથ બ્રાહ્મણ'માં વર્ણન છે, ત્યારે તે નિત્યનાં દિવસ રાત્રિ ન હોઇને વર્ષના બે ભાગ—જે ધ્રુવપ્રદેશમાંનો છ માસનો દિવસ અને ત્યાંની છ માસની રાત્રિ—જ હોવાં જોઇએ. એ ભાષા ત્યાર પછી બદલેલા સ્થાનને જોકે અનુરૂપ નહોતી, તોપણ તે એકવાર રૂઢ થયેલી હોવાથી તેમની તેમ જ રહી ગઈ. તાત્પર્ય કે, દેવયાન અને પિતૃયાનરૂપી વર્ષવિભાગનો ઉપર પ્રમાણે અર્થ કરવાથી 'તૈત્તિરીય બ્રાહ્મણ'માંના 'સંવત્સર એટલે દેવોનો એક દિવસ' એ વચનને બહુ જ સારું પૃષ્ઠબળ મળે છે. એ દેવયાન કિંવા દેવોના માર્ગનો પારસી ધર્મગ્રંથમાં પણ ઉલ્લેખ છે, એ અહીં કહેવું જ જોઇએ. તે ગ્રંથમાં એકસ્થળે "ફ્રવશીઓ (પિતરો) એ ચંદ્ર અને સૂર્યને **મજ્દે કરેલો માર્ગ—દેવોએ કરેલો માર્ગ**—બતાવ્યો." (ફ્રૂર્વરદીનયશ્ત) એવું અને અન્ય એક સ્થળે "દએવાના (અસુરોના) ત્રાસને લીધે આગળ ન વધતાં ચંદ્ર અને સૂર્ય ફ્રવશીએ તેમને મજદનો (દેવોનો) માર્ગ બતાવ્યો ત્યાં સુધી ઘણા સમય પર્યન્ત ત્યાં જ થોભી રહ્યા." એવું વર્ણન છે. એથી મજ્દનો માર્ગ પણ દેવયાન પ્રમાણે અસુરોના ત્રાસમાંથી સૂર્ય મુક્ત થયા પછી જ આરંભાય છે, એમ સિદ્ધ થયું. એ પ્રમાણે વૈદિક અને પારસીક વાઙ્મયની એ ઘટનાના સંબંધમાં સંપૂર્ણ એકવાક્યતા છે.

હવે ભારતીય અને પારસીક ધર્મ ગ્રંથોમાંના એ સાદૃશ્યની આટલેથી જ સમાપ્તિ થાય છે, એમ નથી. આપણી પેઠે પારસી લોકોમાં પણ પિતૃયાણના સંબંધમાં એક મોટો કટાક્ષ છે. પિતૃયાણ એટલે કે દક્ષિણાયનમાં મરણ થવાને આપણે અશુભ માનીએ છીએ અને એ જ કારણથી ભારતપ્રસિદ્ધ ભીષ્માચાર્યના મરણનું કાર્ય ઉદગયન આવતાં સુધી મુલતવી રહ્યું હતું (તેઓ ઇચ્છામરણી હોવાથી એમ બની શકયું હતું), એવું મહાભારતમાં વર્ણન છે. ઉપનિષદ્ ગ્રંથોમાં પણ ઉત્તરાયણમાં અને દક્ષિણાયનમાં મરણ પામનારા આત્માઓની ગતિનું વર્ણન કરીને ઉત્તરાયણ એટલે કે દેવયાનમાર્ગના શ્રેયસ્કરત્વનું કથન કરેલું છે. એ સર્વ વાક્યો શંકરાચાર્યે 'બ્રહ્મસૂત્ર'ના

---

* 'द्वे सृती अशृणवं पितॄणामहं देवानामुत मर्त्यानाम्' । ऋ. १०,८८,१५.

† એ વિશેનું સવિસ્તર વિવેચન 'મૃગશીર્ષ'ના 'યજ્ઞયાગ કાળ' નામક દર્શનમાં કરાયલું છે.

ચતુર્થ અધ્યાયમાંના દ્વિતીય પાદનાં 'रश्म्यनुसारी' । ૧૮ । 'निशि नेतिचेन्न, संबंधस्य यावद्देहभावित्वाद्दर्शयाति च' । ૧૯ । 'अतश्चायनेऽपि दक्षिणे' । ૨૦ । 'योगिनः प्रति च स्मर्यते स्मार्ते चैते' । ૨૧ । એ સૂત્રોપરના પોતાના ભાષ્યમાં આપેલાં છે. હવે એમાં જો કે, સૂત્રકારે 'દક્ષિણાયનમાં મરનારને અસુખદાયક લોક પ્રાપ્ત થાય છે' એવો જ એ વાક્યનો અર્થ કરવાનું કાંઈ કારણ નથી; કારણ કે, તેનો તો કેવળ યોગીઓને વિશિષ્ટ કાળે મરવાથી કઈ ગતિ પ્રાપ્ત થાય છે, એટલું જ કહેવાનો* ઉદ્દેશ છે; બીજાઓ વિશે કાંઈ પણ કહેવાનો આશય નથી, એવો પોતાનો અભિપ્રાય આપેલો છે; તો પણ તેથી લોકોના સમુદાયમાં પ્રચલિત પિતૃયાણ વિશેનો લોકોનો ઉપર્યુક્ત વિશ્વાસ તો સર્વથા સ્પષ્ટ દેખાઇ જ આવે છે. એટલા માટે, પિતૃયાણનો મૂળનો અર્થ જો દીર્ઘ અંધકારમય કાળ જ હોય, તો તો એ કલ્પનાનો સમાધાનકારક રીતિથી નિર્ણય કરી શકાશે. પિતૃયાણ એટલે કાળી દીર્ઘરાત્રિ હોવાથી મૃતમનુષ્યોના અંત્યવિધિ દિવસ એટલે કે દેવયાન આવે ત્યાં સુધી મુલતવી રહેતા હતા. અત્યારે પણ રાત્રિના સમયે મરણ થવું વધારે અશુભ માનવામાં આવે છે અને એવા પ્રસંગે દહનવિધિ પણ બહુધા દિવસ થયા વિના કરવામાં આવતો નથી.

પારસી ગ્રંથોમાં એ વિશેનું વર્ણન અધિક સ્પષ્ટ છે. તેમાં એક સ્થળે "ઊન્હાળાની સમાપ્તિ થઈને શિયાળો આવ્યા પછી જો કોઈ મરણ પામે, તો મજ્દના ભક્તે શું કરવું?" એવો પ્રશ્ન પૂછવામાં આવતાં મજ્દ તેનું ઉત્તર આપે છે કે;–"એવા પ્રસંગે ઘરમાં કટ (ખાડો) ખોદીને તેમાં તે મૃત શરીરને બે રાત્રિ, ત્રણ રાત્રિ કિંવા એક માસ પર્યન્ત પણ એટલે કે, પક્ષીઓ ઊડવા માંડે, વનસ્પતિઓ વધવા માંડે, પ્રવાહો વહેવા માંડે અને વાયુ પૃથ્વીપરના પાણીનું શોષણ કરવા માંડે ત્યાં સૂધી રાખી મૂકવું." સૂર્ય દર્શન થયાવિના મૃતશરીરને ગૃધ્ર આદિ પક્ષીઓને હવાલે કરી દેવાનો પારસી લોકોમાં પ્રઘાત નથી, એ વાતનો વિચાર કરતાં ઉપર્યુકત વર્ણનમાંનો આખો મહિનો અંધકારનો જ હોવો જોઇએ, એમ તરત દેખાઇ આવે છે. એ વર્ણનમાંનું પક્ષીઓ ઉડવા માંડે ઇત્યાદિ વર્ણન ઋગ્વેદમાંની ઉષાના વર્ણન જેવું જ છે. એથી ભારતીય અને પારસીક એ ઉભય ધર્મ ગ્રંથોમાંનું એ દીર્ઘ અહોરાત્ર વિષયક ઐકમત્ય વિશેષ સ્પષ્ટ થાય છે.

---

* "अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥
धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्त्तते" ॥ २५ ॥

ભગવદ્ગીતા. અ. ૮ મો.

એ જ વાર્ત્તાંઓ ઇતર આર્યરાષ્ટ્રોના પુરાણવાઙ્મયમાં પણ દૃષ્ટિગોચર થાય છે. **અનાગ્જિમિનિસ્** નામક એક ગ્રીક ગ્રંથકારે આકાશના ભ્રમણ ને' મનુષ્યના માથાપરની ટોપીના ભ્રમણની ઉપમા આપેલી છે, તેમજ બીજા એક ગ્રીક ગ્રંથકારે 'પ્રથમ ધ્રુવતારા-મસ્તકપર દેખાતી હતી, એમ લખેલું છે. 'ઇલીયડ્' અને'ઑડિસી' નામક વિખ્યાત ગ્રીક કાવ્યોમાં પણ વર્ષના અવધિના અને ચોવીસ કલાકના અવધિના એવીરીતે બે પ્રકારના દિવસના ઉલ્લેખો મળી આવે છે. નૉર્વે દેશમાંની પુરાણ કથાઓમાં પણ દેવોની 'ઉષા'નો ઉલ્લેખ છે. એ પુરાણ કથાઓ જો સત્ય હોય, તો છ છ માસનાં રાત્રિ અને દિવસની કલ્પના અત્યંત પ્રાચીન એટલે કે, ભારતીય અને યૂરોપીયન્ આર્યો વિભક્ત થવા પૂર્વની હોવી જોઈએ અને તેમનો ઉદ્ગમ પણ આર્યોના આદિ-નિવાસમાં જ થયેલો હોવો જોઇએ. તુલનાત્મક ગાથાશાસ્ત્રના યોગે આર્યોનો આદિ-નિવાસ ઉત્તરધ્રુવમાં હતો, એ વાર્ત્તા સારીરીતે સિદ્ધ થઇ શકે છે; અને તેથી જ ષણ્મા-સાવધિ અહોરાત્રનો ઉલ્લેખ કેવળ વેદ અને અવેસ્તામાં જ નહિ, કિન્તુ ગ્રીક અને નૉર્સ વાઙ્મયમાંથી પણ મળી આવે, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. આર્યોની સર્વ શાખાઓને એ વાર્ત્તા પરંપરાગત પ્રાપ્ત થએલી છે અને તે સ્પષ્ટતાથી ધ્રુવવિશિષ્ટ હોવાથી કેવળ એના બળના યોગે જ આપણી ઉપપત્તિ સિદ્ધ થવાની છે. પરંતુ સદ્ભા-ગ્યયોગે પૂર્વે કહેલી સર્વ ધ્રુવવિશિષ્ટ ઘટનાઓ વેદોમાં મળી આવતી હોવાથી આપણી ઉપપત્તિની ઇમારત એ એક જ આધારપર ચણવાની કશી પણ આવશ્યકતા નથી. વર્તુલાકાર ભ્રમણ કરનારી ઉષા તે ધ્રુવવિશિષ્ટ બીજી ઘટના છે. હવે આ પછીના ભાગમાં ઋગ્વેદમાંની ઉષાનું વર્ણન ધ્રુવસ્થ ઉષાને લાગૂ પાડવાથી જ કેવું સુગમ થઇ પડેછે, તે આપણે જોઇએ.



## પંચમ દર્શન.



### વૈદિક ઉષા.

ઋગ્વેદમાં ષણ્માસાવધિનાં રાત્રિ અને દિવસ વિશેના સ્પષ્ટ ઉલ્લેખો નથી; તો પણ એ ન્યૂનતાની પારસીક અવેસ્તાએ પૂર્ણતા કરી નાખી છે. પરંતુ ધ્રુવ-પ્રદેશમાં ચક્રાકાર ફરનારી તેજોયુક્ત ઉષાના સંબંધમાં, દૈવયોગે એવી એક પણ અડચણ નથી. ઉષા, વેદોમાંની અતિ મહત્વની અને સર્વની અતિ પ્રિય દેવતા હોઈને ઋગ્વેદના લગભગ વીસ સૂક્તોમાં એનું વર્ણન કરવામાં આવ્યું છે; અને એક વચનમાં તથા બહુ વચનમાં મળીને એકંદર ત્રણસેં કરતાં વધારે વાર એના નામનો નિર્દેશ કરાયલો

છે. એનાં સૂક્તો અત્યંત મનોહર અને કાવ્યગુણ પ્રચુર છે, એવો વિદ્વાનોનો અભિપ્રાય છે. એનું વર્ણન બહુ જ સવિસ્તર કરેલું હોઇને તેમાં એના વાસ્તવિક સ્વરૂપનો આલંકારિક વર્ણને જરા પણ બગાડ કર્યો નથી. એ ઘટના વળી આપણા માટે વિશેષ મહત્વની છે; અને એથી આપણી ઉપપત્તિની સત્યતાના પ્રતિપાદનમાં એનું બહુ જ સારું સાહાય્ય થઈ પડશે. ઉપર ઉપરથી વિચાર કરતાં પણ વૈદિક ઋષિઓએ ઉષ્ણ કિંવા સમશીતોષ્ણ કટિબંધમાં દેખાતી કલાક દોઢ કલાકની ઉષાના વર્ણનમાં પોતાના આટલા બધા ચાતુર્યને વેરી નાખ્યું હોય, અથવા તો એ વર્ણનમાં દેખાઇ આવતા ઔત્સુકય જેવું ઔત્સુક્ય તેના આગમનમાટે વ્યક્ત કર્યું હોય અને તેનું વળી તેમની પાસે ચોવીસ કલાક કરતાં ઓછા અવધિના અંધકારને લુપ્ત કરવા માટેનાં વિદ્યુદ્દીપ આદિ સાધનો નહોતાં, એટલું જ કારણ હોય, એ સંભવનીય દેખાતું નથી. આજ સુધીમાં એ ઉષાનાં સૂક્તોનો કોઇએ પણ એ દૃષ્ટિથી વિચાર કરેલો નથી. વૈદિક ઉષા એટલે આપણી કલાક બે કલાકના અવધિની ઉષ્ણ અને સમશીતોષ્ણ કટિબંધમાંની જ ઉષા, એમ જ આજ સૂધી સર્વ વિદ્વાનો સમજતા આવ્યા છે; કારણ કે, તેમના અભિપ્રાય પ્રમાણે આર્ય લોકોનો આદિનિવાસ મધ્ય એશિયામાંના પર્વત સપાટીના પ્રદેશમાં જ હતો. પરંતુ એ ઉપપત્તિપર સર્વથા અવલંબી રહ્યાથી ઉષાના વર્ણનમાંનાં કેટલાંક વાક્યો બરાબર સમજવામાં આવતાં નથી અને તેથી આજ પર્યન્ત તેમના ગમે તે અર્થ કરીને તેમના તરફ દુર્લક્ષ જ કરાયલું છે. એવાં વાક્યોનો જેવો થતો હોય તેવો સ્વાભાવિક અર્થ કરવાથી આપણી ઉપપત્તિની કેવી ઉત્તમતાથી સિદ્ધિ થાય છે, એ હવે આપણે જોઇએ.

વૈદિક ઉષાના દીર્ઘાવધિ વિશે પ્રથમ 'ઐતરેય બ્રાહ્મણ' માં ઉલ્લેખ* આવેલો છે. 'अवाम् अयनम्' નામક સત્રનો આરંભ કરવા પૂર્વે હોતાએ લગભગ એક હજાર મંત્રોનું પઠન કરવાનું હોય છે અને એ મંત્રોને **આશ્વિનશસ્ત્ર** કહેવામાં આવે છે. એ **અગ્નિ, ઉષા** અને **અશ્વિનૌ** આદિ પ્રાતઃકાલીન દેવતાઓને અનુલક્ષીને કરેલું છે. એના પઠનનો કાળ મધ્યરાત્રિ પછીનો એટલે કે, "રાત્રિના અંધકારનો ઉષઃકાળના પ્રકાશવડે લોપ થવા માંડે તે સમયનો" છે, એમ 'तयोः काल ऊर्ध्वं मर्धरात्रात्प्रकाशीभावस्यानु विष्टंभम्' એ નિરુક્તથી દેખાય છે. ઋગ્વેદમાં ( ૭,૬૭,૨૩ ) પણ એજ કાળ

---

* नाश्विनं हैव तद्यदर्वाक् सहस्रं तस्मात्तत्सहस्रवैव शंसेद्भूयो वा, प्राश्य घृतं शंसेयथा ह वा इदं मनो वा रथो वाक्तोवर्त्तते एवं हैवाक्तौ वर्तते" 'ઐતરેય બ્રાહ્મણ' ૪,૭.

કહેલો છે. 'આ શસ્ત્રનું પઠન કરવા પૂર્વે હોતાએ ઘૃતભક્ષણ* કરવું; કારણ કે, જેવી રીતે ચાકમાં તેલ પૂરવાથી ગાડી સારી પેઠે ચાલે છે, તેવી રીતે હોતાને પણ ઘૃતભક્ષણથી પઠનનું કાર્ય સુગમ થઈ પડે છે,' એમ કહીને 'ઐતરેય બ્રાહ્મણ'માં એ શસ્ત્રનું લાંબાપણું વ્યક્ત કરેલું છે. "સૂર્યોદય પૂર્વે જ જો એ શસ્ત્ર પૂરું થઈ જાય, તો સૂર્યનો ઉદય થતાં સૂધી બીજા મંત્રનો ઉચ્ચાર કરીને પઠન ચાલૂ રાખવું." એમ આશ્વલાયન 'શ્રૌતસૂત્ર' ( ૬,૫,૮ )માં કહેલું છે. આપસ્તંબે તો "એ શસ્ત્ર પૂરું થઈ જાય અને ત્યાર પછી અગત્ય પડે તો ઋગ્વેદનાં દશે† મંડળો ભણી નાખવાં" એવી આજ્ઞા પણ આપેલી છે. હવે જ્યારે એ પઠનનો ઉષાના ઉદય સાથેજ આરંભ કરવાનો હોય છે, ત્યારે ઉષાના ઉદયથી તે સૂર્યનો ઉદય થાય ત્યાં સૂધી ઘણીવાર વાટ જોઇને બેસી રહેવું પડતું હતું, એ તો સ્પષ્ટ દેખાઈ આવે છે; અને 'તૈતિરીય સંહિતા'‡માં તો કેટલેક સ્થળે "અપેક્ષિતકાળમાં સૂર્યોદય ન થાય, તો દેવોને પ્રાયશ્ચિત્ત કરવું પડતું હતું." એમ કહેલું પણ મળી આવે છે.

ઉષાના દીર્ઘકાલાવધિને સૂચવનારી બીજી એક વાર્ત્તા 'તૈત્તિરીય સંહિતા'§માં છે. તેમાં **ઉષસ્**, **વ્યુષ્ટિ**, **ઉદ્દેષ્યત્**, **ઉદ્યત્**, **ઉદિત**, **સુવર્ગ** અને **લોક** એવી જૂદી જૂદી સાત દેવતાઓને આપવાના હવિર્ભાગ કહેલા છે. એમાંના પ્રથમ પાંચ હવિર્ભાગો તો સ્પષ્ટતાથી ઉષા દેવતાનાં પાંચ સ્વરૂપોને જ આપવાના છે. 'તૈત્તિરીય બ્રાહ્મણ'માં એમાંના પ્રથમ બેનું સ્પષ્ટીકરણ **ઉષસ્** એટલે રાત્રિ અને **વ્યુષ્ટિ** એટલે દિવસ એમ કહીને કરેલું છે;§ અને એને જો સત્ય માનીએ, તો બાકીના ત્રણ ભાગોની વ્યવસ્થાનું કાર્ય તો પાછું અવશિષ્ટ જ રહે છે. ધ્રુવકટિબંધ વિના ઇતર સ્થાનની ઉષા એટલીબધી ન્હાની હોય છે કે, તેનો **ઊગવા માંડતી** ( उदेष्यत् ), **ઊગતી** ( उद्यत् ) અને **ઊગેલી** ( उदित ) એ ભેદ તે ભિન્નતારહિત ભેદ જ કહી શકાય. અર્થાત્ જેનો એવો ભેદ કરવામાં આવેલો છે એવી જે ઉષા તે ધ્રુવપ્રદેશમાંની દીર્ઘ ઉષા છે એમજ સમજવું જોઇએ, એમ અવશ્ય આપણને માનવું જ પડે છે.

ઋગ્વેદમાં પણ ઉષાનો એ ત્રિપ્રકાર ભેદ અજ્ઞાત હતો એમ તો નહોતુંજ. "તે (વરુણ)ના પ્રિયજનોએ તેના માટે ત્રણ ઉષાઓ વર્ધમાન કરી" એવો ઋગ્વેદ ( ૮,૪૧,૩ ) માં

---

* "यस्याश्विने शस्यमाने सूर्यो नाविर्भवति सौर्यं बहुरूपमालभते ॥ १ ॥ सर्वा अपि दाशतयीरनुब्रूयात्" ॥ આપસ્તંબ, ૧૪,૧–૨.

† "असावादित्यो न व्यरोचत तस्मै देवाः प्रायश्चित्तिमैच्छन्" ॥ તૈ. સં. ૨,૧,૨,૪.

‡ "उषसे स्वाहा व्युष्टयै स्वाहोदेष्यते स्वाहोद्यते स्वाहोदिताय स्वाहा सुवर्गाय स्वाहा लोकाय स्वाहा" ॥ તૈ. સં. ૭,૨,૨૦ § "रात्रिर्वा उषाः । अहर्व्युष्टिः" ॥ તૈ. બ્રા. ૩,૮,૧૬,૪.

ઉલ્લેખ છે.* તેમજ ૧,૧૭૪,૭, માંના ' तिस्रः दानुचित्राः ' એટલે કે, ' દાનુએ (દવે) ચિત્ર વિચિત્ર થએલી ત્રણ ' એ શબ્દોવડે ત્રણુ ઉષાઓ જ વિવક્ષિત હોવી જોઈએ, એમ દેખાય છે. ઋગ્વેદ (†૫,૭૯,૯) માં "હે ઉષોદેવતે, સત્વર ઉદિત થા, વિલંબ ન કર, નહિ તો સૂર્ય તને પોતાના તેજથી બાળી નાખશે;" અને ૨,૧૫,૬ માં ઉષાના અશ્વોને ( अजवसः ) ધીમા ચાલનારા કહેલા છે. એથી ક્ષિતિજમાં બહુ જ લાંબા વખત સુધી રસળતી હોવાથી લોકોને કોઇ કોઇવાર એ ઉષાનો કંટાળો પણુ આવતો હતો, એમ પણુ દેખાઇ આવે છે. પરંતુ એના કરતાં પણુ "પૂર્વે ઉષાદેવી લાંબા સમય પર્યન્ત અખંડ ઉદિત રહેતી હતી!"‡ ( ઋ. ૧,૧૧૩,૧૩ ) એ વાક્ય અને ' शश्वत्तमा ' એટલે ' લાંબો વખત રહેનારી ' એ ઉષો દેવતા વાચક શબ્દ ( ૧,૧૧૮,૧૧ ) વળી વિશેષ મહત્ત્વનાં છે. **ઉષસ્ અને વ્યુષ્ટિ** એ ઉભય એક જ ધાતુમાંથી નીકળેલા શબ્દો ઉષાના દીર્ઘત્વની સાક્ષી આપે છે. કારણુ કે, તે જો બહુ જ ન્હાની હોત, તો તો તેના સંબંધમાં 'પૂર્ણ ઉદિત' અને 'ઊગતી' વગેરે કહેવાની જરા પણુ આવશ્યકતા નહોતી. પરંતુ આ સર્વ વાતો ગમે તેટલી અને ગમે તેવી સૂચક હોય, તો પણ પૂર્ણ સાધક ન હોવાથી હવે આપણે બીજી કેટલીક પૂર્ણ સાધક વાર્ત્તાનો વિચાર કરીએ. તેમાંની પ્રથમ ઋચા આ પ્રમાણેની છે;—

"कियात्या यत्समया भवाति या व्यूषुर्याश्च नूनं व्युच्छान्
अनु पूर्वाः कृपते वावशाना प्रदीध्याना जोपमन्या मिरेति" ॥ ઋ. ૧,૧૧૩,૧૦

હવે આ ઋચામાં જે અડચણુ છે તે પ્રથમ ચરણુમાં જ છે. એમાંના 'समया'નો **સાયણાચાર્યે** 'સમીપ' (પાસે) એવો અર્થ આપેલો છે. મૅકસમૂલરે (ગ્રીક **ઑમૉસ્** અને લૅટિન્ **સાયમલ્** શબ્દો સાથેના એના સામ્યને લીધે) એનો 'સહવર્ત્તમાન' 'એક સમયે' એવો અર્થ કરેલો છે; તેમ જ બીજા કેટલાક યૂરોપીય વિદ્વાનો 'समया भवाति' એ બન્ને શબ્દોને એકત્ર લઈને "બન્નેની વચ્ચે આવનારી' એવો એનો અર્થ કરે છે. પણુ હવે એમાંના જો કોઈ પણુ અર્થને સ્વીકારવામાં આવે, તો તેથી આખી ઋચાની દિશા કાંઈ પલટાઈ જતી નથી. એ ઋચાનો ભાવાર્થ એવો છે કે;—"ઉષાના ઉદયને કેટલો કાળ થયો વારુ અને હજી તે કેટલીક વાર ઉગતી રહેશે? (અથવા તો, 'પૂર્વે જ જે ઊગેલી છે અને જે અત્યારે ઉગવાની છે તે ઉષાઓ એકત્ર કેટલી વાર સુધી રહી?') અમારા માટે પ્રકાશ કરનારી (આ વર્ત્તમાન) ઉષા પૂર્વની ઉષાઓ

---

* "स क्षपः परि षस्वजे...तस्यवेनीरनुव्रतमुषस्तिस्रो अवर्धयन्" ॥ ઋ. ૮,૪૧,૩.

† "व्युच्छा दुहितर्दिवो मा चिरं तनु था अपः। नेत्वा स्तेनं यथारिपुं तपाति सूरो अर्चिषा । ઋ. ૫,૭૯,૯. ‡ "शश्वत्पुरोषा व्युवासदेवी" । ઋ. ૧,૧૧૩,૧૩.

પ્રમાણે જ દેદીપ્યમાન થતી બીજી ( હવે પછી આવનારી ઉષા ) સાથે ચાલ્યા કરે છે!" હવે આમાં એટલી વાર્ત્તા તો સ્પષ્ટ છે કે, 'या व्यूषुः' એટલે 'જેનો ઉદય થએલો છે, અને 'या व्युच्छान्' એટલે 'જેને ઉદય થવાનો છે,' એવી બે પ્રકારની ઉષાના બે કલાપો એ ઋચામાં વર્ણવેલા છે. સાયણાચાર્યના અર્થ પ્રમાણે જોતાં એ ઉભય ઉષઃ- કલાપોને મેળવી એક મોટી લાંબી ઉષાને સ્વીકાર કરવો પડે છે. કારણ કે, એ બન્ને કલાપો બહુ જ દીર્ઘ અવધિ પર્યન્ત 'સમીપ' રહે છે, એમ એ ઋચામાં કહેલું છે. એ ઋચાનો ઇતર યૂરોપીય પંડિતોના મત પ્રમાણેને અર્થ જો સ્વીકારવામાં આવે, તો પણ એ વર્ણન ધ્રુવને લાગૂ પાડ્યા વિના છૂટકો થતો નથી. કારણ કે, તેમાના અભિપ્રાય અનુસાર 'એ બે ઉષઃકલાપોની વચ્ચે બહુજ દીર્ઘકાળ વીતી જાય છે' એવો એ ઋચા- માંના પ્રથમ ચરણનો ભાવાર્થ છે. એ ભાવાર્થને સ્વીકારવાથી એ મધ્યવર્ત્તી દીર્ઘકાળ એટલે ધ્રુવદેશમાંની અખંડ દીર્ઘ રાત્રિનો જ કાળ, એમ ગમે તે રીતે પણ માનવું જ પડે છે. અર્થાત્ એમાંના કોઇપણ અર્થને સ્વીકારીએ, તોપણ એ ઋચામાં ધ્રુવપ્રદેશસ્થ ઉષાનું વર્ણન છે, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી જ. છતાં ત્યાર પછી જેમનું વિવેચન કરવામાં આવ્યું છે તે કેટલાંક વેદવાક્યોને જોતાં ઉપર્યુક્ત સાયણાચાર્યને અર્થ જ યથાર્થ દેખાય છે. એ ઉપરાંત, એજ સૂક્તની પછીની એક ઋચા ( ૧૩ ) માં 'ઉષા પૂર્વે એકસરખી (શશ્વત્) પ્રકાશમાન થતી હતી' એમ કહેલું છે, અને એથી પણ એ ઉષાનો અવધિ બહુજ લાંબો હોવો જોઇએ, એ સ્પષ્ટ જણાય છે.

ઋગ્વેદના સાતમા મંડળમાં ઉષા વિશેનાં ઘણાંક સૂક્તો છે. તેમાં એક સ્થળે 'મને દેવયાન માર્ગ દેખાવા લાગ્યો; કારણ કે, ઉષાનો કેતુ (ધ્વજ) પૂર્વમાં ફરકવા લાગ્યો!' એમ કહીને તે પછીની ઋચામાં 'ઉષા પ્રથમ દેખાવા માંડી ત્યારથી તે સૂર્યોદય થતાં સુધીમાં વચ્ચે **કેટલા બધા દિવસ** વીતી ગયા!' એમ સ્પષ્ટ કહેલું છે. તે ઋચા આ છે:—

> " तानी दहानि बहुलान्यासन् । या प्राचीनमुदिता सूर्यस्य ।
> यतः परिजार इवाचरन्ती । उषो ददक्षे न पुनर्यतीव " ॥ ઋ. ૭,૭૬૩.

એ ઋચાનો અર્થ કરતાં ભાષ્યકાર બિચારા ગોટાળામાં પડી ગયા છે. કાર- ણકે, 'ઉષાનો ઉદય થયો ત્યારથી સૂર્યનો ઉદય થતાં સુધીમાં કેટલાબધા દિવસ વચ્ચે વીત્યા!' એ વાકયનો તેમનાથી નિર્ણય કરી શકાતો નહોતો. ઉષાનો ઉદય થવા પછી સૂર્યનો ઉદય થતાં સુધીમાં વચ્ચે કેટલાક દિવસ નીકળી જાય, એ સર્વથા તેમને અશક્ય જ ભાસતું હતું. એથી એ વિઘ્નમાંથી પાર પડવામાટે સાયણાચાર્યે 'अहन्' (દિવસ) નો 'ઉષઃ પ્રકાશયુક્ત કાળ' એવો અર્થ કરેલો છે. ( उषः प्रकाशयुक्तस्यवै

कालस्य अहःशब्दव्यवहारात्) પરંતુ આપણને તેમ કરવાનું કાંઇપણ પ્રયોજન નથી. દિવસ એટલે સૂર્ય જેટલીવાર ક્ષિતિજમાં હોય છે, તેટલો કાળ, એવોજ કેવળ અર્થ ન હોઇને તેનો 'અહોરાત્રિ એટલે કે ચોવીસ કલાકનો એક અવધિ' એવો પણ સામાન્ય અર્થ છે. અર્થાત્ સૂર્યનો ઉદય થવા પૂર્વે કેટલાક દિવસ કેમ વીતી ગયા, એ જ્યારે જ્યોતિષના સાહાય્યથી આપણા જાણવામાં આવી શકે છે, ત્યારે પછી વિના કારણ દ્રાવિડી પ્રાણાયામ કરીને 'अहन्'ના નિત્યના અને સ્વાભાવિક 'દિવસ' અર્થને ન સ્વીકારતાં 'ઉષઃપ્રકાશ યુક્ત કાળ' એવા વિપરીત અર્થનો શા માટે સ્વીકાર કરવો જોઇએ વારુ? અર્થાત્ એનો 'દિવસ'ના અર્થમાં જ સ્વીકાર કરવો યોગ્ય અને પ્રશસ્ત છે. હવે એવા અર્થને સ્વીકારવાથી ઉપર્યુક્ત ઋચાનાં એકંદર ત્રણ વાકયો થાય છે—એક મુખ્ય અને બે ગૌણ. મુખ્ય વાકય. '**तानि इत् अहानि बहुलानि आसन्**'—'ખરેખર તે પુષ્કળ દિવસ થયા' એ છે; અને બાકી રહેલાં બે ગૌણ વાકયો મુખ્ય વાકયમાંના '**अहानि**' શબ્દનાં વિશેષણો છે. પ્રથમ, '**या प्राचीनम् उदिता सूर्यस्य**'—'જે સૂર્યના ઉદય પૂર્વે થઇ ગયા' અને દ્વિતીય, '**यतः परिजार इवाचरन्ती ददृक्षे**'—'જે (દિવસ)ની આસપાસ ઉષા જાણે પોતાના પ્રિયકરની આસપાસ ફરતી હોયની તે પ્રમાણે ફરતી દેખાઈ!' એ છે. એ ઋચાનો આનાથી ભિન્ન બીજો અર્થ થવો શકય જ નથી. વૈદિક ઋષિઓના પૂર્વજો ધ્રુવની નિકટમાં વસતા હતા, એની કલ્પના જ મૂળ ન હોવાથી સાયણાચાર્ય પ્રમાણે પાશ્ચાત્ય પંડિતો પણ બિચારા એ ઋચામાં આવીને ચકરાઈ ગયા છે; અને તેથી તેમણે પણ '**अहन्**' શબ્દનો 'તેજ'ના અર્થમાં જ સ્વીકાર કરેલો છે. પરંતુ ઊપર કહ્યા પ્રમાણે '**अहन्**' એટલે 'સૂર્યોદયથી તે સૂર્યાસ્ત પર્યન્તનો કાળ' એમ જ સમજવાનું કાંઈ ખાસ કારણ નથી. ઋગ્વેદ. ૬,૯,૧. માં '**अहश्च कृष्णम् अहः अर्जुनम् च**'—'અંધકારમય દિવસ અને પ્રકાશમય દિવસ' એવા શબ્દો આવેલા છે તેમ જ 'તૈત્તિરીય સંહિતા' (૩,૩,૪,૧)માં '**एतद्वा अह्नो रूपम् यद् रात्रिः**'—'રાત્રિ દિવસનું જ રૂપ છે' એમ કહેલું છે. '**शम् अहोभ्याम्**' એ 'તૈત્તિરીય સંહિતા (૧,૩,૯,૧)માંના '**अहन्**' શબ્દનો અર્થ 'અહોરાત્ર' જ આપેલો છે. ('शमहोभ्यामिति निनत्यहोरात्राभ्यामेव') તાત્પર્ય કે, એ ઋચામાં ઉષાનું દર્શન થવા માંડયું ત્યારથી સૂર્યનો ઉદય થતાં સુધીમાં વચ્ચે ઘણા દિવસ વીતી ગયા, અને તે દિવસોમાં ઉષા પ્રવર્ત્તમાન હતી' (પતિને) છોડી જનારી સ્ત્રી સમાન ન હોતી ('न पुनः **यती इव**') એટલે કે, આટલા દિવસના કાળમાં ઉષઃપ્રકાશ એકસરખો હતો, એમ સ્પષ્ટ કહેલું છે. આ વર્ણન ધ્રુવથી ભિન્ન બીજા કોઇ સ્થાનને લાગૂ પડનારું નથી. આર્યોનો આદિનિવાસ ધ્રુવદેશમાં હતો, એ કલ્પના માટે આજ સુધી વિકટ ભાસેલાં અનેક વાકયોનો સરળ અને સ્વાભાવિક જ થનારો અર્થ માત્ર કેવો અને કેટલો બધો સમાધાન-

કારક હોય છે, એનાં અનેક ઉદાહરણો હવે પછીના વિવેચનમાં આવવાનાં છે; અને તેમાંનું આ એક બહુ જ ઉત્તમ ઉદાહરણ છે. એ કલ્પનાના અભાવે ટીકાકારોને વાક્યમાંથી કાંઈ પણ અર્થ તો નીકળવો જ જોઈએ, એવી ધારણાથી તેવા કોઈ અર્થને ખેંચી કાઢવા માટે શબ્દોની ગમે તેવી ખેંચતાણ કરવી પડે છે; અને તેમ કરવા છતાં પણ તેમાંથી સમાધાનકારક અર્થ નીકળતો નથી તે તો નથી જ, એ બતાવવા માટે જ આ ઋચાનું આટલું બધું વિવેચન કરવું પડયું છે. અસ્તુ.

આ વિવેચનથી, ધ્રુવમાંની ઉષા ક્ષિતિજમાં વર્તુલાકાર ફરતી હોવાથી તેની પ્રત્યેક પ્રદક્ષિણા એટલે ચોવીસ કલાકનો એક એક જૂદો ભાગ છે, એમ માનવામાં કશો પણ પ્રત્યવાય નથી, એમ દેખાઈ આવશે; અને તદન્વયે પ્રત્યેક ભાગને 'એક ઉષા' નું નામ આપીને એવી કેટલીક ઉષાઓ આવી ગએલી છે અને કેટલીક આવવાના છે, એમ પણ કહી શકાય તેમ છે. એ 'कियात्या यत्समया भवाति' એ ઋચાથી સર્વથા સ્પષ્ટ થાય છે જ. તેમ જ વળી "આટલા દિનાવધિની ઉષાઓ આવી ગઈ, તોય હજી સૂર્યોદય થતો નથી" એમ પણ કહી શકાય એમ છે. ઋગ્વેદ, ૨, ૨૮, ૯ માં જે વરુણની પ્રાર્થના કરેલી છે, તે આ પ્રમાણે છે;—

"पर ऋणा सावरिध मत्कृतानि, माहं राजन्नन्यकृतेन भोजम् ।
अव्युष्टा इन्नु भूयसीरुषास, आ नो जीवान्वरुण तासु शाधि " ॥

એ ઋચાનો સરળ પદશઃ અર્થ એવો છે કે;—"મેં કરેલાં ઋણોને દૂર-લુપ્ત-કર. હે રાજન, બીજાઓનાં કૃત્યોનું ફળ મને ભોગવવું ન પડે. ખરેખર ઘણી ઉષાઓ પૂર્ણ ઉદિત થએલી નથી, હે વરુણ, તેમનામાં અમે જીવિત રહી શકીએ એમ કર." આ ઋચામાં પ્રથમનાં બે ચરણો અને ચોથા ચરણમાં નિત્ય પ્રમાણે વરુણની પ્રાર્થના કરેલી છે. હવે એમાં જે તૃતીય ચરણમાંનાં '**भूयसी उषासः अव्युष्टाः**' એ પદો છે, તે જ વધારે ભાંજઘડનો ભાગ છે. એમાં પણ પ્રથમનાં બે પદો સરળ જ છે; અને તેમનો 'ઘણી ઉષાઓ' એટલો જ અર્થ થાય છે. એટલે હવે બાકી રહ્યું '**अव्युष्टाः**' એટલું એક જ પદ. એમાં 'व्युष्टा' શબ્દને 'ન' કારાર્થક 'अ' જોડીને એ પદની યોજના કરાયલી છે, અને 'व्युष्ट' શબ્દ 'उष्ट' શબ્દને 'वि' ઉપસર્ગ લગાડીને કરાયલો છે. ઉપર એક સ્થળે **ઉષસ્** અને **વ્યુષ્ટિ** એ શબ્દોથી દેખાઈ આવતી ઉષાના ત્રિપ્રકારભેદ વિશે વિવેચન કરેલું જ છે. 'તૈત્તિરીય બ્રાહ્મણ' માં '**अह व्युष्टिः**' એ પદોથી '**व्युष्टि**' એટલે **वि** પૂર્ણતાથી અને **उष्टि**' એટલે ઉદિતથએલી ઉષા—અર્થાત્ 'ઊગેલો દિવસ' એવો અર્થ આપવામાં આવ્યો છે. ધ્રુવપ્રદેશમાંની દીર્ઘઉષાવિશેનું જ્ઞાન ન હોવાથી **સાયણ** આદિ ટીકાકારોએ એ **ઉષસ્** અને **વ્યુષ્ટિ**માંના ભેદને માનેલો નથી; અને તેથી 'ઘણી ઉષાઓ ઉદિત થએલી

નથી–તેમનું સૂર્યોદયમાં પર્યવસાન થએલું નથી' એ વાક્ય તેમને એક મહાભારત શમસ્યા સમાન થઈ પડ્યું હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. સૂર્યોદયમાં પર્યવસાન પામનારી ઉષાનું જ તેઓ જ્ઞાન ધરાવતા હતા; અને તેથી તેમણે એ શબ્દોમાંથી કાંઇપણ અર્થને ખેંચી કાઢવા માટે 'अव्युष्टा' નો 'અદ્યાપિ જે ઉગેલી નથી તે ઉષાઓ એટલે કે હવે પછી આવનારા દિવસો' એવો ભવિષ્કાળવાચક અર્થ કરેલો છે. પરંતુ એ અર્થ કિલષ્ટ છે. 'अव्युष्टाः उषासः' એટલે સૂર્યબિંબ ક્ષિતિજની નીચે હોવાથી પૂર્ણતાથી ઉદિત ન થએલી દિનાવધિ ઉષાઓ, એવા સરળ અને સ્વાભાવિક અર્થને સ્વીકારવાથી સૂર્યનો ઉદય થવા પૂર્વે એવી કેટલીક ઉષાઓ કેમ અને કેવીરીતે થઈ ગઈ હતી, એનો સારી રીતે નિર્ણય થઈ શકે છે.

ઋગ્વેદમાં એ મતને પુષ્ટિ આપનારાં બીજાં વચનો પણ છે. ઉપર્યુક્ત ઋચામાંના 'भूयसीः' શબ્દ પ્રમાણે જ 'पूर्वीः' એવું એક અનેકવચનાર્થક વિશેષણ ઉષાઓને ઋગ્વેદ (૪,૧૯,૮ અને ૬,૨૮,૧) માં લગાડવામાં આવેલું છે. ઋગ્વેદમાં ઉષા શબ્દનો બહુ વચનાત્મક પ્રયોગ અનેકવાર આવેલો છે. ઋગ્વેદ (૧,૯૨) ના એ સૂક્તનો 'एताः त्याः उषसः' (આ, તે ઉષાઓ) એ પ્રમાણે આરંભ કરેલો છે. ઋગ્વેદ ૭,૭૮,૩ માં પણ એવા જ શબ્દો છે. નિરુક્ત (૧૨,૭)માં યાસ્કે, એ બહુવચન બહુમાનાર્થે યોજાયલા છે, એમ કહેલું છે. સાયણાચાર્યે, પ્રાતઃકાલને અધિષ્ઠિત કરનારી દેવતાઓને અનુલક્ષીને આ બહુવચનાત્મક પ્રયોગ કરેલો છે, એવો પોતાનો અભિપ્રાય જણાવ્યો છે; અને પાશ્ચાત્ય પંડિતોએ બહુધા તેનો–સાયણાચાર્યનો–જ અનુવાદ કરેલો છે. પરંતુ એ કથન યથાર્થ દેખાતું નથી. કારણ કે, જો બહુમાનાર્થ જ બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો હોય, તો તે બહુવચન એક જ સૂક્તમાં તો સર્વત્ર હોવું જ જોઇએ કે નહિ? જોઇએ જ; પરંતુ તેવો પ્રકાર દેખાતો નથી. એક બહુવચનાત્મક પ્રયોગ પછી તરત જ ઉષાને એક વચનથી પણ સંબોધેલી છે. યાસ્કના કરેલા અર્થપર એ ઉપરાંત બીજા પણ કેટલાક આક્ષેપો આવી શકે તેમ છે. ઉષાને જે નાના પ્રકારની ઉપમાઓ આપેલી છે, તેમને જોતાં તે ઉષાઓ અનેક છે એમ કહેવાનો વૈદિક ઋષિઓનો આશય સ્પષ્ટ દેખાઈ આવે છે. ઋગ્વેદ, ૧,૯૨,૧ માં તેમને 'धृष्णवः' (વીરોની) અને ૧,૯૨,૩ માં 'ઉદ્યોગ વ્યાપૃત નારીઓની' ઉપમા આપેલી છે. ૬,૬૪,૧ માં 'જળના તરંગો પ્રમાણે (अपां न ऊर्मयः) તેઓ ક્ષિતિજમાં દેખાય છે' એમ, અને ૪,૫૧,૨ માં 'યજ્ઞસ્તંભો પ્રમાણે' ('अध्वरेषु स्वरवः) એમ તેમના સબંધમાં કહેલું છે. 'તેઓ સજ્જ થયેલા પુરુષો પ્રમાણે' (विशोन युक्ताः) કાર્ય કરે છે, એમ ૭,૭૯,૨ માં અને 'ગાયોના કલાપ પ્રમાણે ચાલે છે' (गवांन सर्गाः) એમ ૪,૫૧,૮ માં કહેલું છે. તે બધી સરખી' (सदृशीः) છે અને 'એક મતાવલંબી' (संजानते) છે, એવું તેમનું ૪,૫૧,૬

અને ૭,૭૬,૫ માં અનુક્રમે વર્ણન આપેલું છે. એ અંતિમ ઋચામાં તો "તેઓ એક જ સ્થાનમાં વસતી છતાં પણ (समाने उर्वे) પરસ્પર લડતી ઝગડતી નથી (मिथः न यतन्ते)" એમ પણ સ્પષ્ટતાથી કહેલું છે. તેમ જ ૧૦,૮૮,૧૧ માં "એકંદર અગ્નિયો કેટલા છે, સૂર્ય કેટલા છે તેમ જ ઉષાઓ (उषासः) કેટલી છે? (कत्यग्नयः कति सूर्यासः कत्युषासः कत्यु स्विदाषः) એવો સ્પષ્ટ પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. ઉષાને કેવળ બહુમાનાર્થે બહુ વચન લગાડવામાં આવ્યું હોય, તો પછી આ આવા પ્રકારો જોવામાં આવે છે, તેમનો નિર્ણય કેવી રીતે કરવો વારુ? એ વિઘ્નનો વિચાર કરીને જ બહુધા સાયણાચાર્યે તે બહુ વચનનો સંબંધ પ્રાતઃકાલીન અનેક દેવતાઓ સાથે લગાડી દીધો છે. પરંતુ એ માર્ગ સમાધાનકારક તો નથી જ. એ વિશે હવે એ પક્ષના પ્રતિપાદકોનું એટલું જ કથન બાકી રહ્યું છે કે, એ અનેક વચનનો જૂદા જૂદા દિવસોની જૂદી જૂદી ઉષાઓ સાથે જ કાંઇક સંબંધ હશે. એ કથન કદાચિત્ પ્રથમ દર્શને સત્ય ભાસશે પણ ખરું; પરન્તુ જરાક સૂક્ષ્મ વિચાર કરતાં એનું પોકળપણું તરત જાણવામાં આવી જશે. ૩૬૦ દિવસોની ૩૬૦ ઉષાઓને અનુલક્ષીને જો એ બહુ વચનનો પ્રયોગ કરવામાં આવ્યો હોય, તો 'એ તે ઉષાઓ જે ક્ષિતિજમાં ફરકવા લાગી' એવું જે પછીથી બનતી ઘટનાનું વર્ણન ઋગ્વેદ, ૧૯,૨,૧ માં કરવામાં આવ્યું છે, તેનો અર્થ શો વારુ? એ ઉપરાંત વર્ષની ૩૬૦ ઉષાઓને 'યુદ્ધ માટે સજ્જ થએલા વીરો'ની ઉપમા કેમ કરીને બંધ બેસતી આવશે વારુ? તેમજ, 'એક સ્થાનમાં વસતી છતાં પણ તેઓ પરસ્પર લડતી ઝગડતી નથી' એ વચન ચોવીસ કલાકના અવધિથી વિભક્ત થએલી વર્ષની ૩૬૦ ઉષાઓને કેમ કરીને લાગૂ પાડી શકાય વારુ? અર્થાત્ એકંદર ઉપર્યુક્ત સર્વ વર્ણનો સૂર્યોદયથી અખંડિત ઉષઃકલાપને એટલે કે, ધ્રુવપ્રદેશમાંની દીર્ઘ ઉષાને લાગૂ પાડયા વિના બીજો ઉપાય જ નથી. ઉષાની ચોવીસ કલાકની એક પ્રદક્ષિણાને એક ઉષા કહેવાથી અને એવી અનેક ઉષાઓ મળીને એક જ મોટી લાંબી ઉષા થતી હોવાથી જ તેના સંબંધમાંના આવા એકવચનાત્મક કિંવા અનેકવચનાત્મક પ્રયોગો આવેલા છે; એમ માન્યા વિના ઉષાનાં ભિન્ન ભિન્ન વર્ણનોનો યોગ્ય નિર્ણય થવો શકય નથી.

પરંતુ એ મત વિશેની સર્વ શંકાઓને દૂર કરનારાં સ્પષ્ટ વચનો 'તૈત્તિરીય સંહિતા' માં છે. 'તૈત્તિરીય સંહિતા' ના ચતુર્થ કાંડના તૃતીય પ્રપાઠકના એકાદશ અનુવાકમાં ઉષાઓ 'ત્રીસ ભગિનીઓ' त्रिंशत् स्वसारः' હોઇ ને તેઓ 'પાંચ કલાપ વડે' (पंचभिः) 'વર્તુલાકાર ફરતી' (परियान्ति) 'એક જ સ્થાનમાં પહોંચે છે.' (समानं निष्कृतं उपयन्ति) અને 'તે સર્વનો એક જ ધ્વજ છે.' (समानं केतुं प्रतिमुञ्चमानाः) એવું વર્ણન આપેલું છે. એ અનુવાકમાં ૧૫ મંત્રો હોઇને તે 'વ્યુષ્ટિ' નામની ઈંટોને વેદીપર રાખતી વેળાએ ઉચ્ચારવાના હોય છે. એ સર્વ અનુવાક અને તેપરના 'બ્રાહ્મણો' આદિ સર્વ આ

વિષયમાં બહુ જ મહત્ત્વની વસ્તુઓ છે. એમાંના કેટલાક મંત્રો અથર્વવેદમાં પણ આવેલા છે. પ્રથમ મંત્રથી પ્રથમ વ્યુષ્ટિ રાખવાની હોઇને તેમાં કેવળ એક જ ઉષા વિશે કહેલું છે. બીજામાં એક જ સ્થાનમાં સંચાર કરનારી બે ઉષાઓ આવેલી છે. ત્રીજામાં ત્રીજી તથા ત્યાર પછી ચોથી અને પાંચમી ઉષા આવેલી છે. ત્યાર પછી તરતજ એ પ્રત્યેક ઉષાની બીજી પાંચ પાંચ ભગિનીઓ છે એમ કહીને એકંદર ઉષાઓની સંખ્યા ત્રીસની કરેલી છે. એ પછી એ ત્રીસ ભગિનીઓ એક જ સ્થાનને પકડી રાખીને છ છ ભગિનીઓના એક કલાપના હિસાબે કુલ પાંચ કલાપ વડે વર્તુલાકાર ભ્રમણ કરે છે, એમ કહેલું છે. ત્યાંથી આગળ ચાલતાં, એ પાંચ મુખ્ય ઉષાઓમાંની પ્રથમ ઉષા ઋતથી ઉત્પન્ન થએલી હોઇને (ऋतस्य गर्भः) બીજી 'જળના મહિમાને વધારનારી છે,' (अपां महिमानं बिभर्ति) ત્રીજી 'સૂર્યના પ્રદેશમાં ફરનારી,' (सूर्यस्य निष्क्रतेषु चराति) ચોથી, 'ધર્મના પ્રદેશમાં ફરનારી છે' અને 'પાંચમીનું નિયમન સવિતા કરે છે.' (सविता एकां नियच्छति) એમ કહેલું છે; એ વર્ણનથી એ ઉષાઓ ઉષ્ણ અને સમશીતોષ્ણ કટિબંધમાં પ્રતિ સૂર્યોદય પૂર્વે દેખાતી ઉષાઓ નથી, એ તો સ્પષ્ટ જ જણાઈ આવે છે. અંતિમ મંત્રમાં એ સર્વના તાત્પર્ય તરીકે 'એ ઉષા ભિન્ન ભિન્ન રૂપે પ્રકાશિત થતી હોય, તો પણ ખરી રીતે એક જ છે' એમ પણ વળી કહેલું છે. એ સર્વ અનુવાકોમાં સૂર્યોદયનો સંબંધ ક્યાંય પણ આવેલો ન હોઇને તેપરના 'બ્રાહ્મણ'માં તો કહેલું છે કે, 'આ કાળ દિવસનો કિંવા રાત્રિનો ન હોઇને અવ્યાવૃત્ત (ન ઓળખી શકાય તેવો) હતો. તે વેળાએ દેવોએ એ વ્યુષ્ટિઓને જોઈ અને તેમનું ઉપાધાન (યોગ્ય સ્થળે યોજના) કર્યું; અને ત્યાર પછી પ્રકાશ થયો. એથી અર્થાત્ જેમના માટે તેમનું ઉપાધાન થાય છે, તેમને પ્રકાશ મળે છે અને તેમના તમનો નાશ થાય છે.' એ મંત્રથી જ એ વ્યુષ્ટિયોને શા માટે યોજવી, એનું કારણ દર્શાવીને એ 'બ્રાહ્મણ'માં દિવસ પણ ન હોય ને રાત્રિ પણ ન હોય એવા સંધિના સમયમાં (એક પછી એક અનુક્રમે આવતા દિવસે નહિ) ત્રીસ ઉષાઓ દેવોને આપ્યા વિશેની એક પુરાણ કથા આપવામાં આવી છે. એ 'બ્રાહ્મણ' અને એ અનુવાકમાં 'ખરેખરી ઉષા એક જ છે' એમ બતાવનારો જે અંતિમ મંત્ર છે, તેથી એ ત્રીસ ઉષાઓ અખંડ હોઇને આપણા પ્રદેશમાંની ઉષાઓ પ્રમાણે સૂર્યોદયથી ખંડિત થએલી ન હોતી, એ નિર્વિવાદ સિદ્ધ થાય છે. પરંતુ એના કરતાં પણ જો વધારે સ્પષ્ટ પૂરાવો જોઇતો હોય, તો તે 'તૈત્તિરીય બ્રાહ્મણ' (૨,૫,૬,૫,) માં છે.* તેમાં 'જે પ્રથમ પ્રકાશેલી તે જ એ ઉષાઓ

---

* "इमा एव ता उषसो या प्रथमा व्यौच्छन् । ता देव्यः कुर्वते पंचरूपा शश्वतीर्नाव पृज्यन्ति न गमन्त्यन्तम् " ॥ તૈત્તિરીય બ્રાહ્મણ. ૨,૫,૬,૫.

છે; એ દેવીઓ પાંચ રૂપો કરે છે. તેઓ અખંડ હોય છે–ખંડિત હોતી નથી અને તેમનો અંત પણ થતો નથી' એવું વર્ણન મળી આવે છે. એ પાંચ રૂપો એટલે ઉપર્યુક્ત અનુવાક્‌માંના પાંચ ઉષ:કલાપ હોઇને તેઓ અખંડ છે એમ સ્પષ્ટ કહેલું છે. ઋગ્વેદ (૧,૧૫૨,૪)માંના 'ઉષાઓના પ્રિયકરનું વસ્ત્ર અખંડિત (अनवपृण्ण) અને વિસ્તૃત (वितत) છે' એ વાક્યનો અર્થ ઉપર્યુક્ત 'બ્રાહ્મણ'ના અનુરોધથી જોતાં 'એ ઉષા અખંડ અને દીર્ઘ છે' એવો જ કરવો જોઇએ. અથર્વવેદ (૭,૨૨,૨) માં* ઉષાઓ ને '**सचेतसः**' અને '**समचीः**' એટલે કે, 'એક મતાવલંબી' અને 'એકત્ર ચાલનારી' કહેલી છે. એમાંનું પ્રથમ પદ ઋગ્વેદમાં આવેલું છે; અને દ્વિતીય પદનું સમાનાર્થક વર્ણન તેમાં છે. '**समचीः**' (એકત્ર ચાલનારી) શબ્દથી પણ ધ્રુવ-પ્રદેશમાંની અખંડ ઉષાનો જ બોધ થાય છે.

**સાયણાચાર્યે** 'તૈત્તિરીયસંહિતા' માં કહેલી ત્રીસ ઉષાઓની શી વ્યવસ્થા કરેલી છે, એનું અવલોકન આપણને વળી કાંઇક વિચિત્રતાનું દર્શન કરાવે છે. 'તૈત્તિરીય સંહિતા' માંના ઉપર્યુક્ત અનુવાક્‌પરના પોતાના ભાષ્યમાં **સાયણાચાર્યે** કહેલું છે કે, 'એ અનુવાક્‌ના પ્રથમ મંત્રમાં કહેલી પ્રથમ ઉષા સૃષ્ટિના આરંભ કાળની છે; અને બીજી નિત્યની છે.' પરંતુ એટલાથી જ કાંઈ ઉષાઓનો અંત આવ્યો નહિ. અર્થાત્ તે સર્વ ઉષાઓની યોગ્ય વ્યવસ્થા ન કરી શકાવાથી પાછળથી 'ઉષા પોતાની યૌગિક શક્તિથી અનેક રૂપો ધારણ કરે છે.' એમ કહીને તેમણે છૂટવાની બારી શોધી કાઢી. પણ તરત જ પાંચ ઉષાઓની ત્રીસ ઉષાઓ થઈ એટલે તેમણે પણ એક માસના ત્રીસ દિવસની ત્રીસ ઉષાઓ તરીકે તેમને ઠોકી બેસાડી. પણ એથી એક એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, એ મંત્રમાં વર્ણવેલી વર્ષની ૩૬૦ ઉષાઓમાંથી કેવળ એક માસની ત્રીસ ઉષાઓ જ કેમ લીધી વારુ? અર્થાત્ એ સર્વ અર્થ પરસ્પર વિરુદ્ધ હોઇને અંતિમ મંત્રમાં 'ઉષાઓ અનેક નહિ, કિન્તુ એક જ છે,' એમ જે કહેલું છે એથી તો સર્વથા વિરોધ ભાવ જ ધરાવે છે. પરંતુ **સાયણાચાર્યને** પણ ઇતર વેદવેત્તા પંડિતો પ્રમાણે જ ધ્રુવપ્રદેશમાંની ઉષાનું જ્ઞાન નહોતું–કેવળ અહીંની ઉષાને જ તેઓ જાણતા હતા; અને એથી જો એ ઉષાનો ખરો અર્થ તેમના સમજવામાં ન આવ્યો હોય, તો તેમાં વિશેષ આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. ઉલટો તેમણે ઉપર ઉપરથી સયુક્તિક દેખાતા અનેક અર્થોને સૂચવીને ભિન્નભિન્ન મંત્રોના અર્થ કરવાના કાર્યમાં આવતી અડચણોને દૂર

---

* "ब्रध्नः समीचीरुषसः समैरयन्। अरेपसः सचेतसः स्वसरे मन्युमत्तमाश्चिते गोः" ભાવાર્થ:—"નિકટસંલગ્ન, એકમતાવલંબી અને તેજસ્વી ઉષાઓને સૂર્યે પોતાથી આગળ મોકલી દીધી છે." અથર્વવેદ. ૭,૨૨,૨

કરવાનો જે પ્રયત્ન કર્યો છે, તે તેમની અગાધ વિદ્વત્તાને જ સૂચવે છે. જો તેઓ વર્ત્તમાન જ્ઞાનની અવસ્થામાં હોત, તો તેમણે પણ એનો આપણા જેવો જ અર્થ કર્યો હોત. જ્યોતિષ વેદનું નેત્ર છે, એમ 'વેદાંગ શિક્ષા'માં* કહેલું છે. એટલે એ નેત્રનાં બળ અને ક્ષેત્રની જેમ જેમ વૃદ્ધિ થતી જાય, તેમ તેમ વેદોમાંનાં અદ્યાપિ દુર્જ્ઞેય રહેલાં વાક્યોના અર્થ કરવાના કાર્યમાં એ નેત્રોના સાહાય્યથી મળેલા જ્ઞાનનો આપણે ઉપયોગ ન કરી લઇએ તો તે કૃતિ આપણને દોષાસ્પદ કરનારી જ કહેવાય.

"ઉષાઓ ત્રીસ છે" એમ કેવળ 'તૈત્તિરીય સંહિતા'માં જ કહેલું છે; અને તેથી એનો ઋક્સૂક્તોમાંના વર્ણન સાથે મેળ મેળવીને એ બન્નેના આધારે કેટલાંક અનુમાનો કાઢવાનું કાર્ય યોગ્ય થાય તેમ નથી; કારણ કે, "ઉપર્યુક્ત અનુવાકમાંના મંત્રો મૂળ પરસ્પર સંબદ્ધ ન હોઇને ભિન્ન ભિન્ન સ્થાનેથી કેવળ વિશિષ્ટ યજ્ઞ કર્મમાટેજ લેવામાં આવ્યા હશે." એમ કેટલાકોનું કથન છે; અને એ મંત્રોમાંના થોડાક મંત્રો માત્ર અથર્વવેદમાં આવેલા છે, એ ઘટનાથી એ કથન સત્ય ભાસવાનો પણ સંભવ છે. પરંતુ એનું કિંચિત્ વિચારપૂર્વક અવલોકન કરવાથી એ શંકા દૂર થઈ જાય એમ છે. કારણ કે, ૬ ઠ્ઠા મંત્રમાં 'તે ત્રીસ ભગિનીઓ છે' એમ સ્પષ્ટ કહેલું છે; અને એ ઉપરાંત જો એ માટેનો ઋગ્વેદનો પૂરાવો જોઇતો હોય, તો તે પણ છે. ઋગ્વેદ, ૬,૫૯,૬ માં† 'ઉષા ત્રીસ પગલાં ચાલી' એવું વર્ણન આવેલું છે. એ વાક્યનો આજ પર્યન્ત કાંઈ પણ નિર્ણય થએલો નથી. 'એક જ સ્થાનને વળગી રહીને ત્રીસ ઉષાઓ વર્ત્તુલાકાર ફર્યા કરે છે' એ 'તૈત્તિરીય સંહિતા'માંના ઉપર કહેલા અનુવાકમાંની ઘટના જ 'ઉષા ત્રીસ પગલાં ચાલી' એવા અન્ય શબ્દોથી ઋગ્વેદમાં વર્ણવેલી છે. ઋગ્વેદની ૧,૧૨૩,૪‡ એ ઋચા પણ અદ્યાપિ એ પ્રમાણે જ દુર્જ્ઞેય રહી ગઈ છે. તેમાં 'આજેપણ સમાન અને આવતી કાલે પણ સમાન એવી ઉષાઓ વરુણના ગૃહમાં દીર્ઘકાળ પર્યન્ત રહે છે. તે નિરવદ્ય અને નિર્દોષ ઉષાઓ પોતાપોતાના માર્ગમાં ત્રીસ યોજન ચક્રાકાર ગોળ ફરે છે.' એમ કહેલું છે. એમાંના ત્રીસ યોજન'નો અર્થ શો? સૂર્ય જયારે ત્રીસ યોજન ક્ષિતિજની નીચે હોય છે, તે વેળાએ તેનાં કિરણો દેખાવા માંડે છે એટલે કે, તે વેળાએ

---

* "शिक्षा–छंदः पादौ तु वेदस्य हस्तौ कल्पोऽथ पठयते। 'ज्योतिषामयनं' चक्षुर्निरुक्तं श्रोत्रमुच्यते ॥ ४१ ॥ शिक्षा प्राणं तु वेदस्य मुखं व्याकरणं स्मृतम् । तस्मात्सांगमधीत्येव ब्रह्मलोके महीयते" ॥ ४२ ॥ † "इंद्राग्नी अपादियं पूर्वागात्पद्वतीभ्यः। हित्वी शिरो जिह्वयावावदच्चरत् त्रिंशत्पदान्यक्रमीत्" ॥ ઋગ્વેદ, ૬,૫૯,૬.

‡ सदृशीरद्य सदृशीरिदु श्वो दीर्घं सचन्ते वरुणस्य धाम। अनवद्यास्त्रिंशतं योजनान्येकैका क्रतुं परियन्ति सद्यः" ॥ ઋગ્વેદ,૧,૧૨૩,૪.

ઉષાનો ઉદય થાય છે; અને તેથી 'ઉષા ત્રીસ યોજન ચાલે છે, અર્થાત્ ઉષાનાં કિરણો ત્રીસ યોજન જેટલા પ્રદેશને પ્રકાશિત કરે છે, એવા પ્રકારનું સાયણાચાર્યે એ 'ત્રીસ યોજન'નું સ્પષ્ટીકરણ કરેલું છે. આમાં તેની મોટી કલ્પકતા દેખાઇ આવે છે ખરી, પણ શાસ્ત્રીય દૃષ્ટિથી વિચાર કરતાં એ સ્પષ્ટીકરણ સર્વથા નિરર્થકજ સિદ્ધ થાય છે. સૂર્ય મેરુની આસપાસ એટલે કે, પૃથ્વીની આસપાસ ૨૪ કલાકમાં ૫૦૫૯ યોજન ભ્રમણ કરે છે, એમ સાયણાચાર્ય કહે છે. એટલે કે, તેના અભિપ્રાય પ્રમાણે પૃથ્વીનો પરિધ ૫૦૫૯ યોજનનો થયો પરંતુ પૃથ્વીનો એ પરિધ ૨૪૮૭૭ માઇલનો છે, એ તો હવે સર્વ વિદિત વાર્ત્તા થઇ ચૂકી છે. તેપરથી એક યોજન એટલે લગભગ પાંચ માઇલ થયા અને ત્રીસ યોજન એટલે ૧૫૦ માઇલનો અંતરાય થયો. પરંતુ સૂર્યનાં કિરણો તો વસ્તુતઃ તે ક્ષિતિજની નીચે ૧૬ અંશપર હોય છે, ત્યારથીજ ખાસ કરીને દેખાવા માંડે છે. હવે એક અંશ એટલે ૬૦ માઇલ એમ સ્વીકારીએ તો ૧૬ અંશના ૯૬૦ માઇલ થયા. આ અંતર સાયણાચાર્યના અંતર કરતાં ૭ ગણા કરતાં પણ વધારે છે. એજ પ્રમાણે વળી ઋગ્વેદ ૬,૫૯,૬ માંના 'ત્રીસ પગલાં'નો પણ એથી કશો સમાધાનકારક નિર્ણય થતો નથી. અર્થાત્ અંતે 'ત્રીસ યોજન; ત્રીસ ભગિનીઓ અને ત્રીસ પગલાં, એ સર્વ શબ્દો એકજ ઘટનાના એટલે કે, ધ્રુવ પ્રદેશમાંની દિનાવધિ ત્રીસ ઉષઃ પ્રદક્ષિણાઓના વાચક છે, એમ કહેવા અને માન્યા વિના છૂટકોજ થતો નથી. એ વર્ણનમાંનો 'परियन्ति' (ગોળ ફરેછે) એ શબ્દો પણ ધ્રુવમાંની ઉષાની પ્રદક્ષિણાને જ બરાબર લાગૂ પડે છે. '**યોજન**' શબ્દનો મૂળનો અર્થ 'રથ' હોઇને પછીથી એક શ્વાસથી અશ્વો જેટલા અંતરને કાપી જાય છે, તેટલા અંતરમાં અથવા તો મંજલના અર્થમાં તેનો સમાવેશ થઇ ગયો છે. એ મંજલ (મંજિલ) એટલે એક દિવસનો પ્રવાસ, એમ માનવામાં કોઇ પણ પ્રકારની અડચણ નથી. સ્વ. મૅક્સમૂલરે ઋગ્વેદ ૫,૫૪,૯ માંના '**યોજન**' શબ્દનો એવો જ અર્થ કરેલો છે. એ અર્થને સ્વીકારવાથી 'त्रिंशतं योजनानि परियन्ति' ત્રીસ યોજન વર્તુલાકાર ભ્રમે છે. એનો અર્થ, ઉષા દિનાવધિ ત્રીસ પ્રદક્ષિણાઓ કરે છે, (ઉત્તરધ્રુવમાં કરે છે તે પ્રમાણે) એવો જ થવાનો. એ વાક્યમાં ચક્રાકાર ગતિ જ ઉદ્દિષ્ટ છે, એમાં તો સંશય નથી જ; કારણ કે, ઋગ્વેદમાં એક અન્ય સ્થળે (૩,૬૧,૩, માં) 'એક જ અર્થ પ્રતિ જનારી તું ચક્રાકાર ફર્યા કર.' એમ ઉષાને સંબોધીને સ્પષ્ટ કહેલું છે.* હવે ચક્રાકાર ગતિને ક્ષિતિજ સમાન્તર કિંવા 'ગાડીના ચાક પ્રમાણે' ઉભી એમ ગમે તેવી કલ્પી શકાય એમ છે; પરંતુ ઉષાની

---

* उषः प्रतीची भुवनानि विश्वोर्ध्वा तिष्ठस्यमृतस्य केतुः ।
समानमर्थं चरणीयमाना चक्रमिव नव्यस्या ववृत्स्व" ॥ ऋ. ૩,૬૧,૩.

ઉભી ચક્રાકાર ગતિ ક્યાંય પણ હોવી શક્ય નથી. અર્થાત્ એથી બાકી રહેલી કુંભારના ચાકડા પ્રમાણેની આડી ગતિને જ સ્વીકારવી જોઈએ, અને તે તો ધ્રુવથી ઇતર સ્થાનમાં સંભવનીય છે જ નહિ. સારાંશ કે, ઉપર્યુક્ત ઋચામાંનું વર્ણન કેવળ ધ્રુવસ્થ ઉષાને જ લાગૂ પડનારું છે, એમ જ એથી નિષ્પન્ન થાય છે. 'એક જ સ્થાને પહોંચનારી' એ વર્ણન પણ એક સ્થળમાંથી નીકળીને ચોવીસ કલાકના અવધિપછી પુનઃ પુનઃ તેજ સ્થળે આવનારી ઉષાને જ કેવળ લાગૂ પડનારૂં છે. તાત્પર્ય કે, ઋગ્વેદ અને 'તૈત્તિરીય સંહિતા' એ ઉભયમાં ત્રીસ દિનાવધિ ઉષા મળીને થએલી એક અખંડ અને દીર્ઘ ઉષાનું જ એટલે કે, ધ્રુવવિશિષ્ટ ઉષાનું જ વર્ણન છે,એવું ઉપર્યુક્ત સમસ્ત વિવેચનથી નિષ્કર્ષરૂપ નિશ્ચિત એક જ અનુમાન નીકળે છે.

ઋગ્વેદમાં ઉષાવિશેના બહુવચનાત્મક વાક્યપ્રયોગો બીજાં પણ અનેક સ્થાને આવેલા છે; અને તેમાં ઘણેક સ્થળે ઉષાની પછી પ્રાતઃકાલિક દેવતાઓ આવે છે, એવું વર્ણન* કરેલું છે. એ અનેક ઉષાઓ એટલે ૩૬૦ દિવસની ૩૬૦ ઉષાઓ નહિ, કિન્તુ ધ્રુવવિશિષ્ટ દીર્ઘ ઉષાના દિનાવધિ ભાગો જ છે, એ ઋગ્વેદ, 'તૈત્તિરીય સંહિતા' અને અથર્વવેદમાંનાં વચનો વિશેના ઉપર કરેલા વિવેચનથી ત્વરિત જણાઈ આવે એમ છે. તથાપિ એથી ઋગ્વેદમાં આપણા અહીંના પ્રદેશમાંની અલ્પકાલાવધિ ઉષા જેવી ઉષાનું જરા પણ વર્ણન છે જ નહિ, એમ માત્ર સમજી ન લેવું. એટલું જ નહિ. પણ તેમાંના ઉષાના એકંદર વર્ણનમાંનો ઘણોક ભાગ ચોવીસ કલાકના દિવસે દેખાતી ન્હાનકડી ઉષાને અને તે જ પ્રમાણે ધ્રુવવિશિષ્ટ દીર્ઘ ઉષાને પણ લાગૂ પડનારો છે. ઉદાહરણાર્થ, 'પ્રત્યેક પ્રાણીને જાગૃત કરનારી' કિંવા 'તમથી આવૃત્ત નિધિને પ્રકાશમાં લાવનારી' એવા પ્રકારનાં વર્ણનો ઉભય પ્રકારની ઉષાઓને લાગૂ પડી શકે એમ છે. એટલે ઋક્સૂક્તોમાં મળી આવતી વિશેષ વાર્તાઓના આધારે કરેલાં અનુમાનોને એવાં વાક્યોથી કશી પણ બાધા થતી નથી. જે ઉષાના આગમનની વૈદિક ઋષિયો એટલી બધી આતુરતાથી વાટ જોતા હતા અને જેનું તેમણે પોતાનાં સૂક્તોમાં યથાતથ્ય સુંદર મનોહર વર્ણન કરેલું છે, તે ઉષા અહીંની ઉષા જેવી અલ્પાવધિ ન હોતી, કિન્તુ ધ્રુવવિશિષ્ટ દીર્ઘ ઉષા જ હતી, એમ બતાવી આપવાનો જ આ વિવેચનનો ઉદ્દેશ છે. જો એ ઉદ્દેશની સિદ્ધિ થાય, તો પછી ઋગ્વેદમાં અન્ય કેટલેક સ્થળે સાદી અલ્પ-કાલીન ઉષાનું વર્ણન હોય, તો તેથી કશી પણ હાનિ થવાનો ભય નથી. ચાંદ્ર અને સૌર કાળમાનનો મેળ મેળવવા માટે કોઇ કોઈ વાર વર્ષમાં તેરમા મહિનાને સ્વીકાર-નારા ઋષિયોને અલ્પાવધિ ઉષાનું જ્ઞાન હતું, એ તો સ્પષ્ટ જ છે. વૈદિકદેવતા ઉષા

* ૧,૬,૩; ૧,૧૮૦,૧; ૫,૭૬,૧; ૭,૯,૧; ૭,૬૩,૩ ઇત્યાદિ.

ઋષિયોથી પણ પ્રાચીન હોઇને તેનું વર્ણન પરંપરાગત તેમના જાણવામાં આવ્યું હતું અને તે વર્ણનને જોવાને તેવા સ્વરૂપમાં આપણા માટે તેમણે આજે પણ જાળવી રાખ્યું છે. એ જ્ઞાનને તેઓ સહસ્ત્રાવધિ વર્ષોપર્યન્ત કેવી રીતે જાળવી શક્યા, એનો વિચાર આપણે આગળ ઉપર કરીશું; અત્યારે તો એટલું કહેવું જ બસ છે કે, આજે બ્રાહ્મણોએ જેવી રીતે ચાર પાંચ હજાર વર્ષથી વેદોને શબ્દશઃ જાળવી રાખ્યા છે, તે જ પ્રમાણે વેદો તે કાળમાં પણ જળવાયલા હતા.

ઉપર્યુક્ત વિવેચનથી એમ દેખાઈ આવશે કે, વૈદિક વાઙ્મયમાંની ઉષાના વર્ણનનું આધુનિક શાસ્ત્રીય શોધોના સાહાય્યથી સૂક્ષ્મ નિરીક્ષણ કરવાથી તેના આધારે નિમ્નલિખિત અનુમાનો સ્પષ્ટ નીકળે છે;–

(૧) ઋગ્વેદમાં વર્ણવેલી ઉષા એટલી બધી દીર્ઘ હતી કે તેના પ્રથમ દર્શનથી સૂર્યોદય પર્યન્ત વચ્ચે **કેટલાક દિવસ** (ચોવીસ કલાકના અવાધ) વીતી જતા હતા. અથવા તો એક પછી એક અનેક ઉષાઓ આવતી હતી અને તે સર્વનું સૂર્યોદયમાં પર્યવસાન થતું હતું. (ઋગ્વેદ, ૭,૭૬,૩; ૨,૨૮,૯.)

(૨) ઋગ્વેદમાં ઉષાવિશે જે બહુવચનાત્મક પ્રયોગો છે, તે કેવળ બહુમાનાર્થક કિંવા વર્ષની ૩૬૦ ઉષાઓના દર્શક નથી; કિન્તુ ધ્રુવ પ્રદેશમાંની દીર્ઘ ઉષાના દિવસાવધિ **ત્રીસ ભાગો**ના દ્યોતક છે. (ઋગ્વેદ, ૧,૨૩,૮; ૫,૯,૬; 'તૈત્તિરીય સંહિતા' ૪,૩,૧૧,૬.)

(૩) અનેક ઉષાઓ **એક જ સ્થાનમાં વસીને એક મતથી વર્ત્તતી** અને કદાપિ પરસ્પર **લડતી ઝગડતી નહિ.** (૪,૫૧,૭,–૯;૭,૭૬,૫; અથર્વવેદ ૭,૨૨,૨)

(૪) ઉષાના **ત્રીસ ભાગ** જૂદા જૂદા નહોતા, કિન્તુ **એકને એક વળગેલા અખંડિત** હતા. (૧,૧૫૨,૪; 'તૈત્તિરીય બ્રાહ્મણ' ૨,૫,૬,૫; અને અથર્વવેદ,૭,૨૨,૨.)

(૫) એ ત્રીસ ઉષાઓ કિંવા એક જ ઉષાના ત્રીસ ભાગ **ચક્ર પ્રમાણે વર્તુલાકાર ગોળ ફરતા હતા,** અને પુનઃ તેજ સ્થળે આવતા હતા.

આ સર્વ ઘટનાઓ ધ્રુવમાં અથવા તો તેની આસપાસના પ્રદેશમાંજ દૃષ્ટિગોચર થનારી છે, એ નવેસરથી કહેવાની કશી પણ અગત્ય નથી. અને એમાંની અંતિમ ઘટના તો કેવળ ધ્રુવબિન્દુમાં જ શક્ય છે. એટલે એથી હવે મૂળ વૈદિક દેવતા ઉષા ધ્રુવોત્પન્ન છે, એવું અનુમાન કરવામાં કશો પણ પ્રત્યવાય નથી. એ વિશે એક શંકા ઉત્પન્ન થવાનો સંભવ છે, અને તે શંકા એ કે, ધ્રુવવિશિષ્ટ ઉષા ૪૫ થી ૬૦ દિવસની હોવા છતાં ઉપર્યુક્ત વર્ણનમાં તેને કેવળ ત્રીસ દિવસની જ કહેલી છે, એનું શું કારણ વારુ? પણ એ અડચણ વધારે મહત્ત્વની નથી. તેજનું વક્રીભવન કિંવા પરાવર્ત્તન કરનાર વાતાવરણની શક્તિપરજ ઉષાનો અવધિ અવલંબેલો હોય છે; અને એ શક્તિનો

ન્યૂનાધિક ઉષ્ણુતાના પ્રમાણુપર કિંવા તેવીજ બીજી પરિસ્થિતિયોપર આધાર રહેલો હોય છે. એ ઉપરાંત ધ્રુવબિન્દુથી કાંઇક નીચેના ભાગમાં આવતાં પણુ ઉષાનો અવધિ ઓછો થઈ જાય છે. એટલે કે, ઉષાના ઉપર આપેલા વર્ણુનમાં જ્યોતિઃશાસ્ત્રથી વિરુદ્ધ જતું હોય એવું કાંઈપણુ વર્ણુન નથી. વળી વિશેષતઃ એપણુ ધ્યાનમાં રાખવું જોઈએ કે, એ ઉષા કોઇ કોઇવાર નિશ્ચિત સમય કરતાં વધારે સમય ક્ષિતિજમાં રહેતી હતી અને એટલામાટે તેનાથી કંટાળીને સત્વર ચાલી જવા માટે ઋગ્વેદમાં તેની પ્રાર્થના કરેલી છે.* (૫,૭૯,૯.) એવા સમયમાં એટલે કે, ઉષા નિશ્ચિત કરતાં વધારે અવધિ પર્યન્ત ક્ષિતિજમાં રહે તે વેળાએ કોઇ કોઇ વાર ઇન્દ્રને ઉષાના રથને તોડીને સૂર્યને ક્ષિતિજમાં લાવવાની ફરજ પડતી હતી (ઋગ્વેદ,† ૨,૧૫,૬). એ જ વાત ઇતર સ્થાનોમાં પણુ અન્ય રૂપે આવેલી છે. ઋગ્વેદના ૪,૩૦. એ સૂક્તમાં ઈન્દ્રના પરાક્રમોનું વર્ણુન કરતાં 'તેણે (ઈન્દ્રે) ઉષાના રથના કકડેકકડા કરીને તેનું હનન કર્યું' એમ કહેલું છે.* આ વાર્ત્તાનો સંબંધ આજ પર્યંત મેઘાડંબરને લીધે લુપ્ત થએલી ઉષા સાથે વિદ્વાનો જોડતા આવ્યા છે; પરંતુ એમ કરવું એટલું બધું સયુક્તિક દેખાતું નથી કેવળ એક વાર જ બનેલો બનાવ આવી કથાનો મૂળ આધાર હશે, એમ સંભવતું નથી; તેમ જ પ્રતિ દિવસ નિયત ઉષાના સમયમાં મેઘો આવતા હતા અને તે લુપ્ત થતી હતી, એમ પણુ સંભવતું નથી. વળી 'તે બહુ જ વધારે વાર ટકી રહેવાથી તેનો રથ તોડી નાખવામાં આવ્યો' એ શબ્દોનો ઉપરના ખુલાસાથી કશો પણુ સંતોષકારક નિર્ણુય થતો નથી. આપણી ઉપપત્તિથી જ એટલે કે સાધારણુ પરિમાણુથી ત્રીસ દિવસ દેખાતી ઉષા સ્થાનપરત્વે અને વાતાવરણુ પરત્વે અધિક દિવસ પર્યન્ત દેખાવાના સમયનું એ વર્ણુન છે, એમ માનવાથી જ એનો યોગ્ય નિર્ણુય થઈ શકે છે. ઉષા અને ઇતર પ્રાતઃકાલીન દેવતાઓ વિશેની બીજી પણુ અનેક કથાઓ ધ્રુવોપપત્તિના યોગે સારી રીતે સમજવામાં આવી શકે એમ છે; પરંતુ એ ઉપપત્તિની સિદ્ધિ માટેનાં સર્વ પ્રત્યક્ષ પ્રમાણોને દર્શાવવાના કાર્યની સમાપ્તિ થયા પછી આપણે તેનો સ્વતંત્રતાથી વિચાર કરીશું.

હવે વૈદિકદેવતા ઉષા મૂળ ધ્રુવોત્પન્ન છે એમ માનવાથી એક એવો પ્રશ્ન આવીને ઉપસ્થિત થાય છે કે, 'વૈદિક ઋષિયોના પૂર્વજોએ તેને હિમોત્તરકાળમાં ન જોતા હિમપૂર્વકાળમાં જ નિહાળેલી હોવી જોઇએ; અને જ્યારે એમ છે, ત્યારે એ પ્રાચીનકાળના ઉલ્લેખો ઋકસૂક્તોમાં કેમ નથી મળી આવતા 'વારુ?' એના ઉત્તરમાં અમારે

---

* "वज्रेणान उषसः संपिपेष." ॥ ઋગ્વેદ, ૨,૧૫,૬. † "व्युच्छा दुहितादवा माचिरं तनुथा अपः । नेत्वास्तेनं यथा रिपुं तपाति सूरो आर्चिषा" ॥ ઋગ્વેદ, ૫,૭૯,૯.

જણાવવું જોઇએ કે, સદ્‌ભાગ્યયોગે ઋગ્વેદમાં કેટલેક સ્થળે એવા ઉલ્લેખો છે ‘शश्वत्पुरोषाव्युवास देवी’ એટલે ‘પૂર્વે ઉષાદેવી એક સરખી પ્રકાશતી હતી’ (ઋ. ૧, ૧૧૩,૧૩) એમ જે કહેલું છે, તેમાં ‘पुरा’ શબ્દનો અર્થ ‘આ કલ્પમાંના જ પ્રાચીન કાળમાં’ એવો ન હોઇને ‘જૂના કલ્પમાંના (પુરા કલ્પમાંના) કાળમાં’ એવો જ છે. ઈન્દ્રના **પ્રથમ પરાક્રમો** (‘इन्द्रस्य नु वीर्याणि प्रवोचं यानि चकार **प्रथमानि** वज्री’ ઋ. ૧,૩૨,૧.) કિંવા ‘એ પ્રથમ ધર્મો હતા’ (‘तानि धर्माणि **प्रथमा**न्यासन्’ ઋ. ૧૦,૯૦,૧૬) એ વાક્યોમાંના ‘**પ્રથમ**’ શબ્દનો ‘અતિ પ્રાચીન’ એવો જ અર્થ કરવો જોઇએ. એ જ કારણથી બહુધા **સાયણાચાર્યે** ‘પ્રથમા ઉષા’ એટલે સૃષ્ટિના આરંભકાળની ઉષા, એવો એનો અર્થ કરેલો હોવો જોઈએ. ‘તૈત્તિરીય સંહિતા’માં તો દેવોએ ત્રીસ ઉષાઓને જોવાની કથાને પ્રાચીન જ કહેલી છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં ઋગ્વેદમાં ઉષાની પ્રાચીનતા વિશે કાંઈ કહેલું જ નથી, એમ કેમ કરીને કહી શકાય વારુ? આ વિષયનું વિશેષ વિવેચન, જે આપણી ઉપપત્તિને આધારભૂત છે તેવા બીજા બધા પ્રત્યક્ષ પૂરાવા આપી જવા પછી નીરાંતે કરીશું. ઋગ્વેદમાંનાં કેટલાંક મનોરમ સૂક્તોનો પરમ વિષય થઈ બેઠેલી જે ઉષા તે ઉષાના અવધિનો વિચાર કરીને તે દેવતા ધ્રુવવિશિષ્ટ છે એમ બતાવી આપવા માટે અહીં સુધી પૂરાવા આપીને તેનું આપણે વિવરણ કર્યું. હવે એની પછીની ધ્રુવવિશિષ્ટ ઘટનાઓને લઇને તેમના આધારે આપણી ઉપપત્તિને પુષ્ટિ આપનારો બીજો કોઈ પૂરાવો ઋગ્વેદમાંથી મળી આવે છે કે કેમ, તે આપણે જોઇએ.



## ‘પંચમ દર્શન’નું પરિશિષ્ટ.

### ત્રીસ ઉષાઓ.

પૃષ્ઠ ૧૩૫ અને ૧૩૬ માં વર્ણવેલાં ‘તૈત્તિરીય સંહિતા’ માંનાં વચનો.

‘તૈત્તિરીય સંહિતા’ ચતુર્થ કાંડ, તૃતીય પ્રપાઠક, એકાદશ અનુવાક્.

इयमेव सा या प्रथमा व्यौच्छदन्तरस्यां चरति प्रविष्टा ।
वधूर्जजान नवगज्जनित्री त्रय एनां महिमानः सचन्ते ॥ १ ॥
छन्दस्वती उषसा पेपिशाने समानं योनिमनु सञ्चरन्ती ।
सूर्यपत्नी विचरतः प्रजानती केतुं कृण्वाने अजरे भूरिरेतसा ॥ २ ॥
ऋतस्य पंथामनु तिस्र आगुस्त्रयो घर्मासो अनु ज्योतिषाऽऽगुः ।
प्रजामेकारक्षत्यूर्जमेका व्रतमेका रक्षति देवयूनाम् ॥ ३ ॥

चतुष्टोमो अभवद्या तुरीया यज्ञस्य पक्षावृषयो भवन्ती ।
गायत्रीं त्रिष्टुभं जगतीमनुष्टुभं बृहदर्कं युञ्जानाः सुवराभरन्निदम्* ॥४॥
पंचभिर्धाता विदधाविदं यत्तासां स्वसॄरजनयत् पंचपंच ।
तासामु यन्ति प्रयवेण पंच नाना रूपाणि क्रतवो वसानाः ॥ ५ ॥
त्रिंशत्स्वसार उप यन्ति निष्कृतं समानं केतुं प्रतिमुञ्चमानाः ।
ऋतूंस्तन्वते कवयः प्रजानतीर्मध्ये छन्दसः परि यन्ति भास्वतीः ॥ ६ ॥
ज्योतिष्मती प्रति मुञ्चते नभो रात्री देवी सूर्यस्य व्रतानि ।
विपश्यन्ति पशवो जायमाना नानारूपा मातुरस्या उपस्थे ॥ ७ ॥
एकाष्टका तपसा तप्यमाना जजान गर्भं महिमानमिन्द्रम् ।
तेन दस्यून् व्यसहन्त देवा हन्ताऽसुराणामभवच्छचीभिः ॥ ८ ॥
अनानुजामनुजां मामकर्त सत्यं वदन्त्यन्विच्छ एतत् ।
भूयासमस्य सुमतौ यथा यूयमन्या वो अन्यामति मा प्रयुक्त ॥ ९ ॥
अभून्मम सुमतौ विश्ववेदा आष्ट प्रतिष्ठामविदद्धि गाधम् ।
भूयासमस्य सुमतौ यथा यूयमन्या वो अन्यामति मा प्रयुक्त ॥ १० ॥
पंच व्युष्टीरनु पंच दोहा गां पञ्चनाम्नीमृतवोऽनु पंच ।
पंच दिशः पंचदशेन क्लृप्ताः समानमूर्ध्नीरभि लोकमेकम् ॥ ११ ॥

---

* ટીપ.–આ અનુવાકમાંના ૧,૨,૩,૪, એ મંત્રો અથર્વવેદમાં પણ થોડા ઘણા ફેરફાર સાથે આવેલા છે, તે આવી રીતે;

इयमेव सा या प्रथमा व्यौच्छदास्वितरासु चरति प्रविष्टा ।
महान्तो अस्यां महिमानो अन्तर्वधूर्जिगाय नवगज्जनित्री ॥
(अ. वे. ३, १०, ४ व ८, ९, ११).

छन्दःपक्षे उषसा पेपिशाने समानं योनिमनु संचरेते ।
सूर्यपत्नी संचरतः प्रजानती केतुमती अजरे भूरि रेतसा ॥
ऋतस्य पन्थामनु तिस्र आगुस्त्रयो घर्मा अनु रेत आगुः ।
प्रजामेका जिन्वत्यूर्जमेका राष्ट्रमेका रक्षति देवयूनाम् ॥ अ. वे. ८,९,१२-१४.

ऋतस्य गर्भः प्रथमा व्यूषुष्यपामेका महिमानं बिभर्ति ।
सूर्यस्यैका चरति निष्कृतेषु घर्मस्यैका सवितैकां नि यच्छति ॥ १२ ॥
या प्रथमा व्यौच्छत् सा धेनुरभवद्यमे ।
सा नः पयस्वती धुक्ष्वोत्तरामुत्तरा ँ समाम् ॥ १३ ॥
शुक्रर्षभा नभसा ज्योतिषाऽऽगाद् विश्वरूपा शबलीरग्निकेतुः ।
समानमर्थ ँ स्व_स्यमाना बिभ्रती जरामजर उष आगाः ॥ १४ ॥
ऋतूनां पत्नी प्रथमेयमागादन्हां नेत्री जनित्री प्रजानाम् ।
एका सती बहुधोषा व्युच्छस्यजीर्णा त्वं जरयति सर्वमन्यत् ॥ १५ ॥
न वा इदं दिवा न नक्तमासीदव्यावृत्तं ते देवा एता
व्युष्टीरपश्यन् ता उपादधत ततो वा इ दंव्यौच्छद्यस्यैता
उपधीयन्ते व्यैवास्मा उच्छत्यथो तम एवाप हते ।

---

अग्नीषोमावदधुर्या तुरीयासीद्यज्ञस्य पक्षावृषयः कल्पयन्तः ।
गायत्रीं त्रिष्टुभं जगतीमनुष्टुभं बृहदर्कीं यजमानाय स्वराभरंतीम् ॥
अ. वे. ८, ९, १४.

આ મંત્ર અથર્વવેદમાં પણ આવેલો છે (૩, ૧૦, ૧૨). પણ તેમાંના બીજા ચરણમાં થોડો ફેર છે, તે આ પ્રમાણે;

तेन देवा व्यषहन्त शत्रून् हन्ता दस्यूनामभवच्छचीपतिः ।

૧૧. अ. वे. ८, ९, १५, " समानमूर्ध्नीः " ને બદલે તેમાં ' ता एकमूर्ध्नीः ' એ પ્રમાણે છે.

૧૩. अ. वे. ३, १०, १. ' या प्रथमा व्यौच्छत् ' ને બદલે તેમાં ' प्रथमा ह व्युवास ।' અને ' धुक्ष्व ' વદલ ' दुहाम् ' એ પ્રમાણે છે. ऋ. ४, ५७, ४. આમાં પણ દ્વિતીય અર્ધ અથર્વવેદ પ્રમાણે જ છે.

## ભાવાર્થ.

### "તૈત્તિરીય સંહિતા" ૪,૩,૧૧.

*૧ જે પ્રથમ પ્રકાશમાન થઈ, તે જ એ (ઉષા). એનામાં (પૃથ્વીમાં) પ્રવિષ્ટ થતી તે ભ્રમણ કરે છે. નૂતન વિવાહવતી પ્રજોત્પાદિકા વધૂ ઉત્પન્ન થઈ. મહિમાયુક્ત ત્રણ તેને અનુસરે છે.

૨ છંદોવડે યુક્ત, પ્રકાશમાન થનારી અને એક જ સ્થાનમાં સંચાર કરનારી બે ઉષાઓ સૂર્યની પત્નીઓ જરા વિરહિત અને પ્રચુર બીજવડે યુક્ત થતી (પોતાના માર્ગને) બરાબર જાણતી અને પતાકાને પ્રકટ કરતી ભ્રમણ કરે છે.

---

* ટીપઃ—૧ '**या प्रथमा व्यौच्छद्–**' 'જે પ્રથમ પ્રકાશમાન થઇ' અર્થાત્ પછીથી કહેલી ત્રીશ ઉષાઓમાંની પહેલી. ઉષાના સમયથી નૂતન વર્ષનો આરંભ થાય છે, એમ આગળ જતાં ૧૩ મા મંત્રમાં કહેલું છે. અર્થાત્ એ ત્રીશ ઉષાઓ વર્ષારંભની હોઇને તેમાંની પ્રથમાનું પ્રથમ મંત્રમાં વિવેચન કરેલું છે. એ ઉષા સૃષ્ટિના આરંભ કાળની છે, એવો સાયણાચાર્યનો અભિપ્રાય છે. ('आदि सृष्टिकाले प्रथमो यः प्रभातकालस्तद्रूपेयमिष्टकेत्यर्थः) પરંતુ સંદર્ભથી એમ દેખાતું નથી.

'**એનામાં પ્રવિષ્ટ થતી**' એનામાં એટલે પૃથ્વીમાં ('**पृथिव्यां**' **સાયણ.**) અથર્વવેદ-માંના પાઠ પ્રમાણે એનો 'ઇતરોમાં (ઉષાઓમાં) પ્રવિષ્ટ થતી' એવો અર્થ થશે. એ અર્થ પ્રમાણે જોતાં અનેક ઉષાઓના કલાપમાંની એ એક ઉષા છે, એમ સ્પષ્ટ થાય છે.

'**મહિમાયુકત ત્રણ**' અગ્નિ, સૂર્ય અને ચંદ્રરૂપ દેવતાઓ (**સાયણ**). યાસ્કે અગ્નિ, વાયુ કિંવા ઈન્દ્ર અને સૂર્ય એ પ્રમાણેની ત્રણ મુખ્ય દેવતાઓ કહેલી છે (નિરુકત, ૭,૫,). 'ત્રણ અગ્નિ (ઘર્મ) ઉષાસાથે આવે છે' ('त्रयो घर्मासा उषसं सचन्ते') એમ ઋગ્વેદમાં કહેલું છે (૩,૩૩,૭) તેમજ ૭,૭૮,૩ માં ઉષાએ સૂર્ય, યજ્ઞ અને અગ્નિને ઉત્પન્ન કર્યા, એમ કહેલું છે. એ ત્રણ દેવતાઓ ભિન્ન ભિન્ન પ્રકારે વર્ણવાયલી હોય, તો પણ પ્રસ્તુત મંત્રમાંના ઉલ્લેખનો સંબંધ પ્રથમ ઉષાના ઉદય પછી થનારા સૂર્યોદય સાથે અને યજ્ઞાગ્નિના પ્રજ્વલનસાથે રહેલો છે, એ તો સ્પષ્ટ જ છે.

૨ '**છંદોવડે યુકત**' 'છંદોયુક્ત મંત્રોવડે જેમની સ્તુતિ કરાયલી છે તે (**સાયણ.**). સૂક્ત પઠનવડે પ્રભાતકાળ ગર્જનામય થવાનું. ઋગ્વેદ, ૬,૬૧,૧ અને ૬ માંના વર્ણનથી દેખાઈ આવે છે. ત્યારપછી ૬ ઠ્ઠા મંત્રમાંના 'मध्ये छंदसः' એ શબ્દોમાં પણ એ જ કલ્પના રહેલી છે.

એ મંત્રમાંનાં ઉષાને આપેલાં વિશેષણો ઋગ્વેદમાં પણ ઉષાને અનેક સ્થળે આપેલાં છે. (જુઓ, ઋગ્વેદ, ૧,૯૨,૪;૭,૭૬,૫;૪,૫,૧૩; અને ૧,૧૧૩,૧૩.)

**એ ઉષાઓ—સાયણાચાર્ય**ના અભિપ્રાય પ્રમાણે પ્રથમ ઉષા સૃષ્ટ્યારંભ કાલીન અને બીજી નિત્યની છે ('द्वे ह्युषसौ, एका सृष्टिकालीना 'प्रथमा' इति पूर्वमंत्रोक्ता अपरा प्रतिदिनसंचारिणी') પણ એ પછી સાયણાચાર્યે એ અર્થને ત્યાગી દીધો છે. પ્રથમ ઉષા પછી બીજી એક ઉષાના

૩ ત્રણે (ઉષાઓ) ઋતુના માર્ગથી આવતી થઈ. પ્રકાશ સહિત ત્રણ અગ્નિ (ઘર્મ) તેની પાછળ આવતા થયા. તે ઉષાઓમાંની એક (યજમાનની) પ્રજાનું રક્ષણ કરે છે, બીજી બળનું રક્ષણ કરે છે અને ત્રીજી પ્રાપ્તિની ઇચ્છા કરનારાઓના કર્મનું રક્ષણ કરે છે.

૪ જે ચોથી ઉષા છે, તે યજ્ઞના પક્ષ જે ઋષિઓ, તે ઋષિઓ પ્રમાણે આચરણ કરનારી થતી ચતુષ્ટોમ થઈ. ગાયત્રી, ત્રિષ્ટુભ્, જગતી અને અનુષ્ટુભ્ તથા મોટાં સ્તોત્રોની યોજનાથી તેણે આ પ્રકાશને આણ્યો.

૫ વિધાતાએ એ પાંચ ઉષાઓમાંની પ્રત્યેકની બીજી પાંચ પાંચ સ્વસાઓ (ભગિનીઓ) નિર્માણ કરી. તેમના પાંચ માર્ગો (ઋતુઓ) નાના સ્વરૂપો ધારણ કરતા સમૂહવડે ગમન કરે છે.

---

આવવાથી હવે તે બે થઈ એ સ્પષ્ટ જ છે. બે, ત્રણ, પાંચ અથવા ત્રીશ ઉષાઓના કલાપો એકત્ર સંચાર કરે છે, એમ કહેલું હોવાથી તે ઉષાઓ પ્રતિદિન આવનારી ઉષાઓમાંની નથી, એમાં તો શંકા છે જ નહિ. એ ઉષાઓ સૂર્ય પ્રકાશાન્તરિત ન હોઈને એક પછી એક આવનારી અખંડ છે.

૩ '**ત્રણે ઉષાઓ**'—આગળની બે અને આ એક મળીને હવે ત્રણ ઉષાઓ થઈ. એ સંખ્યાવૃદ્ધિનું કારણ **સાયણાચાર્યે** દર્શાવેલું નથી.

૪ '**ચોથી ઉષા**'—એક વિશેષ ઉષા મળીને ચાર ઉષાઓ થઈ. ઉષા વાસ્તવિક એકજ હોઈને યોગ સામર્થ્યથી તે અનેક રૂપો ધારણ કરે છે, એમ **સાયણાચાર્યે** પોતાનો અભિપ્રાય આપે છે! ('यद्यपि एकैव उषा तथापि जगद्रक्षणाय योगैश्वर्यादनेकशरीरस्वीकारे सति बहव उषसो भवन्ति')

'**ઋષિઓ પ્રમાણે આચરણ કરનારી**' ઈત્યાદિ—ચાર ઉષાઓને ચતુષ્ટોમની ઉપમા આપેલી છે. 'ઐતરેય બ્રાહ્મણ' ૩,૪૨ માં ચતુષ્ટોમનું વર્ણન આપેલું છે. ગાયત્રી ઇત્યાદિ તેમાંના છંદો છે. એ સ્તોમનું ફળ પ્રકાશ છે. 'સુવ:' શબ્દનો **સાયણાચાર્યે** 'સ્વર્ગ' અર્થ કરેલો છે.

૫ '**પાંચ ઉષાઓ**' ઉષાની સંખ્યા પાંચની થવાપછી પાંચપાંચ વડે જ પછીની સૃષ્ટિ નિર્માણ થઈ.

'**પાંચ માર્ગ**'—'तासां पंच क्रतवः प्रवयनयन्ति' એવો અન્વય 'क्रतवः' એટલે 'યજ્ઞ' એવો **સાયણાચાર્યે** એનો અર્થ કરેલો છે. પણ 'अनवद्या त्रिंशतं योजनान्येकैका क्रतुं परियन्ति सद्यः' આમાં 'क्रतु'નો અર્થ 'નિયત સ્થાન' ખુલ્લો છે (૧,૧૨૩,૮ પૃષ્ઠ ૧૩૮ જુઓ.), અને એ જ અર્થ અહીં પણ લેવો જોઈએ.

'**સમૂહવડે**'—૭ ઉષાઓનો એક કલાપ એવી રીતે ત્રીશ ઉષાઓના પાંચ કલાપ થયા. "ता देव्यः कुर्वते पञ्चरूपा" એ 'તૈત્તિરીય બ્રાહ્મણ' માંના (૨,૫,૬,૫) આગળ કહેલા વાક્યને જુઓ. (પૃષ્ઠ ૧૩૬). પોતપોતાના નિયત સ્થાનમાં વ્યક્તિશઃ ફરનારી ત્રીશ ઉષાઓના પાંચ કલાપો એમાં વર્ણવેલા છે. પ્રત્યેક કલાપમાં ૭ છ ઉષાઓ હોઇને તે પ્રત્યેકના નિયત માર્ગ હોવાથી એ પાંચ ઋતુ વિવિધ રૂપો ધારણ કરે છે, એમ કહેલું છે.

૬ સમાન પતાકાને ધારણ કરનારી ત્રીશ સ્વસા (ભગિની)ઓ નિયમિત સ્થાનો પ્રતિ ગમન કરે છે. જ્ઞાનયુક્ત થતી તેઓ ઋતુઓને ઉત્પન્ન કરે છે. તે તેજસ્વી ભગિનીઓ (પોતાના માર્ગને) જાણતી છંદોના નાદની આસપાસ ચક્રાકાર ભ્રમણ કરે છે (परियन्ति).

૭ નભોમંડળમાં પ્રકાશમાન થનારી રાત્રી દેવી સૂર્યના વ્રતનો સ્વીકાર કરે છે. એ માતા (પૃથ્વી)ના ઉત્સંગ (ખોળા)માં ઉત્પન્ન થનારા નાનાવિધ પશુઓ વિવિધ વ્યવહારોને જોવા માંડે છે.

૮ તપના યોગે તેજસ્વી થનારી એકાષ્ટકા મહિમાયુક્ત ઇન્દ્ર રૂપ ગર્ભને-જન્મ આપતી થઈ. તેના સાહાય્યથી દેવોએ શત્રુઓને હતવીર્ય કર્યાં. પોતાના સામર્થ્યથી તે અસુરોનો વધકર્ત્તા થયો.

---

૬ '**ત્રીશ સ્વસા**'—મહિનાના ત્રીશ દિવસની એકત્ર મળીને ત્રીશ ઉષાઓ થાય છે તે, એમ **સાયણાચાર્યે** પાંચમા મંત્રના ભાષ્યમાં કહેલું છે. પરંતુ ૩૬૦ દિવસમાંના કેવળ એક જ માસની ત્રીસ ઉષાઓનો ઉલ્લેખ કેમ કરવામાં આવ્યો હશે, એનો કાંઈ ખુલાસો તેમણે કરેલો નથી. એ ઉપરાંત તેમનો એ અર્થ વળી સંદર્ભથી પણ વિરુદ્ધ છે. (પૃષ્ઠ. ૧૩૭ જુઓ.) ઉષાઓને ઋગ્વેદ, (૧,૧૨૪,૮,૯)માં પણ **સ્વસા** (ભગિનીઓ) કહેલી છે.

'**નિયત સ્થાન**'—'निष्कृतम्' આ શબ્દ ઉષાના માર્ગના વાચકરૂપે ઋગ્વેદમાં પણ આવેલો છે (૧,૧૨૩,૯ 'अहरहर्निष्कृतमाचरन्ती'). દૈનંદિન પરિભ્રમણમાં ઉષાઓ જો એક જ સ્થાનમાં આવતી હોય, તો જ આ શબ્દ યથાર્થ થાય એમ છે, અન્યથા નહિ.

'**मध्येच्छन्दसः परियन्ति**'—'मध्येच्छन्दाः' એને સૂર્યનું વિશેષણ સમજીને ઉષાઓ સૂર્યની આસપાસ ફરે છે, એમ **સાયણાચાર્યે** કહેલું છે. પરંતુ એટલા બધા દૂરના અર્થને સ્વીકારવાનું કાંઇપણ કારણ નથી. ઉષઃકાળમાં પણ છંદોગાયન તો ચાલતું જ હોય છે.

'**નભો મંડળમાં**'—'નભઃ' એટલે 'नभस्थस्य' એમ ધારીને **સાયણાચાર્યે** એનો સંબંધ સૂર્ય સાથે જોડી દીધો છે. ગમેતેમ કરવા છતાં મુખ્યાર્થ તો બદલાતો નથી જ.

'**પશુઓ**'—'पशवः' આ શબ્દ પ્રાતઃકાલીન તેજનો જ વાચક છે. એનો બહુધા 'ગાય' (ગાવઃ) પદથી ઉલ્લેખ કરેલો હોય છે. ઋગ્વેદ, (૧,૯૨,૧૨)માં ઉષાને 'पशून् प्रथाना' 'પશુઓને પ્રસારનારી' કહેલી છે.

૮ '**એકાષ્ટકા**'—ઇન્દ્રનો જન્મ એટલે અર્થાત્ એ ત્રણ અખંડ ઉષાઓ પછી થનારો સૂર્યોદય જ. એકાષ્ટકા એટલે માઘ વદ અષ્ટમી, એવો અર્થ 'આપસ્તંબ સૂત્ર' (૮,૨૧,૧૦) ને અનુસરીને **સાયણાચાર્યે** કરેલો છે. 'મૃગશીર્ષ' માંના 'કૃત્તિકા' નામક દર્શનમાં કહેલા **સંવત્સર** સૂત્રના અનુવાકમાં ('તૈત્તિરીય સંહિતા' ૭,૪,૮) **એકાષ્ટકા**નો એજ અર્થ હોવો જોઇએ; એ વિશેનું વિવેચન ત્યાં આવેલું જ છે. **એકાષ્ટકા** તે **સંવત્સર**નો પ્રથમ દિવસ કિંવા તેની પત્ની,

૯ અનુજ (પછીથી જન્મેલા સાથી) વિરહિત જે હું તે મને તમે સાનુજ (અનુજ સહિત) કર્યો. તું સત્યભાષણ રકનારી છે અને તેથી હું માગું છું કે, જેવીરીતે તમારામાંથી કોઈ પણ બીજીનું અતિક્રમણ કરતી નથી, તેજ પ્રમાણે હું પણ તે (અનુજા)ની કૃપામાં રહું.

૧૦ સર્વ જ્ઞાતાઓ (ઇન્દ્રો) વિશે મારી સારી બુદ્ધિ છે. તેણે તેને સ્થિર કરી છે, અને તેને તેમાં સ્થાન પણ મળેલું છે. (તો) જેવીરીતે તમે એકબીજીનું અતિક્રમણ કરતાં નથી, તે પ્રમાણે હું પણ તેની કૃપામાં રહું.

૧૧ પાંચ ઉષાઓને અનુસરીને પાંચ દોહ છે; પાંચ નામની ગાયને અનુસરીને પાંચ ઋતુઓ છે. પંદર જણે સંપાદિત કરેલી પાંચ દિશાઓ મળીને એક લોકાભિમુખ એક જ શીર્ષ છે.

---

એમ કહેલું છે એટલે કે, તે સમયે સૂર્ય દક્ષિણાયનની સમાપ્તિ કરીને ઉત્તર પ્રતિ વળતો હતો અને તેથી **એકાષ્ટકા**એ વર્ષનો આરંભ કરવો, એમ કહેવામાં આવ્યું છે. પણ એ સ્થિતિ વસંતસંપાત જે વેળાએ કૃત્તિકામાં હોય તે સમયની છે. એ કાળની પૂર્વે **એકાષ્ટકા** એટલે સૂર્યોદયથી પૂર્વે આવનારી અનેક ઉષાઓમાંની અંતિમ ઉષા, એવો અર્થ હોવો જોઇએ એમ ભાસે છે. **એકાષ્ટકા** શબ્દમાંના 'એક' શબ્દનો અર્થ કદાચિત્ 'વર્ષનો પ્રથમ મહિનો હોઇને અંતિમ ઉષા ચાંદ્રમાસની અષ્ટમીએ થતી હોવી જોઇએ.

૯ '**મને સાનુજ કર્યો**'—એ અનુજ એટલે ગત મંત્રમાં કહેલો ઇન્દ્ર કિંવા સૂર્ય. એની અમારાપર કૃપા હોય, એવી ઋષિની પ્રાર્થના છે. એ ઇન્દ્ર એટલે કે સૂર્યનો જન્મ ત્રીશ ઉષાઓ થઈ ગયા પછી થએલો છે, એ ખાસ કરીને ધ્યાનમાં રાખવા જેવો વિષય છે.

'**સત્ય ભાષણ કરનારી**'—'सत्यं वदन्ती' એ વચનને આચાર્યે સંબોધનના બહુવચન તરીકે માનેલું છે; પરંતુ એ માન્યતા વ્યાકરણથી વિરુદ્ધ છે. પદપાઠમાં 'वदन्ती' એ પ્રમાણેનું જ પ્રથમાના એક વચનનું રૂપ સ્પષ્ટ આપેલું છે. પણ એથી ભાષાંતરને અડચણ થાય છે. 'सत्यं वदन्ती' એજ અર્થનું 'सूनृता ईरयन्ती' એવું વિશેષણ ઋગ્વેદમાં (૩,૬૧,૨) ઉષાને લગાડેલું છે.

'**તમે એક બીજીનું** ઇત્યાદિ—ઋગ્વેદ ૭,૭૬,૫ જુઓ. અનેક ઉષાઓ એકત્ર હોવાછતાં તેઓ પરસ્પર વિરુદ્ધ ખટપટ કરતી નથી (न यतन्ते मिथस्ते), એમ કહેલું છે.

'**સર્વ જ્ઞાતાઓ**'—'विश्ववेदाः' એટલે ઉષા, એવા અર્થનો સાયણાચાર્યે સ્વીકાર કરેલો છે. પરંતુ એ પદનો 'અનુજ' સાથે જ ખુલ્લે ખુલ્લો સંબંધ છે. ઋષિને પરસ્પરની બુદ્ધિ પરસ્પર માટે સારી હોવી જોઇએ, એમ ભાસે છે. ઇન્દ્રવિશે મારી બુદ્ધિ સારી છે, એમ કહીને તેની પણ મારામાટે એવી જ બુદ્ધિ હોવી જોઇએ એમ તે કહે છે. 'विश्ववेदाः' એ વિશેષણ ઋગ્વેદ (૬,૪૭, ૧૨;૧,૧૪૭,૩ ઇત્યાદિ) માં ઇન્દ્ર તથા અગ્નિને અનેક સ્થળે લગાડવામાં આવ્યું છે.

૧૧ '**પાંચ દોહ**'—પાંચ દોહ, એટલે તમિસ્રા (અંધારું), જ્યોત્સના (ચંદ્રપ્રકાશ), બે સંધ્યાઓ અને દિવસ, એમ આચાર્યે 'તૈત્તિરીય બ્રાહ્મણ' (૨,૨,૯,૬,૯) ને અનુસરીને કહેલું છે.

૧૨ પ્રથમ ઉષા તે ઋતનું અપત્ય. એક જળના મહિમાને વૃદ્ધિંગત કરે છે, એક સૂર્યના પ્રદેશમાં સંચાર કરે છે, એક ધર્મના પ્રદેશમાં સંચાર કરે છે; અને એકનું સવિતા નિયમન કરે છે.

૧૩ જે પ્રથમ ઉદય પામી તે યમલોકમાં ધેનુ થઈ; તે પયોયુક્ત અમોને પ્રતિવર્ષ દુગ્ધ આપ્યા કરો!

૧૪ પ્રકાશયુક્ત નક્ષત્રોમાં (શુક્ર) શ્રેષ્ઠ અનંત રૂપોને ધારણ કરનારી, શબલ વર્ણની અને અગ્નિરૂપ ધ્વજાયુક્ત એ ઉષા પ્રકાશસહિત આકાશમાં આવી. સમાન અર્થનું સંપાદન કરવામાટે સારી રીતે મથનારી, અને જરા (વૃદ્ધતા)ને ધારણ કરનારી પણ જરાયુક્ત ન થનારી જે તું તે હે ઉષે, તું આવી!

૧૫ ઋતુઓની પત્ની, દિવસોની નેત્રી, અને પ્રજાઓને ઉત્પન્ન કરનારી આ પ્રથમ ઉષા આવી. હે ઉષે, સ્વતઃ જરારહિત હોઇને ઈતર સર્વને તું જીર્ણ કરે છે. તું એક હોઇનિ અનેક પ્રકારથી પ્રકાશિત થાય છે.

---

એ પ્રજાપતિના દોહ છે ( एते वै प्रजापतेर्दोहाः ). એમાં, પાંચ ઉષઃ કલાપોમાંથી તે પછીની સર્વ પંચવિધ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે, એમ કહેવાનો આશય દેખાય છે.

**'પાંચ નામની ગાય'**—એટલે પૃથ્વી, (**સાયણાચાર્ય.**) પાંચ ઋતુઓમાં પૃથ્વીને પાંચ જૂદાં જૂદાં નામો મળેલાં છે; વસંતમાં **પુષ્પવતી**, ગ્રીષ્મમાં **તાપવતી**, વર્ષાઋતુમાં **વૃષ્ટિવતી**, શરદમાં **જલપ્રસાદવતી** અને હેમંતશિશિરમાં **શૈત્યવતી.** હેમંત તથા શિશિરને એક સમજીને એકંદર ઋતુઓની સંખ્યા પાંચની કહેલી છે.

**'પંદર'**—'ઐતરેય બ્રાહ્મણ' ૩,૪૨ માં કહેલો એ પંચદશ સ્તોમ છે.

૧૩ **'પ્રતિવર્ષ'**—એ શબ્દથી એ પ્રથમ ઉષા સંવત્સરારંભકાળની હોવાનું સ્પષ્ટ દેખાઈ આવે છે. ઋગ્વેદ, ૨,૩૩,૧૦ માં તમમાંથી ગાય ( પ્રકાશ) નું દોહન કરવાનું કહેલું છે (तमसा गा अधुक्षत् ).

૧૪ **'સમાન અર્થ'**—ઋગ્વેદ, ૩,૬૧,૩ જુઓ. એમાં સમાનઅર્થપ્રતિ ગમન કરનારી ઉષાને ચક્રાકાર ફરવામાટે કહેલું છે.

**'જરાને ધારણ કરનારી'**—' समानमर्थं स्वपस्यमाना जरां बिभ्रती ' એવો અન્વય અહીં લીધેલો છે. સાયણાચાર્યે ' स्वपस्यमाना समानमर्थं बिभ्रती जरामागाः ' એ પ્રમાણેનો અન્વય લીધો છે. હવે એમાંનો ગમે તે અન્વય લેવામાં આવે, તોપણ એકન્દર મંત્રના તાત્પર્યમાં કાંઈ વિશેષ ફેરફાર થતો નથી.

૧૫ **'એક હોઈને અનેક'** ઇત્યાદિ—એ વર્ણનથી અનેક ભાગો મળીને થએલી એક અખંડ ઉષા જ એ અનુવાકમાં વિવક્ષિત છે, એમ દેખાય છે.

**'દિવસોની નેત્રી'** ઇત્યાદિ—એ વિશેષણો ઋગ્વેદ (૭,૭૭,૨)માં પણ ઉષાને લગાડેલાં છે.

**'તૈત્તિરીય સંહિતા' ૫,૩,૪,૭.**

તે (કાલસ્વરૂપ) દિવસ પણ નથી અને રાત્રિ પણ નથી' એમ *અનિશ્ચિત હતું. (તે વેળાએ) દેવોને (તેનો નિશ્ચય કરાવનારી) વ્યુષ્ટિઓ દેખાઇ. (એ ઉપર આપેલા તેમનું આધાન કરતી વેળાએ ઉચ્ચારવાના પંદર મંત્રો છે) તેમણે તેમનું (વ્યુષ્ટિઇષ્ટકોનું) આધાન કર્યું. તે† વેળાએ તે (કાલસ્વરૂપ) સ્પષ્ટ થયું. અર્થાત્ જેના માટે તેનું આધાન થાય છે, તેને પ્રકાશ મળે છે—તેના (ભ્રાંતિરૂપ) તમનો લોપ થાય છે.

એ ઉપર આપેલા પંદર મંત્રોવડે વ્યુષ્ટિ નામક ઇષ્ટકોનું આધાન કરવાનું હોય છે. યજ્ઞકર્મમાટે જોઇતા મંત્રો ઘણીકવાર જૂદાં જૂદાં સૂકતોમાંથી અથવા તો અનુવાકોમાંથી લેવામાં આવે છે. હવે એથી એ પંદર મંત્રોનો પરસ્પર કશો પણ સંબંધ નથી, એમ કદાચિત્ કોઇને ભાસશે, પણ તેમાં આપેલા ત્રીસ ઉષાઓના વર્ણનથી એ સર્વ મંત્રોનો મૂળ શો સંબંધ છે, એ સર્વથા સ્પષ્ટ દેખાઇ આવે છે. તેમજ વળી જો એ સર્વ મંત્રો જૂદાં જૂદાં સૂકતોમાંથી લેવાયલાં હોત, તો તેમની સંખ્યા સોળની થવી જોઇતી'તી; કારણકે, આધાન સોળ વ્યુષ્ટિ ઇષ્ટિકોનું કરવાનું હોય છે. અર્થાત્ એ અનુવાકમાં પંદર મંત્રજ છે, એ એકજ ઘટના તેમના પરસ્પર સંબંધને સિદ્ધ કરવા માટે સંપૂર્ણ છે. હવે એમાંના કેટલાક મંત્રો અથર્વવેદમાં ત્રોટક ત્રોટક અથવા તો અન્ય સંદર્ભમાં આવેલા છે ખરા; પણ માત્ર એટલાથી જ આ અનુવાક ત્રીશ ઉષાઓનું સુસંબદ્ધ વર્ણન કરનાર ન હોઇને પ્રકીર્ણ મંત્રોનો બનેલો છે, એમ કહી શકાય તેમ નથી. ખરી રીતે જોતાં આ પ્રશ્ન જ મૂળ તો વિશેષ મહત્ત્વનો નથી; કારણ કે, એમાંના પંચમ અને ષષ્ઠ એ એ મંત્રો જ પ્રસ્તુત કોટિને એટલે કે વૈદિક ઉષા તે ત્રીશ ઉષાઓનો કલાપ હતો, એ વાર્ત્તાને સિદ્ધ કરવા માટે સંપૂર્ણ શકિતમાન્ છે. ઉષા ત્રીશ પગલાં ચાલી (ઋગ્વેદ, ૬,૫૯,૬) કિંવા તેઓ ત્રીશ યોજન ચક્રાકાર ભ્રમે છે (૧,૧૨૩,૮) એમ જે ઋગ્વેદમાં કહેલું છે, એ અત્યાર સૂધી પૌર્વાત્ય અને પાશ્ચાત્ય ઉભય વિદ્વાનોના સમજવામાં આવ્યું ન હોતું. પરંતુ ઉષાની સંખ્યા ત્રીશની હતી, એ જાણવામાં આવતાં જ એ વાકયનો સહજ નિર્ણય થઇ જાય છે. હવે પ્રસ્તુત વિષયના સંબંધમાં કેવળ એકજ મહત્ત્વનો પ્રશ્ન અવશિષ્ટ રહે છે, અને તે એ કે, એ ઉષાઓ તે ત્રીશ દિવસની ત્રીશ ઉષાઓ

---

* આ વર્ગ ઉપર્યુકત અનુવાક્ પછી પંચમ કાંડમાં આવેલો છે. એમાં વ્યુષ્ટિ નામક ઇષ્ટકોનું આધાન ઉકત પંદર મંત્રોવડે શામાટે કરવાનું છે, તે કહેલું છે. 'તૈત્તિરીય સંહિતા, માં જેમાં એવું સ્પષ્ટીકરણ કરાયલું હોય છે, તે ભાગને 'બ્રાહ્મણ' સંજ્ઞા આપવામાં આવેલી છે.

† **'તે વેળાએ'** ઇત્યાદિ–**'તે વેળાએ'** એ શબ્દથી સૂર્યોદય પૂર્વે ત્રીશે ઉષાઓ આવી ગઇ હતી, એમ કહેવાનો આશય દેખાય છે. પૂર્વે ૧૩૯ મા પૃષ્ઠમાં 'ઉષાઓ અખંડ એક સરખી હતી એમ બતાવનારું 'તૈત્તિરીય સંહિતા'નું વચન આપેલું જ છે (**शश्वतीर्नाव पृज्यन्ति**).

કે સર્વની મળીને થએલી ત્રીશ દિવસના અવધિની એકજ ઉષા? 'પંચમ દર્શન' માં આપેલાં પ્રમાણોથી એમાંની બીજી કલ્પનાજ સત્ય છે, એમ તો કોઇના પણ જાણવામાં આવી શકે એમ છે. વૈદિક ઋષિઓ સાદી ઉષાઓને જાણતા હતા; પણ જેને તેમણે પ્રાતર્દેવતા તરીકે માની હતી, તે તો દીર્ઘ રાત્રિની પછી આવનારી દીર્ઘ ઉષા જ હતી; એ ચક્રાકાર ભ્રમણ કરનારી ત્રીશ દિવસના અવધિની ઉષા ધ્રુવથી થોડા પણ અંશથી બહાર દેખાય તેમ નથી જ.

## ષષ્ઠ દર્શન.

### દીર્ઘ રાત્રિ અને દીર્ઘ દિવસ.

ત્રીશ દિવસના અવધિની અખંડ ઉષા કિંવા નિકટ સંબદ્ધ દિનાવધિ ત્રીશ ઉષાઓના ઉલ્લેખોને ઋગ્વેદમાં બતાવી દીધા, એટલે એવી દીર્ઘ ઉષાની પૂર્વે આવતી દીર્ઘ રાત્રિ અને તે દીર્ઘ રાત્રિની જોડીનો તેટલો જ દીર્ઘ દિવસ એ પણ તેની પાછળ તરત આવ્યાં જ સમજવાં. એ દીર્ઘ રાત્રિ અને દીર્ઘ દિવસને બાદ કરતાં બાકી બચેલા વર્ષના ભાગમાં ચોવીસ કલાકના અવધિનાં કેટલાંક અહોરાત્ર હોઇને તેમાં કેટલીકવાર રાત્રિ કરતાં દિવસ મોટો અને કેટલીકવાર દિવસ કરતાં રાત્રિ મોટી, એવો પ્રકાર હોવાનો જ. એ ઘટનાઓ પરસ્પર એટલી બધી સંબદ્ધ છે કે, એમાંની એક પણ ઘટનાનો જો કયાંય પણ ઉલ્લેખ મળી આવે, તો બીજી ઘટનાઓના ભિન્ન ઉલ્લેખને જોવાની કે શોધવાની કશી પણ અગત્ય નથી: પરંતુ આપણે હજારો વર્ષ પૂર્વે અસ્તિત્વ ધરાવતી ઘટનાઓનો વિચાર કરવાનો હોવાથી અને તે વિચાર જે પ્રમાણોના આધારે કરવાનો છે, તે પ્રમાણો પરંપરાગત આવેલાં હોવા છતાં તેમનો અર્થ આપણે અત્યારે કરીએ છીએ, તેવો આજસૂધી કોઇએ કરેલો ન હોવાથી ઉકત જ્યોતિઃશાસ્ત્રવિષયક ઘટનાઓ જાણે જરા પણ પરસ્પર સંબદ્ધ નથી જ, એમ ધારીને તેમાંની પ્રત્યેક ઘટનાવિશે સ્વતંત્ર પ્રમાણો મેળવવાનો યત્ન કરવો ઇષ્ટ છે. એવો પ્રયત્ન કરવાથી એ ઘટનાઓના અન્યોન્ય સાપેક્ષત્વના સંબંધમાં આપણે કાંઇક સંશય બતાવીએ છીએ, એમ માત્ર નથી. તથાપિ કોઇપણ વાર્તાને સિદ્ધ કરવા માટે જે પ્રમાણો આપવાનાં હોય, તે જેટલાં જૂદી જૂદી દિશાએથી આપી શકાય તેટલું વધારે સારું. એટલે હવે દીર્ઘ દિવસ, દીર્ઘ રાત્રિ, સૂર્યપ્રકાશમય કિંવા અંધકારમય મહિનાઓની સંખ્યા અને સંવત્સરના સ્વરૂપવિશે વૈદિક વાઙ્મયમાં મળી આવતાં પ્રમાણોનો આ અને આની પછીના પ્રકરણમાં આપણે સ્વતંત્રતાથી વિચાર કરીશું.

પ્રથમ આપણે દીર્ઘ રાત્રિને લઇએ. એ રાત્રિ કેટલાક દિવસોના અવધિની હોવાથી અત્યારે ઉત્તરધ્રુવપ્રદેશો બહુજ શીતલ અને અગવડ ભરેલા થઇ જવાથી મનુષ્યોની વસતિમાટે સર્વથા અયોગ્ય થયેલા છે. પરંતુ હિમાન્તરકાળમાં એ દીર્ઘ રાત્રિના યોગે કેટલાક દિવસ પર્યન્ત ટકી રહેનારા અખંડ અંધકાર વિના ઉત્તરધ્રુવપ્રદેશમાં બીજી કોઇપણ અડચણ થતી હોવાનું દેખાતું નથી. અંધકાર મહા સુખકારક હતો, એમ તો નહોતું જ. અર્થાત્ તેનો અનુભવ લેનારા મનુષ્યો 'આ અંધકાર કયારે પૂરો થાય અને આપણે કયારે છૂટીએ' એવા ઉદ્ગારો મહા ઉત્સુકતાથી કાઢતા હોવા જોઇએ. એ દીર્ઘાવધિ ભયંકર અંધકારનું વર્ણન ઋગ્વેદમાં અનેક સ્થળે આવેલું છે. ઇન્દ્રના શત્રુઓનાં આશ્રય સ્થાનો એ અંધકારમાં જ રહેતાં અને તેમનો નાશ કરવા માટે ઇન્દ્રને દાસો સાથે યુદ્ધ કરવું પડતું હતું. ઉદાહરણાર્થ, ૧,૩૨,૧૦ માં 'दीर्घं तम आशयदिन्द्रशत्रुः' 'ઇન્દ્રનો શત્રુ વૃત્ર દીર્ઘ અંધકારમાં પડ્યો,' એમ કહેલું છે; તેમ જ ૫,૩૨,૫ માં 'युयुत्सतं तमसि हर्म्ये धाः' 'યુદ્ધમાટે ઉત્સુક થએલા (શુષ્ણ)ને ઇન્દ્રે અંધકારમય ખાડામાં લોટી દીધો' એમ કહીને તે પછીની ઋચામાં '**અસૂર્યં તમ**' (ભયંકર અંધકાર)નો ઉલ્લેખ કરેલો છે. એ સર્વ સ્થળે ઇન્દ્ર અને તેના શત્રુ (વૃત્ર તથા શુષ્ણ આદિ) ના પરસ્પર યુદ્ધનું વર્ણન કરેલું છે. એ યુદ્ધ તે પ્રતિ દિવસ થતું પ્રકાશ અને અંધકારનું જ યુદ્ધ છે, એમ સર્વ વિદ્વાનો આજ સૂધી સમજતા આવ્યા છે; પરંતુ એમ માનવાથી ઊપર જેમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે શબ્દોની લેશ માત્ર પણ સાર્થકતા થતી નથી. જે દીર્ઘ અને ભયંકર અંધકાર સાથે ઝગડવામાં ઇન્દ્રને પોતાના સાથીઓ સહિત આટલો બધો પરિશ્રમ થતો હતો અને જેના અંત માટેની વૈદિક ઋષિઓ મહા ઉત્કંઠા અને કાકદૃષ્ટિથી માર્ગ-પ્રતીક્ષા કર્યા કરતા હતા, તે અંધકાર ખરેખર ચોવીસ કલાકનાં અહોરાત્રમાંનો નહિ, પણ ધ્રુવપ્રદેશ પાસેની દીર્ઘ રાત્રિનો જ હોવો જોઇએ.

પરંતુ એ ઇન્દ્ર અને વૃત્રના યુદ્ધની કથાને છોડી દઇએ, તો પણ આપણા અહીંના પ્રદેશની રાત્રિ કરતાં અત્યંત વિશાળ મોટી રાત્રિનો ઉલ્લેખ કરનારાં વાકયો ઋગ્વેદમાં છે. પોતાને અંધકારમાંથી મુક્ત કરવા માટે વૈદિક ઋષિઓએ પોતાની દેવતાઓની એક નહિ, પણ અનેકવાર પ્રાર્થના કરેલી છે. ૨૨,૭,૧૪ માં "જો અમે તમારો કાંઇ અપરાધ કર્યો હોય, તો તેની ક્ષમા કરો, અમને નિર્ભય પ્રકાશ મળો અને દીર્ઘ અંધકાર અમારા પર ન આવો!" એવી ગૃત્સમદે અદિતિ, મિત્ર અને વરુણ આદિ દેવતાઓની પ્રાર્થના કરેલી છે.* એમાં 'दीर्घाः तमिस्राः' એ પદોનો 'અખંડ અંધકારમયી દીર્ઘ રાત્રિ'

---

* "अदिते मित्र वरुणोत मृळ यद्वो वयं चकृमा कच्चिदागः। उर्वश्यामभयं ज्योतिरिन्द्र मानो दीर्घा अभिनशन्तामिस्राः" ॥ ઋગ્વેદ, ૨,૨૭,૧૪.

એવો અર્થ કરવો જ યોગ્ય છે. પરંતુ ગમે તે અર્થને સ્વીકારવામાં આવે, તો પણ એ ઋચામાં દેખાડેલી એટલી બધી ચિન્તા જો ચોવીસ કલાક કરતાં ઓછા અવધિના અંધકાર માટે જ કેવળ હોય, તો તે કાંઇ યોગ્ય દેખાતી નથી. ૧,૪૬,૬,* માં 'જે અમને અંધકારમાંથી તારે, એવી શક્તિ અમને આપ' એવી કણ્વ ઋષિએ અશ્વિનની પ્રાર્થના કરેલી છે. ૭,૬૭,૨† માં વસિષ્ઠ ઋષિ કહે છે કે;"—અગ્નિ પ્રદીપ્ત થવા માંડયો, અમને તમ (અંધકાર) નો અન્ત દેખાયો અને ઉષાનો કેતુ પૂર્વમાં ફરકવા લાગ્યો." એ સર્વ વાકયોમાંના 'તમ' શબ્દનો 'શિયાળામાંનો (દિવસ કરતાં) મોટો રાત્રિનો અંધકાર, એટલોજ અર્થ લેવો સયુક્તિક નથી. એવી એક યત્કિંચિત્ ઘટના માટે વૈદિક ઋષિયો આટલી બધી આતુરતાથી દેવોને વિનવે, એ શકય દેખાતું નથી. વીશમી સદીના સુધરેલા મનુષ્યો પાસે છે, તેવાં વિદ્યુદ્દીપ આદિ તમોનાશક સાધનો વૈદિક ઋષિયોપાસે નહોતાં અને તેથી રાત્રિ તેમને મૃત્યુ પ્રમાણે ભયપ્રદ ભાસતી હતી એમ માનીને પણ કેટલાકો ઉપર્યુક્ત વાકયનો અર્થ કરશે. પરંતુ આજના કાળમાંના પૂર્ણ જંગલી અવસ્થાના મનુષ્યો પણ વૈદિક ઋષિઓ પ્રમાણે પ્રકાશવિશે આતુરતા બતાવતા હોય, એમ સાંભળવામાં આવતું નથી; વળી મનુષ્યો જ નહિ, કિન્તુ દેવોના દીર્ઘ તમ (અંધકાર) માં હોવાનું વર્ણન પણ ઋગ્વેદમાં મળી આવે છે. ૧૦,૧૨૪,૧ માં અગ્નિના સંબંધમાં '**ज्योगेव दीर्घंतम आशयिष्ठाः**' એટલે કે, 'અતિ દીર્ઘ કાળ દીર્ઘ અંધકારમાં રહેવા લાગ્યો—રહેતો થયો એમ કહેલું છે. આમાં '**ज्योग**' અને '**दीर्घ**' એ દીર્ઘત્વ વાચક શબ્દોની જોડી શિયાળામાંની સાદી રાત્રિ ગમે તેટલી મોટી હોય તો પણ તેને લાગૂ કરી દેવી એ યોગ્ય થવાનું નથી. ઋગ્વેદ (૨,૨,૨,) માં રાત્રિવાચક '**क्षपः**' શબ્દ બહુ વચનમાં આવેલો હોઇને મૅકસમૂલરે તેનું 'નિરંતરની રાત્રિયો,' એવું ભાષાન્તર કરેલું છે. પરંતુ 'નિરંતરની રાત્રિયો,' એટલે શું, એનો કશો પણ સ્ફોટ તેણે કરેલો નથી. સૂર્યપ્રકાશના યોગે જેમાં ખંડ પડતો નથી એવી રાત્રિ એવોજ 'નિરંતર,' શબ્દનો અર્થ સમજવો કે, નિત્યની રાત્રિઓ' એટલો એનો અર્થ લેવો? મૅકસમૂલરે પોતાના ભાષાન્તરમાં જે શબ્દની યોજના કરી છે તે શબ્દ યથાર્થ હોવા છતાં પણ તેના સત્ય અર્થપ્રતિ તેનું ધ્યાન ગયેલું નથી, એમ જ દેખાય છે.

ધ્રુવપાસેની દીર્ઘ રાત્રિને પ્રાચીન કાળના વૈદિક લોકો જાણતા હતા, એ કોટિને સિદ્ધ કરવા માટે ઉપર આપેલાં ત્રોટક વચનોપર જ કાંઈ સર્વસ્વ આધાર રાખવાની

---

* "यानः पीपरदश्विना ज्योतिष्मती तमस्तिरः । तामस्मे रासाथा मिषम्" ॥ ઋગ્વેદ, ૧,૪૬,૬. † "अशोच्यग्निः समिधानो अस्मे उपो अदृश्रन्त मसश्चिदन्ताः। अचेतिकेतुरुषः पुरस्ताच्छ्रिये दिवो दुहितुर्जायमानः" ॥ ઋગ્વેદ, ૭,૬૭,૨.

આવશ્યકતા નથી. ઋગ્વેદના દશમ મંડળમાંનું ૧૨૭ મું સૂક્ત રાત્રિ દેવતાનું હોઇને તેની ૬ ઠ્ઠી ઋચામાં 'अथानःसुतरा भव' એટલે 'અમોને તરી જવા માટે સુલભ થા' એવી તેની પ્રાર્થના કરેલી છે; અને તેના પરિશિષ્ટના રાત્રિ સૂક્તમાં* પણ 'અમને સુખરૂપ પર તીરે પહોંચવા દે' એવી તેની વિનતિ કરેલી છે. અથર્વવેદમાં પણ એ પરિશિષ્ટનો અનુવાદ કરીને જેનું પર તીર દેખાતું નથી એવી રાત્રિમાં પ્રત્યેક ગતિમાન્ વસ્તુ વિશ્રામ પામે છે. હે પ્રશસ્ત તમોમય રાત્રિ, અમને નિર્વિઘ્નતાથી તારા તીરે પહોંચવા દે,' એમ કહેલું† છે. એમાં જ અન્ય એક સ્થળે 'પ્રત્યેક રાત્રિ અમારા શરીરને કાંઇ પણ અપાય થયા વિના વીતી જાઓ' એમ પણ વળી કહેલું છે. હવે અહીં જે એક પ્રશ્ન ઉત્પન્ન થાય છે તે એ છે કે, એ વાકયમાં દેખાઇ આવતી રાત્રિના પર તીરે પહોંચવા માટેની આટલી બધી આતુરતાનું કારણ શું? વળી એનું પર તીર દેખાતું નથી, એમ શા કારણથી કહેવામાં આવ્યું હશે વારુ? એ રાત્રિ તે આપણા અહીંના શિયાળાની મોટી રાત્રિ હતી કે ધ્રુવપાસેની કેટલાક મહિનાઓના અવધિની દીર્ઘ રાત્રિ હતી? એ સર્વ પ્રશ્નોનાં ઉત્તરો સદ્ભાગ્ય યોગે 'તૈત્તિરીય સંહિતા'માં આપી રાખેલાં હોવાથી એ વિશે અર્વાચીન ટીકાકારોના તર્કોપરજ બધો આધાર રાખવાની કશી પણ આવશ્યકતા નથી. તે સંહિતાના‡ પ્રથમ કાંડના પંચમ પ્રપાઠકના પંચમ અનુવાકમાં 'હે ચિત્રાવસો, અમને સુખપૂર્વક તારા તીરે જવા દે,' એમ કહીને ત્યારપછી સપ્તમ અનુવાકમાં 'ચિત્રાવસુ એટલે રાત્રિ–પૂર્વકાળમાં એની સમાપ્તિ થઇને ઉષા આવવાની નથી એમ ધારીને બ્રાહ્મણો ભયભીત થતા હતા,' એ પ્રમાણે તેનું સ્પષ્ટીકરણ કરેલું છે. એટલે કે, એમાં, રાત્રિની સમાપ્તિ થવાની નથી, એવી લોકોને તે કાળમાં ભીતિ રહેતી હતી, એમ સ્પષ્ટતાથી બતાવનારું વચન આપણને મળ્યું છે. હવે, એનો અર્થ શો? જો રાત્રિ સાદી હોય, તો તેની સમાપ્તિ થવાની નથી એવી શંકા આવવાનું કારણ શું? એ રાત્રિ

---

* "प्रपन्नोऽहं शिवां रात्रीं पारमशीमहि भद्रे पारमशीमहि" ॥

† "नयस्याः पारं ददृशे न योयुवद्विश्वमस्यां निविशते यदेजति ।
अरिष्टासस्त उर्वि तमस्वाति रात्रि पारमशीमहि भद्रे पारमशीमहि" ॥ અથર્વવેદ. ૧૯,૪૭,૨
रात्रिं रात्रिमरिष्यन्तस्तरेम तन्वावयम्" ॥ અથર્વવેદ, ૧૯,૫૦,૩.

‡ "चित्रावसो स्वस्ति ते पारमशीय" ॥ 'તૈ. સં. ૧,૫,૫,૪.
"चित्रावसो स्वस्ति ते पारशीयेत्याह । रात्रिर्वैचित्रावसुरव्युष्ट्यै वाएतस्यै पुरा ब्राह्मणा अभैषुः" 'તૈત્તિરીય સંહિતા' ૧,૫,૭,૫. એની સાયણાચાર્યે કરેલી ટીકા આ પ્રમાણે છે; "हेमंततौ रात्रेः दीर्घत्वेन प्रभातं न भविष्यति एव इति कदाचिद् ब्राह्मणाः भीता अत पारमशीयेति प्रार्थनया प्रभातं लभते" ॥ ભાવાર્થઃ–"હેમંતઋતુમાં રાત્રિ દીર્ઘ હોવાથી પ્રભાત થવાનો નથી એમ લાગવાથી પૂર્વે બ્રાહ્મણો બ્હીતા હતા અને તેથી 'પાર પહોંચવા દે' એવી પ્રાર્થના કરવાથી પ્રભાત થતો હતો.'

એટલે શિયાળાની થોડીક મોટી રાત્રિ, એવો એનો નિત્ય પ્રમાણેનો અર્થ સાયણાચાર્યે કરેલો છે. પણ એમ કરવામાં આચાર્યે જરા પણ ગહનતા બતાવી હોય, એમ દેખાતું નથી. કારણકે, તેમણે જ બીજા એક પ્રકરણમાં આપેલી એક વાતથી એ તેમના અર્થનું સહજ ખંડન કરી શકાય એમ છે. 'તૈત્તિરીય સંહિતા'ના જે ભાગોમાં મંત્રોનું સ્પષ્ટીકરણ હોય છે, તેમને 'બ્રાહ્મણ' નામથી ઓળખવામાં આવે છે. "રાત્રિની સમાપ્તિ થઇને ઉષ:કાળ આવશે કે નહિ, એવી શંકાથી પૂર્વે બ્રાહ્મણો બ્હીતા હતા," એ સંહિતા વચન અર્થાત્ જ 'બ્રાહ્મણ'ના વિષયમાં આવવાનું. 'બ્રાહ્મણો'માંના વિષયોના આપણા બ્રહ્મવાદીઓએ દશ* વર્ગ કરેલા છે, અને તે આ પ્રમાણે:હેતુ, નિર્વચન (વ્યુત્પત્તિ), નિન્દા, પ્રશંસા, સંશય, વિધિ (નિયમ), પરક્રિયા, પુરાકલ્પ (જૂની ચાલ કિંવા વાર્ત્તા), વ્યવધારણ કલ્પના (વ્યાપ્તિને નિશ્ચિત કરવી) અને ઉપમાન. હવે સાયણાચાર્યે ઋગ્વેદપરના પોતાના ભાષ્યની પ્રસ્તાવનામાં એમાંના પ્રથમ નવ વર્ગનો ઉલ્લેખ કરેલો છે અને તેમાં અષ્ટમ પુરા કલ્પના ઉદાહરણ તરીકે ઉપર કહેલું 'તૈત્તિરીય સંહિતા'માંનું વાકય આપેલું છે. એટલે કે, આચાર્યના મતથી જ 'રાત્રિની સમાપ્તિ થવાની નથી, એવી પૂર્વ કાળમાં બ્રાહ્મણોને ભીતિ લાગતી હતી' એ 'તૈત્તિરીય સંહિતા'નું વાકય પુરાકલ્પ એટલે કે પ્રાચીન દન્તકથાના વિષયમાં આવી જાય છે; અને તે કેવળ અર્થવાદાત્મક નથી, એમ એમાંના 'પુરા' શબ્દથી સ્પષ્ટ દેખાઇ આવે છે. હવે એ પછીનો પ્રશ્ન એવો છે કે, એ રાત્રિ જો આપણી અહીંની રાત્રિ જેવી સાદી હોત, તો તે સદા સર્વ કાળ તે જ પ્રકારની હોવાથી તે વિશે પૂર્વે માત્ર બ્રાહ્મણો બ્હીતા હતા એમ કહીને અત્યારે તેઓ બ્હીતા નથી, એમ શા માટે દર્શાવ્યું છે વારુ? વૈદિક ઋષિઓ સૂર્યાસ્ત પછી કેટલાક કલાકે ઉષાનો ઉદય થાય છે એ ઘટનાને જાણતા નહોતા; એવું એનું કોઇ ઉત્તર આપશે; પરંતુ ચાંદ્રસૌર માનનો મેળાપ કરવા પર્યન્ત જેમની ગતિ પહોંચી હતી, તે વૈદિક ઋષિઓના જાણવામાં આટલી બધી સાદી વાત ન આવી શકી હોય એમ કહેવું અથવા માનવું તે એક પ્રકારનો ઉન્માદ જ કહી શકાય. સારાંશકે, એ રાત્રિવિષયક સાયણાચાર્યનો જે અભિપ્રાય છે તે સર્વથા ત્યાજ્ય છે. વૈદિક ઋષિઓ બ્હીતા હતા તે કાંઇ શિયાળાની સાધારણ મોટી રાત્રિથી બ્હીતા નહોતા. તે રાત્રિ તો ધ્રુવમાંની જ હોઇને 'પુરા' શબ્દના યોગે તે રાત્રિ પ્રાચીન કાળથી પરંપરાગત વૈદિક ઋષિયોના જાણવામાં હતી, એમ સ્પષ્ટ જોવામાં આવે છે. 'મૃગશીર્ષ'માં કહ્યા પ્રમાણે 'તૈત્તિરીય સંહિતા,નો કાળ શકથી

---

* "हेतु र्निवचनं निन्दा प्रशंसा संशयो विधिः ।
परक्रिया पुराकल्पो व्यवधारणकल्पना ॥
उपमानं दशैवेते विधयो ब्राह्मणस्य तु ।
एतद्वै सर्ववेदे नियतं विधिलक्षणम् " ॥

લગભગ ૨૫૦૦ વર્ષ પૂર્વેનો છે; એટલે તે કાળની લગભગમાં 'જેનું પર તીર દેખાતું નથી એવી તે રાત્રિનો એક વાર ક્યારે અંત આવી જાય, એવી રીતે મહા ઉત્સુકતાથી માર્ગ-પ્રતીક્ષા કરતા પ્રાચીન વૈદિક ઋષિઓ તેના તીર પ્રદેશમાં પોતાના પહોંચવા માટે દેવોની પ્રાર્થના કરતા હતા,' એવી વાર્ત્તા પરંપરાગત તત્કાલીન લોકોના જાણવામાં હતી, એમ કહેવા અથવા માનવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. એ જે રાત્રિવર્ણન છે તે ધ્રુવમાંની દીર્ઘ રાત્રિનું જ વર્ણન છે, એમ જો ન માનીએ તો તે બહુ જ અયુક્ત છે.

હવે દીર્ઘ તમ (અંધકાર)ના ઉલ્લેખ ઉપરાંત ઋગ્વેદમાં દીર્ઘ દિવસ અને દીર્ઘ રાત્રિ વિશેનાં કાંઇ પ્રત્યક્ષ વચનો છે કિંવા નહિ, એ આપણે જોઇએ. ઋગ્વેદ કાલીન પંચાગમાંનું વર્ષ ૩૬૦ દિવસનું હતું, એ તો પૂર્વે કહેલું જ છે. અર્થાત્ એ વર્ષ ધ્રુવમંડળસ્થ નથી, એ તો સ્પષ્ટ જ છે. પરંતુ એ સાદા ૩૬૦ દિવસોના વર્ણન સાથે ધ્રુવમંડળની આ બાજૂના પ્રદેશ-માંના અહોરાત્રને લાગૂ ન પડે તેવું અહોરાત્રનું વર્ણન ઋગ્વેદમાં છે. વૈદિક વાઙ્મયમાં દિવસ અને રાત્રિની જોડી કલ્પીને તેનો દ્વિવચનાત્મક નામથી ઉલ્લેખ કરેલો છે. 'उषासानक्ता' (૧,૧૨૨,૨.) 'नक्तोषासा' (૧, ૧૪૨, ૭) કિંવા 'उषसौ' (૧,૧૯૮,૬) એવા શબ્દપ્રયોગો ઋગ્વેદમાં હોઇને તે સર્વનો 'દિવસ અને રાત્રિની જોડી,' એવો જ અર્થ છે. એ જોડીનું 'ઐતરેય બ્રાહ્મણ'માં 'अहोरात्रे' નામ પણ છે. ('अहोरात्रे वा उषासानक्ता' ઐ. બ્રા.'૨,૪.) કોઇવાર એ ઉભયને જોડિયાં ભાઈ બ્હેન તો કોઇવાર બે ભગિનીઓ તરીકે ઓળખાવેલાં છે. ઋગ્વેદ, ૩,૫૫,૧૧ માં 'अहोरात्रे' દેવતાનું વર્ણન છે અને તે ઋચા આ પ્રમાણે;—

"नाना चक्राते यम्यावपूंषि तयोरन्यद्रोचते कृष्णमन्यत् ।
श्यावी च यदरुषी च स्वसारौ महद्देवानामसुरत्वमेकम् " ॥

એમાંનાં પ્રથમ ત્રણ ચરણોમાં મુખ્ય વાર્ત્તા કહેલી હોઇને ચતુર્થ ચરણ સર્વ સૂક્તોમાં ધ્રુવપદ સમાન છે. એનો સરળ અર્થ આ પ્રમાણે છે;—"એ જોડીઆ બ્હેનો અનેક રૂપો (શરીરો) કરે છે; એમાંની એક તેજસ્વી છે અને બીજી કૃષ્ણ (કાળી) છે. એ બે ભગિ-નીઓ હોઇને એક શ્યાવી (કાળી) અને બીજી અરુષી (પ્રકાશવાળી) છે. દેવનું મહત્ દેવત્વ અદ્વિતીય છે." એ ઋચામાંના શબ્દો સાદા હોવા છતાં એની બે મહત્વની વાર્ત્તાઓના સંબંધમાં આજ સૂધી એક સરખો અર્થવિપર્યાસ થતો આવ્યો છે. પ્રથમ અર્ધમાં 'એ જોડીયા બ્હેનો વિવિધ રૂપો કરે છે, અને તેમાંની એક પ્રકાશે છે તથા બીજી કાળી છે' એમ કહેલું છે. આ સર્વ વર્ણન ગમે તે દિવસ રાત્રિની જોડીને છાજે તેવું નથી. એમાંનો દ્વિતીય ભાગ માત્ર સર્વને લાગૂ પડી શકે એવો છે. પ્રથમ ભાગમાંના મૂળના શબ્દો 'नाना चक्राते वपूंषि' એ પ્રમાણેના હોઇને એમનો શબ્દશઃ 'અનેક રૂપો કિંવા શરીરો કરે (ધરે) છે' એવો અર્થ થાય છે. એ ઋચામાં દિવસ રાત્રિની જોડીનું બે પ્રકારનું વર્ણન છે; અને

તેને તેજસ્વી તથા કૃષ્ણ કહીને નાનારૂપ ધરનારી પણ કહેલી છે. ઋગ્વેદ (૧,૧૨૩,૭)માં અહોરાત્રને 'विषुरूपे अहनी' કહીને અન્ય સ્થળે એને 'विरूपे' એવું વિશેષણ આપવામાં આવ્યું છે. આમ હોવાથી 'नाना वपूंषि' 'विषुरूप' અથવા 'विरूपे' એ શબ્દોનો સંબંધ પ્રકાશ અને અંધકાર સાથે ન હોઇને બીજા કશાક સાથે હોવો જોઇએ, એમ જ દેખાય છે. જો એમ ન હોય, તો એ બમણા વર્ણનને દ્વિરુક્તિનું નામ જ આપવું પડે એમ છે. **રૂપ** અને **વપુ**નો **સાયણાચાર્યે** એ પ્રકરણમાં **વર્ણ** અને **રંગ** એવો **અર્થ** કરેલો છે; અને પાશ્ચાત્ય પંડિતોએ તેનો જ અનુવાદ કરેલો છે. પણ દિવસ રાત્રિના રંગ એટલે શું? વળી **રૂપ** શબ્દનો **રંગ** અર્થ થઇ શકે, પણ પછી! 'वपूंषि' શબ્દની શી વ્યવસ્થા? આ પ્રશ્નમાં આજ સૂધીમાં કોઇએ સૂક્ષ્મ ધ્યાન આપેલું હોય એમ જોવામાં આવતું નથી. તથાપિ *ઋગ્વેદની ૧,૧૧૩,૩, એ ઋચાના સંબંધમાં **સાયણાચાર્ય** કરતાં એક વિશેષ પ્રાચીન ટીકાકારના અભિપ્રાયને જાણવાથી એ પ્રશ્નનો કાંઇક નિર્ણય થવાનો સંભવ છે. એ જ ઋચા **સામવેદ**ની ઉત્તરાર્ચિકામાં આવેલી હોઇને **માધવ** નામના ભાષ્યકારે **વિવરણ** નામક **સામ**વેદના પોતાના ભાષ્યમાં 'विरूपे' શબ્દની જે વ્યાખ્યા કરેલી છે, તે આ પ્રમાણે છે;—"सुमेके—संवत्सरे, दक्षिणायने—रात्रेर्वै वृद्धिः, उत्तरायणे त्वह्नः, नक्तं रात्रिः, उषाकाल प्रभत्यहः" ॥—'સંવત્સરમાં દક્ષિણાયન મધ્યે રાત્રિ મોટી થાય છે અને ઉત્તરાયણમાં દિવસ મોટો થાય છે,' એટલે કે, તેના અભિપ્રાય પ્રમાણે રૂપ શબ્દથી દિવસ રાત્રિના અવધિનો બોધ થાય છે, એમ સિદ્ધ થયું. અર્થાત્ 'विरूपे'નો અર્થ 'ન્યૂનાધિક અવધિના' એવો જ કરવો જોઇએ. એવી રીતે **માધવ**ના વિવરણથી 'नाना चक्राते' એ ઋચાના પ્રથમ અર્ધનો "તે જોડીયા ભગિનીઓ ન્યૂનાધિક દીર્ઘ અવધિ લે છે; તેમાંની એક પ્રકાશે છે અને બીજી કાળી છે," એવો અર્થ કરવામાં કશો પણ પ્રત્યવાય નથી:

પણ એટલાથી જ કાંઇ કાર્યની સમાપ્તિ થતી નથી; કારણકે, તૃતીય ચરણમાં એક બીજી અડચણ તૈયાર થઇને ઊભેલી જ છે. 'તે બે બ્હેનો હોઇને એક કાળી અને બીજી પ્રકાશિત છે' એમ તેમાં કહેલું છે. હવે અહીં પ્રશ્ન એવો છે કે, એ તૃતીય ચરણમાંની ભગિનીઓ પ્રથમ ચરણમાં કહેલી જોડીયા બ્હેનો કરતાં ભિન્ન છે કે એક જ છે? હવે જો એમને એક જ માનીએ છીએ, તો તૃતીય ચરણ નિરુપયોગી સિદ્ધ થાય છે; અને જો ભિન્ન માનીએ તો તે કેવી રીતે એ આપણે કહેવું જોઇએ. ટીકાકારોથી એનો નિર્ણય ન કરી શકાયાને લીધે દ્વિરુક્તિના દોષને સ્વીકારીને તેમણે એક જ માની લીધી છે. પણ એ માર્ગ પ્રશસ્ત ન હોવાથી જો શક્ય હોય તો એના કરતાં એ પ્રશ્નનું અધિક સમાધાનકારક

---

* "समानो अध्वा स्वस्रोरनन्तस्तमन्यान्या चरतो देवशिष्टे । न मेथेते न तस्थतुः सुमेके नक्तोषासा समनसा विरूपे" ॥ ઋગ્વેદ, ૧,૧૧૩,૩.

ઉત્તર આપણે મેળવવું જોઈએ. રાત્રિ દિવસની સર્વથા પૃથક્ જોડીનું વર્ણન એ એટલુંજ છે એમ નથી. ઋગ્વેદમાં અહોરાત્રનો વાચક 'અહની' શબ્દ આવેલો છે. **અહનીનો** અર્થ 'બે દિવસ' નહિ પણ 'અહોરાત્ર' એ ઋગ્વેદ (૬,૯,૧) માં 'अहश्च कृष्ण महरर्जुनंच (અંધકારમય દિવસ અને પ્રકાશમય દિવસ) એમ જે કહેલું છે, તે પરથી સ્પષ્ટ થઇ જાય છે. હવે એ **અહની** અને **અહોરાત્ર** અથવા **ઉષાનક્તા** એક જ છે કે ભિન્ન છે? ઋગ્વેદમાંની ૪,૫૫,૩ એ* ઋચાથી એ પ્રશ્નનો નિર્ણય કરી શકાય છે; કારણ કે, એમાં **અહની** અને **ઉષાનક્તા**ની સંરક્ષણ કરવામાટે પૃથક્ પ્રાર્થના કરેલી છે, અને તેથી એ બે ભિન્ન પ્રકારની જોડીઓ છે, એમ સ્પષ્ટ થાય છે. હવે વર્ષના બધા મળીને ૩૬૦ દિવસ અને ૩૬૦ રાત્રિ જો આપણા અહીંના પ્રદેશ સમાન જ હોત, તો તેમના **ઉષાનક્તા** અને **અહની** એવા બે વર્ગ કરવાનું કાંઇ પ્રયોજન જ નહોતું. 'અંધકારમય, પ્રકાશિત અને ન્યૂનાધિક અવધિના' એવા સરળ અને સાદા વર્ણનથી જ કાર્ય ચાલી ગયું હોત. પરંતુ 'उभे यथानो' એ ઋચામાં દૃષ્ટિગોચર થતા **અહની** અને **ઉષાનક્તામાં**ના ભેદને જો અસત્ય ન માનીએ, તો તે ભેદના કારણને અવશ્ય શોધી કાઢવું જોઇએ. હવે પૃથ્વીના પૃષ્ઠપરનાં ભિન્ન ભિન્ન સ્થાનોમાંનાં દિવસ અને રાત્રિનો વિચાર કરવાથી ઉપર્યુક્ત વાક્યમાં આવેલું વર્ષ ધ્રુવ પ્રદેશમાંનું હોઇને તે એક દીર્ઘ દિવસ અને તેના જેટલી જ એક દીર્ઘ રાત્રિની જોડી અને બાકી ભિન્ન ભિન્ન અવધિનાં સાદાં દિવસ રાત્રિની કેટલીક જોડીઓની એકત્રતાથી થએલું હતું, એમ માનવું એ જ એક ઉપર્યુક્ત પ્રશ્નના નિર્ણયનો માર્ગ દેખાય છે. એ વર્ણન પૃથ્વીના બીજા કોઇ પણ ભાગને લાગૂ પાડી શકાય તેમ છે જ નહિ; કારણ કે, વિષુવવૃત્તમાં નિત્ય દિવસ અને રાત્રિ સરખાં જ હોય છે અને તેથી તેમને 'અંધકારમય, પ્રકાશિત અને સમાનાવધિનાં' (सरूपे) કહી શકાય એમ છે; વિષુવ-વૃત્તથી ધ્રુવવૃત્ત પર્યન્તના પ્રદેશમાં દિવસ અને રાત્રિ મળીને ચોવીસ કલાક કરતાં કદાપિ વિશેષ અવધિ હોતો નથી; માત્ર ત્યાં દિવસ રાત્રિના અવધિમાં સ્થાન પરત્વે પુષ્કળ ફરક પડવાનો સંભવ હોય છે. ઉદાહરણ તરીકે, ધ્રુવ મંડળથી બહુ જ નિકટના પ્રદેશમાં કોઇવાર ૨૩ કલાકની રાત્રિ અને એક કલાકનો દિવસ હોય છે, તો કોઇવાર એથી સર્વથા વિરુદ્ધ ૨૩ કલાકનો દિવસ અને એક કલાકની રાત્રિ, એવો પ્રકાર પણ હોય છે. એવાં દિવસ રાત્રિને 'અંધકારમય, પ્રકાશિત અને ભિન્ન ભિન્ન અવધિનાં' (विरूपे) કહી શકાય એમ છે. પરંતુ ધ્રુવમંડળ ઉલટીને દીર્ઘ રાત્રિના પ્રદેશમાં જવાની સાથે જ ઉપર્યુક્ત વર્ણનમાં પરિવર્તન કરીને તેમાં સાદાં દિવસરાત્રિની જોડી સાથે ભિન્ન ભિન્ન અક્ષાંશ અનુસાર બદલાતાં દીર્ઘ રાત્રિદિવસની એક જોડી જોડવી પડવાની જ. એ દીર્ઘ દિવસ અને દીર્ઘ રાત્રિ, કોઇપણ

---

* "उभे यथा नो अहनी निपात उषासानक्ता करतामदब्धे" ॥ ઋગ્વેદ, ૪,૫૫,૩.

એક સ્થાનમાં જોતાં સમાન અવધિનાં હોઇને અક્ષાંશપરત્વે માત્ર ભિન્ન હોવાથી તેમને પણ **વિરૂપે** એવું વિશેષણ લગાડી શકાશે. એની રીતે વર્ષનાં દિવસ અને રાત્રિને દર્શાવવા માટે દિવસ રાત્રિની જોડીના પ્રમાણને પકડવાથી પૃથ્વીપર ભિન્ન ભિન્ન સ્થળે દેખાતા દિવસવિષયક ભેદોના ત્રણ વર્ગ થાય છે અને તે આ પ્રમાણે;–

૧ **પ્રથમ વર્ગ**–વિષુવવૃત્તમાંની–એક જ જોડી–કૃષ્ણ અને પ્રકાશનારી હોઇને તે નિત્ય એક જ સ્વરૂપની (**सरूपे**) હોય છે.

૨ **દ્વિતીય વર્ગ**–વિષુવવૃત્તથી ધ્રુવવૃત્ત પર્યન્તના પ્રદેશમાંની–એક જ જોડી–કૃષ્ણ અને પ્રકાશિત–પણ ન્યૂનાધિક અવધિની (**विरूपे**) હોય છે.

૩ **તૃતીય વર્ગ**–ધ્રુવવૃત્તના અંતરમાંની–બે જોડીઓ–પ્રત્યેક કૃષ્ણ અને પ્રકાશતી પણ ન્યૂનાધિક અવધિની (**विरूपे**) હોય છે.

ધ્રુવપ્રદેશમાં ૭ ૭ માસનો એક જ દિવસ અને ૭ ૭ માસની એક જ રાત્રિ હોય છે. હવે '**उभे यथानो**' એ ઋચામાં '**उषासानक्ता**' અને '**अहनी**' એવાં બે ભિન્ન અહોરાત્રની જોડીઓ જ્યારે સ્પષ્ટ દેખાય છે, ત્યારે તે અવશ્ય ધ્રુવપ્રદેશમાંની જ હોવી જોઇએ અને એથી એ ઋચાના આધારે '**नाना चक्राते**' એ ઋચાનો અર્થ કરીને એક જોડીયા બ્હેનોની જોડી અને બીજી ભગિનીઓની જોડી, એવી બે જૂદી જોડીઓનું તેમાં વર્ણન છે, એમ જ માનવું જોઇએ. એ પ્રમાણે એ ઋચાનો જે અર્થ થાય તે આમ;—"તે જોડિયા બહેનો (પ્રથમ જોડી) નાના રૂપો (અવધિ) કરે છે; તેમાંની એક પ્રકાશે છે અને બીજી કાળી છે. તે બે ભગિનીઓ (બીજી જોડી) એક **શ્યાવી** (કાળી) અને બીજી **અરુષા** (પ્રકાશમાન) છે." આવો અર્થ કરવાથી દ્વિરુકિતનો દોષ ટળી જઇને બધી બાબતોનો સમાધાનકારક નિર્ણય કરી શકાય છે.

રાત્રિ દિવસ વાચક '**अहनी**' શબ્દ જ્યાં જ્યાં આવેલો છે, તે પ્રત્યેક સ્થાનમાં તેનો અર્થ '**उषासानक्ता**' થી ભિન્ન જ છે, એમ કાંઇ કહી શકાય તેમ નથી; પણ કેટલેક સ્થળે તો તેમનામાં–તેમના અર્થમાં અવશ્ય ભેદ રહેલો છે, એ તો '**उभे यथानो**' એ ઋચાથી સર્વથા સ્પષ્ટ અને પ્રકટ છે. હવે એ ભેદ જો સત્ય હોય, તો સાદાં રાત્રિ દિવસની જોડી અને **અહની** શબ્દથી બતાવેલી જોડીમાં બીજો પણ એક ભેદ દેખાઇ આવે છે. સાદાં દિવસ રાત્રિ અનુક્રમે એક એક સરખી રીતે આવ્યાં કરે છે એટલે દિવસ અને રાત્રિ કિંવા રાત્રિ અને દિવસના ક્રમમાં કદાપિ ખંડ પડતો નથી. પણ ધ્રુવપ્રદેશમાંની દીર્ઘ રાત્રિ અને દીર્ઘ દિવસ કદાચિત્ સમાન અવધિનાં હોય, તો પણ તેમાંના એકની સમાપ્તિ થઇ કે તરત અન્યનું આગમન થતું નથી. સૂર્ય મકરમાં જાય છે, તે વેળાએ દીર્ઘ રાત્રિ હોય છે અને સૂર્ય કર્કમાં આવે છે, તે વેળાએ ત્યાં દીર્ઘ

દિવસ થાય છે અને એ બે બિન્દુઓની વચ્ચે ૧૮૦ અંશનો અંતરાય છે. **અહની** વિષયક એ વાર્ત્તા આરણ્યક કાળમાં જાણીતી હતી એમ દેખાય છે. 'તૈત્તિરીય આરણ્યક*'માં સંવત્સરરૂપી પુરુષનું વર્ણન કરતાં તેને એક જ મસ્તક પણ બે ભિન્ન મુખો હોઇને એ સર્વ ઋતુલક્ષણો છે, એમ કહેલું છે. એ બે મુખો એટલે સંવત્સરનાં બે અયનો એવો ટીકાકારે એનો અર્થ કરેલો છે. પરંતુ એની પછી આવેલું વર્ણન આપણા માટે અધિક મહત્ત્વનું છે. "સંવત્સરની જમણી અને ડાબી બાજૂએ પ્રકાશયુક્ત અને કૃષ્ણ (દિવસ) છે; તેને અનુલક્ષીને આ હવે પછીનો મંત્ર ('**शुक्रं ते**' ઇત્યાદિ) છે—'તારું એક (રૂપ) પ્રકાશમાન હોઇને બીજું યજત (કૃષ્ણ) છે; એ બે ભિન્ન ભિન્ન રૂપના અહન્ (દિવસ) છે, તું **દ્યૌ** સમાન છે. હે સ્વતંત્ર પૂષન્, તું સર્વ માયાનું રક્ષણ કરે છે; તારો ઉપહાર શુભકારક થાઓ!" આમાં અંધકારમય અને પ્રકાશિત દિવસ એટલે દીર્ઘ રાત્રિ અને દીર્ઘ દિવસ, તે સંવત્સર દેવતાના ડાબા જમણા હાથ એટલે કે બે છેડાના બે ભાગ છે એમ કહેલું છે. અર્થાત્ અન્ય શબ્દોમાં કહીએ, તો **અહની**ના શુકલ અને કૃષ્ણ બે ભાગો એક પછી એક અનુક્રમે આવનારા હોઇને સંવત્સરના દૂરના બે છેડાઓમાં રહેલા હોય છે, એવો એનો સ્પષ્ટ અર્થ થાય છે. એ વાર્ત્તા **અહની** શબ્દથી નિર્દિષ્ટ દિવસ રાત્રિ એટલે ધ્રુવપ્રદેશમાંના દીર્ઘ અહોરાત્ર, એમ માન્યા વિના સંભવતી નથી. ધ્રુવ સમીપ એ દીર્ઘ રાત્રિ અને દીર્ઘ દિવસ સમાન હોઇને એકનું મકરસંક્રમણના સમયમાં અને અન્યનું કર્કસંક્રમણના સમયમાં આગમન થતું હોવાથી **અહની**ના એ બે ભાગ તે સંવત્સર દેવતાના ડાબા જમણા હાથ એમ આરણ્યકમાં સર્વથા યથાર્થ કહેલું છે અને એથી **અહની** વિષયક ઉપરના વિવેચનને સારું બળ મળે છે.

દીર્ઘ દિવસનું સ્પષ્ટ વર્ણન કરનારાં વાક્યો પણ ઋગ્વેદમાં છે. ૫,૫૪,૫, માં† સૂર્યની વધેલી ગતિ (दीर्घं योजनम्) નું વર્ણન છે. પરંતુ એના કરતાં પણ વિશેષ સ્પષ્ટ વર્ણન ૧૦,૧૩૮,૩ માં છે. એ સૂકતમાં ઇન્દ્રના અંતરિક્ષમાંના પરાક્રમોનું વર્ણન હોઇને પ્રથમ ઋચામાં ઇન્દ્રે વૃત્રને મારીને ઉષા તથા પાણીને મુક્ત કરવાનું કહેલું છે. બીજી ઋચામાં સૂર્યને એ જ પ્રમાણે પ્રકાશ પાડવા માટે મુકત કર્યાનું જણાવેલું છે. ત્રીજી ઋચા આ પ્રમાણે છેઃ—

---

* "एकं हि शिरो । नाना मुखे । कृत्स्नं तदृतुलक्षणम् ॥ ३ ॥ शुक्लकृष्णे संवत्सरस्य दक्षिणवामयोः पार्श्वयोः । तस्यैषा भवति । शुक्रं ते अन्यद्यजतं ते अन्यद्विषुरूपे अहनी द्यौरिवासि । विश्वा हि माया अवसि स्वधावो भद्रा ते पूषन्निह रातिरस्तु । नात्र भुवनं । न पूषा न पशवः । नादित्यः । संवत्सर एव प्रत्यक्षेण प्रियतमं विद्यात्" ॥४॥ તૈત્તિરીય આરણ્યક ૧.૨.

† "तद्वीर्यं वो मरुतो महित्वनं दीर्घं ततान सूर्यो न योजनम्"॥ ઋગ્વેદ ૫,૫૪,૫.

" विसूर्यो मध्ये अमुचद्रथं दिवा विदद्दासाय प्रतिमानमार्यः ।
दृह्लपानि विप्रोरसुरस्य मायिन इंद्रो व्यास्यच्चकृवाँ ऋजिश्वना" ॥

આ ઋચા પ્રસ્તુત વિષયના સંબંધમાં બહુ જ મહત્ત્વની છે. એનો સરળ ભાવાર્થ આ પ્રમાણેનો છેઃ—"સૂર્યે આકાશના મધ્યમાં જ રથને છોડી દીધો. આર્યને દાસનું પ્રતિમાન મળ્યું. ઋજિશ્વ સાથે પરાક્રમ કરીને ઇન્દ્રે માયાવી અસુર પિપ્રુના દૃઢ દુર્ગોને ભેદી નાખ્યા." આના પ્રથમ ચરણમાં સૂર્યે આકાશના મધ્યભાગમાં (ક્ષિતિજ પાસે નહિ) પોતાના રથને ત્યાં થોભાવવા માટે છોડી નાખ્યો, એમ સ્પષ્ટ શબ્દોમાં કહેલું છે; અને ટીકાકારોથી સૂર્યના એ વિલક્ષણ વર્ત્તનનો નિર્ણય કરી શકાયો નથી. એ વાર્તાનો ગ્રહણ સાથે સંબંધ હશે, એવો કેટલાકોનો અભિપ્રાય છે, પરંતુ એમાં કશું પણ તાત્પર્ય નથી; કારણ કે, ગ્રહણસમયે સૂર્ય કાંઇ થોભતો નથી. સાયણાચાર્યે '**रथं व्यमुचद्**' નો રથને ચાલવા માટે મુક્ત કર્યો, એવો અર્થ કરીને '**मध्ये दिवः**' નો આકાશના મધ્યભાગ પ્રતિ' એવો અર્થ કરેલો છે. પરંતુ એ અર્થમાં શબ્દોની બહુ જ ખેંચતાણ કરેલી છે. '**विमुच्**' શબ્દ ઋગ્વેદમાં બીજાં દશ બાર સ્થળે આવેલો હોઇને તે પ્રત્યેક સ્થળે તેનો 'રથના ઘોડાને છોડી નાખવા' એવો જ અર્થ છે; અને સાયણાચાર્યે પણ એ જ પ્રમાણે તેના અર્થનો સ્વીકાર કરેલો છે. અર્થાત્ ઉપર્યુક્ત ઋચામાં 'સૂર્યે પોતાના રથના અશ્વોને છોડી નાખ્યા' એવા સ્વાભાવિક થનારા અર્થનો જ સ્વીકાર કરવો જોઇએ. વળી '**दिवो मध्ये**' નો 'આકાશના મધ્ય પ્રતિ એવો અર્થ થવો શકય જ નથી. પુનઃ સાયણાચાર્યના અર્થને માન્ય કરવાથી '**प्रतिमान**' શબ્દનું કાંઇ પણ મહત્ત્વ દેખાતું નથી. કારણ કે, એ શબ્દના યોગે દાસના દુષ્ટ કૃત્યથી વિરુદ્ધ તોડ ઈન્દ્રે કર્યો, એવો અર્થ નીકળે છે. એ દાસનું દુષ્ટ કૃત્ય અને તેની વિરુદ્ધ ઇંદ્રે કરેલો તોડ એટલે શું? દાસ અને આર્ય એ શબ્દોના યોગે યૂરોપીયન પંડિતોમાં ગડબડ ગોટાળો થઇ ગયો છે. એ શબ્દોના અનાર્ય અને આર્ય એવા અર્થોને સ્વીકારીને આર્યોએ અનાર્યોપર મેળવેલા વિજયનું એમાં વર્ણન છે, એમ તેઓ માને છે. પરંતુ પ્રથમ અનાર્યોએ કરેલા આર્યોના પરાભવનું વર્ણન આવ્યા વિના આર્યોએ વૈરનો બદલો લીધો, એમ કદાપિ કહી શકાય તેમ નથી. વળી દાસ શબ્દનો જો કે 'અનાર્ય' અર્થ થાય છે ખરો, તથાપિ પ્રત્યેક સ્થળે તેના એ અર્થનો જ સ્વીકાર કરવો જોઇએ, એવો કાંઇ નિયમ નથી. કારણ કે શંબર, પિપ્રુ અને નમુચિ આદિ ઇન્દ્રના શત્રુઓને અનેકવાર દાસ શબ્દ લગાડવામાં આવેલો છે.* '**वि सूर्यो मध्ये**' એ

---

*" उत दासं कौलितरं बृहतः पर्वतादधि । अवाहन्निन्द्र शंबरम् । ऋग्वेद. ૪,૩૦,૧૪.
" यः सृबिंदमनर्शनिं पिप्रुं दास महीशुवं । वधीदुग्रो रिणन्नपः !" । ૮,૩૨,૨.

ઋચામાં પણ ઇન્દ્રે કરેલા **પિપ્રુ**ના પરાજયનું જ વર્ણન છે; અને અન્ય સ્થળે **પિપ્રુ**ને દાસ કહેલો છે. એટલા માટે આ સ્થળે **આર્ય** અને **દાસ** શબ્દો ઇંદ્ર અને **પિપ્રુ**ના વાચક છે, એવી રીતે જ એમનો અંગીકાર કરવો જોઇએ. વળી એ સૂક્તમાં વર્ણવેલા ઇન્દ્રના સર્વ પરાક્રમો આકાશમાંના હોવાથી એટલાએક મધ્યમાંના પરાક્રમનો જ આર્ય' અને અનાર્ય વચ્ચેના યુદ્ધ સાથે સંબંધ સાંધી લેવો, એ કોઇ પણ રીતે ઉચિત નથી. સૂર્યનારાયણે આકાશના મધ્ય ભાગમાં વિશ્રામ (મુકામ) કર્યાનું વર્ણન ઋગ્વેદમાં બીજાં સ્થાનોમાં પણ છે. ૭,૮૭,૫*માં ' વરુણ આકાશમાં એ સુવર્ણમય ( સૂર્ય ) ને હીંડોળા પ્રમાણે કરતો થયો ' એમ કહેલું છે; એથી પણ સૂર્ય આકાશમાં આગળ પાછળ ઝૂલતો હોઇને ક્ષિતિજમાં દેખાતો હતો, એમ સ્પષ્ટ જણાઇ આવે છે. એ સર્વ વિવેચનથી પ્રસ્તુત ઋચાનો " સૂર્યે આકાશમાં વચ્ચે જ મુકામ કર્યો, ( એટલે કે, દિવસ બહુ જ લંબાયો) અને એવી રીતે ઇન્દ્રને દાસના કૃત્યથી વિરુદ્ધ તોડ મળ્યો " એવો જ પ્રકટ અર્થ દેખાય છે. અંધકારને ઉત્પન્ન કરીને રાત્રિને દીર્ઘ કરવી, એ દાસનું કૃત્ય છે. એટલે અર્થાત્ એથી વિરુદ્ધ પ્રકાર કરીને એ વૈરનો બદલો લેવો, એટલે એ રાત્રિ જેટલો જ મોટો એક દીર્ઘ દિવસ નિર્માણ કરવો, એજ એનો રહસ્યાર્થ છે અને '**प्रतिमान**' શબ્દમાં પણ એજ સારાંશ રહેલો છે. યૂરોપીયન્ પંડિતોની ઇતિહાસ વિષયક કલ્પના **સાયણાચાર્ય**ના ભંડોળમાં ન હોવાથી તેણે એ પંડિતો પ્રમાણે ભ્રમમાં ન પડતાં **આર્ય** અને **દાસ** શબ્દોનો ' ઇંદ્ર અને તેનો શત્રુ ' એવો જ યોગ્ય અર્થ કરેલો છે; પરંતુ આકાશના મધ્યમાં એકાએક સૂર્ય થોભી કેમ ગયો, એ રહસ્યને તો સાયણાચાર્ય સુદ્ધાં પણ સમજી શકયા નથી. શબ્દ સરળ અને સાદા હોવા છતાં પણ અર્થ કરવાની ખાતરીવાળી ગુરુ કિલ્લી જ્ઞાત ન હોવાથી પ્રચલિત કલ્પનાના પ્રવાહમાં જ લોકો કેવી રીતે તણાતા ચાલ્યા જાય છે, એનું આ વિવેચનથી પ્રત્યક્ષ દર્શન થઇ શકે છે.

એવી રીતે રાત્રિ દિવસની બે ભિન્ન જોડીઓના ઉલ્લેખો ઋગ્વેદમાં છે, એમ આપણા જાણવામાં આવ્યું. પ્રથમ જોડી સાદાં રાત્રિ દિવસની અને બીજી જોડ ધ્રુવમંડળમાંનાં **અહની** નામક રાત્રિ દિવસની, એને જ 'તૈત્તિરીય આરણ્યક'માં સંવત્સર દેવતાની ડાબી જમણી બાજુઓ તરીકે ઓળખાવેલી છે. રાત્રિ બહુ જ મોટી

---

" अत्रा **दासस्य नमुचेः** शिरो यदवर्तयः " ॥ ૫,૩૦,૭. **दासाय** भियसं दधाति " । ૧૦,૧૨૦,૨. ( ઇંદ્રે દાસના મનમાં ભીતિ ઉત્પન્ન કરી ) अमर्त्यं त्रिदासं मन्यमानमवाभिनद " ૨,૧૧,૨, ( પોતાને અમર માનનારા દાસને ઇંદ્રે છિન્ન ભિન્ન કર્યો ). એ પ્રમાણે કેટલેક સ્થળે ઇન્દ્રના શત્રુઓને મોઘમપણે દાસ કહેલા છે. * गृत्सो राजा वरुणश्चक्र एतं दिवि प्रेरवं हिरण्मयं शुभेकं " ॥ ઋગ્વેદ, ૭,૮૭,૫.

લાંબી હોવાથી તે કદાચિત્ પૂરી નહિ થાય, એવી પૂર્વે બ્રાહ્મણોના મનમાં ભીતિ રહેતી હતી, એમ 'તૈત્તિરીય સંહિતા' માં સ્પષ્ટ કહેલું છે. ઋગ્વેદમાં પણ 'दीर्घं तमः' 'दीर्घास्तमिस्राः' 'असूर्यं तमः' અને 'સૂર્યનું દીર્ઘ યોજન' એવા શબ્દો અનેક સ્થળે આવેલા છે. એવી રાત્રિમાંથી પાર પડવા માટે વેદમાં દેવોની પ્રાર્થના કરેલી છે; અને અંતે તો, સૂર્ય આકાશમાં વચ્ચે જ થોભી ગયો અને એવી રીતે દાસે કરેલી દીર્ઘ રાત્રિ માટે વૈરનો બદલો વાળી લેવામાં આવ્યો, એવું સ્પષ્ટ વચ . ઋગ્વેદમાં આવેલું છે. એ પ્રમાણે ઋગ્વેદમાં કેવળ દીર્ઘ દિવસ અને દીર્ઘ રાત્રિ વિશેનાજ ઉલ્લેખ છે, એટલુંજ નહિ પણ તેમની જોડીની તેમને મળતી કલ્પના પણ તેમાં સ્પષ્ટ છે, અને એથીજ તેમને સંવત્સરની ડાબી જમણી બાજૂઓ તરીકે 'તૈત્તિરીય આરણ્યક' માં ઓળખાવેલાં છે. એવી રીતે દીર્ઘ ઉષાના અસ્તિત્વને સિદ્ધ કરનારાં વચનો ઉપરાંત પણ ધ્રુવપ્રદેશમાંનાં દીર્ઘ દિવસ અને દીર્ઘ રાત્રિનું વૈદિક ઋષિઓને સારી રીતે જ્ઞાન હતું એમ બતાવી આપવા માટેનો સંપૂર્ણ સ્વતંત્ર પૂરાવો આપણને મળી આવ્યો છે; અને 'તૈત્તિરીય સંહિતા' માં એ ઘટનાઓ પૂર્વના કલ્પમાંની (पुरा) છે, એમ સ્પષ્ટ કહેલું છે.

હવે ધ્રુવપ્રદેશમાંની એક બીજી વિશેષ ઘટનાનું થોડુંક વિવેચન કરીને આપણે આ પ્રકરણની સમાપ્તિ કરીશું. એ ઘટના તે સૂર્યનો દક્ષિણમાં-તરફ-થી આવવાનો માર્ગ છે. આગળ એક પ્રકરણમાં કહેલું જ છે કે, સમશીતોષ્ણ કિંવા શીતકટિબંધમાં વસતા મનુષ્યોને સૂર્ય મસ્તકપર આવેલો કદાપિ દેખાતો નથી અને ઉત્તરગોળાર્ધમાંના એ કટિબંધમાં વસનારાઓને તો તે દક્ષિણમાં દેખાઇને ઉત્તરધ્રુવમાં તો તે દક્ષિણે ઉગતો દેખાય છે. 'दक्षिणा' શબ્દનો અર્થ વૈદિક સંસ્કૃતમાં તેમજ બીજી આર્ય ભાષાઓમાં પણ 'જમણી બાજૂ' અથવા 'દક્ષિણ દિશા' એવી રીતે બે પ્રકારનો થાય છે. 'દાન' કિંવા 'ઉપહાર, એવો એક એ શબ્દનો ત્રીજો અર્થ પણ છે; અને બહુધા એ અર્થપર જ જ્યારે ને ત્યારે વધારે ભાર આપવામાં આવે છે. ઋગ્વેદ (૩,૫૮,૧) માં સૂર્યને 'દક્ષિણાનો પુત્ર' કહેલો છે. હવે આમાં કદાચિત્ 'દક્ષિણા' ને 'ઉષા' સમજીએ, તો પુનઃ ઉષાને **દક્ષિણા** શાને કહી છે, એ પ્રશ્ન આવીને ઉભો રહે છે. **દક્ષિણા**નો **કુશળ** અર્થ કરીને તેનો ઉષા સાથે સંબંધ સાંધવાનો પ્રયત્ન કરવામાં આવે છે, પરંતુ એના કરતાં દક્ષિણ દિશા સાથે તેનો સંબંધ જોડવો એ વધારે સારું છે, એમ ઉપર્યુક્ત વિવેચનના આધારે કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. વૈદિક ઋચાઓનું વિવેચન કરતી વેળાએ કેટલીક સૂક્ષ્મ વાર્ત્તાઓનો સૂક્ષ્મ વિચાર કરવો પણ આવશ્યકીય છે ખરો; પરંતુ **દક્ષિણ** કિંવા એમાંથી નીકળતા ઇતર શબ્દોનો ઋગ્વેદમાં ક્યાંય પણ દક્ષિણ દિશા સાથે સંબંધ બતાવેલો નથી, એમ કહેવું તે એક સાહસ જ છે. હીરા-

ડોટસ્ નામક ગ્રીક ઇતિહાસકારે લખેલું છે કે, 'ઇજિપ્ત દેશના રાજાએ કેટલાક ફીનિશિયન સામુદ્ર લોકોને નૌકામાં બેસી આફ્રીકા (લિબિયા) ને પ્રદક્ષિણા કરીને જિબ્રાલ્ટરની સામુદ્રધુનીની બાજૂથી પાછા આવવાનું કહ્યું હતું. એ આજ્ઞા પ્રમાણે પોતાના પ્રવાસની સમાપ્તિ કરીને તે નાવિકો ત્રીજે વર્ષે પાછા આવ્યા અને તેમણે રાજાને કહ્યું કે, લિબિયાને પ્રદક્ષિણા કરતી વેળાએ સૂર્ય અમને જમણી બાજૂએ દેખાતો હતો.' પરંતુ એ નાવિકોએ ખરી રીતે લિબિયાને પ્રદક્ષિણા કરી જ નહોતી; કારણ કે, જો તેમણે ખરેખર એવી પ્રદક્ષિણા કરી હોત તો 'સૂર્ય અમને જમણી બાજૂએ દેખાતો હતો,' એવી ખોટી ગપ્પગોળા જેવી વાતો તેમણે કરી ન હોત, એવી ટીકા કરીને હીરોડોટસે તે નાવિકોને અસત્યવાદી સિદ્ધ કર્યાં છે. હવે હીરોડોટસ્ પોતે કેવળ સમશીતોષ્ણ કટિબંધમાં જ (વિષુવવૃત્તથી ૨૩½ અંશ ઉત્તરે) ફરેલો હોવાથી સૂર્ય ઉત્તરે દેખાવો શકય જ નથી, એમ જ તેને ભાસતું હતું; પરંતુ જે કથનને તેણે અવિશ્વસનીય માનેલું છે, તે જ કથન આપણને તે નાવિકોના સત્યવાદના પ્રત્યક્ષ પ્રમાણરૂપ દેખાય છે.* પણ હીરોડોટસ્ને એ પછીના ભવિષ્યની કલ્પના શાની હોય વારુ? અસ્તુ. ત્યારે હીરોડોટસ્ના એ ભ્રમનું ઉદાહરણ લઇને ઋગ્વેદમાં જે જે સ્થળે દક્ષિણા શબ્દ મળી આવે, ત્યાં સર્વત્ર તેનો કેવળ 'જમણી બાજૂ' અથવા 'ઉપહાર' એટલો જ અર્થ કરવાના હઠને છોડી દેવો જોઇએ. દક્ષિણ અથવા એ સ્વરૂપના બીજા શબ્દોનો ઋગ્વેદમાં કયાંય પણ દક્ષિણ દિશા સાથે સંબંધ નથી, એમ કહેવું અજ્ઞાનના પ્રદર્શન સમાન જ થવાનું. સૂર્ય દક્ષિણ તરફથી આવે છે, એમ સ્પષ્ટ કહેનારાં વચનો વેદમાં કદાચિત્ નહિ હોય પરંતુ ઉષાને દક્ષિણા કહેવી (ઋગ્વેદ ૧,૧૨૩,૧–૧૦,૧૦૭,૧ ) કિંવા સૂર્યને 'દક્ષિણાનો પુત્ર' કહેવો, એ વાર્તાઓ બહુ જ સૂચક હોઇને વૈદિક કાળમાં એ શબ્દો રૂઢ હોવાથી જ ઋષિઓએ એમનો પ્રયોગ કરેલો હોવો જોઇએ. ભૂગર્ભશાસ્ત્રમાં જેવી રીતે અસ્થિશેષ, તેજ પ્રમાણે ભાષાશાસ્ત્રમાં જૂના શબ્દો ઇતિહાસપૂર્ણ હોય છે. એ શબ્દોનો મૂળ ઇતિહાસ કદાચિત્ ઋષિઓના સ્મરણમાંથી ચાલ્યો ગયો હશે, પરંતુ તેમના યોગે સ્વાભાવિક નીકળનારાં અનુમાનો કાઢવામાં આપણને શી હરકત છે વારુ? ઉત્તરદિશાવાચક **ઉત્તર** શબ્દ 'ઉચ્ચ' એવા અર્થનો અને દક્ષિણ દિશાવાચક **અધર** શબ્દ 'નીચ' એ અર્થનો છે, એથી પણ ઉપર્યુક્ત અનુમાનને જ પુષ્ટિ મળે છે. ધ્રુવ વિના ઇતર સ્થાનોમાં ઉત્તર દિશાને 'ઉપરની દિશા કહી શકાય તેમ નથી. મધ્ય કાલીન સંસ્કૃત વાઙ્મયમાં સૂર્ય સપ્તર્ષિ પુંજની **નીચે**

* આફ્રિકાનો દક્ષિણ છેડો દક્ષિણ ગોલાર્ધમાંના સમશીતોષ્ણકટિબંધમાં હોવાથી ઉત્તર ગોલાર્ધમાંના સમશીતોષ્ણકટિબંધમાં જેમ સૂર્ય દક્ષિણે દેખાય છે, તેમ ત્યાં તે ઉત્તરે દેખાય એ તો નિર્વિવાદ સ્પષ્ટ જ છે.

હોય છે, એવી કલ્પના* મળી આવે છે. સૂર્યનો માર્ગ ( અર્થાત્ ક્રાંતિવૃત્ત) સપ્તર્ષિની દક્ષિણે છે; પણ સૂર્યને તેની **નીચે** રહેલો માનીએ, તો તે સ્થાને સૂર્યને જોનારો ધ્રુવમંડળસ્થજ હોવો જોઇએ. સપ્તર્ષિઓને ઉચ્ચ સ્થાને બેસાડેલા છે, એવા અર્થનું એક વાક્ય પૂર્વે આપેલું જ છે. સમશીતોષ્ણકટિબંધમાં પણ સૂર્ય નિત્ય દક્ષિણ તરફ જ હોવાથી તેનો દક્ષિણ માર્ગ સ્થાપિત થયો, છતાં તે આપણી ઉપપત્તિનો કાંઈ વિશેષ સાધક થતો નથી; અને એટલા માટે એનાપર વધારે બળ આપવાની કે આધાર રાખવાની કશી પણ આવશ્યકતા નથી, અસ્તુ. દીર્ઘ રાત્રિ અને દીર્ઘ દિવસ વિષેનો પુષ્કળ પૂરાવો પ્રસ્તુત પ્રકરણ (દર્શન)માં આપ્યો છે; એટલે હવે આ પછીના પ્રકરણમાં **માસ અને ઋતુ** વિશેનું વિવેચન કરીને તત્સંબંધી વેદ ગ્રંથોમાંનું વર્ણન અહીં સૂધી આપેલા પૂરાવાના આધારે સ્થાપિત થનારી ઉપપત્તિ સાથે સર્વથા તંતોતંત કેવી રીતે મળતું આવે છે, એ આપણે જોઇશું.



## સપ્તમ દર્શન.



### માસ અને ઋતુ.

દેવોની ષાણ્માસિક રાત્રિના સંબંધમાં સંસ્કૃત અને અવેસ્તિક વાઙ્મયમાં મળતા ઉલ્લેખોના અનુરોધથી જોતાં ત્રીસ દિવસની અખંડ ઉષાનું તેમજ ૭ માસ કરતાં ન્યૂન પરંતુ ચોવીસ કલાક કરતાં અધિક અક્ષાંશપરત્વે ન્યૂનાધિક અખંડ દીર્ઘ રાત્રિ દિવસનું વર્ણન કરનારાં વાક્યો ઋગ્વેદમાં મળી આવે છે અને એ ઘટનાઓને તેમાં પ્રાચીનકાળની (पुरा) તરીકે વર્ણવેલી છે, એ તો આપણે પૂર્વ (ષષ્ઠ) દર્શનમાં જોયું, એટલે હવે એ પછી પ્રશ્ન એવો આવીને ઉભો રહે છે કે, વેદોમાં માસ, ઋતુ, કિંવા વર્ષ વિશેના પણ એવા જ પ્રકારના ઉલ્લેખો છે કિંવા નહિ? ધ્રુવપ્રદેશમાંની કાલમાપન પદ્ધતિ (પંચાંગ) સંહિતા કાળમાંની કાલમાપન પદ્ધતિ કરતાં ભિન્ન છે, એ તો પૂર્વે કહેલું જ છે. પરંતુ ઋષિ વર્ગના પૂર્વજો યદિ પૂર્વે કોઇ પણ કાળમાં ધ્રુવ-

---

* " अधःप्रस्थापिताश्वेन समावर्जितकेतुना ॥
सहस्ररश्मिना साक्षात् सप्रणाममुदीक्षिताः "॥
કાલિદાસકૃત 'કુમારસંભવ' ૬,૭.

" सप्तर्षिहस्तावचितावशेषानधो विवस्वान् परिवर्तमानः " ॥
કાલિદાસકૃત 'કુમાર સંભવ' ૧,૧૬.

વિશેષ માટે એ શ્લોકોની મલ્લિનાથે જે ટીકા કરેલી છે, તેનું પણ અવલોકન કરવું.

પ્રદેશમાં વસેલા હોય, તો તેમના સમયમાં ચાલતી કાલમાપન પદ્ધતિને તેમના પુરાણ મતાભિમાની વંશજોએ કોઈ પણ પ્રકારે જાળવી રાખેલી હોવી જ જોઇએ. બદલાયલી પરિસ્થિતિના યોગે નવીન પદ્ધતિનો વ્યવહાર માટે સ્વીકાર કરીને તેમજ જૂની પદ્ધતિને ધાર્મિક વિધિઓ માટે રાખીને જૂની ઘટનાઓ વિશે આદર બતાવવાનો પ્રકાર ઈજિપ્ત દેશમાં પણ દૃષ્ટિગોચર થાય છે. તો પછી જૂની વસ્તુ વિશે વૈદિક આર્યોએ એવો આદર ન દર્શાવ્યો હોય, એમ કેમ બની શકે વારુ? ધ્રુવપ્રદેશમાંના કાલમાન અને તેની આ તરફનાં પ્રદેશમાંના કાલમાનમાં એટલો મોટો ભેદ રહેલો છે કે, ધ્રુવપ્રદેશમાંથી બહાર નીકળતાંની સાથે જ નવીન કાલમાનનો અવશ્ય સ્વીકાર કરવો જ પડે છે. વૈદિક આર્યોએ એવો પ્રકાર કર્યો હોય, તોપણ તેમણે પોતાના પુરાણાભિમાનિત્વને લીધે એ પરંપરાગત વાર્તાને કોઈ પણ રૂપથી પોતાના યાજ્ઞિક વિધિમાં ગ્રથિત કરી રાખેલી હોવી જોઇએ. ભિન્ન ભિન્ન આર્ય ભાષામાંના શબ્દોના પરસ્પર સામ્યથી યજ્ઞ કરવાનો રિવાજ સર્વથા આદિકાળથી જ ચાલતો આવેલો છે, એ વાર્ત્તા સિદ્ધ થઈ ચૂકી છે. ખરેખર જો એમ જ હોય તો આર્ય લોકો ધ્રુવપ્રદેશમાંથી જેમ જેમ નીચે અને નીચે આવતા ગયા, તે વેળાએ તેમની યજ્ઞપદ્ધતિમાં બહુ જ મોટા મહાભારત ફેરફારો થયેલા હોવા જોઇએ. કાલમાપન પદ્ધતિ તથા યજ્ઞપદ્ધતિ અને વિશેષતઃ સંવત્સર સત્રો, એ સર્વનો નિકટ સંબંધ હોઇને એ સર્વને સૂર્યની વાર્ષિક ગતિપર રાખવામાં આવ્યાં હતાં, એ 'મૃગશીર્ષ અથવા વેદોની પ્રાચીનતાના વિચાર'માં જણાવેલું જ છે. અગ્નિને જાગૃત રાખીને વાર્ષિક યાગપર્યાય યોગ્ય ઋતુઓમાં જ થાય છે કે નહિ, એ જોવાનું કર્ત્તવ્ય ઋત્વિજોનું હતું. ધ્રુવનિવાસ સમયની પદ્ધતિ અને ત્યાર પછીથા સ્વીકારેલી પદ્ધતિ જો કે એક બીજાથી ભિન્ન હતી, તોપણ એ નવીન પદ્ધતિમાં પુરાતન પદ્ધતિનાં અનેક ચિન્હો મળી આવતાં હોવાથી, આપણા વૈદિક ઋષિઓના પૂર્વજો ધ્રુવપ્રદેશમાં વસતા હતા, એ તો નિર્વિવાદ સિદ્ધ થાય છે જ. પરંતુ એનાં પ્રમાણો બતાવવા પૂર્વે સર્વથા આદ્ય યજ્ઞપદ્ધતિ અને ઋષિકાલીન યજ્ઞપદ્ધતિમાં પરસ્પર ભેદ હોવાનો સંભવ કયાં કયાં રહેલો છે, તે આપણે જોઇએ.

સંહિતા અને બ્રાહ્મણોમાં વાર્ષિક સત્રો બાર મહિના સૂધી ચાલવાનાં, એમ કહેલું હોત. પણ એ ઘટના ધ્રુવપ્રદેશના અંતર્ભાગમાં તો શક્ય નહોતી જ; કારણ કે ત્યાં સૂર્ય કેટલાક દિવસ અને કેટલાક મહિનાઓ પર્યન્ત એક સરખો ક્ષિતિજની નીચે હોવાથી ત્યાં દીર્ઘ રાત્રિ થતી હતી; અને તેથી અત્યંત પ્રાચીન વાર્ષિક સત્રોનો કાળ બાર માસ કરતાં કાંઇક પણ ઓછો હોવો જ જોઇએ., અર્થાત્ બાર માસ કરતાં ઓછા મહિનાનું વાર્ષિક સત્ર, તે પુરાતન પદ્ધતિનું એક વિશિષ્ટ લક્ષણ થયું. હવે ધ્રુવપ્રદેશમાં સર્વ સ્થળે દીર્ઘ રાત્રિ દિવસનો કાળ કાંઇ એકસરખો હોતો નથી. કેવળ ધ્રુવમાં જ રાત્રિ અને દિવસ છ છ માસનાં હોય છે. પરંતુ સર્વ લોકો ધ્રુવનિવાસી હોવાનો

સંભવ નથી. એટલા માટે ધ્રુવપ્રદેશમાં સૂર્યના જતાં આવતાં ક્ષિતિજમાં દૃષ્ટિગોચર થવાનો કાળ સ્થાનપરત્વે સાતથી અગિયાર મહિના સુધીનો જ હોવાનો. એ સૂર્યપ્રકાશનો કાળ એક દીર્ઘ દિવસ અને ત્યાર કેડે એક પછી એક અનુક્રમે આવનારાં સાદાં ચોવીસ કલાકનાં અહોરાત્ર મળીને થએલો હોવાનો. યજ્ઞયાગ, વ્યાપાર વ્યવસાય તેમજ ધાર્મિક અને બીજા મહત્ત્વના વિધિ આદિ સર્વ એજ કાળમાં થવાના. એ કાળની સમાપ્તિ થતાં દીર્ઘ રાત્રિ આવીને તેની સમાપ્તિની લગભગમાં ઉષ:પ્રકાશ પડ્યો કે પુનઃ કર્મકાળનો પ્રારંભ થયો જ સમજવો. આમ હોવાથી ધ્રુવ પાસેના વાર્ષિક સત્રનો કાળ એટલે વસ્તુતઃ સૂર્ય પ્રકાશનો કાળ જ હોવાનો. એથી પ્રકાશયુક્ત માસોની જે ઓછી વધારે સંખ્યા, તે ધ્રુવ પાસેના યાજ્ઞિક કાળમાનનું એક વિશિષ્ટ લક્ષણ હોવાનું જ. ઋગ્વેદ અને ઈતર સંહિતાઓમાંના અતિ પ્રાચીનકાળના કાળમાનનો વિચાર કરતી વેળાએ આ વાર્ત્તા આપણે સારી રીતે ધ્યાનમાં રાખવી જોઇએ.

આપણે જેવા દિવસોને ગણીએ–જોઇએ–છીએ, તેવા ત્રીસ દિવસની ઉષા જ્યાં હોય, તે પ્રદેશ એટલો બધો ધ્રુવની નિકટમાં હોવો જોઇએ કે, ત્યાં સૂર્ય પ્રકાશનો કાળ, ચાર પાંચ માસનો દીર્ઘ દિવસ અને ત્યાર પછી સાદાં દિવસ રાત્રિની કેટલીક જોડીઓ મળીને એકંદર સાત મહિના કરતાં વધારે તો ન જ હોવો જોઇએ. ઋગ્વેદમાં એવા કાળમાનનાં ચિન્હો અવશિષ્ટ રહેલાં દેખાઈ આવે છે. અદિતિ અને તેના સાત પુત્રોની કથામાં એ કાળનો સંબંધ હોઇનિ તે કથા કોઇ પણ સૃષ્ટ ચમત્કારપર રચેલી છે. એ કથામાં અત્યંત પ્રાચીનકાળમાં આદિત્યોની સંખ્યા સાતની હતી એમ કહેલું હોઇને ઋગ્વેદમાં પણ બીજાં અનેક સ્થળે એ જ કલ્પના સ્વતંત્ર રૂપે મળી આવે છે. ઋગ્વેદ ૯,૧૧૪,૩ માં સાત આદિત્ય અને સાત ઋત્વિજો એક જ સ્થળે કહેલા છે. ૨,૨૭,૧ માં મિત્ર, અર્યમા, ભગ, વરુણ, દક્ષ અને અંશ; એ પ્રમાણે છ આદિત્યોનાં નામો આપેલાં છે, પણ સપ્તમ આદિત્યનું નામ આપેલું નથી. તથાપિ સૂર્યનું સપ્તવિશિષ્ટત્વ અનેક પ્રમાણોથી સ્પષ્ટ સિદ્ધ થાય છે. ઋગ્વેદ ૫,૪૫,૯ માં તેને **સપ્તાશ્વ** (સાત અશ્વો ધરાવનાર) કહેલો છે; ૧,૫૦,૮ માં તેના રથને સાત હરિત અશ્વો ખેંચે છે, એમ કહેલું છે; તેમજ ૧,૧૬૪,૨ માં એક ચક્રવાળા રથને **સપ્ત** નામક અશ્વ-ખેંચે* છે, એવું વર્ણન કરેલું છે. અથર્વવેદમાં પણ (૭,૧૦૭,૧) સૂર્યના સાત તેજસ્વી રશ્મિ કહીને ઋગ્વેદમાં આવેલા **આદિત્ય** શબ્દને '**अदितेः पुत्राः**' એવા શબ્દો ઉમેરીને અધિક સ્પષ્ટ કરેલો છે. (અથર્વવેદ ૧૩,૨,૯.) હવે સૂર્યના સાત જ રશ્મિ કેમ અને શા રીતે છે, એનો ટીકાકારોએ કોઈ પણ સ્થળે નિર્ણય કર્યો નથી. લોલકમાંથી

* "सप्त युंजन्ति रथमेकचक्रमेको अश्वो वहति सप्तनामा"

દેખાતાં સાત પ્રકારનાં કિરણોને વૈદિક ઋષિઓ જાણતા હતા, એમ જો માનીએ, તો તે એક જૂદી વાત છે. પરંતુ **યાસ્ક** કિંવા **સાયણાચાર્ય**ને એ વિશેની કાંઇ પણ માહિતી હોવાનું દેખાઈ આવતું નથી. હવે એ સાત રશ્મિઓને ગૃહિત માનીને જો સાત આદિત્યોનો નિર્ણય કરી નાખીએ, તોપણ એથી આઠમા મૃત આદિત્યની જે વ્યવસ્થા નથી કરી શકાતી તે તો નથી જ કરી શકાતી. અદિતિની કથામાં કહેલું છે કે, "અદિતિને પોતાના શરીરમાંથી જે આઠ પુત્રો થયા, તેમાંના સાત સહિત તે દેવો પાસે ગઈ; અને (આઠમા) માર્તંડને તેણે નાખી દીધો. પૂર્વ યુગમાં અદિતિ સાત પુત્રો સહિત (દેવો પ્રતિ) ગઇ. ત્યાં તે માર્તંડને જન્મવા અને મરવા માટે પુનઃ લઇ આવી.*" એ કથા વૈદિક ગ્રંથોમાં અનેક સ્થળે આવેલી હોઇને એના અર્થની યોજનાના પ્રયત્ને પણ અનેક સ્થળે કરાયલા છે. 'તૈત્તરીય સંહિતા' (૬૫,૬,૧) માં **સાધ્યો માટે** (દેવો માટે) બ્રહ્મૌદન રાંધનારી અદિતિની કથા આપેલી છે. "એ બ્રહ્મૌદનનો ભાગ દેવોએ તેને આપ્યો અને તેના યોગે તેને ચાર આદિત્ય થયા. પુનઃ તેણે બીજીવાર બ્રહ્મૌદન રાંધીને તેનો કેવળ પોતે જ આહાર કર્યો, અને એના યોગે તેને એક અપક્વ અંડની પ્રાપ્તિ થઇ. ત્રીજીવાર તેણે બ્રહ્મૌદન રાંધતાં તેને મનુષ્ય જાતિનો આદિજનક **વિવસ્વત્** આદિત્ય ઉત્પન્ન થયો." એ કથામાં આદિત્યોની એકંદર સંખ્યા અને નામો આપેલાં નથી પરંતુ એ ન્યૂનતાની 'તૈત્તિરીય બ્રાહ્મણે' (૧,૧,૯,૧) પૂર્ણતા કરી નાખી છે. તેમાં કહેલું છે કે, "અદિતિએ ચારવાર ઓદન રાંધ્યાં અને પ્રત્યેક વેળાએ દેવોએ તેને તેમનો શેષભાગ આપ્યો. એવી રીતે તેને પુત્રની ચાર જોડીઓ થઇ. પ્રથમ જોડી **ધાતૃ** અને **અર્યમાની**, બીજી **મિત્ર** અને **વરુણ**ની, ત્રીજી **અંશ** અને **ભગ**ની, તથા ચોથી **ઇંદ્ર** અને **વિવસ્વત**ની." પરંતુ એ બ્રાહ્મણમાં પણ આઠમા આદિત્યને **માર્તંડ** નામ કેમ આપવામાં આવ્યું અને તેને નાખી શામાટે દીધો, એનો કશો પણ નિર્ણય કરેલો નથી. 'તૈત્તિરીય આરણ્યક'માં એ કથા આપીને આઠ આદિત્યોનાં નામો પણ આપેલાં છે. પરંતુ તેમાં પણ એ આદિત્યોમાંનો **માર્તંડ** કયો, એ વિશે કાંઇ પણ કહેલું નથી. તોપણ એ આરણ્યકમાંના અન્ય એક સ્થળે આપેલા એક વર્ણનથી આ પ્રશ્નનો થોડો ઘણો નિર્ણય કરી શકાય છે. એ વર્ણનમાંના† આદિત્યોનાં નામો જૂદાં છે; અને

---

* "अष्टौ पुत्रासो अदितेर्ये जातास्तन्वस्परि। देवां उपप्रैत्सप्तभिः परामार्तांडमास्यत्॥ सप्तभिः पुत्रैरदितिरुप प्रैतपूर्व्यं युगं। प्रजायै मृत्यवेत्वत्पुनर्मार्तांडमाभरत्"॥ ઋગ્વેદ, ૧૦,૭૨,૮-૯.

† 'તૈત્તિરીય આરણ્યક' ૧,૭. आरोजोभ्राजः पटरः पतंगः स्वर्णरोज्योतिषीमान् विभासः... कश्यपोष्टमः स महामेरुं न जहाति।...ते अस्मै सर्वे कश्यपाज्ज्योतिर्लभन्ते।...सप्तशीर्षण्याः प्राणाः सूर्या इत्याचार्याः।...तषामेषा भवति। सप्तदिशो नाना सूर्याः सप्त होतार ऋत्विजः

તેમાંનો આઠમો આદિત્ય કશ્યપ મહામેરુને કદાપિ ત્યાગી જતો નથી, એમ કહેલું છે. એ સપ્ત આદિત્ય એટલે સપ્ત પ્રાણ, એવો કેટલાક આચાર્યોએ પોતાનો અભિપ્રાય આપ્યો છે અને બીજા કેટલાક આચાર્યો એમ કહે છે કે, એ સાત ઋત્વિજો છે; એમ એ આરણ્યકમાં જણાવેલું છે. ત્યારપછી જે તૃતીય અર્થ આપવામાં આવ્યો છે, તે આ પ્રમાણે.—"ભિન્ન ભિન્ન ઋતુઓમાં સૂર્યકિરણોનું ભિન્ન ભિન્ન પરિણામ થતું હોવાથી સાત સૂર્ય ભિન્ન હોવાનું કહેલું હોવું જોઇએ." એ અર્થની પુષ્ટિ માટે એ આરણ્યકમાં 'दिग्भ्राज ऋतून्करोति' (અનેક દિશાઓમાં પ્રકાશીને તેઓ ઋતુઓને ઉત્પન્ન કરે છે) એ વૈદિકમંત્ર આપેલો છે. એ મંત્ર પ્રસ્તુત ઉપલબ્ધ વેદ સંહિતાઓમાં કયાંય પણ મળી શકતો નથી. સાયણાચાર્યે પણ એ આરણ્યક પરના પોતાનાં ભાષ્યમાં "ભિન્ન ભિન્ન સૂર્યો ઋતુઓને ઉત્પન્ન કરે છે એમ માન્યા વિના ભિન્ન ભિન્ન ઋતુધર્મો સંભવતા નથી. એટલા માટે ભિન્ન ભિન્ન દિશાઓમાં ભિન્ન ભિન્ન સૂર્યો હોવા જ જોઇએ." એટલું જ કહેલું છે. પરંતુ એ અર્થને માન્ય કરતાં ઋતુનાં હજારો લક્ષણો હોવાથી સૂર્યની સંખ્યા પણ હજારોની જ માનવી પડશે. એવી શંકા એ આરણ્યકમાં જ વૈશંપાયને કરી હતી અને તેથી જ તે અહીં આપી છે; પણ છેવટે અનેક સૂર્યો હોય તોપણ શ્રુતિ પ્રમાણ સિદ્ધ આઠ જ હોવાથી તેટલાને જ માનવા, એવો તેમાં છેવટનો શેરો મારી દીધો છે. 'શતપથ બ્રાહ્મણ' (૩,૧,૩,૩) માં એ અદિતિની કથાના સંબંધમાં બોલતાં એમ કહેલું છે કે, 'તેના કેવળ સાત પુત્રોને જ **देवाः आदित्याः** કહે છે, અને આઠમો માર્તાંડ પૂરો વધેલો ન હોવાથી **દેવ આદિત્યોએ** તેમાંથી મનુષ્યો અને ઇતર પ્રાણીઓને નિર્માણ કર્યાં' એ 'બ્રાહ્મણ' માં બીજાં એક બે સ્થળે (૬,૧,૨,૮ અને ૯,૬,૩,૮) આદિત્યોની સંખ્યા બારની જણાવેલી છે. પ્રજાપતિના બાર બિન્દુઓમાંથી બાર આદિત્યો ઉત્પન્ન થયા અને તેમને પ્રજાપતિએ ભિન્ન ભિન્ન

---

देवा आदित्या य सप्त तेभिः सोमाभिरक्ष नः" इति (ઋગ્વેદ ૯,૧૧૪,૩.) सप्तर्त्विजः सूर्य इत्याचार्याः । तदप्याम्नायः । दिग्भ्राज ऋतून्करोति । एतयैवावृता सहस्रसूर्यतायाः इति वैशंपायनः ।......। नानालिंगत्वादृतूनां नानासूर्यत्वं । अष्टौ तु व्यवसिता इति"। એ વિશે સાયણાચાર્ય કહે છે કે,—"'दिग्भ्राजः' तां तां दिशं प्राप्यावस्थिताः सूर्याः 'ऋतून्' वसंतादिसूचितानृतुधर्मान् 'करोति' तस्यां तस्यां दिशि कुर्वन्ति ॥ नहि ऋतुनिष्पादकः सूर्यव्यतिरेकेण तत्तदृतुधर्माः संभवन्ति तस्मात्सन्त्येव दिक्षु विभिन्नाः सूर्याः ॥...॥नानालिंगत्वादिति ॥ यदि एक एव सूर्यः स्यात तदानीं वसंताद्यृतूनां नानालिंगत्वं न स्यात् । नहि कारणभेदमन्तरेण कार्यभेदः संभवति । तस्मादृतुधर्मवैलक्षण्यसिद्धये बहुसूर्यत्वमभ्युपेयम् ।........। 'अष्टौ तु व्यवसिताः' इति बाढम् । संत्येव तत्तल्लिङ्गकल्पा अनन्ताः सूर्याः । किन्तु तत्रास्ति कश्चिद् विशेषः । 'व्यवसिताः' निश्चिताः ।

દિશામાં રાખ્યાં; એમ એક સ્થળે કહીને, અન્ય સ્થળે, 'આદિત્યો કેટલા છે?' એવો પ્રશ્ન કરીને સંવત્સરના જે બાર માસ તેજ આદિત્યો' એવું તેનું ઉત્તર* આપેલું છે. ઉપનિષદોમાં પણ બાર આદિત્યો જ કહેલા છે. અદિતિના સ્વરૂપ વિશે અનેકોના અનેક તર્ક છે, પરંતુ તેમાંના કોઇએ પણ આદિત્યોની સંખ્યા વિશેનો યોગ્ય નિર્ણય (ખુલાસો) કરેલો નથી. વિરુદ્ધ પક્ષે, આદિત્યોની સાત કિંવા આઠની સંખ્યાનો સૂર્યની ગતિ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નથી, એમ માનવા તરફ ઘણા લોકોનું વલન છે. આઠ આદિત્ય તે મુખ્ય આઠ દિશાઓના દર્શક છે, એવો કેટલાકોનો અભિપ્રાય છે; પણ નાખી દીધેલા આઠમા આદિત્યની તેમાં કશી પણ વ્યવસ્થા ન થતી હોવાથી તે માર્તાંડ પ્રમાણે એ અભિપ્રાય પણ નાખી દેવા જેવો જ છે, એમ કહેવામાં કશી પણ અડચણ નથી.

અર્થ લગાડવાની ખરી કુંચીના અભાવે કોઇ એક સરળ અને સાદી વાર્તાના સંબંધમાં પણ કેવા તર્ક વિતર્કોનો આરંભ થાય છે, એ બતાવવા માટે જ અદિતિની કથા વિશે આટલો બધો ઉહાપોહ કરવો પડ્યો. અસ્તુ. બાર આદિત્ય એટલે બાર મહિનાની બાર દેવતાઓ, એમ 'શતપથ બ્રાહ્મણ' માંના ઉપર આપેલા વાકયથી સ્પષ્ટ થાય છે. આદિત્યોની સંખ્યાનો આ સ્પષ્ટ નિર્ણય, અને ઋતુઓનાં નાનાવિધ લક્ષણો અનેક સૂર્યો હોવાથી જ ઉત્પન્ન થાય છે એવી શ્રદ્ધા, એ બે વાતો આપણા સમક્ષ હોવાથી આજે બાર આદિત્ય એટલે જેમ વર્ષના બાર મહિનાના દર્શક છે, તેમ પૂર્વે (पूर्व्यंयुगम्) સાત આદિત્યો વર્ષના સાત મહિનાના દર્શક હતા, એ માનવામાં કલ્પનાની વધારે ખેંચતાણ કરવાની કશી પણ આવશ્યકતા નથી. પરંતુ આર્યોનો આદિનિવાસ કયાંકપણ મધ્ય એશિયામાં હતો, એવી પૂર્વ કલ્પનાથી બદ્ધ થએલા પંડિતોને આ અભિપ્રાય રુચ્યો નહિ હોય અને કદાચિત્ સૂઝયો પણ નહિ હોય. અર્થાત્ 'તૈત્તિરીય આરણ્યક' માં જૂદા જૂદા મહિનાઓ ભિન્ન ભિન્ન સૂર્યોને લીધે થાય છે, એમ કહીને તેના આધાર તરીકે અત્યારે અનુપલબ્ધ એક વેદ મંત્ર પણ આપેલો છે અને અંતે સાત આદિત્યો સાત પ્રદેશમાં રહીને ઋતુઓને ઉત્પન્ન કરતા હોય છે, એ મતને જ પુષ્ટિ આપેલી છે, એ બહુ જ સમાધાન માનવા જેવી વાર્તા છે. સાત સૂર્ય અને સાત

---

* "स मनसैव वाचं मिथुनं समभवत्। स द्वादश द्रप्सान् गर्भ्यंभवत्। ते द्वादशादित्या असृज्यन्त तान् दिक्षूपादधात् ('શતપથ બ્રાહ્મણ' (૬,૧,૨,૮) कतम आदित्या इति द्वादशमासा संवत्सरस्यैत आदित्याः ('શતપથ બ્રાહ્મણ' ૯,૬,૩,૮)"

દિક્પ્રાંતોનો પરસ્પર સંબંધ ઋગ્વેદમાં પણ કહેલો છે (*૯, ૧૧૪, ૩). અસ્તુ. ત્યારે હવે અદિતિની કથાનું સરળ તાત્પર્ય એવું થયું કે, તેણે પોતાના સાત પુત્ર જે સાત આદિત્યો તેમને પ્રકાશયુક્ત સાત માસ કરવા માટે દેવોને આપ્યા (સોંપ્યા); તેને આઠમો પુત્ર પણ થયો, પરંતુ તે અપૂર્ણ વૃદ્ધિનો હોવાથી એ આઠમો મહિનો પ્રકાશયુકત ન હોઈને ત્યાંથી અંધકારનો આરંભ થયો. આ ઘટના પૂર્વ યુગમાં થએલી હોવાનું જે કહેલું છે, તે કથન બહુ જ મહત્ત્વનું છે. એ સૂક્તની પ્રથમની બે ઋચાઓમાં 'યુગ' શબ્દને કાલવિભાગવાચક તરીકે નાખેલો છે, એ 'देवानां पूर्वे युगे' અને 'उत्तरे युगे' એ પ્રયોગોથી સ્પષ્ટ દેખાઈ આવે છે. યુરોપીયન્ પંડિતો પ્રત્યેક સ્થળે '**યુગ**' શબ્દનો અર્થ '**પેઢી**' (Generation) જ કરે છે. પરંતુ પ્રસ્તુત ઋચામાં તેના એવા અર્થનો સ્વીકાર કરી શકાય તેમ નથી. સૂર્યના સાત રશ્મિ કિંવા સાત ઘોડા અથવા '**સપ્ત**' નામનો એક ઘોડો, એ સર્વમાંની સપ્ત સંખ્યાનો સંબંધ સૂર્ય પ્રકાશયુક્ત વર્ષના સાત મહિનાઓ સાથે જ છે. જ્યાં ત્રીસ દિવસની દીર્ઘઉષા છે, ત્યાં સૂર્યપ્રકાશના સાત મહિના હોવા જ જોઈએ. સાત આદિત્ય એટલે પ્રકાશયુક્ત સાત મહિના અને આઠમો માર્ત્તાંડ એટલે અંધકારનો કાળ, એમ માનવાથી અદિતિની કથાનો યોગ્ય નિર્ણય થઈ જાય છે. **માર્તાંડ** શબ્દ; **માર્ત** એટલે **મૃત** (મૃ–મરવું–એ ધાતુમાંથી ઉદ્ભૂત) અને અંડ એટલે ઈંડું અથવા પક્ષી–એ બે શબ્દોના સંયોગથી થએલો છે; અને એનો **મૃત સૂર્ય** એટલે કે, ક્ષિતિજની નીચે રહેલો સૂર્ય એવો અર્થ થાય છે; કારણ કે, ઋગ્વેદ ૧૦,૫૫,૫ માં 'ममार' (મૃત થયો) એ શબ્દ સૂર્યના પ્રાત્યાહિક અસ્તને લગાડેલો છે. ઋગ્વેદમાં કેટલેક સ્થળે સૂર્યને પક્ષી પણ કહેલો છે. (૫,૪૭,૩ सुपर्ण–૧૦,૫૫,૬–सुपर्ण ૧૦,૧૧૯,૩ कुवित् અને ૧૦,૧૭૭,૧૮ पतंग). ત્યારે નાખી દીધેલો **માર્તાંડ** એટલે ક્ષિતિજની નીચે ડૂબેલો સૂર્ય હોઇને એ ઘટના જે સ્થાનમાં સૂર્ય સાત માસ પર્યન્ત ક્ષિતિજમાં રહીને આઠમા મહિનામાં ક્ષિતિજની નીચે જાય છે, તે સ્થાનમાંનીજ છે, એ નિશ્ચિત છે. સૂર્યનું એ વિશિષ્ટ સ્વરૂપ સ્મૃતિ પટલમાં એકવાર કોતરાઇ ગયા પછી કેવળ સ્થાનાન્તરથી જ તેની સ્મૃતિનો કોઇના મનમાંથી પણ લોપ થવો શક્ય નથી. જોકે વૈદિક ઋષિઓ દ્વાદશ આદિત્યોના પ્રદેશમાં વસતા હતા, તોપણ તેમને એ સૂર્યના સ્વરૂપનું પરંપરાગત જૂની કથાના રૂપે જ જ્ઞાન હતું.

અક્ષાંશ પરત્વે ન્યૂનાધિક થનારી માસોની સંખ્યા તે ધ્રુવપ્રદેશનું એક વિશિષ્ટ લક્ષણ હોવાથી ઋગ્વેદમાં કેવળ સાત મહિનાના પ્રકાશયુક્ત કાળનોજ ઉલ્લેખ મળી

* આ ઋચા ઉપર ૧૬૯ પૃષ્ઠમાંના ટિપ્પણમાંના 'તૈત્તિરીય આરણ્યક' માંના અવતરણમાં આવેલી છે અને એનો ભાવાર્થ એવો છે કે;–"દિક્પ્રાંતો સાત હોઇને તેમના સાત સૂર્ય છે; સાત ઋત્વિજ હોતા છે; હે સોમ, જે સાત આદિત્ય દેવ છે, તેઓ સહિત તું અમારું રક્ષણ કર."

આવે છે, એમ કહેવાથી જ કાંઈ ચાલી શકે તેમ નથી. કારણ કે, જો પ્રસ્તુત ઉપપત્તિ ખરી હોય તો સાત મહિના સાથે આઠ, નવ કિંવા, દશ મહિનાઓનો સબંધ પણ એક કે બીજા રૂપમાં અવશ્ય મળવોજ જોઇએ, એવો સંબંધ પણ વેદમાં મળી આવે છે; પણ તે કયાં છે અને કેવા પ્રકારનો છે, એ માત્ર આપણા સમજવામાં (ધ્યાનમાં) આવવું જોઇએ. સૂર્યના સાત અશ્વો કિંવા બીજી સપ્તાંક વિશિષ્ટ વાર્ત્તાઓનો સાત મહિના સાથે સંબંધ છે. પરન્તુ 'સૂર્યના દશ અશ્વો છે, એમ પણ ઋગ્વેદ* (૯,૬૩,૯) માં કહેલું છે. એટલે એનો પણ અર્થાત્ 'દશ મહિના' એવોજ અર્થ સ્વીકારવો જોઇએ. પણ એ માટે કેવળ અદિતિની કથાપરજ બધો આધાર રાખવાની કશીપણ અગત્ય નથી. યાજ્ઞિક પ્રક્રિયામાં એ માટેનો સ્વતંત્ર પૂરાવો મળી આવે છે. ઋગ્વેદમાં 'આપણા પૂર્વ પિતર' એ નામથી કેટલાક પ્રાચીન ઋત્વિજો વિષયક કથન કરેલું છે. એ ઋત્વિજોએ પ્રાચીન કાળમાં યજ્ઞની સ્થાપના કરીને ભાવી પ્રજા માટે માર્ગ કરી રાખ્યો. (ઋગ્વેદ ૨,૩૨,૧૩–૬,૨૨,૨.) ઋગ્વેદ (૧,૭૬,૫) માં મનુએ આપેલા હવિ સાથે ઈતરોની તુલના કરેલી છે. પરંતુ પ્રાચીન કાળમાં કાંઈ એકલા મનુએ જ દેવોને હવિર્ભાગ આપ્યો હતો, એમ નથી. તેણે સાત હોતૃ સહવર્ત્તમાન આદિત્યોને પ્રથમ હોત્રા આપી, એમ ૧૦,૬૩,૭ માં કહેલું છે; ૧,૩૧,૧૭ માં અંગિરસ્ અને યયાતિને મનુની બરાબરીના ઋત્વિજો કહેલા છે. અન્ય સ્થળે (૮,૪૩,૧૩, માં) ભૃગુ અને અંગિરસ્, (૧,૮૦,૧૬) અથર્વણ અને દધ્યંચ્, (૧,૧૩૯,૯), દધ્યંચ્ અંગિરસ્, કણ્વ અને અત્રિ–એમનાં નામો પણ પૂર્વ ઋત્વિજો તરીકે મનુનાં નામ સાથે જ આપેલાં છે. અથર્વણે યજ્ઞ કરીને પ્રથમ માર્ગ કરી આપ્યો, એટલે સૂર્યનો જન્મ થયો (૧,૮૩,૫). એ અથર્વણોને બહુ વચનમાં અંગિરસ્, નવગ્ન અને ભૃગુ સહિત 'અમારા પૂર્વજો' ('નઃ પિતરઃ') કહેલા છે. (૧૦,૧૪,૬). ૨,૩૪,૧૨ માં દશગ્વોએ પ્રથમ યજ્ઞ કર્યો, એમ કહીને (ते दशग्वाः प्रथमा यज्ञमूहिरे) ૧૦,૯૨,૧૦ માં જ્યારે ભૃગુઓએ પોતાની દક્ષતાથી પોતામાં દેવત્વનો આવિર્ભાવ કર્યો, ત્યારે પ્રથમ જ અથર્વાએ યજ્ઞોના યોગે ધારણા (સુવ્યવસ્થા) કરી, ('यज्ञैरथर्वा प्रथमो विधारयद्देवा दक्षैर्भृगवः संचिकित्रिरे') એમ કહેલું છે. વ્યુત્પત્તિ શાસ્ત્ર પ્રમાણે વૈદિક અથર્વન્ શબ્દ અથ્રવન (અગ્નિના ઉપાસક) રૂપે અવેસ્તા ગ્રંથોમાં મળી આવે છે; અને અંગિરસ્ શબ્દનો, વ્યુત્પત્તિનિયમના આધારે ગ્રીક આગ્ગિલૉસ (Aggilos)–દૂત અને પર્શિયન્ અંગર–ઘોડેસ્વાર—શબ્દ સાથે સંબંધ દેખાય છે. 'ઐતરેય બ્રાહ્મણ' (૩,૩૪) માં અંગિરસ્ તે અંગારાજ (બળતા કોયલા જ) છે, એમ કહેલું છે ('ये अंगारा आसन् ते आंगिरसोऽभवन्'). ઋગ્વેદ (૧૦,૬૨,૫) માં

---

* "उतत्या हरितो दश सूरो अयुक्त यातवे । इंदुरिंद्र इतिब्रुवन्" ॥ ઋગ્વેદ, ૯,૬૩,૯.

પણ **અંગિરસ્** અગ્નિમાંથી ઉત્પન્ન થયા ('ते अंगिरसः सूनवस्ते अग्नेः परिजज्ञिरे') એમ કહેલું છે. હવે જો એ સર્વ વ્યુત્પત્તિઓને ખરી ન પણ માનીએ, તોપણ એ શબ્દો-માંના સાદૃશ્યથી **અથર્વન** અને **અંગિરસ્** કેવળ વૈદિક ઋષિયોના જ પૂર્વ ઋત્વિજો ન હોઇને સમસ્ત આર્ય શાખાઓના ઋત્વિજો હતા, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી જ. એ નામો વિશેષ વ્યક્તિયોનાં નહિ, કિન્તુ પૂર્વ કાળમાં યજ્ઞોને ચલાવનારા ઋત્વિજોનાં કુળોનાં હોય, તોપણ તેથી આર્ય લોકોની વિભક્તતા થવા પૂર્વે જ તેમનામાં દેવોની યોગ્યતા આવેલી હતી, એ તો પ્રકટ જ દેખાઈ આવે છે. પરંતુ એથી કાંઇ તેમના મનુષ્યત્વનો લોપ થતો નથી. કારણ કે, તેમને અનેક સ્થળે 'पूर्व यज्ञिय' કહેલા છે. ત્યારે એ આપણા પૂર્વ પિતરો આર્ય લોકોની વિભક્તતા થવા પૂર્વે જે યજ્ઞો કરતા હતા, તેમના અવધિ કેવા હતા, એને બતાવવા માટેની કાંઇ વાર્તાઓ યજ્ઞિય વાઙ્મયમાં છે કિંવા નહિ, એનું અવલોકન કરવું બહુજ મહત્ત્વનું છે; કારણ કે, તેથી આપણી ધ્રુવો-પપત્તિને વિશેષ આધાર મળવાનો સંભવ છે.

અંગિરસો વિના **મનુ, અથર્વન, ભૃગુ** કિંવા બીજાઓએ કરેલા યજ્ઞોના કાળને નિશ્ચિત કરનારાં વચનો જ્યાં સુધી મેં શોધ ખોળ કરી છે, ત્યાં સુધી મને વૈદિક ગ્રંથો-માંથી મળી આવ્યાં નથી. '**શ્રૌત સૂત્રો**' માં 'अंगिरसाम् अयनम्' નામક વાર્ષિક સત્રનું વર્ણન આપીને, તે સમસ્ત વાર્ષિક સત્રોનું આદર્શરૂપ જે 'गवां अयनम्' તે 'गवाम् अयनम्' નુંજ એક રૂપ છે, એમ કહેલું છે. પરંતુ તેમાં કાંઇ 'गवाम् अयनम्' નો અવધિ આપેલો નથી. 'તૈત્તરીયસંહિતા' માં 'गवांम् अयनम्' નો અવધિ આપેલો છે અને તેનું વર્ણન આપણે આની પછીના 'દર્શન' (પ્રકરણ)માં સ્વતંત્રતાથી કરીશું. અત્યારે તો અંગિરસોના કાલાવધિનો નિશ્ચય કરી શકાય છે કે કેમ, એનોજ આપણે વિચાર કરીશું. એના નિશ્ચયનું સાધન સદ્ભાગ્ય યોગે ઋગ્વેદમાં જ છે. ઋગ્વેદ ૧૦,૬૨૫–૬ માં '**નવગ્વ**' અને '**દશગ્વ**' એવી અંગિરસોની જાતિઓ આપેલી છે; અને ઘણે ખરે સ્થળે તેમનો એકત્ર ઉલ્લેખ કરીને અંગિરસોને લગાડેલી વાતો અને તેમને લગાડેલાં વિશેષણો આમને પણ લગાડવામાં આવ્યાં છે. એમને અંગિરસ અને ભૃગુ પ્રમાણે જ 'આપણાં પિતર' કહેલાં છે (૬,૨૨,૨ અને ૧૦,૧૪,૬). '**બલસરમા**' અને '**પણી**' નો ઈન્દ્રે પરાજય કરવાની કથામાં પણ અંગિરસો પ્રમાણે જ **નવગ્વો**નો સંબંધ પણ આવેલો છે (૧,૬૨,૩ અને ૪;૫,૨૯,૧૨; ૫,૪૫,૭; ૧૦,૧૦૮,૮). તેમાં એક સ્થળે (૧,૬૨,૪) ઇંદ્રે બળ અને તેના અદ્રિને ફોડતી વેળાએ તેનું સાહાય્ય લેવાનું કહેલું* છે. ૫,૨૯,૧૨†માં

* "शक्रबलं रवेण दरयो दशग्वैः" । १,६२,४.

† "नवग्वासः सुतसोमास इन्द्रं दशग्वासो अभ्यर्चंत्यर्कैः ।
गव्यं चिदूर्वमपिधानवंतं तं चिन्नरः शशमाना अपव्रन्" ॥ ઋગ્વેદ, ૫,૨૯,૧૨.

**નવગ્વોએ** ઇન્દ્રની સ્તુતિ કરીને ધનતાથી ઢાંકેલા ગાયના ગોઠાને ફોડ્યો, એમ કહેલું છે. પરંતુ એમાંનાં બે સ્થળે જ તેમના સત્રના અવધિનો સંબંધ આવેલો છે. ૫,૪૫,૭ માં "જે અદ્રિવડે (પાષાણવડે) **નવગ્વોએ દશ માસ અર્ચન** કર્યું, તે હસ્તવડે તડિત થવાથી વાગતો હતો" એમ કહીને ત્યાર પછીની ૧૧ મી ઋચામાં "જે-વડે **નવગ્વ દશ માસ તર્યા,** તે પ્રકાશની વૃષ્ટિ કરનારી તમારી સ્તુતિ હું અપો (જળો) ને અર્પણ કરું છું" એમ કહેલું છે.* પુનઃ ૨,૩૪,૧૨ માં "તે દશગ્વોએ પ્રથમ યજ્ઞ કર્યો, તે ઉષાના ઉદયમાં અમારા પર કૃપા કરો!" એમ કહીને ૪,૫૧,૪ માં "ઉષા નવગ્વ અંગિરસો પર અને સપ્તાસ્ય દશગ્વો પર બહુ પ્રકાશી" એમ કહેલું છે.† આનો સ્પષ્ટતાથી એવો જ અર્થ થાય છે કેઃ–તેમનાં સત્રો કેવળ દશ માસનાં હોઇને તેમનો ઉષાના ઉદય સાથે સંબંધ છે. એ નવગ્વ અને દશગ્વોએ યજ્ઞોના સાહાય્યથી શું શું કર્યું, એનું વળી ૫,૨૯,૧૨ માં જે વિશેષ વર્ણન કરેલું છે, તે આ પ્રમાણે છેઃ-"સોમનો હવિ આપીને નવગ્વ અને દશગ્વોએ ઇન્દ્રની સ્તુતિ કરી. નરોએ પરિશ્રમ કરીને ગાયનો ગોઠો મજબૂત આચ્છાદેલો હતો, તોપણ તેને ફોડી નાખ્યો." ૩,૩૯,૫ માં "પોતાના મિત્ર જે શક્તિમાન્ નવગ્વ, તેમની સાથે ઇન્દ્ર જ્યાં ગયો ત્યાં દશ દશગ્વો સહિત ઇન્દ્રને સૂર્ય તમમાં રહેલો મળી આવ્યો એવું વર્ણન કરેલું છે.‡ ૧૦,૬૨,૨–૩ માં દશગ્વ અને નવગ્વોએ પોતે જ બલને મારવાનું અને સૂર્ય તથા ગાયને છોડવવાનું કાર્ય વર્ષના અંતમાં કર્યાનું કહેલું§ છે; પરંતુ એનો, તેમણે તેમ કરવામાં ઇન્દ્રને મદદ કરી, એવો જ અર્થ લેવો જોઇએ. અસ્તુ. એ સર્વ વચનોનો એકત્ર વિચાર કરતાં જે અનુમાનો નીકળે છે, તે નીચે પ્રમાણેઃ—

૧ નવગ્વ અને દશગ્વના સત્રની દશ માસે સમાપ્તિ થઈ હતી.

૨ એ સત્રનો સંબંધ ઉષાના પ્રથમ પ્રકાશ સાથે હતો.

---

* "अनूनोदत्र हस्तयतो अद्रिरार्चन् येन दशमासो नवग्वाः" ॥ ५,४५,७.
"धियं वो अप्सु दधिषे स्वर्षां ययातरन् दशमासो नवग्वाः" ॥ ५,४५,११.

† "ते दशग्वाः प्रथमा यज्ञमूहिरे ते नो हिन्वं तूषसो व्युष्टिषु" । २,३४,१२.
"येना नवग्वे अंगिरे दशग्वे सप्तास्ये रेवती रेवदूष" । ४, ५१,४.

‡ "सखा ह यत्र सखिभिर्नवग्वैरभिज्ञ्वा सत्वभिर्गा अनुग्मन् । सत्यं तदिंद्रो दशभिर्दशग्वैः सूर्यं विवेद तमसि क्षियन्तम्" ॥ ऋग्वेद, ३,३९,५.

§ "य उदाजन्पितरो गोमयं वस्वृतेनाभिन्दन्परिवत्सरे बलम्" । १०,६२,२.
"य ऋतेन सूर्यमारोयन् दिव्य प्रथयन्पृथिवीं मातरं वि" ॥ १०,६२,३.

૩ એઓ યાજ્ઞિક વલથી ગાયની મુક્તતા કરવાના કાર્યમાં વર્ષના અંતમાં (परिवत्सरे) ઇન્દ્રને મદદ કરતા હતા; અને

૪ જે સ્થળે ઇન્દ્ર ગાયને શોધવા ગયો, ત્યાં સૂર્ય તેને અંધકારમાં રહેલો (तमसि क्षियन्तम्) મળી આવ્યો.

હવે નવગ્વ અને દશગ્વ વિષયક એ ચાર વિધાનોનો આપણે જરા સૂક્ષ્મ વિચાર કરીએ. એ વિશેનો પ્રથમ પ્રશ્ન એવો થાય છે કે, તેમનાં સત્રો દશ મહિનામાં જ કેમ સમાપ્ત થતાં હતાં અને વર્ષના બાર મહિના સૂધી તે કેમ ચાલતાં નહોતાં વારુ? વલનો વધ કરીને ઇન્દ્રે નવગ્વોના સાહાય્યથી ગાયો અને સૂર્યને વર્ષના અંતમાં મુકત કર્યાં; એમ જે તેમના પરાક્રમોને વર્ણવતાં ઉપર આપેલા વાકયમાં કહેલું છે, તેનો, સૂર્ય અને પ્રકાશ કિરણરૂપ ગાયોની વાર્ષિક મુકતતા સાથે સંબંધ છે, એ તો પ્રકટ જ છે; અને 'ઇન્દ્રને સૂર્ય અંધકારમાં રહેલો મળી આવ્યો' એ શબ્દોથી તો વળી આ વિધાનને વિશેષ આધાર મળે છે. "અશ્વિનોએ નિર્ઋતિના ઉપસ્થ પર (મૃત્યુના ખોળામાં) સૂતેલા પ્રમાણેના કિંવા અંધકારમાં પડી રહેલા સૂર્ય સમાન કિંવા દાટેલા તેજસ્વી સુવર્ણ જેવા વન્દનને મુકત કર્યું" એવું ઋગ્વેદ ૧,૧૧૭,૫*માં કહેલું છે. એથી **तमसि क्षियन्तम्** શબ્દો વડે ક્ષિતિજ તળે જઇને અદૃષ્ટ થએલા સૂર્યનો જ બોધ થાય છે, એમ તરત દેખાઈ આવે છે. અર્થાત્ ઇન્દ્રે સંવત્સરના અંતમાં વલને જે સ્થાનમાં માર્યો તે સ્થાન અંધકારમય હોઇને નવગ્વો તે વેળાએ તેને પોતાનાં સૂકતોવડે સાહાય્ય આપતા હતા, એમ જ માનવું જોઇએ. એથી, નવગ્વ અને દશગ્વોના સોમના હવિર્ભાગો જે વેળાએ વલ સાથે યુદ્ધ ચાલતું, તે વેળાએ આપવામાં આવતા હતા, એમ પ્રથમ દર્શને ભાસશે; પરંતુ વૈદિક કલ્પના એથી સર્વથા ભિન્ન જ છે. ઉદાહરણાર્થઃ પ્રભાતની સૂર્યોપાસના (સંધ્યા) સૂર્યના ઉદય પૂર્વે જ કરવાની હોય છે; તેમજ ઇન્દ્રને સાહાય્ય આપવામાટે કરવાના યજ્ઞો પણ યુદ્ધની પૂર્વેજ કરવા પડતા હતા. વળી દશ માસનો અંધકારમય કાળ પૃથ્વીના પૃષ્ટપર તો ક્યાંય પણ શકય નથી. એટલે અર્થાત્ નવગ્વો અને દશગ્વોનાં સત્રો પ્રકાશયુક્ત દશમાસમાં થતાં હતાં, એમજ માનવું પડે છે. એ પ્રકાશનો કાળ જો બાર માસનો હોત, તો તે દશગ્વોને પોતાના સત્રની દશમહિનામાંજ સમાપ્તિ કરવાનું કાંઈ પ્રયોજન નહોતું. એ સર્વ પરિસ્થિતિથી નવગ્વોનું સત્ર દશમાસ ચાલ્યા પછી સૂર્ય ક્ષિતિજની નીચે જવાથી અંધકાર છવાતાં તેની સમાપ્તિ થતી હતી,

* "सुषुप्वांसं न निर्ऋतेरुपस्थे सूर्यं न दस्रा तमसि क्षियन्तम् । शुभेरुक्मंन दर्शतं निखातमुदूपथुरश्विना वंदनाय" ॥ ૧,૧૧૭,૫.

એમ માન્યાવિના ગત્યંતર જ નથી. એ અંધકારમયી દીર્ઘ રાત્રિમાં સોમપાન કરીને પુષ્ટ થયેલો ઇંદ્ર વલના દુર્ગોને ભેદીને પ્રકાશરૂપ ગાય અને સૂર્યને જૂના વર્ષના અંત અને નવીન વર્ષના આરંભમાં મુક્ત કરતો હતો; અને ત્યાર પછી પુનઃ એ અંગિરસો ઉષઃકાળમાં નવીન સત્રનો આરંભ કરતા હતા. તાત્પર્ય કે, **નવગ્વ** અને **દશગ્વ** આદિ સર્વ આદ્ય યજ્ઞિયો દશમાસના વર્ષવાળા સ્થાનમાં વસતા હતા. એ દશગ્વોની કથા ઉપરાંત ઇતર યજ્ઞિયવાઙ્મયમાંના ઉલ્લેખોથી પણ દશમાસિક વર્ષની સિદ્ધતા થઇ શકે છે; એનો વિચાર આપણે હવે પછીના દર્શન (પ્રકરણ) માં કરીશું.

**નવગ્વ** અને **દશગ્વ**, એ શબ્દોની વ્યુત્પત્તિને જોતાં પણ એ જ અનુમાન નીકળે છે. '**નવ**' અને '**દશ**' શબ્દોને, '**ગ્વ**' જોડીને એ શબ્દો થએલા છે. પણ '**નવ**' નો અર્થ નવની સંખ્યા (૯) ન કરતાં નિરુક્તકારે એનો 'નવીન' ના અર્થમાં સ્વીકાર કરેલો છે (૧૧,૧૯). પરંતુ **નવગ્વ** અને **દશગ્વ** ઋગ્વેદમાં બહુધા એકત્ર આવેલા હોવાથી **દશગ્વો**નો જે સંબંધ **દશ** શબ્દ સાથે છે, તે જ સંબંધ **નવગ્વ**નો **નવ** (૯) શબ્દ સાથે હોવો જોઇએ. અર્થાત્ **દશ**નો દશની સંખ્યા વિના બીજો કોઇ પણ અર્થ ન હોવાથી **નવ** શબ્દનો પણ નવની સંખ્યાના અર્થમાં જ સ્વીકાર કરવો જોઇએ. હવે '**ગ્વ**' ના અર્થને નિશ્ચિત કરવો જોઇએ. કેટલાકો એ શબ્દને **गो** (ગાય) શબ્દમાંથી નીકળેલા તરીકે સિદ્ધ કરે છે અને કેટલાકો એની ઉત્પત્તિ '**गम्**' (જવું) ધાતુમાંથી થએલી બતાવે છે. પણ ઋગ્વેદ ૩,૩૯,૫ માં 'દશગ્વ '**દશ** છે' એમ કહેલું છે અને તેથી નવ ગાયોના કિંવા દશ ગાયોના, એવો એનો અર્થ ન કરતાં દશ કિંવા નવવડે ગમન કરનારા, એવો જ એનો અર્થ વિશેષ પ્રશસ્ત દેખાય છે. પરંતુ એ **નવગ્વ** અને **દશગ્વ** શબ્દોનો એકવચનાત્મક પ્રયોગ પણ આવેલો હોવાથી (ઋગ્વેદ, ૬,૬,૩;૮,૧૨,૨; અને ૯,૧૦૮,૪) એમનો નવનો અથવા દશનો ગણ, એવો જ અર્થ નિત્ય થતો હોય, એમ દેખાતું નથી. અર્થાત્ નવ અને દશની સંખ્યાઓનો અર્થ બીજો કાંઇ પણ હોવો જોઇએ. સાયણાચાર્ય ઋગ્વેદ, ૧૦,૬૨,૪ પરના પોતાના ભાષ્યમાં* કહે છે કેઃ—" અંગિરસોની બે જાતિઓ છે. નવ માસે સત્રની સમાપ્તિ કરીને જે ઉઠ્યા તે **નવગ્વ**, અને દશ માસે સત્રને સમાપ્ત કરીને ઉઠયા તે દશગ્વ." **નવગ્વ** અને દશગ્વોનાં સત્રો દશ મહિને સમાપ્ત થતાં હતાં.

---

* "अंगिरसो द्विविधाः। सत्रयागमनुतिष्ठन्तो ये नवभिर्मासैः समाप्य गतास्ते नवग्वाः। 'नवग्वा नवनीतगतय' इति यास्को व्याचख्यौ। ये तु दशभिर्मासैः समाप्य जग्मुस्ते दशग्वाः' ઋગ્વેદ. ૧૦,૬૨,૪ પરનું ભાષ્ય" सत्रमासीनानामंगिरसां मध्ये केचन नवसु मास्सु कर्म कृत्वोदतिष्ठन्। केचन दशसु मास्विति। एवमंगिरसामयनमुक्तम्। तेषामग्निर्नवग्वश्चदशग्व श्चोक्तः"॥ ઋગ્વેદ, ૧૦,૬૨,૬. પરનું ભાષ્ય.

એ તો ઋગ્વેદ ૫,૪૫,૭–૧૧ માં કહેલું જ છે. અર્થાત્ **સાયણાચાર્યનો** અર્થ સર્વથા સયુક્તિક હોઇને તે કાંઇક પરંપરાથી જ આવેલો હોવો જોઇએ. હવે એમાં એક ખાંચ છે અને તે એ કે, ઋગ્વેદમાં નવગ્વોના સંબંધમાં પણ દશ માસનું જ સત્ર કહેલું હોઇને નવ મહિનાના સત્રનો લેશ માત્ર પણ ઉલ્લેખ કરેલો નથી. પરંતુ જો દશ માસિક સત્રથી જ દશગ્વોને એ નામ મળેલું હોય, તો નવગ્વોને એ નામ નવમાસિક સત્રથી જ મળેલું હોવું જોઇએ, એ તો સર્વથા સ્પષ્ટજ છે; કારણ કે, એ બે શબ્દોમાં કેવળ સંખ્યાનો જ ભેદ છે. એથી અર્થાત્ દશગ્વોએ જે દશવડે કર્યું તે જ કર્મ નવગ્વોએ નવવડે કર્યું, એમ સ્વાભવિક જ સિદ્ધ થાય છે.

એ અનુમાનને બળવાન્ કરનારી **અંગિરસો** વિશેની એક બીજી કથા પણ છે. ઋગ્વેદ ૩,૫૩,૭ માં તેમને '**विरूपा** दिवस्पुत्रासः' (દ્યૌના વિવિધરૂપી પુત્રો) કહીને ૮,૬૪,૬ માં એક વચનાત્મક '**विरूप**' શબ્દની '**અંગિરસ**' શબ્દના સમાનાર્થક તરીકે યોજના કરેલી છે. પરંતુ એ વાર્તાનો સર્વથા સ્પષ્ટ ઉલ્લેખ ૧૦,૬૨,૬ માં મળી આવે છે. પાંચમી ઋચામાં અંગિરસ **વિરૂપ** હોઇને તેઓ અગ્નિમાંથી ઉત્પન્ન થયા હતા, એમ કહીને આગળ જતાં તેમાં વળી કહેલું છે* કે, "જેઓ વિરૂપ અગ્નિમાંથી અને દ્યૌમાંથી ઉત્પન્ન થયા, (તેમનામાંના) નવગ્વ અને દશગ્વ શ્રેષ્ઠ અંગિરસ દેવો મધ્યે ઉત્કર્ષ પામતા થયા. '**विरूप**' નો સરળ અર્થ 'વિવિધ રૂપી' છે; અને ઉપર્યુક્ત વાકયમાં અંગિરસની નાના જાતિયોને દર્શાવવા માટે જ એનો ઉપયોગ કરેલો હોય, એમ જણાય છે. દિવસ અને રાત્રિના સંબંધમાં આવેલા '**विरूप**' શબ્દનું પૂર્વે વિવેચન કરેલું છે, અને તેમાં 'રૂપ' નો અર્થ 'અવધિ' થાય છે, એમ માધવ નામક ટીકાકારના આધારે જણાવેલું છે. તે જ પ્રમાણે પ્રસ્તુત 'દર્શનમાં' પણ 'विरूप' શબ્દનો તે જ અર્થ હોવાનું દેખાઇ આવે છે. **નવગ્વ** અને દશગ્વ અંગિરસોમાં મુખ્ય હતા ખરા, પરંતુ તેમની એ બે જ જાતિયો હતી, એમ ન હોતું. એનું જ જો બીજા શબ્દોમાં કથન કરીએ, તો તેઓ કેવળ **નવ** પછી કિંવા **દશ** પછી જ ઊઠનારા નહિ, કિન્તુ **વિવિધ અવધિઓ** પછી ઊઠનારા (વિરૂપ) હતા. એટલે કે, તેમના સત્રનો અવધિ કોઇવાર નવ માસ કરતાં ન્યૂન તો કોઇવાર દશમાસ કરતાં અધિક પણ થતો હતો, એમ જ કહી શકાય. ઋગ્વેદ ૧૦,૪૭,૬ માં અંગિરસના પુત્ર બૃહસ્પતિને '**સપ્તગુ**' વિશેષણ લગાડેલું છે. બૃહસ્પતિને ૪,૫૦,૪ માં '**સપ્તાસ્ય**' કહેલો છે અને અથર્વવેદ (૪,૫,૧) માં પ્રથમ બ્રાહ્મણ જે **બૃહસ્પતિ** તેને '**દશાસ્ય**'ના નામથી ઓળખાવેલો છે. દશગ્વને પણ

* "ये अग्नेः परिजज्ञिरे विरूपासो दिवस्परि । नवग्वो नु दशग्वो अंगिरस्तमः सचा देवेषु मंहते" ॥ ઋગ્વેદ, ૧૦,૬૨,૬.

ઋગ્વેદ ૪,૫૧,૪ માં **સમાસ્ય** કહ્યાનું પૂર્વે કહેલું જ છે. એ સર્વના અર્થની જો યોગ્ય વ્યવસ્થા કરવી હોય, તો અંગિરસ કેવળ નવ કિંવા દશ માસે જ સત્રયાગની સમાપ્તિ કરીને ઊઠનારા ન હોઇને બીજા અવધિ પછી પણ ઊઠનારા હતા અને તેમનાં સત્રો સ્થાનપરત્વે સૂર્ય જેટલા મહિના ક્ષિતિજમાં રહેતો હતો, તેટલા મહિના પછી જ આટોપાતાં હતાં, એમ જ આપણે માનવું જોઇએ. અર્થાત્ એથી એમ સિદ્ધ થયું કે, સર્વથા પ્રાચીન સત્રો સાતથી તે દશમાસ પર્યન્ત ચાલતાં હતાં અને તેમાંની હોતૃસંખ્યા પણ મહિનાઓ પ્રમાણે જ સાતથી દશ પર્યન્ત રહેતી હતી. દીર્ઘરાત્રિનો આરંભ થતાં એ સત્રો બંધ થતાં હતાં અને વર્ષ સમાપ્તિની લગભગમાં ઈન્દ્ર વલ સાથે યુદ્ધ કરીને તેને ચીત કરતો હતો. આમાં '**परिवत्सरे**' (વર્ષનાં અંતમાં) શબ્દ બહુ જ સૂચક હોઇને વર્ષનો દીર્ઘ રાત્રિની સાથે જ અંત થતો હતો, એમ એથી સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે.

**દીર્ઘતમસ્**ની કથામાં પણ દશમાસના સૂર્ય પ્રકાશ યુકત કાળનો સંબંધ આવેલો છે. વૈદિક કથાઓનું પરીક્ષણ હવે પછીના એક સ્વતંત્ર દર્શનમાં કરવાનું છે. પણ **દીર્ઘતમસ્‌ની** કથામાં તેના આયુષ્ય વિશે કરેલા સ્પષ્ટ ઉલ્લેખથી દશગ્વવિષયક ઉપર કરેલા અનુમાનને સારી પુષ્ટિ મળતી હોવાથી તેની કથાનો આપણે અહીં જ વિચાર કરીશું. મહાભારત આદિપર્વ અધ્યાય ૧૦૪ માં **દીર્ઘતમ**ની કથા આપેલી છે. તે **ઉતથ્ય** અને **મમતા**નો પુત્ર હોઇને બૃહસ્પતિના શાપના પ્રતાપે જન્માન્ધ થયો હતો. ત્યાર કેડે **પ્રદ્વેષી** સાથે તેનાં લગ્ન થયાં અને તેનાં કેટલાંક સંતાનો પણ થયાં. કાલાન્તરે તે સંતાનોને પોતાના અંધ પિતાને પોષવાનો કંટાળો આવવાથી તેમણે તેને એક ત્રાપાપર બેસાડીને ગંગામાં મૂકી દીધો. કેટલાક સમય પર્યન્ત તે ગંગાના પ્રવાહમાં વહ્યો જતો હતો. અંતે લાંબા અંતરે જવા પછી બલિ રાજાએ તેને બહાર કાઢચો. ઋગ્વેદની કથામાં તેની મુકતતા **આશ્વિનોએ** કર્યાનું વર્ણવેલું છે. તે **મમતા** અને **ઉતથ્ય**નો પુત્ર હોઇને (૧,૧૫૨,૬;૧,૧૫૮,૬) તેણે પોતાને **ત્રૈતન**ના બંધનથી છોડવવા માટે **અશ્વિનો**ની પ્રાર્થના કરેલી છે. પણ ઋગ્વેદ ૧,૧૪૭,૩ અને ૪,૪,૧૩ માં 'તેને અગ્નિએ દૃષ્ટિ આપી' એમ કહેલું* છે. ઋગ્વેદમાં એક દેવતાનાં કૃત્યોનો બીજી દેવતામાં અનેકવાર આરોપ કરવામાં આવતો હોવાથી અગ્નિના એ કૃત્યનો અશ્વિનોપર આરોપ કરવામાં કાંઇ પણ અડચણ જેવું નથી. એ ઉભય દેવતાઓ પ્રાતઃકાલીન હોવાથી તેમના પરાક્રમોનું મિશ્રણ થવું સ્વાભાવિક અને સાહજિક છે. અસ્તુ. **અશ્વિનોએ** એકલા **દીર્ઘતમા**ની જ મુકતતા કરેલી છે, એમ નથી; કિન્તુ તેમણે **ચ્યવન**ને વૃદ્ધમાંથી

---

* "ये पायवो मामतेयंते अग्ने पश्यन्तो अंधं दुरितादरक्षन्"। ઋગ્વેદ ૧,૧૪૭૩, અને ૪,૪,૧૩.

તરુણ કર્યો હતો. (ઋગ્વેદ, ૧,૧૧૬,૧૦), અને ભુજ્યુને સમુદ્રમાંથી બહાર કાઢ્યો હતો (ઋગ્વેદ, ૧,૧૧૬,૪) ઇત્યાદિ તેનાં પરોપકારમય અનેક પ્રકારનાં કૃત્યો ૧,૧૧૬ માં વર્ણવેલાં છે. એ સર્વ પરાક્રમોનો સંબંધ શિયાળામાં બળહીન થએલા સૂર્યને પુનઃ શક્તિમાન્ કરવા સાથે છે, એવો ઘણાકોનો અભિપ્રાય છે. પરંતુ 'तमसि क्षियन्तं सूर्यन' (અંધકારમાં પડેલા સૂર્ય પ્રમાણે) એ વંદનની કથામાંના શબ્દો સ્પષ્ટતાથી સમક્ષ હોવાથી કેવળ શિયાળાના હીનબળ થએલા સૂર્ય સાથે જ એ પરાક્રમોનો સંબંધ જોડવાથી ચાલી શકે તેમ નથી; ક્ષિતિજની નીચે ડૂબેલા સૂર્ય સાથે જ એ પરાક્રમોનો સંબંધ જોડવો જોઇએ. આ વાર્ત્તાને ધ્યાનમાં રાખીને દીર્ઘતમાની કથાના આધારે પ્રસ્તુત વિષયને અનુકૂળ થનારું કાંઇ પણ અનુમાન નીકળે છે કે કેમ, તે હવે આપણે જોઇએ.

એ કથામાંનું વિશેષ મહત્ત્વનું વાક્ય ઋગ્વેદ ૧,૧૫૮,૬ માં આવેલું* છે, અને તેનો ભાવાર્થ આ પ્રમાણે છે;—"મમતાનો પુત્ર દીર્ઘતમા દશમયુગમાં જરાજીર્ણ થવાથી તે પોતાના અર્થ (ઉદ્દિષ્ટસ્થાન) પ્રતિ જનારા અપોનો, બ્રાહ્મણ સારથિ થયો." હવે આમાં 'દશમ યુગમાં' અને 'પોતાના અર્થ પ્રતિ જનારા આપઃ' એ પદોનો જ અર્થ જરાક ગૂઢ છે. એ વિનાનો બીજો ભાગ સર્વથા સરળ છે. દીર્ઘતમા દશમ યુગમાં વૃદ્ધ થઇને અને મહાભારતમાં કહ્યા પ્રમાણે જલપર આરૂઢ થઇને (સારથિ બનીને) પાણીના અર્થપ્રતિ (ઉદ્દિષ્ટસ્થાન પ્રતિ) ચાલતો થાય છે. પરંતુ એમાંના 'યુગ' શબ્દના અર્થ વિશે પંડિતોમાં મતૈક્ય નથી. કેટલાકો એ શબ્દનો વેદાંગ જ્યોતિષમાંના 'પંચસંવત્સરમય કાળચક્ર' ના અર્થમાં સ્વીકાર કરે છે અને 'દીર્ઘતમા પચાસમે વર્ષે વૃદ્ધ થયો, એમ કહે છે. કેટલાક યૂરોપીયન્ પંડિતોનો તો ઋગ્વેદમાં 'યુગ' શબ્દનો પ્રત્યેક સ્થળે 'પેઢી' (Generation) ના અર્થમાં જ સ્વીકારવાનો આગ્રહ જ થઈ ગયો છે. એટલા માટે એનો જરાક વિશેષ વિચાર કરવો આવશ્યકીય છે. 'યુગ' શબ્દનો અર્થ 'કાળભાગ' થાય છે—નિદાન એના અનેક અર્થોમાંનો એ પણ એક અર્થ છે, એમાં તો શંકા જ નથી. પરંતુ 'યુગ' શબ્દ અને વિશેષતઃ 'मानुषा युगाः' એવો પ્રયોગ ઋગ્વેદમાં જ્યાં જ્યાં આવે છે' ત્યાં ત્યાં એનો પાશ્ચાત્ય પંડિતો 'પેઢી' ના અર્થમાં જ સ્વીકાર કરે છે, અને આપણા સાયણ આદિ ટીકાકારો બહુ સ્થળે એનો 'મર્ત્યોના યુગો'ના અર્થમાં સ્વીકાર કરે છે. પરંતુ કેટલેક સ્થળે વિકલ્પથી એનો તેમણે 'જોડી–યુગ્મ' એવો અર્થ પણ કરેલો છે. વ્યુત્પત્તિની દૃષ્ટિથી જોતાં 'યુગ' શબ્દ 'યુજ્' (જોડવું) ધાતુમાંથી ઉત્પન્ન થએલો હોવાથી તેનો 'રાત્રિ દિવસની જોડી,'

---

* "दीर्घतमा मामतेयो जुजुर्वान् दशमे युगे । अपामर्थं यतीनां ब्रह्मा भवति सारथिः १,१५८,६.

'મહિનાની જોડી,' (ઋતુ), કિંવા 'પક્ષોની જોડી,' અર્થાત્ સૂર્ય ચંદ્રનો સંયોગ કાળ એટલે કે માસ, એવો કોઈ પણ અર્થ થઈ શકે એમ છે. કલિયુગના આરંભમાં સર્વ ગ્રહો એકત્ર થયા હતા, એવી એક કલ્પના છે, અને તેથી જ તેને **યુગ** નામ આપ્યાનું કહેવાય છે. મનુષ્યમાં એ શબ્દનો આરોપ કરવાથી એનો–**યુગ** શબ્દનો–'જોડી' અથવા 'પેઢી' એવો અર્થ પણ થઇ શકશે. એટલે કે, 'मानुषा युगाः' એ ઋગ્વેદમાંના પ્રયોગો માંના '**યુગ**' શબ્દના અર્થને નિશ્ચિત કરવાના કાર્યમાં વ્યુત્પત્તિનો વિશેષ ઉપયોગ થાય તેમ નથી. પુરાણોમાંની યુગપદ્ધતિ વેદોને લગાડી શકાય તેમ નથી, એવા અભિપ્રાયને લીધે જ પાશ્ચાત્ય પંડિતો '**યુગ**' શબ્દનો 'પેઢી' વિના બીજો કોઈ પણ અર્થ કરતા નથી. પણ એ તેમનો કેવળ (દુર્) આગ્રહ જ છે.

'युगे युगे' એ પ્રયોગ ઋગ્વેદમાં નિદાન પાંચ કે છ સ્થળે તો આવેલો છે (૩,૨૬,૩;૬,૧૫,૮;૧૦,૯૪,૧૨ ઇત્યાદિ), અને તે સર્વનો **સાયણાચાર્યે** '**કાલભાગ**' અર્થ જ કરેલો છે. ૩,૩૩,૮ અને ૧૦,૧૦,૧૦ માં 'उत्तरा युगाः' એવા શબ્દો છે, તેમ જ ૧૦,૭૨,૧ માં 'उत्तरे युगे' એવો પ્રયોગ આવેલો છે. એ પછીની ઋચામાં 'देवानां पूर्व्ये युगे' અને 'देवानां उत्तरे युगे' એવા પ્રયોગો છે. એ સર્વ સ્થળે '**યુગ**' શબ્દનો '**કાલભાગ**' વિના બીજો અર્થ થવો શક્ય નથી, એ સંદર્ભથી સ્પષ્ટ દેખાય છે; કારણ કે, '**યુગ**' શબ્દનો તે સ્થળે કાળ સાથે સંબંધ છે. હવે 'देवानां युगं' નો જો 'દેવોના કાળ' ના અર્થમાં સ્વીકાર કરીએ, તો પછી 'मानुषा युगाः' નો પણ 'મનુષ્યોના કાળો' એવો અર્થમાં સ્વીકાર કરવાથી શી હાનિ છે વારુ? પરંતુ ઋગ્વેદમાં કેટલાંક સ્થળો તો એવાં છે કે, તેમાં '**યુગ**' નો (પેઢી) ના અર્થમાં કદાપિ સ્વીકાર કરી શકાતો જ નથી. ઉદાહરણાર્થ, ૫,૫૨,૪ માં મરુતોના સંબંધમાં જે '**विश्वे ये मानुषा युगा पान्ति मर्त्यं रिषः**' એમ કહેલું છે, તેમાં **पान्ति** ક્રિયાપદ હોઈને તેનો **ये विश्वे** (જે સર્વ) કર્તા અને **मर्त्यं** તેનું કર્મ છે, તેમજ '**रिषः** (ત્રાસથી')' એ પંચમ્યંત શબ્દ જેનાથી રક્ષણ કરવાનું છે, (**पान्ति**–રક્ષણ કરે છે) તેનો વાચક છે. હવે એટલા શબ્દોનો 'જે સર્વ ત્રાસથી મનુષ્યોનું રક્ષણ કરે છે' એવો અર્થ થયો. બાકી રહ્યું 'मानुषा युगाः' એ પદ, એટલે તેનો અર્થ શો? એ પદને દ્વિતીયાંત સમજીને એનો 'મનુષ્યોની પેઢીઓને' એ પ્રમાણેનો અર્થ કરવાથી દ્વિતીયાંત 'मर्त्यं' પદ સર્વથા નિરર્થક થઇ જાય છે. અર્થાત્ '**યુગ**' શબ્દનો બીજો પ્રસિદ્ધ અર્થ જે 'કાળ' તેનો જ અહીં સ્વીકાર કરવો આવશ્યકીય છે. એવા અર્થને અંગીકારવાથી એકંદર વાક્યનો 'જેઓ સર્વ મનુષ્યોના કાળોમાં તેમનું ત્રાસથી રક્ષણ કરે છે, એવો સ્વાભાવિક સરળ અર્થ થાય છે.' પરંતુ દ્વિરુક્તિના દોષને મસ્તકપર ઉપાડીને પણ મેકસમૂલરે 'જે સર્વ મનુષ્યોની પેઢીઓનું, મનુષ્યોના ત્રાસથી રક્ષણ કરે છે,' એવો એનો અર્થ

કરેલો છે. 'યુગ' શબ્દના અર્થને નિશ્ચિત કરનારું બીજું વચન ઋગ્વેદ ૧૦,૧૪૦,૬ એ છે. એ ઋચા અગ્નિની હોઇને તેમાં 'અગ્નિ પાસેથી આશીર્વાદ લેવા માટે જનોએ તેને આગળ જ રાખ્યો' એમ કહેલું છે. તે ઋચા આ પ્રમાણે;—

"ऋतावानं महिषं विश्वदर्शतम् अग्निं सुम्नाय दधिरे पुरो जनाः ।
श्रुत्कर्णं सप्रथस्तमं त्वा गिरा दैव्यं मानुषा युगा"॥

એ ઋચામાં ઋતાવાનં, મહિષં, વિશ્વદર્શતં; શ્રુતકર્ણં, સપ્રથસ્તમં, ત્વા, દૈવ્યમ્ એ સર્વ શબ્દો દ્વિતીયાન્ત હોઇને અગ્નિનાં વિશેષણો છે. 'अग्नि' એ દ્વિતીયાન્ત પદ 'दधिरे' ક્રિયાપદનું કર્મ છે. 'जनाः' કર્ત્તા હોઇને 'दधिरे' (રાખતા થયા) એ સમસ્ત ઋચામાં એક જ ક્રિયાપદ છે. 'सुम्नाय' એ ચતુર્થ્યન્ત શબ્દ 'दधिरे' ક્રિયાનો ઉદ્દેશ અને 'पुरः' શબ્દ સ્થાન બતાવે છે. હવે એમાંના વિશેષણાત્મક શબ્દોને કાઢી નાંખવાથી એકંદર ઋચાનો 'જનોએ પોતાનું કલ્યાણ-થવા માટે અગ્નિને પુરોભાગે રાખ્યો' એવો અર્થ થાય છે. હવે રહ્યું '**मानुषा युगा**' એ જ પદ. એનો સ્વાભાવિકતાથી ઇતર શબ્દો સાથે દેખાતો સંબંધ તે કાલવાચકા દ્વતીયા જ છે, અને એ સંબંધને લેવાથી એ ઋચાનો 'જનો પોતાના કલ્યાણ માટે (યથા વર્ણિત) અગ્નિને મનુષ્યોના કાળમાં સ્તુતિ પૂર્વક પુરોભાગે રાખતા થયા,' એવો અર્થ થાય છે. પણ ગ્રિફિથ્ નામક પાશ્ચાત્ય પંડિતે 'યુગ' શબ્દના પોતાના નિયત 'પેઢી' અર્થને સ્વીકારીને અને પોતા તરફથી એક વિશેષ ક્રિયાપદનો એમાં ઉમેરો કરીને 'મનુષ્યોની પેઢીઓ સૂકતોવડે અગ્નિને (મહત્તા આપતી થઇ.)' એવો એ ઋચાના અંતિમ ચરણનો અર્થ કરેલો છે. 'યુગ' શબ્દનો ગમે તેમ થઇ જાય, તો પણ 'પેઢી' વિના બીજો અર્થ કરવોજ નહિ, એવો નિયમ સદાને માટે કરી રાખવાથી શબ્દોની કેવી ખેંચતાણ કરવી પડે છે, એ ગ્રિફિથ્‌ના કરેલા આ અર્થને જોતાં સ્પષ્ટ દેખાઈ આવે છે. 'વાજસનેયી સંહિતા'માં એ મંત્ર આવેલો હોઇને તેમાં મહીધરે 'मानुषा युगा' નો 'મનુષ્યોના યુગો' એટલે કે કાળ, એવો જ અર્થ કરેલો છે. એવી રીતે જો સર્વમાન્ય અર્થ પદ્ધતિનોજ અવલંબ કરવો હોય, તો 'मानुषा युगा' નો 'મનુષ્યોના કાળ' વિના જેમાં બીજો કોઈ પણ અર્થ થવો શકય નથી, એવાં બે સ્થળો આપણને મળી આવ્યાં. 'मानुषा युगा' એ શબ્દો 'मर्त्याः जनाः' એવા મનુષ્ય વાચક શબ્દો સાથે ઋગ્વેદમાં અન્ય સ્થળે આવેલા મળતા નથી. પરંતુ એક વાર એક શબ્દનો અર્થ, કેવળ એક જ સ્થળના આધારે પણ પૂર્ણતાથી નિશ્ચિત કરી શકાયો હોય, તો અન્ય સ્થળે પણ જો તે સંદર્ભથી વિરુદ્ધ ન હોય તો તે જ અર્થનો સ્વીકાર કરવો જોઇએ. યાસ્કે અનેક વૈદિક શબ્દોના અર્થોનો એ જ પદ્ધતિવડે નિશ્ચય કરેલો છે, અને તેથી પ્રસ્તુત પ્રસંગે તે પદ્ધતિનું અવલંબન કરવાથી લેશમાત્ર પણ પરિપાઠ વિરુદ્ધ વર્ત્તન થતું નથી.

'मानुषा युगा' નો 'મનુષ્યોના કાળ' એવો અર્થ સિદ્ધ થયો. પણ એ કાળનો અવધિ કેટલો, તે આપણે હવે જોવું જોઇએ. અથર્વવેદ (૮,૨,૨૧) માં 'યુગ' શબ્દનો 'દશ હજાર વર્ષ કરતાં ઓછો ન હોય તેટલો કાળ' એવો જ અર્થ સ્વીકારવો પડે છે. પરંતુ ઋગ્વેદમાંના 'યુગ' શબ્દથી એના કરતાં બહુ જ ઓછા કાળનો બોધ થાય છે, એમ માનવા માટેના કેટલાક સબળ આધારો છે. ઋગ્વેદમાં અનેક સ્થળે 'प्रथमा उषा' 'आयतीनां प्रथमा' (આવતી ઉષાઓમાં પ્રથમ) એવા પ્રયોગો અનેકવાર આવેલા છે, (૧,૧૧૩,૮;૨૩,૨; અને ૭,૭૬,૬ ઇત્યાદિ) અને ૭,૭૧,૩ માં 'अवमा' (અંતિમ) ઉષા કહેલી છે. ૧,૧૨૩,૯, માં 'ઉષા પ્રથમ દિવસને જાણે છે, એમ કહેલું છે. (जानत्यह्नः प्रथमस्य.) પૂર્વે એક પ્રકરણમાં કરેલા વૈદિક ઉષાના વિવેચનને એક બાજૂએ મૂકીએ તોપણ 'પ્રથમા' એ ક્રમવાચક વિશેષણથી એ ઉષા તે વર્ષની પ્રથમ ઉષા એટલે કે, વર્ષના પ્રથમ દિવસની ઉષા છે, એમ તરત દેખાઈ આવશે. એ **प्रथमा અને अवमा** ઉષા એટલે વર્ષના પ્રથમ અને અંતિમ દિવસની ઉષા જાણવાની છે. એ જ પ્રમાણે વૈદિક ઉષા-વિષયક પૂર્વ વિવેચનને વિચારમાં લેવાથી એ પ્રથમા ઉષા એટલે દીર્ઘરાત્રિના અંતે આવનારા અને વર્ષારંભ કરનારા ઉષઃકલાઓમાંની પ્રથમ ઉષા છે, એવું અનુમાન કરવામાં પણ કશી બાધા નથી. એ પ્રથમ ઉષા "મનુષ્યોના યુગોને ધીમે ધીમે ન્યૂન કરે છે," ('प्रमिनती मनुष्यां युगानि') એમ ૧,૧૨૪,૨ અને ૧,૯૨,૧૧ માં કહેલું હોઇને ઉષાનો ઉદય થતાં "દેવભક્ત લોકો યુગોને પ્રસારે છે." ('नरो देवयंतो युगानि वितन्वते') એ પ્રમાણે ૧,૧૧૫,૨ માં કહેલું છે. યૂરોપીય પંડિતો અહીં પણ 'યુગ'નો 'પેઢી'ના અર્થમાં જ સ્વીકાર કરે છે. પરંતુ સંદર્ભઅનુસાર તો એનો ઉપર નિશ્ચિત કરેલો 'કાલવિભાગ' અર્થ જ લેવો જોઇયે. 'એ પ્રથમ ઉષા દૈવી યજ્ઞોને આરંભે છે, ('आमिनती दैव्यानि व्रतानि') અને માનુષ યુગોને પ્રસારે છે, એમ જે કહેલું છે, તેથી, પ્રથમ ઉષા આવતાંની સાથે જ યજ્ઞ અને માનુષ યુગો આરંભાતા હતા, એટલે કે, 'मानुषा युगा' એ પદથી બોધિત થતો કાળ પ્રથમ ઉષાથી જ ગણવામાં આવતો હતો, એવો તર્ક થઈ શકે છે. 'मानुषा युगा' અને 'प्रथमा उषा'ના એ સાહચર્યથી માનુષ યુગોના અવધિને નિશ્ચિત કરવાનું આપણને એક સાધન મળી આવ્યું છે; કારણ કે, એ માનુષ યુગોનો જો પ્રથમ ઉષા સાથે આરંભ થતો હોય, તો તેમનો અંતિમ ઉષા સાથે અંત થતો હોવો જ જોઇએ, એ તો સ્પષ્ટ જ છે. એટલે કે, માનુષ યુગોનો એ સમુચ્ચય પ્રથમ અને અંતિમ ઉષાના મધ્યસ્થ પ્રકાશયુક્ત કાળનો દ્યોતક હોઇને એવો એક યુગ એટલે તે એ કાળના કોઇ પણ એક ભાગનો દર્શક હતો. એવી રીતે 'યુગ' શબ્દનો ઋગ્વેદમાં 'વર્ષ કરતાં થોડો ઘણો પણ ઓછો કાળ' એવો અર્થ થાય છે, એ બતાવવા માટે દીર્ઘતમાની કથા ઉપરાંત બીજો પણ સ્વતંત્ર પૂરાવો છે.

આમ હોવાથી '**દીર્ઘતમા દશમ યુગમાં** જરાજીર્ણ થયો' એ વાક્યના નિર્ણયનું કાર્ય હવે સરળ થઇ પડ્યું છે, એટલું જ નહિ પણ એથી '**યુગ**' શબ્દનો નિશ્ચિત અર્થ શો છે, એને જાણવાનો માર્ગ પણ ખુલ્લો થયો છે. 'માનુષ યુગો'નો કાળ વર્ષ કરતાં ઓછો એટલે પ્રથમ અને અંતિમ ઉષા અર્થાત્ સંવત્સરના બે છેડાઓના મધ્યમાંનો હોઇને દીર્ઘતમાની કથા જો સૂર્યના રૂપક રૂપ હોય, તો 'દશમ યુગમાં જરાજીર્ણ થયો' એનો અર્થ 'તે **દશમા મહિનામાં** ક્ષિતિજની નીચે ગયો' એ પ્રમાણેનો જ કરવો જોઇએ. વર્ષની પ્રથમ ઉષા અને અંતિમ ઉષાના મધ્યમાંનો કાળ, દશ દિવસ કિંવા દશ પક્ષનો બહુ જ થોડો–કિંબહુના અશક્ય–હોવાથી તેને દશ મહિનાનો જ માનવો જોઇએ. એટલે કે, '**યુગ**' શબ્દનો '**માસ**' અર્થ જ કરવો જોઇએ. તાત્પર્ય કે, **દીર્ઘતમા** એટલે દશમા મહિનામાં વૃદ્ધ થતો સૂર્ય; અને તે જળપર આરૂઢ થઇને તેમની (જળોની) સાથે પોતાના ઇષ્ટસ્થાન પ્રતિ ગયો એટલે તે ક્ષિતિજની નીચે ગયો, એમ જ સમજવાનું છે. એમાં આવેલું પાણી એટલે જેનો રાજા વરુણ છે, (૭,૪૯,૨,) જેમને તેણે **ઋત** નામનો માર્ગ ખણી આપીને (૨,૨૮,૪) સૂર્યને વાટ પાડી આપી (૭,૮૭,૧) અને જે ઇન્દ્રે તેમને **વલ**ના તડાકામાંથી છોડવ્યા પછી તેઓ સૂર્યને ઉપર લાવે છે (૧,૫૧,૪) તે જ પ્રસિદ્ધ **આપઃ** (જળો) છે. **દીર્ઘતમાની** કથા, ધ્રુવ પાસેના પ્રદેશમાના શુક્ર અર્ણવમાં (૭,૬૦,૪) એટલે કે, તેજોમય સમુદ્રપર ક્ષિતિજમાં આવ્યા પછી ત્યાં માનુષા યુગા એટલે દશ માસ પર્યંત રહીને પુનઃ સમુદ્રમાં ડૂબી જનારા સૂર્યનું એક રૂપક છે. **આપઃ** વિશેનું સવિસ્તર વિવેચન હવે પછીના એક પ્રકરણમાં આવવાનું છે. અહીં માત્ર એટલું જ કહેવાનું છે કે, **દીર્ઘતમાની** કથાનો ઉપર કહ્યા પ્રમાણેનો અર્થ કરવાથી તેનો દશ માસે સત્રની સમાપ્તિ કરનારા દશગ્વોની કથા સાથે લેશમાત્ર પણ વિરોધ થતો નથી.

**યુગ** અને **માનુષા યુગા** વિશે આટલું મોટું વ્યાખ્યાન કરવાનું કારણ એટલું જ કે, તેના 'કાલભાગ' અર્થને સ્પષ્ટતાથી બતાવનારાં વચનો ઋગ્વેદમાં હોવા છતાં પણ પાશ્ચાત્ય પંડિતો એમના ભ્રમમૂલક અર્થો જ કર્યા કરે છે. '**विश्वे ये मानुषा युगा**' ઇત્યાદિ (૫,૫૨,૪) અને '**ऋतावानं विश्वदर्शतम्–दैव्यं मानुषा युगा**' (૧૦,૧૪૦,૬) એ બે વચનોથી 'માનુષા યુગા' એટલે મનુષ્યોના યુગો (કાળ) એવો અર્થ દેખાઇ આવ્યો. પ્રથમ ઉષા સાથેના તેના સંબંધને લીધે (**प्रमिनती मनुष्यां युगानि आयतीनां प्रथमोषा व्यद्यौत्** ૧,૧૨૪,૨) માનુષા યુગા એટલે વર્ષ કરતાં કાંઇક ઓછો કાળ, એવો અર્થ સિદ્ધ થયો; અને **દીર્ઘતમા** દશમા મહિનામાં જરા-જીર્ણ થાય છે, એ વાક્યથી 'યુગ' શબ્દનો '**માસ**' ના અર્થમાં સમાવેશ કરી શકાયો છે. મદ્રાસના પ્રોફેસર રંગાચાર્યે પોતાના '**યુગ**' વિષયક નિબંધમાં સ્વતંત્ર આધારોથી

એ જ અનુમાનો કાઢેલાં છે. '**યુગ**' શબ્દની વ્યુત્પત્તિથી તેનો 'યુતિ' અર્થ કરીને આકાશની વિશિષ્ટ જ્યોતિની યુતિવડે યુગના કાલાવધિને નિશ્ચિત કરવાની કલ્પના પ્રથમ ચંદ્રની કળાઓપરથી નીકળેલી હોવી જોઇએ, એવો તેમણે તર્ક (અનુમાન) કરેલો છે. 'ષડ્વિંશ બ્રાહ્મણ' માં* (૪,૬) ચાર યુગોનાં સર્વથા પ્રાચીન નામો આપેલાં હોઇને ત્યાં તેમનો ચંદ્રની કળાઓ સાથે સંબંધ છે. પ્રો. રંગાચાર્ય અમાવાસ્યાના પ્રાચીન '**દર્શ**' નામનો વિચાર કરીને યુગની પ્રાચીન કલ્પના એટલે કે, એક દર્શથી દ્વિતીય દર્શ પર્યંતનો કાળ અર્થાત્ એક માસ, એવી જ હોવી જોઇએ, એવો તર્ક કરેલો છે. 'માનુષા યુગા' નો આરંભ પ્રથમ ઉષાથી થાય છે, એમ જે ઋગ્વેદમાં કહેલું છે, તેની સાથે, ઇન્દ્રે વૃત્રને મારીને અને ઉષા તથા સૂર્યને ઉત્પન્ન કરીને **આકાશમાં માસોનું વિધાન** કર્યું. ('मासां विधानमदधा अधिद्यवि' ૧૦,૧૩૮,૬) એ વાકયને જોડી દેવાથી, પ્રથમ ઉષાથી આરંભાતું કાળચક્ર તે માસચક્ર જ છે, એ વળી એક વિશેષ તત્ત્વ સિદ્ધ થાય એમ છે. ત્યારે હવે 'માનુષા યુગા' નો અર્થ પ્રાચીન કાળમાં 'માસ-ચક્ર' થતો હોઇને જે કાળમાં સૂર્ય ક્ષિતિજમાં હોઇને આર્ય લોકોના આદિ પૂર્વજો યજ્ઞયાગાદિ ધાર્મિક અને સામાજિક વિધિ કરતા હતા, તે કાળનો દર્શક એ શબ્દ હતો, એવું અનુમાન કરવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી.

આ કથનને બલવાન્ બનાવનારાં હજી બીજાં વચનો પણ ઋગ્વેદમાં છે. 'मानुषा युगा' નો પ્રયોગ ઉપર આપેલાં સ્થાનો ઉપરાંત ઇતર સ્થાનોમાં પણ આવેલો છે. પરંતુ ત્યાં પણ પાશ્ચાત્ય પંડિતોનો 'મનુષ્યોની પેઢીઓ કિંવા જાતિયો' એ અર્થ આમ તેમ ખેંચતાણ કરવાથી કાંઇક બંધબેસ્તો થાય છે, છતાં તે સમાધાનકારક તો નથી તે નથી જ. એનું ઉત્તમ ઉદાહરણ ઋગ્વેદ ૨,૨,૨ નું છે. એ ઋચામાં 'અગ્નિ **માનુષા યુગા** અને **ક્ષપ**:' એટલા કાળ પર્યંત પ્રકાશે છે, એમ કહેલું† છે, '**ક્ષપ**:, નો અર્થ '**રાત્રિ**' હોવાથી **માનુષા યુગા** અને **ક્ષપ:** એ બે શબ્દો જોડીના હોઇને એ ઉભયનો કાળવાચક અર્થ સમજવો જ યુક્ત અને પ્રશસ્ત છે. **માનુષા યુગા** શબ્દોવડે દીર્ઘ દિવસ અને તે પછી આવનારાં સાધારણ અહોરાત્ર મળીને બનેલા પ્રકાશયુક્ત કાળનો જો બોધ થતો હોય, તોપણ તે કાળ પછી આવનારી દીર્ઘરાત્રિનો કાંઇ એમાં સમાવેશ થતો નથી. એટલા માટે સમસ્ત વર્ષ વિશે બોલતી વેળાએ **માનુષા યુગા** અને **ક્ષપ:** એ ઉભય શબ્દોનો પ્રયોગ કરવાની આવશ્યકતા હતી

---

* "पुष्ये (कलौ) चानुमतिर्ज्ञेया सिनीवालीति द्वापरे। खार्वायां (त्रेतायां) तु भवेद्राका कृतपर्वे कुहूर्भवेत्"॥ † "दिव इवेदरातिर्**मानुषा युगा क्षपो भासि** पुरुवार संयतः" ઋગ્વેદ. ૨,૨,૨.

અને એ જ અર્થ ૨,૨,૨ એ ઋચામાં **માનુષા યુગા** અને **ક્ષપ:** શબ્દોવડે વ્યક્ત કરેલો છે. ઋગ્વેદની ૧,૧૬,૧૨ ઋચાના સંબંધમાં પણ એવી જ ભૂલ થએલી છે. એમાં **'क्षपो मदेमशरदश्च पूर्वी'** એ પ્રમાણેના શબ્દો આવેલા છે. 'બહુ શરદ્ (ઋતુ) અને રાત્રિ પર્યંત અમને આનંદિત રહેવા દે' એવી રીતે **સાયણાચાર્યે** એનું ભાષાન્તર કરેલું છે અને તે સર્વથા યથાર્થ પણ છે. પરંતુ શરદ્ અને **રાત્રિ** એ શબ્દોનો હેતુ શો વારુ? '**च**' સમુચ્ચયબોધક ઉભયાન્વયી અવ્યય હોવાથી એ બે શબ્દોને વિભક્ત કરીને તેમનો ભિન્ન ભિન્ન ક્રિયાપદો સાથે સંબંધ જોડવો, એ કદાપિ યોગ્ય નથી જ. ધ્રુવ પાસેના વસતિ ગૃહોની કલ્પના નહોતી, તે વેળાએ એ શબ્દોનો અર્થ ન થાય, એ શકય હતું; પરંતુ તે કલ્પના જ્ઞાત થયા પછી તો **શરદ્** અને **રાત્રિ** એ બન્ને શબ્દોને એકત્ર લઇને તેમનો **દીર્ઘ દિવસ, થોડાંક સાદાં અહોરાત્ર** ( ઋતુ ) અને **દીર્ઘ રાત્રિ** (ક્ષપ: ) મળીને થનારો વર્ષનો અવધિ, એવો અર્થ કરવો જ સયુક્તિક છે.

દશગ્વ અને **દીર્ઘ**તમાની કથાઓના યોગે નીકળતાં અનુમાનોને બળવાન્ બનાવનારો સ્વતંત્ર પૂરાવો પણ વેદોમાં આવેલી ઋતુસંખ્યાના ઉલ્લેખરૂપે મળી આવે છે. ઋગ્વેદની ૧,૧૬૪,૧૨ એ ઋચામાં પાંચ પાદ અને બાર આકૃતિયોનો પિતા કહેલો* છે. એ જ ઋચા થોડા ઘણા ફેરફાર સાથે 'અથર્વવેદ' અને 'પ્રશ્નોપનિષદ્'માં પણ આવેલી છે. એનો ભાવાર્થ આ પ્રમાણે છે;—"એમ કહે છે કે, પાંચ પાદ અને બાર આકૃતિયોનો પિતા આકાશના દ્વિતીય અર્ધમાં ધૂમ્રવડે વ્યાપ્ત છે. બીજાઓ એમ કહે છે કે, સર્વત્ર જોનારો તે સાત ચાક અને છ આરાવાળા રથમાં બેઠેલો આકાશના ઉપરના ભાગમાં છે." આમાં સંવત્સરનું વર્ણન હોવાથી પાંચ પાદોને પાંચ ઋતુ જ સમજવા જોઇએ. દશ માસાવધિના વર્ષમાં ઋતુ પાંચ જ હોવાના, એ સ્પષ્ટ જ છે. એની પૂર્વની ઋચામાં 'બાર આરાનું ચક્ર આકાશમાં હોઇને તેમાં અગ્નિનાં ૭૨૦ બાળકો રહે છે, એમ કહેલું છે. આ ઉલ્લેખ બાર માસના વર્ષ અને તે વર્ષમાંનાં ૭૨૦ દિવસ તથા રાત્રિ વિશેનો છે, એ તો હસ્તામલકવત્ ખુલ્લું જ છે. અર્થાત એની પછીની ઋચામાંનું

---

* "**द्वादशारं** नहि तज्जराय वर्वर्ति **चक्रं** परि द्यामृतस्य । आ पुत्रा अग्ने मिथुनासो अत्र **सप्तशतानि विंशतिश्च** तस्थुः ॥ ११ ॥ **पंचपादं** पितरं द्वादशाकृतिं दिव आहुः परे अर्धे पुरीषिणम् ॥ अथेमे अन्य उपरे विचक्षणं **सप्तचक्रे** षळर आहुरार्पितम्॥१२॥" 'પ્રશ્નોપનિષદ્' પરના ભાષ્યમાં **શંકરાચાર્યે** 'परे अर्धे' નો 'तृतीयस्यां दिवि' એટલે કે, 'તૃતીય લોકમાં' એ પ્રમાણેનો અર્થ કરેલો છે. એ તૃતીય લોક તે વિષ્ણુના તૃતીય અદૃશ્ય ચરણનું સ્થાન હોવાથી સંવત્સર દેવતા તે વેળાએ અતિ દૂરના સ્થાનમાં અદૃશ્ય હોય છે, એવો જ એનો અર્થ થાય છે.

વર્ણન પણ સંવત્સરનું જ છે, એ પણ નિઃસંશય છે. એ ઋચાના બે ભાગોમાં બાર આકૃતિવાળા પિત. વિશે બે મતો દર્શાવેલાં છે. પ્રથમ ભાગમાં તેને પાંચ પાદ અર્થાત્ ઋતુ છે, એવો જે કેટલાકોનો અભિપ્રાય છે તે દર્શાવીને, ત્યાર પછી તેનો રથ છ આરાવાળો છે, એટલે કે તે છ ઋતુવાળો છે, એમ જે કેટલાકો કહે છે, તે પણ કહેલું છે. હવે એવો ભેદ શા માટે હોવો જોઇએ વારુ? ઐતરેય બ્રાહ્મણ, (૧,૧) માં "पंचर्तवो हेमन्तशिशिरयोः समासेन" એટલે કે હેમંત અને શિશિરને એકત્ર ગણવાથી કેવળ પાંચ જ ઋતુઓ થાય છે, એમ કહેલું છે. 'શતપથ બ્રાહ્મણ' (૧૩,૯,૧,૧૦) માં વર્ષા અને શરત્ ઋતુને સાથે ગણેલા છે. અર્થાત્ એથી એમ જણાય છે કે, છ માંથી ઋતુની સંખ્યા પાંચની કરવા માટે કયા બે ઋતુઓને એકત્ર ગણવા, એ વિશે મતની એકતા નથી. અર્થાત્ બે ઋતુઓને એકત્ર ગણીને ઋતુ સંખ્યાને ન્યૂન કરવાની કલ્પના પછીથી આવેલી દેખાય છે. ઋગ્વેદમાં પાંચ ઋતુઓ કહેલા છે અને તેમનો ગમે તેવી રીતે પણ નિર્ણય કરવો જોઇએ. એટલા માટે જ બીજાં સયુક્તિક કારણોના અભાવે બે ઋતુઓને એકત્ર કરવાની કલ્પનાનો ઉદ્ભવ થએલો હોવો જોઇએ. પરંતુ એમાં કશોએ અર્થ ન હોવાથી 'पंचपादं पितरं' એ ઋચાવડે ઋતુસંખ્યાનો નિર્ણય થાય છે કિંવા નહિ, એનું આપણે નિરીક્ષણ કરવું જોઇએ. તેના પ્રથમ અર્ધમાં 'પાંચ પાદનો પિતા આકાશના દૂરના ભાગમાં ધૂમ્રવડે વ્યાપ્ત હોય છે, એમ કહીને દ્વિતીય અર્ધમાં 'છ આરાવાળા રથમાં બેઠેલો સંવત્સર સર્વત્ર જોનારો (વિચક્ષણ) છે' એમ કહેલું છે. એ પછીની એટલે કે ૧૩ મી ઋચામાં 'પાંચ આરાનું ચક્ર પ્રાચીન છતાં પણ શીર્ણ થતું નથી' એમ કહીને ૧૪ મી ઋચામાં 'જરા વિરહિત ચક્ર નિજ નેમિ સહિત ભ્રમે છે, તેને જોડેલા દશ ખેંચે છે, સૂર્યનું ચક્ષુ રજવડે આચ્છાદિત થયલું ચાલે છે અને તેનાપર સર્વ વિશ્વો અવલંબેલાં છે.' એમ કહેલું* છે. ઉપર અગિયારમી ઋચામાંનો '**पुरीषिणम्**' (પાણીના ધૂમ્રવડે વ્યાપ્ત) શબ્દ અને ૧૪ મી ઋચામાંના '**રજવડે આવૃત**' એ શબ્દો સર્વથા સામાનાર્થક છે, એમ ઉભય ઋચાઓની તુલના કરવાથી તરત દેખાઈ આવે તેમ છે. એથી એટલું જ અનુમાન નીકળી શકે છે કે, 'એ પંચપાદ સંવત્સર વર્ષના કેટલાક ભાગમાં ધૂમ્ર કિંવા અંધકારથી વ્યાપ્ત થઈ જતો હતો.' 'તેને દશ અશ્વો ખેંચે છે' એ વાકયથી પણ એમ દેખાય છે કે, છ ઋતુના પાંચ ઋતુ કર્યાં તે કાંઈ કોઈ પણ બે ઋતુઓને એકત્ર ગણીને કર્યા નહોતા, કિન્તુ ખરેખર

---

* "पंचारे चक्रे परिवर्तमाने तस्मिन्ना तस्थुर्भुवनानि विश्वा । तस्य नाक्षस्तप्यते भूरिभारः सनादेव न शीर्यते सनाभिः ॥ सनेमि चक्रमजरं विवा वृत उत्तानायां दशयुक्ता वहंति सूर्यस्य च रंजसैत्यावृतं तस्मिन्नार्पिता भुवनानि विश्वा " ॥ १३-१४. ॥

પાંચ ઋતુઓ કિંવા દશ માસના વર્ષનો નિર્દેષ કરવાનો જ ઉપર્યુક્ત વર્ણનનો ઉદ્દેશ છે. પાંચના જ્યારે ૭ ઋતુઓ થયા, ત્યારે 'ધૂમ્રથી વ્યાપ્ત,' (पुरीषिणम्) સંવત્સર 'સર્વત્ર જોનાર' (विचक्षणं) થયો. એવી રીતે પાંચ ઋતુવાળા અને ૭ ઋતુવાળા વર્ષનું વર્ણન એમાં જોડીથી કરેલું છે. **परे अर्धे पंचपाद** (કિંવા **पंचारे**) અને **पुरीषिणम्** એ શબ્દોની જોડીમાં અનુક્રમે **उपरे** (अर्धे), **षळ (ड) रे** અને विचक्षणं એ શબ્દો નાંખેલા છે. એ બે પરસ્પર વિરુદ્ધ વર્ણનો એક જ કાળમાં અને એક જ સ્થાનને લાગૂ પડવાં શક્ય નથી. ૧૨ મી ઋચામાં પાંચ ઋતુ અને દશ માસાત્મક વર્ષનું વર્ણન સ્પષ્ટ હોઇને તેમાં આગળ જતાં સૂર્યના તમોમય આવરણનો એટલે કે અખંડ દીર્ઘરાત્રિનો પણ સંબંધ આવેલો છે. એ વર્ણન કેવળ ધ્રુવપ્રદેશસ્થ વર્ષને જ લાગૂ પડનારું છે, એ આગળના સમસ્ત વિવેચનથી જાણવામાં આવી શકે એમ છે. હવે એમાં ૭ ઋતુવાળા વર્ષનું વર્ણન કરતાં 'સપ્તચક્ર' એટલે 'સાત ચક્રનો' અર્થાત્ 'સાત માસનો' એવો એક શબ્દ નાખેલો છે અને પંચપાદ પિતાને એટલે કે, પાંચ ઋતુઓના વર્ષને દ્વાદશાકૃતિ એટલે કે બાર માસાત્મક કહેલું છે. પ્રથમ દર્શને આ જો કે વિરોધ દેખાય છે; પરંતુ ભાષામાંના શબ્દોના ઇતિહાસનો કિંચિત્ વિચાર કરતાં એ વિરોધ કાંઈ એટલો બધો મહત્ત્વનો જણાતો નથી. કારણ કે, પ્રથમ અમુક એક વિશિષ્ટ કલ્પનાનો દર્શક શબ્દ તે કલ્પનાનો નાશ થઈ ગયા પછી પણ ભાષામાં તેવોને તેવો જ રહી જાય છે. સાયંકાળે સૂર્ય સમુદ્રમાં ડૂબીને પ્રભાત સમયે પુનઃ નભોમંડળમાં આવે છે, એવી જે વેળાએ કલ્પના પ્રચલિત હતી, તે સમયે જ 'ઉદય' શબ્દ વ્યવહાર–પ્રચાર–માં આવ્યો હતો; પણ અત્યારે તે કલ્પના જો કે નષ્ટ થએલી છે, તોપણ અદ્યાપિ આપણે 'સૂર્ય દેખાવા માંડ્યો' એમ ન કહેતાં એને બદલે 'સૂર્ય ઉગ્યો' કિંવા 'સૂર્યનો ઉદય થયો' એમ જ કહીએ છીએ. એ જ પ્રમાણે **'સપ્તાશ્વ'** કિંવા **'સપ્તચક્ર'** એ શબ્દ ભાષામાં એકવાર રૂઢ થઈ ગયો હતો અને ત્યાર કેડે દીર્ઘ કાળપશ્ચાત્ તેમાંની મૂળ કલ્પનાનો સર્વથા નાશ થવા છતાં કેવળ ગતાનુગતિકત્વના યોગે પરિસ્થિતિનું પરિવર્ત્તન થઇ જવા છતાં પણ વૈદિક ઋષિઓએ તેનો ઉપયોગ કરેલો છે. બ્રાહ્મણ ગ્રંથોમાં જૂની વૈદિક કલ્પનાઓની વર્ત્તમાન સ્થિતિ સાથે સંગતિ કરવા માટેનો નાનાપ્રકાર અને યુક્તિ પ્રયુક્તિથી પ્રયત્ન કરેલો છે, અને એમ કરવું ધર્મની દૃષ્ટિથી આવશ્યક પણ હતું. પરંતુ ઘટનાઓનું ઐતિહાસિક દૃષ્ટિથી પરીક્ષણ કરતી વેળાએ જૂની અને નવી ઘટનાઓ–વાર્ત્તાઓ–ને પૃથક્ પૃથક્ કરી નાખવી જોઇએ. પાંચ ઋતુ અને દશ માસાત્મક વર્ષનું કથન કરતાં વર્ત્તમાન વર્ષનું પણ થોડુંક વર્ણન તેમાં આવી ગયું છે. પરંપરાગત વેદોનું પ્રસ્તુત સ્વરૂપમાં રૂપાંતર કરનારા વૈદિક ઋષિઓએ ચાલુ ઘટનાઓ–વાર્ત્તાઓ–પણ

તેમાં કથેલી હોવી જ જોઇએ. વાસ્તવિકતાથી જોતાં આટલી જૂની વાર્ત્તાઓને તેમણે સંભાળી રાખી, એ જ આશ્ચર્ય છે. વૈદિક ગ્રંથોનું જે ધર્મની અને ઇતિહાસની દૃષ્ટિથી મહત્ત્વ છે, તે કેવળ એ જ કારણથી.

અસ્તુ. ત્યારે હવે એ પ્રમાણે પૂર્વે એક સમયમાં વર્ષના સાત અથવા તો દશ મહિના હતા, એમ બતાવનારી અદિતિ કિંવા દશગ્વ અને દીર્ઘતમાની કથા સમાન કથાઓ ઋગ્વેદમાં સ્પષ્ટતાથી મળી આવે છે. પરંતુ એમનો ધ્રુવોપપત્તિ વિના યોગ્ય નિર્ણય થતો નથી. પ્રાચીન આર્ય યજ્ઞિયોનું સત્ર એ દશ માસના અવધિમાં જ થતું હતું. એ કાળની 'માનુષા યુગા' સંજ્ઞા હતી. તેમાં દશમ યુગમાં સૂર્ય ક્ષિતિજની નીચે ડૂબી જતો હતો. ત્યાં અંધકારમાં રહેતા તે સૂર્યને ઈન્દ્ર વલને મારીને વર્ષના અન્તમાં ઉપર લાવતો હતો. એકંદર વર્ષ 'માનુષા યુગા' અને અખંડ અંધકારમયી દીર્ઘરાત્રિના સંયોગથી થતું હતું. આ સર્વ વાર્તાઓ–ઘટનાઓ દંતકથાત્મક હોય, તોપણ તેથી કાંઈ તેમના પ્રામાણ્યની ન્યૂનતા થતી નથી. કારણ કે, એમાંની કેટલીક વાર્ત્તાઓ આર્યોના વિભક્ત થવા પૂર્વેની છે, એ રહસ્ય ભિન્ન ભિન્ન આર્ય શાખાઓની પુરાણ કથાઓથી દેખાઈ આવે છે. એ વિશેનું વિશેષ વિવેચન આગળ ઉપર એક પ્રકરણમાં આવવાનું જ છે. પાંચ ઋતુઓનું વર્ષ હતું અને સૂર્યના રથને દશ ઘોડા જોડેલા હતા, એ કલ્પના પણ ઉપર્યુક્ત કથા સાથે સુસંગત છે. હવે આની પછીના 'દર્શન' માં એમ બતાવવાનું છે કે, વૈદિક વાઙ્મયમાં દશ માસના સત્રના સ્પષ્ટ ઉલ્લેખો હોઇને તેમનો ઉપર્યુક્ત કથાઓ સાથે કશો પણ સંબંધ ન હોવાથી પ્રસ્તુત 'દર્શન' માં વર્ણવેલી કથાઓના યોગે જે અનુમાનો નીકળે છે, તે અનુમાનોની તેમનાથી સ્વતંત્ર રીતિથી પણ સિદ્ધિ થાય છે.



## અષ્ટમ દર્શન.

### गवां अयनम्.

દશ માસના અવધિમાં સત્રની સમાપ્તિ કરનારા દશગ્વોની જે કથા છે, તેટલો જ કાંઇ યાજ્ઞિકવાઙ્મયમાં પ્રાચીન વર્ષનો બચી રહેલો અવશેષ નથી. 'ઐતરેય બ્રાહ્મણ' માં વર્ણવેલા **પ્રવર્ગ્ય** નામક વિધિમાં પણ એ પ્રાચીન વર્ષનું ચિહ્ન દેખાઇ આવે છે. એ વિધિ કર્યા વિના પશુયજ્ઞ કિંવા સોમયાગ કરી શકાતો નથી. એ સર્વ વિધિમાં બીજરૂપે રાખેલા સૂર્યનું કિંવા યજ્ઞનું પ્રજનનં (પુનરુજ્જીવન) લાક્ષણિક રૂપે કહેલું છે.* **ઘર્મ** કિંવા **મહાવીર** નામક એક મૃત્તિકાપાત્રને અધ્વર્યુ વેદીપર ખર

* 'ઐતરેય બ્રાહ્મણ' ૧,૧૮.

નામક માટીનું એક વર્તુળ કરીને તેની ઉપર રાખે છે અને તે લાલચોળ થાય ત્યાં સુધી તેને તપાવે છે. પછી તેને ઉપાડી લઇ તેમાં ગાયનું દૂધ નાંખી તેમાં મૃતવત્સ* અજા (બકરી) નું દૂધ મેળવે છે. ત્યાર પછી તે મિશ્રણને આહવનીય અગ્નિમાં ઓતે છે અને તેમાંનો બચેલો ભાગ **હોતા** (હોતૃ) પી જાય છે. "એ પાત્રમાંનું દૂધ એટલે રેતસ્ (બીજ) અગ્નિરૂપી દેવયોનિમાં પુનર્જનન માટે સિંચે છે; કારણ કે, અગ્નિ દેવોની યોનિ છે," એ પ્રમાણે 'ઐતરેય બ્રાહ્મણ' માં † ઉપર્યુક્ત વિધિનું કારણ આપેલું છે. એથી એ અગ્નિમાં યજ્ઞના બીજને, તેનું કેટલાક દિવસ પછી પુનર્જનન થવા માટે ઓતે છે, એમ સિદ્ધ થયું. એ દુગ્ધને **મહાવીર** પાત્રમાં ઓતતી વેળાએ ભણવાનો મંત્ર 'दुहन्ति सप्तैकामुप' (ઋગ્વેદ, ૮,૬૧,૮) આ છે.‡ આ મંત્રને કેવળ શબ્દ સામ્યથી જ લીધો હશે, એમ દેખાતું નથી. જે સૂક્તમાં એ મંત્ર આવેલો છે, તે સૂક્ત જ જરા ગૂઢ છે. પરંતુ એ અને એની પછીના બે મંત્રો સરળ છે, અને તેમનો ભાવાર્થ નીચે પ્રમાણે છે;—

"હવે તેનો મોટો અને ભારી રથ, ઘોડા અને રથોની હાર દેખાવા લાગ્યાં ॥ ૬ ॥ સાત એકનું દોહન કરે છે; ગર્જતા સમુદ્રના તીરપર બે પાંચને નિર્માણ કરે છે." ॥ ૭॥ "વિવસ્વતના દશ પછી ઈન્દ્ર પોતાની ત્રણગણી ખેદી (હથોડા) થી આકાશના કોષને નીચે પાડતો થયો." ॥ ૮ ॥

હવે એમાં 'સૂર્યનો રથ દેખાવા માંડ્યો' એટલે ઉષા ક્ષિતિજમાં દૃષ્ટિગોચર થવા લાગી, એ સ્પષ્ટ જ છે. સાત એટલે સાત **હોતાઓ** ઉષાનું દોહન કરીને બે એટલે કે દિવસ અને રાત્રિને ઉત્પન્ન કરે છે. એ દોહનવિધિ ઋગ્વેદમાં અનેકવાર આવેલો છે. ૧,૩૩,૧૦ માં ઇન્દ્રે તેમનું દોહન કરીને ગાયો (ઉષાઓ) ને નિર્માણ કરી ('तमसोगा अधुक्षत्'), એમ કહેલું છે. આગળ જતાં એ ઉભયના દોહનથી પાંચ એટલે કે પાંચ ઋતુઓ ઉત્પન્ન થાય છે. દિવસ અને રાત્રિને ૩,૫૫,૬ માં સૂર્યની માતાઓ કહેલી છે, તેમ જ અહીં તેમને ઋતુઓની માતાઓ કહેલી છે. પછીથી એ ઋતુઓની સમાપ્તિ પછી શું થાય છે, એ દર્શાવતાં ઇંદ્રે વિવસ્વતના દશ પછી એટલે કે દશ માસ પછી પોતાના ત્રણગણા (ત્રેવડા) હથોડાવતી આકાશકટાહને ફોડીને કોષને નીચે પાડ્યો, એમ કહેલું છે. એનો અર્થ એવો છે કે, દિવ્ય જળના ત્રણ

---

* જેનું બચ્ચું મરી ગયું હોય એવી બકરી.

† "यत्पयस्तद्रेतस्तादियमग्नौ दवेयोन्यां प्रजनने रेतः सिच्यतेऽग्निर्वै देवयोनिः॥" ઐતરેય બ્રાહ્મણ' ૧,૨૨.

‡ આમાં વાલ્યખિલ સૂક્તોને ગણવામાં આવે, તો આ સૂક્ત ૭૨ મું થાય છે ( આવે છે. )

કોશો (૭,૧૦૧,૪) ને ભેદીને સમુદ્રમાં છોડી દીધા અને તેમની સાથે સૂર્ય પણ ડૂબી ગયો. ૭,૧૦૧,૨ માં સૂર્યનો પ્રકાશ (જ્યોતિ) ત્રણ પ્રકારનો કહેલો છે; અને 'તૈત્તિરીય સંહિતા'* માં પણ (૨,૧,૨,૫) સૂર્યની વસંત, ગ્રીષ્મ અને શરદ્રૂપી ત્રણ જ્યોતિઓ છે, એમ કથેલું છે; અર્થાત્ પ્રસ્તુત ઋચામાં પણ એ ત્રિપ્રકાર માર્ગ સૂર્યના ત્રિપ્રકારપ્રકાશનો દ્યોતક હોઇને એ સર્વ પ્રકારની વિવસ્વતના દશ પછી સમાપ્તિ થાય છે, એમ કહેલું છે. એ ગુપ્ત થએલો સૂર્ય કિંવા યજ્ઞ પુનઃ તેનું જનન થવા માટે બીજરૂપે રખાયલો હોય છે. એ સ્થિતિ **પ્રવર્ગ્ય**માં લાક્ષણિકરૂપથી કહેલી છે. યજ્ઞિયવાઙ્મયમાં સૂર્યના આકાશમાંથી નીચે ગળી પડવાનો ઉલ્લેખ અનેકવાર આવે છે. 'ઐતરેય બ્રાહ્મણ'† માં 'સૂર્ય પેલી તરફ પડી જશે, એવા ભયથી દેવોએ તેને ઉચ્ચ લોકોના સાહાય્યથી આધાર આપ્યો, એવું વર્ણન છે. એમાં 'પેલી તરફ' (पराचः अतिपातात्') એ શબ્દો ઘણા જ મહત્ત્વના છે; કારણ કે, એથી સૂર્ય પેલી તરફના પ્રદેશમાં જાય છે, એમ તરત દેખાઇ આવે છે. અશ્વિનોએ **ચ્યવન** નામક એક ભક્તને તરુણ કર્યો હતો, એવી ઋગ્વેદમાં એક કથા છે; અને તેનો સ્પષ્ટાર્થ પણ ચ્યુત થએલા સૂર્યને તેઓ પુનઃ પૂર્વસ્થાને લઇ આવ્યા, એવો જ છે. તાત્પર્ય કે, યજ્ઞના બીજને રાખી મૂકવાનો **પ્રવર્ગ્ય**માંનો વિધિ તે સૂર્યના પેલી તરફના પ્રદેશમાં પડવાનું લાક્ષણિક સ્વરૂપ જ છે. કારણ કે, તેમાં યોજેલો મંત્ર કાંઇ નિરર્થક નથી; એટલું જ નહિ, પણ એનો યોગ્ય વિચાર કરવાથી પાંચ ઋતુ અને દશ માસાત્મક પ્રાચીન વર્ષનું ચિહ્ન એમાં જ દૃષ્ટિગોચર થઇ શકે એમ છે.

એ સત્રોના અવધિ વિશેનો આનાર કરતાં પણ જો સ્પષ્ટ પૂરાવો જોઇતો હોય, તો તે પણ સર્વમાન્ય વૈદિક ગ્રંથમાંથી મળી આવે છે. યજ્ઞસંસ્થા અત્યંત પ્રાથમિક કાળથી ચાલૂ હોવાથી તેમાંની પરંપરાગત આવેલી સૂક્ષ્મ સૂક્ષ્મ ઘટના–વાર્તા–ઓ પણ ઋત્વિજોને નિશ્ચિત કરવી પડતી હતી. એમાંની કેટલીક ઘટનાઓનાં કારણો આપતાં તેમની કલ્પનાશક્તિ જેમ ગમે તેમ કૂદકા મારતી હતી. પરંતુ એવી પણ કેટલી ઘટનાઓ તેમનામાં હતી કે, તેમનાં કારણો લેશમાત્ર પણ ઋત્વિજોના સમજવામાં ન આવવાથી કેવળ 'આવો પૂર્વાપરનો પરિપાઠ છે,' એમ કહીને તેમને કામ ચલાવી લેવું પડયું હતું. સંવત્સર સત્રના અવધિને નિશ્ચિત કરવા માટે હવે આપણે એવાં કેટલાંક પ્રમાણોનો વિચાર કરવાનો છે.

---

* "त्रीणि वा आदित्यस्य तेजांसि वसंता प्रातग्रीष्मे मध्यंदिने शरद्यपराह्णे" ॥ તૈત્તિરીય સંહિતા" ૨,૧,૨,૫, † "तस्य पराचोऽतिपातादबिभयुस्तं परमैः स्वर्गैर्लोकैः परस्तात्प्रत्यस्तम्नुवन्"॥ 'ઐતરેય બ્રાહ્મણ' ૪,૧૮,

'બ્રાહ્મણો' અને 'શ્રૌતસૂત્રો' માં અંગિરસોનું અયન (आङ्गिरसां अयनम्), ગાયોનું અયન (गवां अयनम्) અને આદિત્યોનું અયન (आदित्यानां अयनम्) એવાં અનેક સંવત્સર સત્રો કહેલાં છે; અને એ સર્વની રચના સૂર્યના વાર્ષિક ક્રમપર જ કરેલી છે. વૈદિક યજ્ઞમાં એ સત્રો અત્યંત પુરાતન હોઇને યાજ્ઞિક ગ્રંથોમાં એમનું બહુ જ સૂક્ષ્મતાથી અને સંભાળપૂર્વક વિવેચન કરાયલું છે. એ સત્રો તત્ત્વતઃ એકબીજાથી ભિન્ન ન હોઇને એક જ સત્રનાં પરિસ્થિત્યનુસાર અનેક સ્વરૂપો થએલાં છે; અને 'गवां अयनम्' તે સર્વના આદર્શરૂપ છે. 'ઐતરેય બ્રાહ્મણ' (૪,૧૭) માં 'ગવામયન' સત્ર કરે છે; આદિત્યો જ ગાયો છે એટલે કે, તેઓ આદિત્યોનું જ અયન કરે છે' એમ કહેલું* છે. એ 'ગવાં અયન' નો અવધિ જો નિશ્ચિત થઈ જાય, તો તે જ સર્વને લાગૂ પડનારો હોવાથી ઇતર સત્રોના અવધિનો ભિન્નભિન્ન વિચાર કરવાની કશી પણ અગત્ય નથી. એ 'ગવાં અયન' નું એક વાર 'ઐતરેય બ્રાહ્મણ' માં અને બે વાર 'તૈત્તિરીય સંહિતા'માં એમ દર ત્રણ સ્થળે સવિસ્તર વર્ણન આવેલું છે. 'ઐતરેય બ્રાહ્મણ'માં એ સત્રનું મૂળ અને એનો અવધિ આપેલાં છે, અને તેમાં 'શફ તથા શૃંગોને મેળવવા માટે ગાયોએ સત્ર આરંભ્યું અને દશમા મહિનામાં તેમને તે મળ્યા પછી તેઓ ઊઠી, પણ જેઓ વધારે વાર બેઠી, તેમની અશ્રદ્ધાના યોગે તેમનાં શફ અને શૃંગોનો લોપ થઈ ગયો,' એમ કહેલું છે. એ કથનને જોતાં 'બ્રાહ્મણો'માં દ્વાદશ માસિક તરીકે વર્ણવેલા સત્રની પૂર્વે દશમાસમાં જ સમાપ્તિ થતી હતી, એ સર્વથા સ્પષ્ટ દેખાય છે. પરંતુ આમ શા માટે થવું જોઇએ વારુ? યજ્ઞ કરનારને બારમાસે મળતું ફળ દશમાસમાંજ કેમ મળ્યું વારુ? એ મહત્ત્વના પ્રશ્નનો 'ઐતરેય બ્રાહ્મણ'માં જરા પણ વિચાર કરેલો નથી. પરંતુ 'તૈત્તિરીય સંહિતા'માં એ પ્રશ્ન પૂછીને અને એ સત્રની યજમાનની ઇચ્છાનુરૂપ બાર કિંવા દશમાસે સમાપ્તિ થાય છે, એમ કહીને એ વિકલ્પનું ખરું કારણ ન દર્શાવી શકાવાથી 'પૂર્વાપર પરિપાઠ પ્રમાણે તે કરે છે' (पदेन खलु वा एते यन्ति) એવો શેરો તેમાં મારી દીધેલો છે. એ ત્રણ વર્ણનોમાં કાંઇક ન્હાના સૂના ભેદ હોય, તોપણ એ સત્ર દશ કિંવા બાર માસે સમાપ્ત થતું હતું, એવો તો એ વાર્ત્તા વિશે સર્વનો એક જ અભિપ્રાય છે. 'તાંડ્ય બ્રાહ્મણ'માં પણ 'ગવાં અયન' ના વર્ણનમાં એ દ્વિપ્રકાર અવધિ કહેલો છે. હવે એ સત્રના અવધિવિષયક સ્પષ્ટ ઉલ્લેખો અને ગત 'દર્શન' (પ્રકરણ)માંના દશમાસ પર્યન્ત સત્ર ચલાવનારા દશગ્વોની કથાનો એકત્ર વિચાર કરવાથી પ્રાચીનકાળમાં વૈદિક આર્યોનું સાંવત્સર સત્ર દશમાસે જ સમાપ્ત થતું હતું, એવું અપ્ર-

---

* "गवामयनेन यन्ति ।गावो वा आदित्या आदित्यानामेव तदयनेन यन्ति" ઐતરેય બ્રાહ્મણ ૪,૧૭.

તિકાર્યે અનુમાન નીકળી શકે છે. વૈદિક જનો જ્યારે ધ્રુવપ્રદેશમાંથી નીકળીને નીચેના ભાગમાં આવ્યા, તે વેળાએ એ અવધિ બદલાઈ જતાં સર્વ સત્રો બાર માસનાં થઇ ગયાં. છતાં પણ ધાર્મિક ઘટનાવિષયક પુરાણપ્રિયતા બહુ જ બલવતી હોવાથી વિકલ્પે સત્રોના જૂના અવધિને પણ કાયમ રાખવામાં આવ્યો; અને એટલામાટે જ પૂર્વપરંપરાનાં કારણથી 'તૈત્તિરીય સંહિતા'માં બારમાસના કાળ સાથે દશમાસના કાળને પણ માન્ય કરેલો છે. અને એથી મારા અભિપ્રાય પ્રમાણે પુરાતન કાલીન સત્ર–અવધિના પ્રશ્નનો નિર્ણય થઈ જાય છે. હવે એનાં કારણો ગમે તે હોય, પણ એટલું તો ખરું જ કે, પ્રાચીન સંવત્સર સત્ર કેવળ દશ માસ પર્યન્ત જ ચાલતું હતું.

પ્રાચીન કાલમાપન પદ્ધતિના અવશેષરૂપ એ વાર્ષિક સત્રના દશ માસના અવધિનું કારણ શું હોવું જોઇએ, એ ન સમજી શકવાના પ્રમાદની કેવળ 'તૈત્તિરીય સંહિતા' એકલી જ ઉત્તરદાત્રી છે એમ નથી. યૂરોપીય સૌર વર્ષના બારમા મહિનાનું નામ **ડિસેમ્બર્** માસ છે; પણ વ્યુત્પત્તિની દૃષ્ટિથી જોતાં એ શબ્દનો અર્થ '**દશમો મહિનો**' છે. (દિસેમ્–(સં) દશન્–દશ, અને બેર–(સં) વાર–કાલાવધિ). એ પૂર્વના યૂરોપીય સૌર માસોનાં નામોના પણ સાતમો, આઠમો અને નવમો ઇત્યાદિ અર્થો છે (સેપ્ટેમ્ સપ્તન્ ઇત્યાદિ). પ્રથમારંભે રોમન લોકોનું વર્ષ દશ માસનું હતું અને ત્યાર કેડે કેટલાક કાળ પછી **ન્યૂમા** નામક રાજાએ તેમાં પ્રથમના બે મહિનાનો ઉમેરો કર્યો, એમ **પ્લૂટાર્કે** પોતાના 'રોમન લોકોનાં ચરિત્રો' નામક ગ્રંથમાં લખેલું છે. પરંતુ એનું કારણ શું હોવું જોઇએ, એનો આજ સુધીમાં કોઇએ કાંઇ પણ વિચાર કરેલો નથી. શાસ્ત્રીય જ્ઞાનની આટલી બધી વૃદ્ધિ થએલી હોવા છતાં પણ આજે રોમન લોકોનું વર્ષ પ્રથમ દશ માસના અવધિનું કેમ હતું, એ વિશે કાંઈ કહી શકાતું નથી; તો પછી 'તૈત્તિરીય સંહિતા'માં 'ગવાં અયન'નો અવધિ દશ માસનો શા માટે હતો, એનો 'પૂર્વાપર પરિપાઠ' વિના જો બીજું કાંઇ (પદ) કારણ ન કહેલું હોય, તો તે વિશે વિશેષ આશ્ચર્યચકિત થવાનું કાંઇ પણ કારણ નથી. પરંતુ હવે ધ્રુવોપપત્તિના યોગે ઘણીક અજ્ઞાત વાર્ત્તાઓપર પ્રકાશ પડવાનો છે. 'ગવાં અયન'નો દશ માસનો અવધિ અને રોમન લોકોનું દશ માસનું વર્ષ, એ ઘટનાઓ જો ઉભય આર્ય શાખાઓ એકત્ર હતી, તે સમયના ચિન્હરૂપ હોય, તો સમસ્ત વર્ષમાંથી બચેલા બાકીના બે માસનો હિસાબ આપણે સહજ આપી શકીએ એમ છે. એ કાળ એટલે જે દીર્ઘ રાત્રિના સમયમાં ઈન્દ્ર **વલને** મારીને તેણે ગોંધી રાખેલી ગાયોને છોડાવતો હતો અથવા તો પોતાની ગાયોને ચોરી જનાર **કાકસ** નામક રાક્ષસને **હર્ક્યૂલિસ્** ઠાર કરતો હતો, તે દીર્ઘ રાત્રિનો જ કાળ હતો. ધ્રુવપ્રદેશમાંથી નીચે આવ્યા પછી આર્યોને પોતાના પંચાંગમાં આવશ્યકીય ફેરફારો કરવા પડ્યા હતા અને એ પ્રમાણે તેમણે પોતાના જૂના વર્ષમાં

બે મહિનાનો ઉમેરો કર્યો. પરંતુ એ પૂર્વની રૂઢિઓ સર્વથા લુપ્ત થનારી ન હોવાથી તે રૂઢિઓ પુરાણકથા અને યજ્ઞપદ્ધતિમાં અદ્યાપિ દૃષ્ટિગોચર થયા કરે છે. એ સર્વ પ્રમાણોથી જોતાં જે વેળાએ સર્વ આર્ય લોકો એકત્ર વસતા હતા, તે સમયે તેમનું વર્ષ દશ માસનું હોઇને એ દશ માસ પછી અંધકારમયી દીર્ઘ રાત્રિ આવતી હતી, એમ માનવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી જ. તુલનાત્મક ગાથાશાસ્ત્રથી પણ એ જ વાર્ત્તા સિદ્ધ થાય છે અને એ વિશેનું વિવેચન હવે પછીના એક 'દર્શન' માં સ્વતંત્રતાથી આવવાનું છે.

એ 'ગવાં અયનમ્' સત્ર ગાયોએ જ કર્યું હતું, એમ 'ઐતરેય બ્રાહ્મણ' અને 'તૈત્તિરીય સંહિતામાં કહેલું છે. પણ એ ગાયો એટલે કોણ? એ ખરેખરી ગાયો હતી કે અન્ય કોઇ? 'ઐતરેય બ્રાહ્મણ' માં 'જે આદિત્યો તે જ ગાયો' એમ સૂચવેલું* છે; અને એ 'ઐતરેય બ્રાહ્મણ' માંના વચનને તુલનાત્મક ગાથાશાસ્ત્રનો પણ સારો આધાર મળે છે. પુરાણકથામાં આવતી ગાયો તે સંવત્સરનાં દિવસ અને રાત્રિ હતાં, એમ કેવળ વેદોમાંથી જ નહિ, કિન્તુ ગ્રીક પુરાણોમાંથી પણ જણાઈ આવે છે. વસ્તુસ્થિતિ એ પ્રમાણેની હોવાથી શૃંગો (શિંગડાં) મેળવવાની ઇચ્છાથી ગાયોએ આરંભેલા સત્રનો અર્થ વધારે સારી રીતે આપણા સમજવામાં આવી શકે એમ છે. મૅક્સમૂલરે પોતાના ગાથાશાસ્ત્ર વિષયક ગ્રંથમાં આર્ય પુરાણમાંની ગાય વિશેનું વિવેચન કરેલું છે. તેમાં તે કહે છે કે;–'વેદોમાં ત્રણ પ્રકારની ગાયો મળી આવે છે; ખરી ગાયો, જળરૂપ ગાયો અને પ્રાતઃકાલિક પ્રકાશરૂપી ગાયો. એ ત્રણને એકબીજાથી ભિન્ન કરીને ઓળખવાનું કાર્ય કઠિન થઈ પડે છે, એટલું બધું તેમનું વર્ણન સંમિશ્ર હોય છે. '**निरुद्धा आपः पणिनेव गावः**' એમાં પાણીને ગાયની ઉપમા આપેલી છે; પણ ત્યાર કેડે એ ઉપમાનું રૂપક થઇને કેટલેક સ્થળે તો મૂળ પાણીનો લોપ થયો અને 'ગાય' શબ્દથી જ પ્રધાનતાવડે તેનું વર્ણન થવા લાગ્યું. ઉષાને પણ અનેક સ્થળે ગાય કહેલી છે. ૧,૯૨,૧ "એ ઉષાઓએ પૂર્વ તરફ પોતાનો કેતુ ફરકાવ્યો. તે તેજસ્વિની ગાય માતાઓ આવે છે અને ૧,૯૩,૪ 'હે અગ્નિષોમ' પણીની ગાયોને હરીને તમે અનેકોને પ્રકાશ આપ્યો.' એ વર્ણનમાંની ગાયો એટલે ઉષાઓ કિંવા તેમનો પ્રકાશ જ છે, એમ સહજ સમજી શકાય છે. ૧,૬૨,૩ માં "બૃહસ્પતિએ અદ્રિને ભેદીને ગાયોને શોધી કાઢી" એમ કહેલું છે. ૨,૧૯,૩ માં "ઈન્દ્રે સૂર્યને ઉત્પન્ન કરીને ગાયોને શોધી કાઢી," ૨,૨૪,૩ માં "બૃહસ્પતિએ ગાયોને હાંકી કાઢી, બ્રહ્માએ (શસ્ત્રોવડે) અદ્રિને ભેદી નાંખ્યો, તમનો (અંધકારનો) લોપ કર્યો અને સ્વર્લોકમાં

---

* "गावो वा आदित्या आदित्यानामेव तदयनेन यंति" ॥ 'ઐતરેય બ્રાહ્મણ' ૪,૧૭.

પ્રકાશ કર્યો" ઇત્યાદિ જે વર્ણનો છે, તે વર્ણનોથી ગાયનું સ્વરૂપ સહજ દૃષ્ટિગોચર થાય એવું છે. પરંતુ એથી પણ વિશેષ મહત્ત્વની વાર્ત્તા ઉષાની ગાયોનું ઈતર રાષ્ટ્રોનાં પુરાણોમાં જે વર્ણન આવેલું છે તે છે. તે સ્થળે ગાયો એટલે દિવસ એ સ્પષ્ટ છે. **હેલિઑસ્** (એક ગ્રીક દેવતા—સંસ્કૃત સૂર્ય) ની ૩૫૦ ગાયો અને ૩૫૦ મેંઢીઓ ગ્રીક પુરાણમાં આવેલી છે; અને તે વર્ષના ૩૫૦ દિવસ અને ૩૫૦ રાત્રિઓ જ છે. એથી આર્ય લોકોના એકબીજાથી વિભક્ત થવા પૂર્વે તેમનું વર્ષ ૩૫૦ દિવસનું હતું, એમ સિદ્ધ થાય છે. અસ્તુઃ ત્યારે પણીએ નિરુધ્ય કરેલી (અટકાવેલી) ગાયો તે શિંગડાંવાળી ખરેખરી ગાયો નહિ, પણ દિવસ રાત્ર જ હતાં કિવા છે. 'ગવાં અયનમ્' સત્ર કરનારી ગાયો એટલે દિવસ—અર્થાત્ એ ગાયોનો દિવસના અર્થમાં સ્વીકાર કરવાથી એ ચમત્કારિક વાર્ત્તા (ઘટના) નું મૂળ ઉત્તરધ્રુવ પાસેના દશ માસાત્મક વર્ષવાળા પ્રદેશમાં જ છે, એમ તરત દેખાઈ આવે છે. પણીના પંજામાંથી છટકી ગયેલી ગાયો એટલે દીર્ઘ રાત્રિ પછી આવતો પ્રકાશ. એ પ્રકાશ દશ માસ પર્યન્ત ચાલતો રહેવા પછી પુનઃ દીર્ઘ રાત્રિ આવતી હતી એટલે કે, પણી પુનઃ ગાયોને ન્હસાડી જતો હતો. રોમન લોકોનું વર્ષ પ્રથમારંભે દશમાસાત્મક હતું, એ તો આગળ કહેલું જ છે. **અવેસ્તામાં** પણ '**ઐર્યન વઇજો**' માં દશ માસ પર્યન્ત ઉન્હાળાનું વર્ણન છે. એટલે કે, દશ માસનું વર્ષ અને તેની પછી આવતી બે માસની દીર્ઘ રાત્રિને આર્ય લોકો એકબીજાથી વિભક્ત થવા પૂર્વે જાણતા હતા, એમ માનવામાં હવે કોઇ પણ પ્રકારની અડચણ નથી. એ વિશેના વેદમાં કેવળ કાલ્પનિક અને એક બે ઉલ્લેખો જ નથી, કિન્તુ પ્રત્યક્ષ અને વિપુલ ઉલ્લેખો છે. એ ઉલ્લેખોની અર્થવ્યવસ્થાનો ખરો માર્ગ મળ્યો ન હોતો, તેથી જ એ ઉલ્લેખો આજ સુધી અજ્ઞાત અવસ્થામાં પડી રહ્યા હતા.

એ તો પૂર્વે કહેલું જ છે કે, ધ્રુવ પાસેના પ્રદેશમાં અક્ષાંશમાનથી વર્ષના સાતથી અગિયાર મહિના હોય છે. એથી જો કે દશ માસના વર્ષના જ વેદમાં સ્પષ્ટ ઉલ્લેખો છે, તોપણ તેથી બીજા પ્રકારોનો તેમાં સર્વથા અભાવ જ છે, એમ માત્ર કહી શકાય તેમ નથી. કારણ કે, **અદિતિની** કથામાં સાત મહિનાનો ઉલ્લેખ આવેલો જ છે. હવે એમાં ભિન્નતા માત્ર એટલી જ કે, દશ માસનું વર્ષ વિશેષ મહત્ત્વનું હતું. અંગિરસોના અનેક પ્રકાર હોઇને તેમાંનાં દશગ્વો શ્રેષ્ઠ હતા, એમ જે ઋગ્વેદમાં કહેલું છે, તેથી પણ એ જ સ્થિતિ દેખાઈ આવે છે. પરંતુ ગમે તેમ હોય, તોપણ એ વર્ણન ધ્રુવવૃત્તના આંતરિક પ્રદેશનું છે, એમાં તો કશી પણ શંકા નથી. **હેલિઑસ્**નું વર્ષ ૩૫૦ દિવસનું હતું. એ વર્ષ સાદા વ્યાવહારિક વર્ષ કરતાં ૧૦ દિવસ જેટલું ન્યૂન

હતું. એ દશ દિવસ એટલે અંધકારના દશ દિવસ જ હોવા જોઇએ. જ્યાં દશ માસનું વર્ષ હોય, ત્યાં ૬૦ દિવસની દીર્ઘ રાત્રિ હોવી જ જોઇએ. હવે એવા પ્રકારની દીર્ઘ રાત્રિનો વધારેમાં વધારે અવધિ કેટલો હતો, એ તત્ત્વને જાણી શકાય તેવાં કાંઈ પ્રમાણો મળી શકે છે કે નહિ, તે હવે આપણે જોઇએ.

**હોમર** કવિએ **હેલિઑસ્**ની ગાયો વિશે જે કાંઈ વર્ણન કરેલું છે; તેનો કશો પણ નિર્ણય કરી શકાતો નથી. એવો **મૅક્સમૂલરે** પોતાનો એક સ્થળે અભિપ્રાય દર્શાવેલો છે. પરંતુ ધ્રુવોપપત્તિનું સાહાય્ય લેવાથી એનો ત્વરિત નિર્ણય થઈ જાય એમ છે. **ઑડિસીસ્**ના સાથીઓ (ગોઠીઆઓ) એ **હેલિઑસ્** (સૂર્ય) ની ગાયોને ખાઈ જઈને તેમને પાછી આવવા દીધી નહિ, અથવા **હર્મિસે અપૉલન્**ની ગાયોને ચોરીને તેમાંની બે ગાયોને ઠાર કરી નાંખી, એમ જે **હોમરે** કહેલું છે, તેમાં અમુક ગાયો એટલે દિવસોને ખાધા–અર્થાત્ તેટલા દિવસો દીર્ઘ અંધકારમયી રાત્રિમાં ગડપ થઈ ગયા, એમ જ સમજવું જોઇએ. એમાં દિવસોની જે ન્યૂનાધિક સંખ્યા છે, તે અક્ષાંશપરત્વે છે. આજ સૂધી પ્રકાશ અને અંધકારના નિત્યના ઝગડાના આધારે જ સર્વ વાર્તાઓના અર્થની વ્યવસ્થાના પ્રયત્નો થયેલા હોવાથી ઉપર્યુક્ત વાર્તા જેવી કેટલીક વાર્તાઓ અદ્યાપિ સર્વથા ગૂઢ જ રહી ગઈ છે. પરંતુ ધ્રુવોપપત્તિનો સ્વીકાર કરવાથી એ સર્વ વાર્તાઓ સુગમ અને સ્પષ્ટ થઈ પડે છે. વેદોમાં પણ વલ કિવા વૃત્રે ઈંદ્રની ગાયને ન્હસાડી લઈ જવાનું કહેલું છે, પણ તેમની સંખ્યા ક્યાંય નિશ્ચિત આપેલી નથી. ઋજાશ્વે ૧૦૦ (૧,૧૧૬,૧૬) કિવા ૧૦૧ (૧,૧૧૭,૧૮) મેષોને મારીને વૃક સમક્ષ નાંખ્યા, એવું વર્ણન ઋગ્વેદમાં આવેલું છે, તેનો કેવળ સો દિવસના અવધિની રાત્રિ સાથે જ સંબંધ હોવો જોઇએ. યજ્ઞિય વાઙ્મયમાં એ દીર્ઘ રાત્રિવિશે એક મહત્ત્વની વાર્તા આવેલી છે. પણ તે વાર્તાપર ત્યાર પછીની ટીકા અને ભાષ્યો ઇત્યાદિનું એટલું બધું આચ્છાદન (ભાર) પડી ગયું છે કે, સોમયાગના ઇતિહાસનો સવિસ્તર વિચાર કર્યા વિના તે વાર્તાને સ્પષ્ટતાથી રજૂ કરી શકાય તેમ નથી જ. સોમયાગ સર્વથા પુરાતન હોઇને સર્વ યાગોના આદર્શરૂપ છે. ઋગ્વેદમાંના કર્મકાંડમાં એમનું જ પ્રાધાન્ય હોઇને ૧૧૪ સૂક્તોનું સમસ્ત ૯ મું મંડળ સોમ સૂક્તોનું જ બનેલું છે. એ સોમયાગોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાથી તેમના આધારે આર્યોની અતિ પુરાતન કાળની યજ્ઞ પદ્ધતિનું સ્વરૂપ થોડે ઘણે અંશે પણ સ્પષ્ટ થઇ શકે એમ છે. એટલા માટે એનો હવે આપણે કાંઇક સૂક્ષ્મતાથી વિચાર કરીએ.

'સોમયાગ' નામથી તેમાં સોમરસ કાઢીને તેનો હવિ આપવાની ઘટના વિશેષ છે, એ તો સ્પષ્ટ જ છે. એ સોમરસના હવિ નિત્ય સ્હવારમાં, મધ્યાન્હે અને સાયંકાળે એવી રીતે ત્રણવાર આપવાના હોય છે. સોમયાગોના અવધિથી તેમના ત્રણ વર્ગો થાય છે અને તે

આ પ્રમાણે;—૧ **એકાહ** એટલે એક જ દિવસમાં સમાપ્ત થનાર; ૨ **અહીન** એટલે બે દિવસથી તેર દિવસના અવધિમાં સમાપ્ત થનાર; અને ૩ **સત્રો** એટલે તેર દિવસથી તે એક હજાર વર્ષ પર્યન્ત પણ ટકી રહેનાર. **અગ્નિષ્ટોમ** પ્રથમ વર્ગમાં* આવે છે, પરંતુ એની સાથે અત્યારે આપણને કશુંય કર્ત્તવ્ય નથી. **દ્વાદશાહ** દ્વિતીય વર્ગસ્થ હોઇને તે **અહીન** કિંવા **સત્ર** એમાંના કોઇપણ રૂપે કરી શકાય છે. એનું મહત્ત્વ વિશેષ છે. ત્રણ **ત્ર્યહ**, દશમો દિવસ અને બે **અતિરાત્ર** મળીને એ થયેલો† હોય છે. ત્રણ **ત્ર્યહ** મળીને થયેલા નવ દિવસને **નવરાત્ર** કહે છે; અને એની સાથે દ્વિરાત્ર, ત્રિરાત્ર આદિ સોમયાગો પણ કહેલા છે. સંવત્સરસત્રો તૃતીય વર્ગમાં આવતા હોઇને 'गवां अयनम्' તેમના આદર્શરૂપ છે. એમાંનાં વિશેષ મહત્ત્વના સત્રો કહીએ તો તે સંવત્સરસત્રો છે. તેમના સ્વરૂપને યોગ્યરીતિથી જાણવા માટે **ષળહ** એટલે શું, તે જોવું જોઇએ. એનો '૭ દિવસનો યજ્ઞ' એવો અર્થ હોઇને એવા પાંચ **ષળહ** મળીને એક મહિનો થાય છે. જ્યોતિઃ, ગો, આયુસ્ અને પુનઃ **આયુસ્, ગો,** જ્યોતિસ્ એમ ૭ **એકાહ** મળીને એક **ષળહ** થાય છે. એટલે કે, પ્રત્યેક **ષળહ**ના આદ્યન્તમાં **જ્યોતિષ્ટોમ** હોય છે. **અભિપ્લવ** અને **પૃષ્ટ્ય** એવા બીજા પણ **ષળહ**ના ભેદો છે. કેટલાક **ષળહ** અને બીજા કેટલાક આદિમધ્ય અને અન્તમાં આવતા વિધિઓ મળીને સંવત્સરસત્ર થાય છે. એ સત્રના મધ્ય દિવસને **વિષુવાન્** કહે છે; અને એ વિષુવાનના યોગે સત્રના બરાબર બે સરખા ભાગો થતા હોઇને, પ્રથમ ભાગમાં થતા વિધિઓ દ્વિતીય ભાગમાં વિરુદ્ધ ક્રમથી થાય છે. એ 'गवां अयनम्'ની અનુક્રમણિકા નીચે પ્રમાણે છે;—

| ભાગ. | દિવસ. |
|---|---|
| ૧ આરંભ કાલીન અતિરાત્ર... ... ... ... ... | ૧ |
| ૨ ચતુર્વિંશ દિન (એને જ આરંભણીય કિંવા પ્રાયણીય કહે છે). ... | ૧ |
| ૩ ચાર અભિપ્લવ ષળહ અને એક પૃષ્ઠ્ય ષળહ મળીને એક મહિનો એવા પાંચ મહિના. ... ... ... ... ... | ૧૫૦ |
| ૪ ત્રણ અભિપ્લવ ષહળ અને એક પૃષ્ઠ્ય ષળહ... ... ... | ૨૪ |

* "ઐતરેય બ્રાહ્મણ' (૩,૩૪-૪૯) માં **અગ્નિષ્ટોમ**નું સાગ્ર વર્ણન આપેલું હોઇને તે એ પ્રથમ વર્ગમાંના સર્વ યાગોની પ્રકૃતિ છે. **અત્યગ્નિષ્ટોમ, ઉક્થ્ય, ષોડશી, વાજપેય, અતિરાત્ર** અને **અપ્તોર્યામ** એ પ્રમાણે તેની ૭ વિકૃતિયો હોઇને એ ૭ અને અગ્નિષ્ટોમ એવી રીતે સાત મળીને **જ્યોતિષ્ટોમ**ના સાત ભાગો થાય છે." આશ્વલાયન શ્રૌત સૂત્ર. ૯,૧૧,૧.

† "त्रयश्च वा एते त्र्यहा आदशममहराद्वावतिरात्रौ यद् द्वादशाहः"॥ 'ઐતરેય બ્રાહ્મણ' ૪,૨૪.

| | | |
|---|---|---|
| ૫ | અભિજિત્ દિન. ... ... ... ... ... ... | ૧ |
| ૬ | ત્રણ સ્વરસામ દિન. ... ... ... ... ... | ૩ |
| ૭ | વિષુવાન્ (એની એકંદર સત્ર દિનમાં ગણના કરવામાં આવતી નથી) | |
| ૮ | ત્રણ સ્વરસામ દિન. ... ... ... ... ... | ૩ |
| ૯ | વિશ્વજિત્ દિન. ... ... ... ... ... ... | ૧ |
| ૧૦ | એક પૃષ્ઠ્ય અને ત્રણ અભિપ્લવ ષળહ... ... ... ... | ૨૪ |
| ૧૧ | એક પૃષ્ઠ્ય અને ચાર અભિપ્લવ, એવા ચાર માસ પર્યન્ત. ... | ૧૨૦ |
| ૧૨ | ત્રણ અભિપ્લવ ષળહ, એક ગોષ્ટોમ, એક આયુઃષ્ટોમ અને એક... દશરાત્ર મળીને એક મહિનો. ... ... ... ... | ૩૦ |
| ૧૩ | મહાવ્રાત. ... ... ... ... ... ... | ૧ |
| ૧૪ | અંતિમ અતિરાત્ર... ... ... ... ... ... | ૧ |
| | એકંદર દિવસ | ૩૬૦ |

સંવત્સરસત્રોમાંના એ ભાગોમાંના જેમનામાં કશો ફેરફાર ન જ કરી શકાય, એવા ભાગો બહુ જ થોડા છે. પ્રથમ અને અંતિમ એ બે અતિરાત્ર ચતુર્વિંશ, મહાવ્રાત, અભિજિત્, વિશ્વજિત્, વિષુવાન્ અને તેની પૂર્વે તથા પછીથી આવનારા ત્રણ સ્વરસામ તેમ જ દ્વાદશાહમાંના દશરાત્ર એટલા જ તેમનામાંના વિશિષ્ટ ભાગો છે. બાકીના દિવસો અભિપ્લવ અને પૃષ્ઠ્ય ષળહવડે ભરી કાઢેલા હોય છે. આમ હોવાથી 'गवां अयनम्' સત્ર જો દશ માસનું કરવું હોય, તો ઉપર આપેલી ૩ જી અને ૧૧ મી કલમમાંના પાંચ પાંચ ષળહોને ન્યૂન કર્યા એટલે થયું. ઉપર આપેલી રચનામાં થોડોક ફેરફાર કરવાથી 'आदित्यानां अयनम्' નામક સત્ર* થાય છે. એમાં મુખ્ય વિશેષતા એટલી જ છે કે, એમાંના સર્વ ષળહો અભિપ્લવ જ હોય છે, કેટલાક પૃષ્ઠ અને કેટલાક અભિપ્લવ હોતા નથી. તેમ જ સર્વ ષળહોને અભિપ્લવ કરીને બીજા કેટલાક થોડા ઘણા ફેરફાર કરવાથી એનું જ 'अंगिरसामयनम्' નામક સત્ર† થાય છે. એ ફેરફારો થવા છતાં તેથી ૩૬૦ દિવસની સંખ્યામાં કશો પણ બાધ આવતો નથી, પરન્તુ કેટલાકો યાજ્ઞિક ચાંદ્ર વર્ષનું અવલંબન કરીને ૩૫૪ દિવસનો જ સ્વીકાર કરતા

---

* "यथा वाप्रायणीयोऽतिरात्रश्चतुर्विंश उक्थ्यः सर्वेभिप्लवाः षळहा आक्ष्यंत्यन्यान्यहानि तदादित्यानामयनम्" ॥ 'ઐતરેય બ્રાહ્મણ' ૪,૧૭.

† "प्रायणीयोऽतिरात्रश्चतुर्विंश उक्थ्यः सर्वे पृष्ठयाः षळहा आक्ष्यंत्यन्यान्यहानि तदंगिरसामयनम्" ॥ 'ઐતરેય બ્રાહ્મણ' ૪,૧૭.

હતા અને તેથી તેઓ ઉપરના કોષ્ટકમાંથી છ દિવસ કાઢી નાંખતા હતા. તેમના એ સત્રને 'उत्सर्गिनां अयनम्' કહેવામાં આવે છે. એ સર્વ સત્રોમાં તાત્પર્ય એટલું જ છે કે, ચાંદ્ર કિંવા સૌર એ બેમાંનું જે પ્રકારનું વર્ષ લેવામાં આવ્યું હોય, તે વર્ષને અનુરૂપ જ તે સત્રનો કાર્યક્રમ કરવાનો હોય છે. પરંતુ એની સાથે અત્યારે આપણને કાંઈ પણ કર્ત્તવ્ય ન હોવાથી આના કરતાં એમાં વધારે ઊંડા ઉતરવાનું કાંઈપણ પ્રયોજન નથી. 'બ્રાહ્મણો'માં અને 'શ્રૌતસૂત્ર'માં વિષુવાન, અભિજિત્ અથવા સ્વરસામ, એ દિવસે કરવાના વિધિ સવિસ્તર કહેલા છે. 'ઐતરેય આરણ્યક' માં મહાવ્રતનું વર્ણન આપેલું હોઇને 'ઐતરેય બ્રાહ્મણ' ની ચતુર્થ પંચિકામાં અતિરાત્ર અને ચતુર્વિંશનું વર્ણન કરેલું છે. સત્રનો ખરો આરંભ ચતુર્વિંશથી જ થતો હોઇને તેનો અંત મહાવ્રતથી થાય છે. 'ઐતરેય બ્રાહ્મણ' ની ચતુર્થ પંચિકામાં એમ કહેલું* છે કે;–"બૃહદ્દિવ સૂક્તવડે હોતા રેતનું સિંચન કરે છે; એવા પ્રકારે તે એ રેતદ્વારા મહાવ્રાત દિનનું પ્રજનન કરાવે છે. કારણ કે, પ્રતિ સંવત્સરે સિંચેલું રેત પ્રજનન કરનારું થાય છે." આ ખુલાસાથી એમ દેખાય છે કે, પ્રવર્ગ્ય વિધિ પ્રમાણે જ યજ્ઞના બીજને તેનું યથા-કાળે પ્રજનન થવામાટે રાખી મૂકવાનો જ મહાવ્રતનો પણ ઉદ્દેશ છે. મહાવ્રત એટલે જૂના અને નવા વર્ષને એકત્ર જોડનારી કડી હોઇને તેવડે જ સત્રની પરિસમાપ્તિ થતી હતી એ યોગ્ય જ છે. પ્રત્યેક સંવત્સર સત્રના આદ્યન્તમાં એક એક અતિ રાત્રયાગ હતો અને સત્રના અંતિમ ભાગમાં દ્વાદશાહનું વિશેષ મહત્ત્વ હતું.

એ પ્રમાણે યજ્ઞ ગ્રંથોમાં કહેલાં સંવત્સરસત્રોની રચનાનું સર્વથા સ્થૂલ માનયુક્ત સ્વરૂપ છે. એ સત્રો સાધારણતઃ ૩૬૦ દિવસોના વર્ષ અનુસાર નિશ્ચિત કરેલાં હોઇને તેમાં વિષુવાન્ દિવસ મહત્ત્વનો હતો. કારણ કે, એની પછી કરાતા વિધિઓ પૂર્વના વિધિથી વિરુદ્ધ ક્રમે કરવામાં આવતા હતા. વિષુવાન્‌ની સ્થિતિ અનુસાર એ યજ્ઞપદ્ધ-તિની જે સ્થાપના થઈ તે કાળના સંબંધમાં કાંઈ મહત્ત્વનાં અનુમાનો કાઢી શકાય છે કે કેમ, એ તો 'મૃગશીર્ષ અથવા વેદોની પ્રાચીનતાના વિચાર' માં કહેલું જ છે. (પૃષ્ઠ ૯ અને ૧૦). પણ હવે અત્યારે આપણે એના કરતાં પણ વિશેષ પ્રાચીન કાળનો વિચાર કરવાનો હોવાથી સત્રના સામાન્ય વર્ગમાં સમાતા દ્વિતીય પ્રકારના સોમયાગોનું કિંચિત્ વર્ણન કરવું જોઇએ. દ્વાદશાહ સાથેની બે રાત્રિથી બાર રાત્રિ પર્યન્તના **અહીન** યાગ વિશે પૂર્વે કહેલું જ છે. પણ એ રાત્રિસત્રો બાર રાત્રિ પર્યન્ત આવીને જ અટ-કતાં નથી; કિંતુ તેમની ગતિ ત્રયોદશ રાત્રિથી તે શતરાત્રિ પર્યન્ત ગયેલી છે. પરંતુ

---

* बृहद्दिवेनात्र होतारतेः सिंचति। तददो महाव्रती येनाह्वा प्रजनयाति। संवत्सरे संवत्सरे वै रेतः सिक्तं जायते" ॥ 'અતરેય બ્રાહ્મણ' ૪,૧૪.

**અહીન**ની વ્યાખ્યા 'બાર અથવા તેથી ઓછા દિવસનો યાગ' એવી હોવાથી ત્રયોદશ રાત્રાદિ યજ્ઞસત્રને એ વર્ગમાં નાંખવામાં આવે છે. પણ એ કૃત્રિમ ભેદને ત્યાગી દેવાથી એમ જણાઈ આવે છે કે, એકાહ, દ્વાદશાહ અને સત્રોની સાથે જ 'રાત્રિસત્રો' નામની બેથી એકસો રાત્રિ પર્યન્ત (પણ તેથી અધિક નહિ) થનારાં સત્રોની પણ માલિકા છે. 'તૈત્તિરીય સંહિતા,' 'બ્રાહ્મણો' અને 'શ્રૌત સૂત્રો' માં એ સત્રો સ્પષ્ટતાથી વર્ણવેલાં હોવાથી તેમનું સ્વરૂપ, તેમની સંખ્યા કિંવા તેમના અવધિ વિશે કોઈ પણ પ્રકારની શંકા અવશિષ્ટ રહેતી નથી.

હવે એ વિશે એક મહત્ત્વનો પ્રશ્ન એ છે કે, રાત્રિ ક્રતુ કિંવા રાત્રિ સત્રોનું નામ એ સત્રોને જ શા કારણથી આપવામાં આવ્યું છે અને એમનો અવધિ સો રાત્રિ કરતાં વિશેષ શા માટે ન હોવો જોઇએ? રાત્રિ એટલે વસ્તુતઃ દિવસ એમ જ એ સત્રોના સંબંધમાં માનવું જોઇએ. એ પ્રમાણે એમાંના પ્રથમ પ્રશ્નનું મીમાંસકોએ ઉત્તર આપેલું છે; અને એ અર્થ અનુસાર જોતાં **દ્વિરાત્ર** એટલે બે દિવસનો યાગ અને **શતરાત્ર** એટલે સો દિવસનો યાગ એમ જ નિષ્પન્ન થાય છે. આ અર્થને સર્વ યજ્ઞગ્રંથોમાં માન્ય રાખવામાં આવ્યો છે; એટલું જ નહિ પણ પ્રાચીનકાળમાં ચંદ્ર કાળમાપક હોવાથી તે કાળમાં દિવસ કરતાં રાત્રિ પ્રતિ વિશેષ ધ્યાન દોરાય એ સ્વાભાવિક હતું અને તેથી દિવસના અર્થમાં વ્યાવહારિકતાથી રાત્રિ શબ્દનો જ તેઓ પ્રયોગ—ઉપયોગ કરતા હશે, એ અનુમાન બહુધા યથાર્થ છે. પણ એ પછી પાછો એક એવો પ્રશ્ન આવીને ઊભો રહે છે કે, એ રાત્રિસત્રોનો અવધિ સો રાત્રિ (એટલે કે સો દિવસ) કરતાં અધિક શા માટે ન હોવો જોઇએ? સો દિવસ પરથી એકદમ ૩૬૦ દિવસોનાં સંત્વસરસત્રપર કેમ કૂદકો મારવામાં આવ્યો વારુ? ૧૦૧ થી ૩૫૯ દિવસ પર્યન્તના યજ્ઞો કેમ નથી કહેલા વારુ? એ પ્રશ્નોનાં સમાધાનકારક ઉત્તરો કોઇએ પણ આપેલાં નથી. માત્ર 'બ્રાહ્મણ' ગ્રંથોમાંના તર્કોનું અવલંબન કરવાથી એટલું જ કહી શકાય એમ છે કે, મનુષ્યનું આયુષ્ય સો વર્ષ કરતાં અધિક ન હોવાથી સો રાત્રિ કરતાં અધિક અવધિના સોમયાગ પણ નથી ('તૈત્તિરીય બ્રાહ્મણ' ૩,૮,૧૬). પરંતુ એ તર્ક કેટલા પ્રમાણમાં માન્ય રાખી શકાય એવો છે, એ વિશે વધારે કહેવાની કશીયે અગત્ય નથી. તાત્પર્ય કે, મીમાંસકોથી ઉક્ત પ્રશ્નનો નિર્ણય કરી શકાયો નથી, એ તો નિર્વિવાદ છે. અસ્તુ. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, યજ્ઞિય ગ્રંથોમાં કહેલાં જે બેથી સો રાત્રિ પર્યન્તનાં રાત્રિસત્રો છે, તે 'ગવાં અયનમ્' જેવા કોઈ પણ સંવત્સરસત્રના ભાગરૂપ ન હોઇને તેમનું સ્વતંત્ર અસ્તિત્વ શામાટે છે અને તેમનો અવધિ સો રાત્રિ કરતાં અધિક કેમ નથી, એનું કારણ પણ અદ્યાપિ કોઇએ દર્શાવ્યું નથી. રાત્રિ શબ્દનો દિવસના અર્થમાં સ્વીકાર કરવા

છતાં પણ સંવત્સર સત્રમાં તેમનો અન્તર્ભાવ કરી શકાતો નથી. પરંતુ ધ્રુવોપપત્તિના સાહાય્યથી એ પ્રશ્નનો કેટલોક સમાધાનકારક નિર્ણય કરી શકાય છે. એ નિર્ણય કેવી રીતે કરી શકાય છે, તે હવે આપણે જોઇએ.

પ્રથમ વિચારણીય પ્રશ્ન એવો છે કે, **'અતિરાત્ર'** શબ્દમાંની રાત્રિનો જ્યારે સૂર્યાસ્તથી તે સૂર્યોદય પર્યન્તનો કાળ, એવો અર્થ છે અને અતિરાત્ર યજ્ઞ પણ યદ્યપિ રાત્રિના સમયમાં જ કરવાનો હોય છે, ત્યારે દ્વિરાત્ર ત્રિરાત્રથી તે શતરાત્ર પર્યન્તનાં યજ્ઞમાં પણ રાત્રિ એટલે અંધકારનો કાળ, એમ સમજીને તે યજ્ઞો ખરેખર રાત્રિના કાળમાં જ કરવાના હતા, એમ માનવામાં શી અડચણ છે વારુ? સોમરસ રાત્રે કાઢવામાં આવતો નથી; અને તેથી એ રાત્રિસત્રો ખરેખર રાત્રિનાં ન હોઇને દિવસે કરવાનાં જ હતાં, એવો એક આક્ષેપ મારા કથનપર કરી શકાય એમ છે, પરંતુ તેમાં કાંઈ પણ તાત્પર્ય જેવું નથી. 'ઐતરેય બ્રાહ્મણ,' (૪,૫) માં **અતિરાત્ર**નું મૂળ દર્શાવતાં એમ કહેલું છે કે, "દેવોએ દિવસનો આશ્રય કર્યો, અને અસુરોએ રાત્રિનો (આશ્રય) કર્યો. એટલે અસુરોને ત્યાંથી કાઢી મૂકવાના કાર્યમાં ઈન્દ્રને બીજો કોઈ સહાયક મળી શક્યો નહિ. માત્ર છંદો તેની પાછળ પાછળ ગયા અને તેમણે અસુરોને રાત્રિના પૂર્વ ભાગમાંથી પ્રથમ પર્યાયવડે, મધ્ય ભાગમાંથી મધ્ય પર્યાયવડે અને અંતિમ ભાગમાંથી અંતિમ પર્યાયવડે હાંકી કાઢ્યા!" સોમના એ ત્રણે પર્યાયો રાત્રિના જ છે. વળી ઈન્દ્ર અને છંદ એ વિના બીજા કોઇને તે આપવા નહિ, એમ તે બ્રાહ્મણમાં સ્પષ્ટ કહેલું છે. આગળ એની પછીના પ્રકરણમાં* પવમાન સ્તોત્રનો સંબંધ દિવસ સાથે હોવાથી તે સ્તોત્રોને રાત્રિનાં કેમ કહ્યાં વારુ?' એવો પ્રશ્ન પૂછીને તેના ઉત્તરમાં જણાવેલું છે કે, તે સ્તોત્રો રાત્રિ અને દિવસ ઉભયનાં છે. એથી એમ જણાય છે કે, અતિરાત્રે સોમરસ રાત્રિના સમયમાં જ કાઢવામાં આવતો હતો અને તે કેવળ ઇન્દ્રને જ અપાતો હતો. **અતિરાત્ર** પ્રયોગ સર્વથા પ્રાચીન છે. પારસી ગ્રંથમાં પણ એનાજેવો એક પ્રયોગ આવેલો છે. તેમાં રાત્રિના ત્રણ ભાગ કહીને પ્રથમ ભાગમાં અહુરમજદનો પુત્ર અગ્નિ ઊઠીને યજમાનને કસ્તી બાંધી સારાં ઇન્ધનો લાવવાનું કહે છે અને કહે છે કે," દઇવો (વૈદિક અસુરો) એ નિર્માણ કરેલો અહી હમણા જ આવીને મારી જોડે યુદ્ધ કરી મને મારવાનો છે; એટલે મને સારી રીતે સળગવા દે!" બીજા અને ત્રીજા ભાગ વિશે પણ એમ જ કહેલું છે. અતિરાત્રમાંના ત્રણ પર્યાયો અને આ રાત્રિના ત્રણ ભાગોમાંના સામ્યનો વિચાર કરવાથી એમ દેખાઈ આવે છે કે, અતિરાત્ર યાગ અત્યંત પ્રાચીન હોઇને તે વૃત્ર સાથે લઢતા ઈન્દ્રને સાહાય્ય કરવાના ઉદ્દેશથી રાત્રિના સમયમાં જ કરાતો હતો.

---

* "पवमानवदहारित्याहुर्न रात्रिः पवमानवती कथमुभे पवमानवती भवतः.......तेन रात्रिः पवमानवती तेनोभे पवनमानवती भवतः" ॥ 'ઐતરેય બ્રાહ્મણ' ૪,૬.

હવે જે નિયમ એક રાત્રિના યાગને લાગૂ છે, તે જ નિયમ અનેક રાત્રિના યાગને પણ લાગૂ હોવો જ જોઇએ, એ તો ખુલ્લું જ છે. પ્રાચીન યજ્ઞિયો પોતાનાં સંવત્સરસત્રોને દશ માસના અવધિમાં સમાપ્ત કરતા હતા, એ તો પૂર્વે કહેલું જ છે. એ દશ મહિના પછી અંધકારમયી દીર્ઘ રાત્રિ આવતી હતી. એ એટલી મોટી રાત્રિમાં યજ્ઞિયો શો ઉદ્યોગ કરે વારુ ? એટલા દીર્ઘકાળપર્યન્ત એક સરખી રીતે નિદ્રાવશ થવું તો શકય નથી જ. યૂરોપના ઉત્તર ભાગમાં જે સ્થળે દીર્ઘરાત્રિ હોય છે, તે સ્થળે અદ્યાપિ આખો વખત લોકો સૂઇ રહેતા નથી. તારાઓની સ્થિતિથી તેમને કાળનું જ્ઞાન પણ થાય છે. એ જ વાર્ત્તા પ્રાચીન ઋત્વિજોને પણ લાગૂ પડનારી છે. પરંતુ જો તેઓ નિદ્રાવશ થતા નહોતા, તો શું કરતા હતા, એવો પ્રશ્ન સાહજિક આવીને ઉભો રહે છે. તેઓ હાથજોડીને નવરા બેસી રહેતા હતા, એમ પણ કહી શકાય તેમ નથી. કારણકે, તે વેળાએ ઇન્દ્ર અને વૃત્રનું યુદ્ધ આરંભાતું હોવાથી ઇન્દ્રને સાહાય્ય આપવાની આવશ્યકતા હતી. વસ્તુસ્થિતિ આવી હોવાથી જો ધ્રુવોપપત્તિ સત્ય હોય, એટલે કે, વૈદિક ઋષિઓના પૂર્વજો કાંઇ કાળમાં ખરેખર જ ધ્રુવનિવાસી હતા એમ હોય, તો ત્યાંની પ્રવર્ત્તમાન દીર્ઘ અંધકારમયી રાત્રિના સમયમાં ઇન્દ્ર અને વૃત્રના યુદ્ધ સમયે ઇન્દ્રને સાહાય્ય આપવા માટે તેઓ રાત્રે કાંઇ પણ (ઉદ્યોગ) કરતા હોવા જ જોઇએ. એટલે કે, રાત્રિના સમયે કરવાના સોમયાગો વૈદિક યજ્ઞગ્રંથોમાં મળવા જ જોઇએ. તે જ એ રાત્રિક્રતુ છે. એમાં **અતિરાત્ર**ને ગણવાથી એમનો એક રાત્રિથી તે સો રાત્રિ પર્યન્તનો અવધિ થાય છે. ધ્રુવ પાસેના વસતિસ્થાન વિશેની 'બ્રાહ્મણ'કાર કિંવા મીમાંસકોને કાંઇ પણ માહિતી ન હોવાથી તેમણે એ રાત્રિ સત્રોને દિવસ સત્રોનું સ્વરૂપ આપી દીધું. પરંતુ એ અર્થ વિપર્યાસ રાત્રિસત્રોનું ખરું સ્વરૂપ સ્મરણમાંથી નીકળી ગયા પછી જ થયેલો હોવો જોઇએ. મીમાંસાકોના અર્થને માન્ય કરવાથી એ રાત્રિસત્રોની મર્યાદા સો રાત્રિપર્યન્ત આવીને શામાટે અટકી જવી જોઇએ, એ વિશે કાંઇ કહી શકાતું નથી, એ ઉપર કહેલું જ છે; પરંતુ ધ્રુવોપપત્તિના યોગે એનું કારણ દર્શાવી શકાય છે. ધ્રુવવૃત્તસ્થ પ્રદેશમાં રાત્રિનો અવધિ અક્ષાંશના પ્રમાણ પરત્વે એકથી સો દિવસ પર્યન્તનો હોય છે; અને તે પ્રમાણથી રાત્રિસત્રોનો અવાધ પણ એકથી સો રાત્રિપર્યન્તનો જ હતો. જે સ્થળે રાત્રિ દશ દિવસની થતી હતી, તે સ્થળે લોકો દશરાત્ર કરતા હતા. અને જે સ્થળે સો દિવસની રાત્રિ થતી હતી ત્યાં શતરાત્ર કરતા હતા. રાત્રિનો અવધિ સો દિવસ કરતાં અધિક ન હોવાથી રાત્રિ સત્રોનો અવધિ પણ સોથી આગળ વધ્યો નથી. પૂર્વે કહ્યા પ્રમાણે જે સ્થળે પ્રકાશનો કાળ સાત મહિનાનો હોય છે, તે સ્થળે દીર્ઘ રાત્રિ પાંચ મહિનાની હોય છે. એ અવધિમાંથી ઉભયકાળના સંધ્યા પ્રકાશના એક એક માસને કાઢી નાંખવાથી લગભગ સો રાત્રિનો જ અવધિ આવી રહે છે. ઉષઃકાળમાં સ્વતંત્રયજ્ઞો કહેલા હોવાથી તે કાળનો રાત્રિમાં અંતર્ભાવ કરી શકાય તેમ

નથી. અસ્તુ. ત્યારે શતરાત્રયાગ એવીરીતે દીર્ઘ રાત્રિના મહત્તમ માનનો દર્શક છે. એ રાત્રિ ક્રતુઓનો બીજી કોઇ પણ ઉપપત્તિથી નિર્ણય થતો ન હોવાથી અને વિશેષતઃ તેમની સો રાત્રિઓનો નિર્ણય કરી શકાતો ન હોવાથી તે, સાત મહિનાના પ્રકાશનો કાળ, એક એક મહિનાનો સંધિપ્રકાશકાળ અને ત્રણ માસનો દીર્ઘરાત્રિકાળ એવી રીતે સ્થૂલમાનથી ત્રણ વિભાગાત્મક કાળાવધિ પ્રાચીન સંવત્સરના દ્યોતક છે, એમ માનવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી.

બીજી કેટલીક ઘટનાઓથી પણ એ જ અનુમાન નીકળે છે. **શતક્રતુ** નામ કેવળ ઈન્દ્રનું જ હોવાથી જો તે નામને ધારણ કરવાનો અન્ય કોઈ પ્રયત્ન કરે, તો તેની સાથે ઈન્દ્રનું યુદ્ધ થતું હતું, એવી અનેક કથાઓ વેદોત્તર કાલીન ગ્રંથોમાં આપેલી છે. સાયણાચાર્યે કેટલેક સ્થળે વૈદિક **શતક્રતુ** શબ્દનો 'સો **યજ્ઞો**નો સ્વામી' એવો અર્થ ન લેતાં 'સો **શક્તિઓ**નો સ્વામી' એવો જ તેનો અર્થ કરેલો છે; અને એને અનુસરીને યૂરોપીયન્ પંડિતોએ પૌરાણિક કથાઓને સર્વથા બહિષ્કૃત કરીને વેદોમાં 'ક્રતુ' નો 'શક્તિ' કિંવા 'યુક્તિ' વિના બીજો અર્થ કરવો જ નહિ, એવો નિશ્ચય કરેલો હોય એમ જ દેખાય છે. રાત્રિક્રતુઓ વિષયક ઉપર કરેલું વિવેચન જો યથાર્થ હોય, તો પૌરાણિક કથાઓ વ્યર્થ છે, એમ ન સમજતાં **શતક્રતુ** શબ્દ જે અર્થવડે ઈન્દ્રને લગાડવામાં આવ્યો છે, તે જ અર્થવડે પૌરાણિક કથાની પણ રચના થએલી છે, એમ માનવું જ પડે છે. પુરાણોમાંની અનેક કથાઓને વૈદિક કથાઓનો વિશેષ આધાર હોતો નથી, એ વાર્તાનો જો સ્વીકાર કરીએ, તો પણ પ્રસ્તુત વિષયમાં એનો અસ્વીકાર કરવા માટેનો આપણી પાસે નિશ્ચયકારક પૂરાવો છે. સો રાત્રિક્રતુઓની એ સંસ્થા ઇતર સત્રોથી ભિન્ન હોઇને તે ભિન્ન કેમ છે, એનો જ્યાં સૂધી નિર્ણય કરી ન શકાય, ત્યાં સૂધી વૈદિક **શતક્રતુ** શબ્દનો પૌરાણિક કથા સાથે સંબંધ જોડવો જ જોઈએ. પુરાણોમાં સો યજ્ઞ ઈન્દ્રત્વના લક્ષણરૂપ છે અને તે યજ્ઞો અશ્વમેધ છે, પણ શતરાત્ર કાંઈ અશ્વમેધ નથી, એવી એ વિશે કદાચિત્ કોઈ શંકા કરશે; પરંતુ વૈદિક કથાઓથી તે પૌરાણિક કથાઓ પર્યન્ત થનારા સ્થિત્યંતરમાં આ ભેદ મહત્ત્વનો નથી. વળી અશ્વમેધ પણ સોમયાગ જ છે અને શતરાત્ર સાથે તેનું પણ વર્ણન કરેલું છે. અશ્વમેધ યજ્ઞમાં આપવાના સો હવિર્ભાગ 'તૈત્તિરીય સંહિતા' (૭,૨,૧૧)માં કહેલા હોઈને તે પ્રજાપતિને **રાત્રે** પ્રાપ્ત થયા, એટલામાટે તેમને **રાત્રિહોમ** કહેવામાં આવે છે, એમ 'તૈત્તિરીય બ્રાહ્મણ' ( ૩,૮,૧૫,૧ ) માં કહેલું છે. ઋગ્વેદ ( ૧,૧૬૩,૧ ) માં યજ્ઞિય અશ્વ એટલે સમુદ્રમાંથી જતો સૂર્ય, એમ કહેલું છે. અર્થાત્ અશ્વમેધમાંના અશ્વનું પાછું આવવું એટલે કે, દીર્ઘરાત્રિના અંધકારમાંથી સૂર્યનું પુનઃ આગમન થવું, એમ સમજવામાં કશી પણ અડચણ નથી. તાત્પર્ય એટલું જ કે, જો શતરાત્ર નામક સોમયાગ

પુરાણોમાં સો અશ્વમેધોના રૂપે દેખાય, તો તેમાં આશ્ચર્ય માનવા જેવું કાંઈ પણ નથી. ધ્રુવોપપત્તિથી એ બન્ને વાર્ત્તાઓનો સારો નિર્ણય થતો હોવાથી તેમને અસત્ય ઠરાવીને પુરાણોમાંની ઇન્દ્રની વાર્તા વેદોમાંના '**શતક્રતુ**' શબ્દના ભૂલભરેલા અર્થના આધારે જ રચવામાં આવી છે, એમ માની લેવાનું કાંઇ પણ કારણ નથી.

પાશ્ચાત્ય પંડિતો **શતક્રતુ** શબ્દનો 'સો શક્તિઓનો સ્વામી' એ વિના બીજો કોઇપણ અર્થ કરવાને તૈયાર નથી, એ તો ઉપર કહેલું જ છે. પરંતુ ઇન્દ્રની સો શક્તિઓ કઇ, એ બતાવવાનું કાર્ય કઠિન હોવાથી '**શત**' શબ્દનો '**સો**' એવો નિશ્ચિત અર્થ ન લેતાં '**પુષ્કળ**' એવા તેના મોઘમ અર્થનો જ સ્વીકાર કરવો જોઇએ. એવા અર્થનો સહજ સ્વીકાર કરી શકાય છે. ઋગ્વેદમાં **શતનીથ** કિંવા **શતમૂત** પ્રમાણે જ ઈન્દ્રને **સહસ્રનીથ** કિંવા **સહસ્રમૂર્તિ** આદિ વિશેષણો પણ લગાડેલાં છે. અર્થાત્ **શત**નો ત્યાં 'સો' જ નિશ્ચિત અર્થ નથી, એ સ્પષ્ટ જ છે. **શતયામન્** અને **સહસ્રયામન્** આદિ શબ્દોથી **શત** કિંવા **સહસ્ર** આદિ શબ્દો વેદોમાં અનેકત્વના અર્થમાં યોજેલા હોય છે, એમ તરત દેખાઇ આવે છે. પરંતુ **શતક્રતુ** શબ્દમાંના **શત**ની એવી વ્યવસ્થા દેખાતી નથી. ઉપરના પ્રત્યેક શબ્દમાં '**શત**'ની જોડીમાં ગમે ત્યાં પણ **સહસ્ર** શબ્દ તો આવેલો જ છે. પરંતુ **શતક્રતુ** શબ્દ ઋગ્વેદમાં લગભગ સાઠવાર આવેલો છતાં **સહસ્રક્રતુ** શબ્દ એકવાર પણ આવ્યો નથી; અને એથી **શતક્રતુ** શબ્દમાં **શત**નો અર્થ **સો** લેવાનો જ વૈદિક ઋષિઓનો આશય સ્પષ્ટ દેખાય છે. વળી જો ઋગ્વેદમાં **ક્રતુ** શબ્દનો અર્થ **યજ્ઞ** ન જ હોત, તો પાશ્ચાત્ય પંડિતો પ્રમાણેના જ **શતક્રતુ**ના અર્થનો સ્વીકાર કરવો યોગ્ય હતો. પરંતુ ઋગ્વેદમાં **ક્રતુ** શબ્દનો અર્થ **યજ્ઞ** છે, એ ૭,૩૨,૨૬ એ ઋચાથી* સ્પષ્ટ દષ્ટિગોચર થાય છે. એ ઋચા અતિરાત્રયાગ વિષયક છે, એમ 'ઐતરેય બ્રાહ્મણ' (૪.૧૦) માં કહેલું છે. વાસ્તવિકતા આવી હોવાથી પુરાણોને અનુસરીને **શતક્રતુ**નો 'સો યજ્ઞોનો સ્વામી' એવો અર્થ સ્વીકારવામાં પણ કશી અડચણ નથી. બીજી પણ એક વાર્ત્તા એ અર્થને અનુકૂલ છે. ઇન્દ્રે શત્રુઓનાં ૯૦,૯૯ અથવા ૧૦૦ પુરો (નગરો) ને ભગ્ન કર્યાં, એમ ઋગ્વેદમાં કહેલું છે.

---

* "इन्द्रं क्रतुं न आ भर पिता पुत्रेभ्यो यथा । शिक्षाणो अस्मिन् पुरुहूत यामनि जीवाज्योतिरशीमहि" ॥ ઋગ્વેદ, ૭,૩૨,૨૬. **ભાવાર્થઃ**—"હે ઈન્દ્ર, જે પ્રમાણે પિતા પુત્રને, તે પ્રમાણે તું અમને યજ્ઞના અંતમાં લઈ જા, હે પુરુહુત (અનેકોવડે આહૂત), અમે આ રાત્રિના પ્રહરમાં જીવતા રહીને પ્રકાશને પહોંચીએ એમ કર." આ ઋચા અતિરાત્ર વિષયક હોવી જોઈએ, એવો ડૉકટર **હૌ**નો અભિપ્રાય છે.

देवपुरा, એટલે દેવોનાં પુરો, એનો 'તૈત્તિરીય સંહિતા' (૭,૨,૧૩,૪) માંના* દશ રાત્રના વર્ણનમાં **દિવસ** અર્થ આપેલો છે. હવે **દેવોનાં પુરો** એટલે જે **દિવસ** તો પછી **શંબરોનાં** એટલે કે, ઈન્દ્રનાં શત્રુઓનાં પુરો તે **રાત્રિ,** એ સ્પષ્ટ જ છે. અસુરોએ રાત્રિનો આશ્રય કર્યો, એ, 'ઐતરેય બ્રાહ્મણ' માંના પૂર્વે કહેલા વાક્યથી પણ એ જ અર્થ પ્રકટ દૃગ્ગોચર થાય છે. શંબરોનાં એકસો પુરોને ભગ્ન કરવાં, સો રાત્રિઋતુઓના સ્વામી હોવું, ૧,૩૨,૧૪ માં કહ્યા પ્રમાણે અહી સાથે યુદ્ધ કરતાં ૯૯ નદીઓ (સ્રવન્તી) ને ઓળંગી જવી, એ સર્વ વાર્તાઓ એક જ વાર્તાનાં રૂપાન્તરો છે. એ સર્વ ઘટનાઓથી આર્યોના આદિનિવાસસ્થાનમાંની ૧૦૦ દિવસના અવધિની અખંડ રાત્રિ નિર્વિવાદ સિદ્ધ થાય છે. "જ્યારે ઈન્દ્ર પોતાના વજ્રવડે વૃત્રપર પ્રહાર કરે છે, ત્યારે તેના ગૃહમાં ફરનારા, **સો** દિવસોનું સંવર્ત્તન અને વિવર્ત્તન કરે છે, એમ ઋગ્વેદ (૫,૪૮,૩) માં† કહેલું છે. દીર્ઘ રાત્રિની આગળ અને પાછળ સાદા દિવસ હોવાથી **સો** એટલે સો દિવસના અવધિની દીર્ઘ રાત્રિના સમયમાં ઈન્દ્ર માટે કરેલા સો યજ્ઞો જ છે. સૂર્યપ્રકાશના કાળની આગળ અને પાછળ એ દીર્ઘ રાત્રિ હોવાથી દિવસોના ક્રમને તોડીને પુનઃ તેઓ એ સો યજ્ઞો ચાલૂ કરે છે, એમ કહેવું સ્વાભાવિક જ છે. અર્થાત્ એ ઋચામાં ધ્રુવપ્રદેશમાંની શતદિનાવધિ દીર્ઘ રાત્રિનો જ સંબંધ દેખાઈ આવે છે.

પારસી લોકોની અવેસ્તામાંનાં કેટલાંક સ્થળોથી આ મતનું સારું દૃઢીકરણ થાય છે. તે સ્થળોમાં **અપઓશ** નામક દૈત્ય અને **તિષ્ટ્ય** વચ્ચેના યુદ્ધનું વર્ણન છે. ઋગ્વેદમાંનું ઈન્દ્ર અને વૃત્રનું યુદ્ધ (વૃત્ર તૂર્ય) અપ્તૂર્ય (જળ માટે), ગવિષ્ટિ (ગાયો માટેનું યુદ્ધ) અને દિવિષ્ટિ (દિવસોમાટે યુદ્ધ) એ ત્રણ રૂપે થયેલું છે. એ યુદ્ધમાં ઈન્દ્ર વૃત્રને મારીને પાણી, ગાય અને સૂર્યને માર્ગ કરી આપે છે (ઋગ્વેદ, ૧,૫૧,૪; અને ૨,૧૯,૩). વેદોમાંનો **વૃત્રહન્** (ઈન્દ્ર) અવેસ્તામાં **વેરેથ્રઘ્ન** ના રૂપે આવેલો છે. પરંતુ જળમાટે થએલું યુદ્ધ અવેસ્તામાં **વેરેથ્રઘ્ને** કરેલું ન હોઇને **પર્જન્ય** દેવતા **તિષ્ટ્ર્યે** કરેલું છે. એ બન્ને પ્રકારની વાર્ત્તાઓમાંના જલાર્થ થએલા યુદ્ધનો અર્થ પર્જન્ય દેવતા વાદળોને ભેદીને વૃષ્ટિ કરે છે, એવો જ કેવળ આજ સૂધી કરતા આવ્યા છે; પરંતુ એ અર્થથી

---

* **ભટ્ટ ભાસ્કર** નામક ટીકાકાર સ્વકૃતટીકામાં એ વિશે કહે છે કે;—"देवपुराः' देवानां पुरस्थानीयानि पुरविवक्षया इतराण्यहानि 'पर्यूहन्ते' सर्वतो नयंति आत्मनो रक्षार्थम्। ...। 'ते देवाः' देवपुराख्यानि दशरात्रसंबंधीन्यहानि" ॥

† "आ ग्रावभिरहन्ये भिरक्तुभिर्वरिष्ठं वज्रमाजिघर्ति मायिनि। शतं वा यस्य प्रचरन्त्स्वे दमे संवर्तयन्तो विच वर्तयन्नहा" ॥ ઋગ્વેદ, ૫,૪૮,૩.

સૂર્યને માર્ગ કેવી રીતે મળે છે, એ કહી શકાતું નથી. ખરેખર એ યુદ્ધનો સત્ય પર્જન્ય' સાથે કશોપણ સંબંધ નથી, એ આગળ જતાં એક સ્વતંત્ર 'દર્શન' (પ્રકરણ) માં દર્શાવવાનું છે. જલાર્થ યુદ્ધ અને પ્રકાશાર્થ યુદ્ધ એ વસ્તુતઃ એક જ ઘટનાનાં રૂપાન્તરો છે. પ્રકાશ અને તમ (અંધકાર) ની દેવતાઓ વચ્ચેનું યુદ્ધ તે એ કથાઓનું મૂળ છે. ઋગ્વેદમાં ઇન્દ્રના શત્રુને **શુષ્ણ** (શોષક) નામ આપેલું છે (ઋગ્વેદ, ૧,૫૧,૧૧). **અવેસ્તિક અપઓશ** અને વૈદિક **શુષ્ણ** એક જ છે. અહુરમજદે આપેલા **હુઓમા**ની આહુતિના સાહાય્યથી **તિષ્ટ્રયે અપઓશ**નો પરિપાત કર્યો, એમ કહેલું છે. એ યુદ્ધ **વૌરુકશ** સમુદ્રમાં થયું અને **અપઓશ**ને માર્યાં પછી **તિષ્ટ્રય** તેમાંથી જ વિજયી થઇને બહાર આવે છે. એ સર્વ વર્ણનમાં, એ યુદ્ધમાં **તિષ્ટ્રયને** જય મળતાં નિયમિત સમયે તે ભક્ત સમક્ષ ઉપસ્થિત થાય, એ માટે શું કરવું જોઇએ એ વિશે બોલતાં અહુરમજદ અને **તિષ્ટ્રય** વચ્ચે જે સંવાદ થયો છે, તે વાદ અત્યંત મહત્ત્વનો ભાગ છે. અહુરમજદને **તિષ્ટ્રય** કહે છે કે;—"મારા નામથી મારું આવાહન કરીને જો મનુષ્યો આહુતિ આપીને મારી પુજા કરશે, તો હું નિયત સમયે ભક્તને ભેટીશ. તે નિયત સમય એક રાત્રિનો હોય, બે રાત્રિનો હોય, પચાસ રાત્રિનો હોય કે પછી સો રાત્રિનો હોય." હવે એમાંનો જે નિયત સમય તે કયો? અપઓશને મારવા પછી **તિષ્ટ્રય** ભક્ત પાસે આવવાનો છે, એટલે એ નિયત સમય તે યુદ્ધનો કાળ જ હોવો જોઇએ. એ કાળ એકથી સો રાત્રિ સુધીનો હતો અને તેમાં **તિષ્ટ્રયને હુઓમા**ની આહુતિ આપીને અને તેના નામવડે તેનું આવાહન કરીને પુષ્ટ કરવો પડતો હતો. સો રાત્રિના સોમયાગો ઈન્દ્ર અને **વૃત્રના** યુદ્ધમાં ઈન્દ્રને સાહાય્ય આપવા તરીકે કરવામાં આવતા હતા અને તે ઈન્દ્રવિના બીજા કોઈ માટે પણ નહોતા, એ ઊપર કહેલું જ છે. એથી પારસી ધર્મ ગ્રંથમાંના **તિષ્ટ્રય** અને અપઓશ વચ્ચેનું યુદ્ધ એટલે ઋગ્વેદમાંના ઈન્દ્ર અને વૃત્રના યુદ્ધની પ્રતિકૃતિ જ છે, એમ કોઇ પણ તત્કાળ જાણી શકે એમ છે. એ ઉભયમાંનું સામ્ય આટલું બધું સ્પષ્ટ હોવાથી શતરાત્રયાગની ઉપપત્તિ વિશેનું ઊપર કરેલું અનુમાન સર્વથા સત્ય છે, એમ માનવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી જ. આ સામ્ય કાકતાલીય છે, એમ કહી શકાય તેમ નથી. એ યુદ્ધમાંના નાયકને—પછી તે ઈન્દ્ર હોય કે **તિષ્ટ્રય** હોય—યજ્ઞના યોગે મળનારા સાહાય્યની અપેક્ષા રહેતી હતી, એ તો આ વાતથી સ્પષ્ટ દેખાઈ આવે છે, અને ખરેખર એવા પ્રકારના યજ્ઞો તેના માટે કરવામાં પણ આવતા હતા. શતક્રતુ શબ્દ અવેસ્તા ગ્રંથમાં નથી. તો પણ એક સ્થળે **મૈશાહે સતોકરહે** (સો શક્તિઓવાળો મેષ) તેમાં આવેલો છે. એવા પ્રકારનો મેષ **વેરેથ્રઘ્ન** (વૈદિક **વૃત્રહન્**) નો અવતાર છે, એમ પણ એક સ્થળે કહેલું

છે. ઋગ્વેદ (૮,૨,૪૦)* માં મેષરૂપધારી ઇન્દ્રનું વર્ણન છે. એ સર્વ ઘટનાઓનો વિચાર કરવાથી 'સતોકરહે મૈશહે' એટલે વેરેથ્રઘ્ન જ હોઇને શતક્રતુ પ્રમાણે 'સતોકરહે'નો અર્થ પણ 'સો શક્તિ યુક્ત' નહિ કિન્તુ 'સો યજ્ઞોનો સ્વામી' એ પ્રમાણેનો જ હોવો જોઇએ, એમ સત્વર જાણી શકાશે. એ વિષયના સંબંધમાં વૈદિક અને અવેસ્તિક ગ્રંથોમાં આટલું નિકટ સામ્ય હોવાથી વૈદિક ગ્રંથોમાં આવેલાં રાત્રિ-સત્રો આર્યોના આદિનિવાસસ્થાનમાંની ન્યૂનાધિક પ્રમાણની દીર્ઘરાત્રિના યોગે જ ઉત્પન્ન થયાં હતાં, એવા અનુમાનપર આવવાનું આપણને સબળ કારણ મળે છે. અપ-ઓશને મારી નાંખ્યા પછી તિષ્ટ્રય મનુષ્યના વર્ષનો પર્યાય શરુ કરે છે, એમ જે કહેલું છે તેનો હવે નિર્ણય કરી શકાય એમ છે. વૈદિક ઉષાઓ માનુષા યુગોનો આરંભ કરે છે, એમ જે કહેવામાં આવ્યું છે, તેનું ઉપરની અવેસ્તિક કથા રૂપાન્તર છે. ઉભયનું તાત્પર્ય એટલું જ કે, ઇન્દ્ર વૃત્રના કિંવા તિષ્ટ્રય અપઓશના યુદ્ધની સમાપ્તિ પછી દીર્ઘ ઉષા આરંભાતાં નવીન વર્ષનો આરંભ† થતો હતો.

એ સર્વ વિવેચનથી અતિરાત્ર યજ્ઞનું મૂળ સ્વરૂપ હવે સારી રીતે ધ્યાનમાં આવી શકશે. તે રાત્રિયાગ હોઇને અદ્યાપિ તે રાત્રિના સમયમાં જ કરવામાં આવે છે. મીમાં-સકો તેને દિનસત્ર બનાવી શકયા નથી. પરંતુ હવે અહીં એક એવો પ્રશ્ન આવીને ઉપસ્થિત થાય છે કે, એને રાત્રિનું નામ કેમ મળ્યું વારુ? 'અતિ' ઉપસર્ગનો 'પેલી તરફનો' કે 'બીજા છેડાનો' એવો અર્થ હોઇને તેમાં વ્યાપકતાનો સંબંધ નથી. 'रात्रिं अतीत्य वर्तते इति अतिरात्रः' એવી એની વ્યાખ્યા સાયણાચાર્યે પણ કરેલી છે (સાયણ ભાષ્ય, ઋગ્વેદ, ૭,૧૦૩,૭). અર્થાત્ અતિરાત્ર યાગ રાત્રિના અન્તમાં કરવાનો હતો, આખી રાત કર-વાનો ન હોતો, એમ સ્પષ્ટ થયું. અસુરોને રાત્રિમાંથી કાઢી મૂકવા માટે એ યાગ કરવો, એમ 'ઐતરેય બ્રાહ્મણ' (૪,૫,) માં અતિરાત્રના મૂળનું પ્રતિપાદન કરતાં કહેલું છે. 'તાંડ્ય બ્રાહ્મણ' (૪,૧,૪–૫) માં 'અતિરાત્રમાંથી પ્રજાપતિએ અહોરાત્ર નિર્માણ કર્યો' એમ કહેલું છે. એથી પણ અતિરાત્રયાગ રાત્રિના અંતમાં કરવાનો હોઇને તે થયા પછી અહોરાત્રની પરંપરાનો આરંભ થતો હતો, એમ દેખાઈ આવે છે. પરંતુ એમ થવા માટે એ રાત્રિ બહુ જ મોટી હોવી જોઇએ. આપણા અહીંના પ્રદેશમાં અહોરાત્રના પર્યાય સમસ્ત વર્ષ પર્યન્ત એકસરખા ચાલ્યા જ કરે છે, અને તેથી અમુક એક રાત્ર પછી અહોરાત્રનો આરંભ થાય છે, એમ આપણા પ્રદેશના સંબંધમાં માનવું

---

* "इत्था धीवन्तमद्रिवः काण्वं मेध्यातिथिम् । मेषो भूतो भियं नयः" ઋગ્વેદ, ૮,૨,૪૦

† અનેક વાર્ત્તાઓ અને ઘટનાઓથી તિષ્ટ્રય નામક તારા વર્ષનો આરંભ કરનારી છે, એમ સિદ્ધ થઇ શકે છે.

સર્વથા નિરર્થક છે. વળી સાદિ રાત્રિઓમાંથી જ જો અસુરોને કાઢી મૂકવા હોય, તો એ અતિરાત્ર યાગ નિત્ય પ્રભાત થવા પૂર્વે જ કરવા જોઇએ. પરંતુ તે સત્રના આરંભ અને અંતમાં એટલે કે કેવળ બેવાર જ કરવાના હોય છે. આમ હોવા છતાં ચતુર્વિંશથી ખરા સત્રનો આરંભ થાય છે અને તેની મહાવ્રત દિવસે સમાપ્તિ થાય છે. એથી રાત્રિનો ઉદ્દેશ કેવળ વર્ષની ૩૬૦ રાત્રિઓમાંની પ્રથમ રાત્રમાંથી જ અસુરોને હાંકી કાઢવાનો ન હોતો, એમ દેખાય છે. કારણ કે, જો તેમ હોત, તો બીજી રાત્રિઓમાં પણ એ યાગ કરવો પડ્યો હોત. પરંતુ એમ ન હોવાથી અતિરાત્રનો સંબંધ સત્રમાં પોતામાં ન આવનારી કોઈ એક વિશેષ રાત્ર સાથે હોવો જોઇએ, એમ જ માનવું પડે છે. સત્રના આરંભમાં અને અંતમાં એ યાગ કરવાના હોવાથી એક રીતે એમને **અતિસત્ર** પણ કહી શકાય તેમ છે. પણ એથી કાંઈ '**અતિરાત્ર**' નામનો નિર્ણય થતો નથી; કારણ કે, સત્ર કાંઇ રાત્રે થતું નથી. એટલા માટે એ બે અતિરાત્ર યાગો મૂળ સત્રના આદિ અને અંતમાં જ કેવળ કરવા માટેના હતા, એમ જ માનવું જોઇએ. પ્રથમ અતિરાત્રની સાથે દીર્ઘરાત્રિની સમાપ્તિ થતાં સત્રનો આરંભ થતો હતો અને પ્રકાશના કાળની સમાપ્તિ થઇને પુનઃ દીર્ઘરાત્રિ આવી, એટલે સત્રની સમાપ્તિ થતાં પુનઃ અસુરોને હાંકી કાઢવા માટે અતિસત્ર(યાગ) કરવો પડતો હતો; વચ્ચે–મધ્યન્તરે તે કરવાની અગત્ય જ નહોતી. 'તૈત્તિરીય સંહિતા' ના પ્રમાણથી પૂર્વે એકવાર સંવત્સર સત્રની દશ માસમાં સમાપ્તિ થતી હતી, એ નિશ્ચિત દેખાય છે, અને એ વિશેનું પૂર્વે વિવેચન કરાયલું જ છે. એવા સત્રનો અતિરાત્ર કર્યા પછી જ આરંભ કરાતો હતો અને તેની સમાપ્તિ પછી પુનઃ અતિરાત્ર કરવામાં આવતો હતો, એમ માનવાથી સર્વ ઘટનાઓનો યથાસ્થિત નિર્ણય થઇ જાય છે. પૂર્વે કહેલાં રાત્રિસત્રો એ બે અતિરાત્રો વચ્ચેની દીર્ઘ રાત્રિના સમયમાં કરીને તેમાં કેવળ ઇન્દ્રને જ હવિર્ભાગ આપવામાં આવતો હતો. ત્યારે એવી રીતે દશમાસ કિંવા તેથી કાંઇક ઓછા કાળનું 'गवां अयनम्', તેની સમાપ્તિ પછી અતિરાત્ર, ત્યારકેડે એથી સો રાત્રિપર્યન્ત રહેનાર રાત્રિક્રતુ અને રાત્રિસત્રો તથા પુનઃ અતિરાત્ર, એટલાં મળીને વૈદિક ઋષિયોના આદિ પૂર્વજોના સંવત્સરાવધિ યજ્ઞ પર્યાય થતા હતા. એમના પ્રત્યેક ભિન્ન ભિન્ન યજ્ઞોનો ઉદ્દેશ અને તેમનાં સ્થાનો, તેમનાં નામો *પરથી જેવાં દેખાય છે, તેવાં જ મૂળ હતાં. જ્યારે દશમાસનું વર્ષ પલટાઇને બાર

---

* આ વિવેચનમાં નિશ્ચિત કરેલો અતિરાત્રનો કાળ શ્રૌતસૂત્રકારને જ્ઞાત હતો, એમ દેખાય છે. લાટચાયન શ્રૌતસૂત્ર. (૮,૨,૬) માં "**समाप्ते संवत्सरे रात्रिसत्रेषु राजानं क्रीणीयुः**", (ભાવાર્થઃ–"સંવત્સરસત્ર સમાપ્ત થતાં રાત્રિસત્રમાં સોમ (રાજા) વેચાતો લેવો") એમ કહેલું છે. એથી સંવત્સરસત્રની સમાપ્તિ થવા પછી રાત્રિસત્રો થતાં હતાં, એ સ્પષ્ટ દેખાઇ આવે છે.

માસનું થયું, તે વેળાએ 'ગવાં અયનમ્' પણ ૩૬૦ દિવસોનું થયું. એ બદલાયલી પરિસ્થિતિમાં પૂર્વની દીર્ઘરાત્રિમાંના રાત્રિક્રતુઓના પ્રયોજનનો જો કે લોપ થયો, તો પણ રાત્રિસત્રને કેવળ પ્રાસ્તાવિક યાગ કરીને તેનો તે સત્રોમાં જ સમાવેશ કરવામાં આવ્યો. એવી રીતે મૂળ દીર્ઘરાત્રિના આદિ અને અંતમાં કરાતા અતિરાત્રયાગ સત્રના પોતાના જ આદિ. અને અંતના ભાગો બની ગયા. જો અતિરાત્ર શબ્દનું આજે અસ્તિત્વ ન રહ્યું હોત, તો આ પ્રકાર—રહસ્ય—કદાપિ આપણા જાણવામાં આવી શકયો નહોત. રાત્રિસત્રોના ઉપયોગનો લોપ થવાથી, તેમનું ખરું સ્વરૂપ ધીમેધીમે સ્મરણમાંથી ચાલ્યું ગયું અને અંતે 'રાત્રિ' નો વ્યાપકતાથી 'દિવસ' અર્થ સમજીને એ સત્રોને મીમાંસકોએ સોમયાગોમાં ધકેલી દીધાં. એ ફરક કેમ થયો, એ જોવાનું કાર્ય આપણા વિષયથી બહારનું છે. તો પણ એટલું તો ખરું કે, યજ્ઞપદ્ધતિને નવીન પરિસ્થિતિને અનુરૂપ કરી લેવાનું વિકટ કાર્ય બ્રહ્મવાદી અને 'બ્રાહ્મણ'કારોએ કર્યું. યજ્ઞ વૈદિક ધર્મનું મુખ્ય અંગ હોવાથી નવીન પરિસ્થિતિ પ્રમાણે તેમાં ભેદ ( ફરક ) કરતી વેળાએ પણ પોતાથી બનતા પ્રયત્ન કરીને જૂનાને કાયમ રાખવાનો વૈદિક ઋષિઓએ પરિશ્રમ કર્યો હોય, એ સ્વાભાવિક છે. એવો ભેદ ( ફરક ) કરવો, એ કાંઈ સાધારણ કિંવા સરળ કાર્ય નહોતું. સત્ય સ્થિતિનું વિસ્મરણ થઈ જવા પછી યજ્ઞપદ્ધતિમાં દેખાઈ આવતી વાર્તાઓનું સમર્થન કરીને બ્રાહ્મણોએ જૂના અને નવા પ્રકારોનો મેળાપ કરવાનો હતો. 'બ્રાહ્મણ' ગ્રંથોમાં જેવા જોઇએ તેવા મનસ્વી તર્કો મળી આવે છે, એવો તેમનાપર દોષારોપ કરનારાઓએ એ તત્કાલીન પરિસ્થિતિને અવશ્ય ધ્યાનમાં રાખવી જોઇએ. યજ્ઞપદ્ધતિ જો પ્રથમ તેમના કાળમાં જ વ્યવસ્થિત થઈ હોત, તો તો તેમનાથી યથેચ્છ તર્કો કરી શકાયા ન હોત. એ ઘટનાઓનું મૂળ જ્યાં સૂધી જ્ઞાત હતું, ત્યાં સૂધી તો વિશેષ ઊહાપોહની આવશ્યકતા નહોતી. પરંતુ જ્યારે તેમનું વિસ્મરણ થઈ ગયું, તે વેળાએ તત્કાલીન સ્થિતિને અનુસરીને તે ઘટનાઓનું કાંઈ પણ સયુક્તિક કારણ દર્શાવવું આવશ્યકીય હતું. એ દૃષ્ટિયે વિચાર કરવાથી એક નવીન સાધન ઉત્પન્ન થાય એમ છે, પરંતુ તે વિષય પ્રકૃત ન હોવાથી તેનું અહીં વિશેષ વિવેચન કરી શકાય તેમ નથી.

એ પ્રમાણે વૈદિક ગ્રંથોમાં મળી આવતી સોમયાગોમાંની મુખ્ય મુખ્ય ઘટનાઓનું આપણે આવશ્યકતાના પ્રમાણમાં અવલોકન કર્યું; અને તેમાંની આજ પર્યન્ત સર્વથા અગમ્ય મનાયલી કેટલીક વાર્તાઓનો ધ્રુવોપપત્તિના સાહાય્યથી સહજ અને સરળ નિર્ણય કરી શકાય છે, એમ આપણે જાણી શકયા. સર્વ વૈદિક યજ્ઞપદ્ધતિનું એ દૃષ્ટિથી વિવેચન કરવા માટેનું આ સ્થળ નથી. પરંતુ ઉપર કરેલા વિવેચનથી અને વિશેષતઃ રાત્રિસત્રોના વિવેચનથી એ સોમયાગ મૂળ વૃત્રસાથે યુદ્ધ કરતી વેળાએ ઈન્દ્રને સાહાય્ય મળે એવા

હેતુથી જ લોકો કરતા હતા, એમ માનવામાં કશી પણ બાધા નથી. પ્રાચીન રોમન વર્ષ પ્રમાણે 'गवां अयनम्' સત્ર પણ મૂળ દશ માસનું હતું, એ પ્રસ્તુત 'दर्शन' ના પૂર્વ ભાગમાં વર્ણવેલું જ છે. રાત્રિસત્રો એવા એ સત્રનાં સ્વાભાવિક પરિશિષ્ટ જ હતાં. ત્રીસ દિવસની ઉષા અને દીર્ઘ દિવસ તથા દીર્ઘ રાત્રિને તેમની જોડીમાં લેવાથી તેના આધારે વૈદિક ઋષિઓના પૂર્વજોનો આદિનિવાસ ક્યાંક પણ ઉત્તર ધ્રુવપ્રદેશમાં હતો, એ નિઃસંશય સિદ્ધ થાય છે. નવગ્વો અને દશગ્વોનાં સત્રો, દશમ માસમાં વૃદ્ધ થનારા દીર્ઘતમાની કથા અને વર્ષના પાંચ ઋતુ કિંવા સૂર્યના સાત અથવા દશ અશ્વો ઇત્યાદિથી એ જ તત્ત્વ સિદ્ધ થાય છે. અવેસ્તામાંના તિષ્ટ્ર્ય અને અપઓશના યુદ્ધ કાળનું વર્ણન, ઇન્દ્ર સો યજ્ઞોનો સ્વામી હોવાની પૌરાણિક કથા તથા બીજી ન્હાની સૂની અનેક ઘટનાઓથી આર્યોના ધ્રુવપ્રદેશમાંના આદિનિવાસની ઉપપત્તિને વિશેષ પુષ્ટિ મળે છે. પછીથી થએલા વૈદિક ગ્રંથોમાંથી મળી આવતી યજ્ઞવિષયક સૂક્ષ્મ વાર્ત્તાઓ–ઘટનાઓ–પણ આદિકાળમાં પ્રચલિત હતી, એમ અમારું કહેવું નથી. કિન્તુ એથી વિરુદ્ધ, આદિકાળના યજ્ઞો સર્વથા સાદા અને સરળ હતા, એ જ વિશેષ સંભવનીય દેખાય છે. યજ્ઞ જ તત્કાલીન ધર્મનાં પ્રધાન અંગ હોવાથી પ્રાચીન વૈદિક ઋષિયો પ્રતિદિવસ અને પ્રતિરાત્ર યજ્ઞ કરતા હતા. આપણી યજ્ઞપદ્ધતિનું સૂક્ષ્મ નિયમોવડે બદ્ધ થએલાં સંવત્સર સત્રોમાં પર્યવસાન થશે, એવી કલ્પના પણ કદાચિત્ તેમના મસ્તિષ્કમાં આવી નહિ હોય. 'મૃગશીર્ષ અથવા વેદોની પ્રાચીનતાના વિચાર' માં કહ્યા પ્રમાણે વાર્ષિક યજ્ઞપર્યાયો સૂર્યની વાર્ષિક ગતિના અનુરોધે નિયત કરેલા હોવાથી તે યજ્ઞો કાલમાપનનાં સાધન થયેલા હતા. ઇતિહાસમાં પ્રાચીન યજ્ઞ પદ્ધતિનું જે મહત્ત્વ છે, તે એ જ દૃષ્ટિથી છે અને એ જ દૃષ્ટિથી તેનું અહીં પરીક્ષણ કરવામાં આવ્યું છે. આ પરીક્ષણમાં, જેમના યોગે ધ્રુવોપપત્તિનું અનુમાન કરી શકાય છે અને તે ઉપપત્તિના યોગે જેમનો સંતોષકારક નિર્ણય કરી શકાય છે, એવી ઘણીક વાર્ત્તાઓ–ઘટનાઓ આપણને મળી આવી છે. એવી રીતે ઋગ્વેદ અને પ્રાચીન યજ્ઞપદ્ધતિ એ ઉભયનો આપણાં અનુમાનોને સબળ આધાર હોવાથી, તેમની સત્યતાવિશે શંકા ધારણ કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી.

# 'અષ્ટમ દર્શન'નું પરિશિષ્ટ.

**'ગવાં અયન'**ના કાળ વિશેનાં 'ઐતરેય બ્રાહ્મણ' અને 'તૈત્તિરીય સંહિત-ા'માંનાં વચનો.

गावो वै सत्रमासत । शफाञ्छृंगाणि सिषासत्यस्तासां दशमे मासि शफाः शृंगाण्यजायन्त । ता अब्रुवन् यस्मै कामायादीक्षाम-ह्यापाम तमुत्तिष्ठामेति । ता या उदतिष्ठंस्ता एताः शृंगिण्योऽथ याः समापयिष्यामः संवत्सरमित्यासत तासामश्रद्धयाशृंगाणि प्राव-र्तंत । ता एतास्तूपरा ऊर्जं त्वसुन्वंस्तस्मादु ताः सर्वानृतून्प्राप्त्वोत्तर-मुत्तिष्ठंत्यूर्जं ह्यसुन्वन् सर्वस्य वै गावः प्रेमाणं सर्वस्य चारुतां गताः । सर्वस्य प्रेमाणं सर्वस्य चारुतां गच्छति य एवं वेद ।

ऐतरेय ब्राह्मण ४—१७.

**ભાવાર્થઃ**—"ખરી અને શિંગડાંને પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવનારી ગાયો સત્રાનુષ્ઠાન માટે બેઠી. તેમને દશમે મહિને ખરી અને શિંગડાં ઉત્પન્ન થયાં. તેઓ કહેવા લાગી;–'જે ઇચ્છાથી આપણે સત્ર માટે દીક્ષા લીધી હતી, તે (ઇચ્છા) પૂર્ણ થઈ. (હવે) આપણે ઉઠવું જોઈએ.' જે ઉઠી ગઇ તે એ શિંગડાંવાળી (ગાયો.); પરંતુ સંવત્સર સત્રને સંપૂર્ણ કરીએ, એમ કહીને જેઓ બેસી રહી, તેમનાં શિંગડાંનો અશ્રદ્ધાના યોગે લોપ થઈ ગયો–તે આ શિંગડાં વગરની (ગાયો). (સત્ર ચાલૂ રાખીને) તેમણે ઊર્જ (બળ) ઉત્પન્ન કર્યું. ત્યાર પછી (બાર માસ સત્ર ચલાવ્યા પછી) તે સર્વ ઋતુ પ્રાપ્ત કરીને અંતે ઊઠી; કારણ કે, તેમણે (ખરી અને શિંગડાંને ઉત્પન્ન કરનાર) બળને ઉત્પન્ન કરી લીધું. એ પ્રમાણે ગાયો સર્વના પ્રેમ અને સર્વના ચારુત્વનું સંપાદન કરતી થઈ. જે એ જાણે છે, તે સર્વના પ્રેમ અને સર્વના ચારુત્વનું સંપાદન કરે છે."

આમાં પ્રથમ ગાયોનો હેતુ **દશ માસમાં** જ સિદ્ધ થયો અને તેથી તેમાંની કેટલીક ગાયો સત્રની સમાપ્તિ કરીને ઊઠી, એમ સ્પષ્ટ કહેલું છે. જેમણે દશ માસ પછી બે મહિના સૂધી સત્ર ચલાવ્યું, તેમને 'અશ્રદ્ધાળુ' કહેલી હોઇને તેમની અશ્રદ્ધાના યોગે તેમને મળેલાં શિંગડાનો લોપ થવાનું કહેલું છે. એથી એટલું સ્પષ્ટ થાય છે કે, 'સંહિતા' અને 'બ્રાહ્મણો' માં વર્ણવેલું સૂર્યની વાર્ષિક ગતિના અનુરોધથી નિયત

જે એ સંવત્સરસત્ર, તે એક સમયે દશ માસમાં સમાપ્ત થતું હતું. એમ શા માટે હોવું જોઇએ? જે સત્ર સ્વાભાવિકતાથી બાર માસના અવધિનું દેખાય છે, તે પૂર્વે દશ માસમાં જ કેમ સમાપ્ત થતું હતું વારુ? બાર મહિનાપછી મળનારું સર્વ ફળ એ સત્ર કરનારી ગાયોને દશ માસમાં જ કેમ મળી ગયું વારુ? એ સર્વ પ્રશ્નો અત્યંત મહત્ત્વના હોવા છતાં પણ 'ઐતરેય બ્રાહ્મણ'માં એમનો ઉલ્લેખ કરેલો નથી, પરંતુ સર્વ યજ્ઞગ્રંથોમાં અત્યંત પ્રાચીન અને પ્રમાણભૂત ગણાયલી 'તૈત્તિરીય સંહિતા' માં એ પ્રશ્નો સ્પષ્ટતાથી પૂછેલા છે. 'गवां अयनम्' સત્ર યજમાનની ઇચ્છા અનુસાર દશ કિંવા બાર માસે સમાપ્ત કરી શકાય છે, એમ એ 'સંહિતા' માં સ્પષ્ટ કહેલું હોઇને એ વાસ્તવિક બાર માસનું સત્ર દશ માસમાં કેમ સમાપ્ત થતું હતું, એનું 'પૂર્વ પરિપાઠ' વિના બીજું કોઈ પણ કારણ એ 'સંહિતા' માં દર્શાવેલું નથી. 'તૈત્તિરીય સંહિતા' માં 'गवां अयनम्' વિશે બે વાર ઉલ્લેખ આવેલો છે; તેમાંનો પ્રથમ ઉલ્લેખ આ પ્રમાણે છે;—

> गावो वा एतत्सत्रमासताशृंगाः सतीः शृंगाणि नो जायन्तामिति कामेन। तासां दश मासा निषण्णा आसन्नथ शृंगाण्यजायन्त ता उदतिष्ठन्नरात्स्मेत्यथ यासां नाजायन्त ताः संवत्सरमाप्त्वोदतिष्ठन्नरात्स्मेति। यासां चाजायंत यासां च न ता उभयीरुदतिष्ठन्नरात्स्मेति। गोसत्रं वै संवत्सरो य एवं विद्वाँसः संवत्सरमुपयंत्यृध्नुवंत्येव तस्मात्तपरा वार्षिकौ मासौ पर्त्वा चरति सत्राभिजितं ह्यस्यै तस्मात्संवत्सरसदो यत्किंच गृहे क्रियते तदाप्तमविरुद्धमाभिजितं क्रियते। तैत्तिरीयसंहिता ७,५,१,१-२

**ભાવાર્થ:**—"શિંગડાં ન હોવાથી પોતાને શિંગડાં ઉત્પન્ન થાય, એવી ઇચ્છાથી ગાયો એ સત્રાનુષ્ઠાન માટે બેઠી. તેમને બેસવાને દશમાસ થયા, તે વેળાએ શિંગડાં આવ્યાં. 'અમે મેળવતી થઇઓ' એમ કહીને તેઓ ઊઠી. પણ જેમને (શિંગડાં) ન આવ્યાં, તેઓ સંવત્સરની સમાપ્તિ કરીને 'અમે મેળવતી થઇઓ', એમ કહીને ઊઠી. જેમને (શિંગડાં) ઉત્પન્ન થયાં અને જેમને ન થયાં, તે બન્ને (પ્રકારની ગાયો) 'અમે મેળવતી થઇઓ' એમ કહીને ઊઠી. ગોસત્ર એટલે સંવત્સર (સંવત્સર સત્ર). જેઓ એમ જાણે છે, તેઓ સંવત્સરપ્રતિ પ્રાપ્ત થઇને અવશ્ય ઉત્કર્ષને પામે છે. એટલામાટે શૃંગહીન (ગાય) વર્ષાકાળના બે મહિના સંતુષ્ટ થઇને સંચાર કરે છે (ચરે છે). એ તેને (એ) સત્રે પ્રાપ્ત

કરાવી આપ્યું, અર્થાત્ સંવત્સરસત્ર કરનારના ગૃહમાં જે કાંઈ થાય છે, તે યશસ્વી, યથાકાળ અને વિરોધરહિત થાય છે."

આ વર્ણન 'ઐતરેય બ્રાહ્મણ' માંના વર્ણન કરતાં કાંઇક ભિન્ન છે. 'તૈત્તિરીય સંહિતા' માં બારમાસ પર્યન્ત સત્ર ચલાવનારી ગાયો શિંગડાં વગરની જ રહી, પરંતુ ઊર્જ મળવાને બદલે તેમને વર્ષાકાળમાં ચરવાનો વર મળ્યો, એમ કહેલું છે. તો પણ સત્રના અવધિ-વિષે કહેતાં 'ઐતરેય બ્રાહ્મણ' પ્રમાણે જ એ 'સંહિતા'માં પણ તે દશ કિંવા બાર માસે સમાપ્ત થાય છે, એમ કહેલું છે. એ અનુવાકની પછીના અનુવાકમાં પુનઃ 'गवां अयनम्' નું વર્ણન કરેલું છે અને તે આ પ્રમાણે:—

> गावो वा एतत् सत्रमासताशृंगाः सतीः शृंगाणि सिषासंतीस्ता-
> सां दश मासा निषण्णा आसन्नथ शृंगाण्यजायन्त ता अब्रुवन्नरात्स्मो-
> त्तिष्ठामाव तं काममरुत्स्महि येन कामेन न्यषदामेति तासामु त्वा
> अब्रुवन्नर्धा वा यावतीर्वाऽऽआसामहा एवेमौ द्वादशौ मासौ संवत्सरं
> संपाद्योत्तिष्ठामेति तासां द्वादशे मासि शृंगाणि प्रावर्तंत श्रद्धया वाऽ-
> श्रद्धया वा ता इमा यास्तूपरा उभय्यो वाव ता आर्ध्नुवन् याश्च शृंगा-
> ण्यसुन्वन् याश्चोर्जमवारुंधतर्ध्नोति दशसु मास्सूत्तिष्ठन्नृध्नोति द्वाद-
> शसु य एवं वेद पदेन खलु वा एते यंति विन्दति खलु वै पदेन यन्तद्वा
> एतदृद्धमयनं तस्मादेतद्गोसानि ॥ तैत्तिरीयसंहिता ७,५,२,१–२

**ભાવાર્થ:**—"શિંગડાં ન હોવાથી શિંગડાં મેળવવાની ઇચ્છાથી ગાયો એ સત્રાનુષ્ઠાન માટે બેઠી. તેમને બેસવાને દશ મહિના થયા તે વેળાએ તેમને શિંગડાં ઉત્પન્ન થયાં. તેમણે કહ્યું, 'અમે મેળવતી થઇએ, આવો ઉઠીએ, જે ઇચ્છાથી (સત્રાનુષ્ઠાન માટે) બેઠી હતી તે ઇચ્છા પૂર્ણ થઇ.' તેમનામાંની અડધી (ગાયો)—અથવા જેટલી હોય. તેટલી—બોલી કે, 'બાર મહિના સુધી બેસીએ અને સંવત્સરની સમાપ્તિ કરીને જ ઉઠીએ તેમનાં શિંગડાં બારમે મહિને પાછાં ચાલ્યાં ગયાં. અશ્રદ્ધાના યોગે જેઓ શિંગડાં વગરની રહી ગઇ, તે એ જ. જેમને શિંગડાં ઉત્પન્ન થયાં અને જેમને ઊર્જ (બલ) ઉત્પન્ન થયું, તે ઉભયનો એ પ્રમાણે ઉત્કર્ષ થયો. જે એ (રહસ્ય) ને જાણે છે, તે દશ મહિને ઊઠે કે બાર મહિને ઊઠે પણ તેનો ઉત્કર્ષ તો અવશ્ય થાય છે. તે માર્ગથી જ (પૂર્વાપર પરિપાઠ પ્રમાણે જ) જાય છે. માર્ગથી જનાર સિદ્ધિ પામે છે. એ તે યશસ્વી અયન (સત્ર). તેટલા માટે તે ગોસની (ગાયોને હિતાવહ) છે."

એ અનુવાકના પ્રથમ ભાગમાં પૂર્વના અનુવાકમાંની વાર્તા જ થોડાક ફેરફાર સાથે આવેલી છે. પણ પાછળથી માત્ર એમાં બે મહત્ત્વની વાર્તાઓ આવેલી છે. પ્રથમ વાર્તા એ કે, એ સત્રની દશ કિંવા બાર મહિને ગમે ત્યારે સમાપ્તિ કરવામાં આવે, તો પણ ફળ સરખું જ મળે છે; કારણ કે, ઉભય પ્રકારના સત્ર કરનારનો ઉત્કર્ષ થાય છે, એમ એમાં કહેલું છે. બીજી વાર્તા એ કે, એ વૈકલ્પિક સત્રાવધિનું કારણ **પદ** (પૂર્વાપર પરિપાઠ—**સાયણાચાર્ય**) છે; એટલે એનું તાત્પર્ય એવું કે, વસ્તુતઃ એ વૈકલ્પિક ભેદ-વિશે એ 'સંહિતા'માં મુગ્ધાતાનો જ સ્વીકાર કરવામાં આવ્યો છે. એ 'સંહિતા' માં યાજ્ઞિક વિધિના મૂળનો ઉલ્લેખ કરતી વેળાએ કેટલીક વાર જે યથેચ્છ તર્કો કરેલા હોય છે, તેમનો વિચાર કરતાં એ મુગ્ધતા ધ્યાનમાં રાખવાયોગ્ય છે. એકંદર સર્વ સંવત્સર સત્રોની પ્રતિમા જે 'गवां अयनम्' તે પૂર્વે એક સમયમાં દશ માસે જ સમાપ્ત થતું હતું, અને એ વાસ્તવિક બાર માસનું સત્ર દશ માસમાં કેમ સમાપ્ત થતું હતું, એ કારણ 'તૈત્તિરીય સંહિતા' કાળમાં જ્ઞાત નહોતું—એ બે અનુમાનો, કિંબહુના સિદ્ધાંતો ઉપર્યુક્ત સંહિતા-વચનથી સંપૂર્ણ સિદ્ધ થાય છે.



## નવમ દર્શન.



### વૈદિક કથા—'निरुद्धा आपः'

—⊞⊞⊞⊞—

તૃતીય દર્શન (પ્રકરણ) માં કહેલી ધ્રુવ અને ધ્રુવપ્રદેશમાંની વિશિષ્ટ ઘટનાઓ પરંપરાગત વૈદિક ઋષિઓના જાણવામાં હતી, એમ પ્રત્યક્ષ બતાવી આપનારાં વેદવાક્યોનું અત્યાર સૂધી પરીક્ષણ થયું. દેવોની રાત્રિ, એ ઘટનાના મૂળને પારસી અને ભારતીય આર્યલોકો એકત્ર વસતા હતા, તે કાળ પર્યન્ત તો લઇ જઇ શકાય છે, એમ પ્રથમ બતાવેલું છે. ત્યાર પછી ઋગ્વેદમાંનાં ઉષાવિષયક સૂક્તોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાથી તેમાંની ઉષાઓ અનેક છે, એવા અર્થના વિધાનનો, તે ઉષાઓ એક પછી એક અનુક્રમે એક સરખી રીતે આવનારી હતી એ જ કલ્પનાથી, નિર્ણય થાય છે, એમ બતાવ્યું છે. ઉષાઓ ત્રીસ છે, ઉષાઓ દૃષ્ટિગોચર થવા માંડે ત્યારથી સૂર્યોદય થતાં સૂધીમાં વચ્ચે કેટલાક દિવસ વીતી જતા હતા, ઉષા ચક્રાકાર ભ્રમણ કરે છે ઇત્યાદિ ઘટનાઓને સિદ્ધ કરનારાં સ્પષ્ટ વચનોને જોતાં કેવળ ઉત્તર ધ્રુવમાં જ દૃષ્ટિગોચર થતા એ સૃષ્ટિચમત્કારો વૈદિક ઋષિઓના જાણવામાં હતા, એ સ્પષ્ટ દેખાઇ આવે છે. એના

કરતાં પણ વિશેષ નિશ્ચયકારક પૂરાવા તરીકે ગત ત્રણ દર્શનોમાં ઉત્તર ધ્રુવપ્રદેશમાં દેખાતી દીર્ઘરાત્રિ તેમ જ દીર્ઘ દિવસ અને દશ માસનું વર્ષ ઇત્યાદિ ઘટનાઓને પણ વૈદિક ઋષિઓ જાણુતા હતા, એ મતને સિદ્ધ કરનારાં વચનો આપીને તેમનું વિવરણ કરેલું છે. પ્રાચીન યજ્ઞપદ્ધતિ અને વિશેષતઃ તેમાંનાં વાર્ષિક સત્રો અને રાત્રિસત્રોનું પરીક્ષણ કરવાથી પ્રાચીન વાર્ષિક સત્રો નવ કિંવા દશ માસે સમાપ્ત થતાં હતાં અને રાત્રિસત્રો ખરેખર પોતાના નામ પ્રમાણે શત દિનાવધિ દીર્ઘરાત્રિના સમયમાં જ ઇન્દ્ર માટે કરવામાં આવતાં હતાં, એમ આપણુને દેખાઇ આવ્યું છે. દીર્ઘતમાની કથા, અદિતિના સાત પુત્રોની કથા તથા નવગ્વ અને દશગ્વનાં સત્રો આદિથી પણ એ જ અનુમાનની દઢતા થાય છે. તૃતીય દર્શનમાં કહેલાં ધ્રુવપ્રદેશનાં વિશિષ્ટ લક્ષણોમાંના પ્રત્યેક લક્ષણવિશે વૈદિક ઋષિઓ માહિતી ધરાવતા હતા અને એ ઋષિઓ વસતા હતા.૩૬૦ દિવસના વર્ષવાળા પ્રદેશમાં, એ પરસ્પર વિરોધને જોતાં એ ઘટનાઓનું જ્ઞાન વૈદિક ઋષિઓને પરંપરાગત જ્ઞાનના પરિણામે જ પ્રાપ્ત થયું હતું, એમ આપણે અવશ્ય માનવું જ પડે છે. એમાંની કોઇ એકાદ ઘટના વિશેનો પૂરાવો કદાચિત્ નિર્ણય નહિ હોય, પરંતુ તે સર્વ ઘટનાઓ જ્યોતિઃ શાસ્ત્રીની દૃષ્ટિએ એકમેકસાથે કાર્યકારણ સમાન સંબદ્ધ હોવાથી તે સર્વ ઘટનાઓના આધારે નીકળતાં અનુમાનો નિર્ણાયક કિંવા નિશ્ચયકારક જણાયા વિના રહે તેમ નથી. અહીં સૂધી આપેલાં પ્રમાણોમાં કેટલાંક વચનોનો જે અર્થ કરેલો છે, તે સર્વથા નવીન જ છે, એ ખરું છે; પરંતુ પૂર્વનો ભૂલભરેલો અર્થ થવાનું ખાસ કારણ એ હતું કે, ત્રીસ ચાળીસ વર્ષ પૂર્વે ધ્રુવપ્રદેશ પૂર્વે એક સમયમાં વસતિયોગ્ય હતો, એ વાત જ કોઈના જાણવામાં નહોતી. એ વાર્ત્તા યાસ્ક અને સાયણાચાર્યના જાણવામાં પણ નહોતી, અને તેથી જ તેમણે કેટલેક સ્થળે કેવળ શબ્દના સ્થાનમાં શબ્દની યોજના કરવા કરતાં બીજું વિશેષ કાંઇપણ કર્યું નથી. પાશ્ચાત્ય પંડિતોને ચાળીસ વર્ષ પૂર્વે ધ્રૌવિક વસતિસ્થાનની કલ્પના જ માન્ય ન હોવાથી તેમણે પણ તે વચનો પ્રતિ દુર્લક્ષ કરીને ગમેતેમ પ્રસંગને વીતાડી દીધો છે. અત્યાર સૂધીમાં આપેલાં વચનોમાંનાં ઘણાંક વચનો એવા પ્રકારનાં જ છે. તેમનો પૂર્વ વિવેચનમાં કરેલો અર્થ સરળ અને સ્વાભાવિક છે, એમ નિષ્પક્ષપાત બુદ્ધિથી વિચાર કરનારને અવશ્ય દેખાઇ આવશે. એવો અર્થ કરવાનાં કારણો કેટલેક સ્થળે સવિસ્તર આપેલાં હોવાથી તે સ્થળોમાં કેટલોક વિષયાન્તર થયેલો ભાસશે; પરંતુ એકંદર રીતે સર્વ વિવેચન શાસ્ત્રીય પદ્ધતિથી જ કરેલું છે. તેમાં ધ્રુવમાંની વસતિસ્થાન વિષયક કલ્પનાનો સ્વીકાર કરેલો નથી, કિંબહુના આરંભે તે અસંભવનીય છે, એમ જ ભાસતું હતું. પરંતુ તે વિશેનો પૂરાવો એટલો બધો બળવાન્ દેખાયો કે, તેના યોગે ધ્રૌવિક વસતિની ઉપપત્તિનો અવશ્ય સ્વીકાર કરવો જ

પડ્યો; અને અહીં સૂધીનાં દર્શનમાં આપેલો પૂરાવો વાચકોને પણ તેટલો જ નિર્ણાયક જણાશે, એમ માનવામાં કશો પણ પ્રત્યવાય નથી.

ધ્રુવમાંના વસતિ સ્થાન વિશેનો જે પૂરાવો હવે આપવાનો છે, તે અત્યાર સૂધીમાં આપેલા પૂરાવા કરતાં કાંઇક ભિન્ન સ્વરૂપનો છે. વૈદિક ઋષિઓના પૂર્વજો યદિ કોઇ કાળમાં ઉત્તર ધ્રુવપાસે વસેલા હોય તો તેમની પુરાણ કથાઓમાં ત્યાંના સૃષ્ટ ચમત્કારોનું અવશ્ય કાંઇપણ વર્ણન હોવું જ જોઇએ. એટલે કે, જો આપણી કલ્પના ખરી હોય, તો વૈદિક ગ્રંથોમાંની પુરાણ કથાઓનું નિરીક્ષણ કરવાથી તેના આધારે આપણી કલ્પનાને પોષક થઇ પડનારી, પણ બીજી કોઇ પણ કલ્પના સાથે યોગ્યતાપૂર્વક ન મળનારી કેટલીક વાર્તાઓ તેમાંથી અવશ્ય મળી આવવી જ જોઇએ. એ કથાઓના ભિન્ન ભિન્ન પ્રકારના પંડિતો ભિન્ન ભિન્ન પ્રકારના અર્થ કરતા હોવાથી એવી જાતિનો પૂરાવો ઓછી યોગ્યતાવાળો હોવાનો, એ તો સ્પષ્ટ જ છે. યાસ્કાચાર્યે નિરુક્તમાં અર્થ કરવાની ત્રણ ચાર પ્રકારની પદ્ધતિઓ કહેલી છે. તેમાં **ઐતિહાસિક** અર્થ કરનારાઓ એમ માને છે કે, વૈદિક દેવતાઓ તે મૂળ ઐતિહાસિક પુરુષો હોઇને ત્યારપછી તેમના અંગમાંના દિવ્ય ગુણોના પ્રતાપે તેમને દેવપદવી મળી છે. બીજા **બ્રહ્મવાદિજનો** દેવતાઓના કર્મ દેવતા (જેમણે પોતાના સ્વકર્મના યોગે દેવપદવી પ્રાપ્ત કરી લીધી છે તે) અને આજાનદેવતા (જન્મથી જ દેવપદવીને પામેલા) એવા બે ભેદો કરે છે. ત્રીજા **નૈરુક્ત**ની માન્યતા એવી છે કે, વૈદિક દેવતાઓ કોઈ પણ સૃષ્ટચમત્કારોના દર્શક છે. અને ચોથા **આધ્યાત્મિકો** વૈદિક કથાઓના અર્થને બ્રહ્મજ્ઞાનમાં ખેંચી જાય છે. એ ઉપરાંત એમના અન્ય પ્રકારના અર્થ કરનાર પંડિતોના પણ કેટલાક વર્ગો છે. પણ તેમાંથી કેવળ **નૈરુક્ત** વિના અન્ય કોઇ પણ વૈદિક દેવતા વિષયક કથાઓના સૃષ્ટ ચમત્કારમય કરાયલા અર્થને બહુધા માન્ય કરે તેમ નથી જ. એટલામાટે આવા પ્રકારનો પૂરાવો તે ગૌણ અથવા અપ્રત્યક્ષ જ કહી શકાય. છમાસની રાત્રિ આદિ કથાઓમાં અર્થ લગાડવાની એ ભિન્ન ભિન્ન પદ્ધતિઓમાં લેશમાત્ર પણ પરિવર્ત્તન થતું ન હોવાથી તદ્વિષયક જે પૂરાવો તે પ્રત્યક્ષ કહી શકાય, પણ પુરાણ કથા વિષયક પ્રમાણો કેવળ નૈરુક્ત મતને માનનારાઓ જ માન્ય કરવાના. નૈરુક્ત પદ્ધતિ પણ કાંઇ આજ કાલની તો નથી જ—તે પણ સર્વથા પ્રાચીન હોઇને અનેક વિષયોમાં આધુનિક પંડિતોએ તેનો આદર કરેલો છે. છતાં આપણી કલ્પના સર્વથા નવીન હોવાથી ઉભય પ્રકારના પૂરાવા જૂદા જૂદા આપવા, એ જ વધારે ઇષ્ટ છે.

નિરુક્તકાર બહુધા અંધકાર અને પ્રકાશના પરસ્પર યુદ્ધની કલ્પનાના આધારે કિંવા જળ અને સૂર્યને અટકાવી રાખનાર કૃષ્ણમેઘ અને વાયુ દેવતાના યુદ્ધની કલ્પ-

## વિજયી વૃત્ર

દિવ્ય જળોના પ્રવાહને વૃત્રે અટકાવી રાખવાથી
સૂર્ય ઉંચો આવી શકતો નથી.



૧ વરુણનું વૃક્ષ. ૨ દિવ્યાઃ આપઃ

નાપર આધાર રાખીને જ વૈદિક કથાઓના અર્થની યોજના કરે છે. અશ્વિનોએ વૃકની દાઢમાંથી વર્તિકાની મુક્તતા કરવી, તે તેમના અભિપ્રાય પ્રમાણે રાત્રીના અંધકારમાંથી પ્રકાશ લાવવો, એનું રૂપક છે. વૃત્રના સંબંધમાં ભિન્ન ભિન્ન મતો દર્શાવતાં નિરુક્તમાં કહેલું છે કે,* ત્યારે વૃત્ર કોણ? નૈરુક્ત કહે છે કે, 'વૃત્ર એટલે મેઘ' અને ઐતિહાસિકો કહે છે કે, 'અસુર ત્વષ્ટાનો પુત્ર.' જલ અને પ્રકાશના મિશ્રભાવથી વૃષ્ટિ થાય છે; અને તેને જ આલંકારિક ભાષામાં યુદ્ધ કહેવામાં આવે છે. મંત્ર અને બ્રાહ્મણમાં વૃત્ર એટલે સર્પ એમ કહેલું છે. તેણે પોતાના શરીરનો વિસ્તાર કરીને નદીઓને અટકાવી દીધી. તેનો સંહાર થયા પછી જલ પુનઃ વહન કરવા માંડે છે." નૈરુક્ત મતમાં પર્જન્ય અને ઉષાની કલ્પના તે આ અર્થ પદ્ધતિના આધાર સ્તંભ સમાન છે. પાશ્ચાત્ય વિદ્વાનોએ જો કે એ પદ્ધતિમાં સુધારણા કરેલી છે, તો પણ વૈદિક દેવતાઓના ખરેખરા સ્વરૂપનો સૂક્ષ્મ વિચાર કરીને વૈદિક સૂક્તોનો અર્થ કરવાની એ પદ્ધતિને સૂચવવાનું માન આપણા પ્રાચીન નૈરુક્તોને જ ઘટે છે. પોતાની કન્યાનો અભિલાષ કરનારા પ્રજાપતિની કથા 'ઐતરેય બ્રાહ્મણ' માં ઉષાપછી આવતા સૂર્યની કલ્પના અનુસાર યોજી બતાવેલી છે. અહલ્યા અને ઈન્દ્રની કથાનો પણ એવો જ અર્થ કરેલો છે. પણ નિરુક્ત કાળમાંનું સૃષ્ટિજ્ઞાન સાધારણ પ્રકારનું હોવાથી તેઓ સર્વ વાર્તાઓના અર્થને સૃષ્ટ ચમત્કારોની કલ્પના પ્રમાણે સિદ્ધ કરી શકયા નહોતા. ઉદાહરણાર્થ, અશ્વિનોની અનેક કથાઓ-માંની કેવળ વૃકના મુખમાંથી છૂટેલી વર્તિકાની કથાને જ યાસ્કાચાર્યે ઉષાની કલ્પનાને અનુસરીને સાર્થક કરેલી છે. એ નૈરુક્ત પદ્ધતિમાં પાશ્ચાત્ય પંડિતોએ થોડીક સુધારણા કરેલી છે; કારણકે, તેઓ વિશેષ ઉન્નત ઉત્તર અક્ષાંશમાં વસતા હોવાથી શિયાળામાંના સૂર્યની નિર્બળતા, ત્યાર પછી આવતા વસન્તનું મહત્ત્વ અને તે વેળાએ પુનઃ સૂર્યનું તેજસ્વી થવું ઈત્યાદિ ઘટનાઓને તેઓ વિશેષ સ્પષ્ટતાથી નિહાળી શકે છે. એટલે એ ઘટનાઓના આધારે તેમણે કેટલીક વૈદિક કથાઓના રહસ્યનો સ્ફોટ કરવા માટેનો પ્રયત્ન કરેલો છે. એવી રીતે અત્યાર લગી પર્જન્ય, ઉષા અને વસન્તારંભ એ ત્રણ કલ્પનાઓ નૈરુક્ત મતમાં પ્રસિદ્ધ છે અને તેમનું અહીં કિંચિદ્ વર્ણન કરવું આવશ્યકીય છે.

ઉષાની કલ્પનાના પુરસ્કર્ત્તાઓએ તેને સર્વ કથાઓના મૂળ તરીકે માનેલી છે. દેવ, સૂર્ય, પ્રાતઃકાલ, દિવસ અને વસન્ત એ સર્વની જનની અને સ્વતઃ અમરત્વની

---

* "तत्को वृत्रः । मेघ इति नैरुक्ताः त्वाष्ट्रोऽसुर इत्यैतिहासिकाः । अपां च ज्योतिषश्च मिश्रीभावकर्मणा वर्षकर्म जायते । तत्रोपमार्थेन युद्धवर्णा भवन्ति । अहिवत्तु खलु मंत्रवर्णाः ब्राह्मण वादाश्च । विवृद्धया शरीरस्य स्रोतांसि निवारयांचकार तस्मिन्हते प्रस्यंदिरे आपः"॥निरुक्त २,१६

મૂર્ત્તિ જ એવી તે તેજસ્વિની ઉષા પ્રાચીન લોકો સમક્ષ એક કરતાં એક વિશેષ ગહન પ્રશ્નો લાવીને ઊભા કરતી હતી. પોતાનાં સુવર્ણ દ્વારોને ઉઘાડી વિજયી સૂર્યને માર્ગ કરી આપનારી ઉષાનો ઉદય થતાં તે લોકોને સાન્ત પાસેથી અનન્તપ્રતિ કૂદકા મારવાનો સારો અવસર મળતો હતો. અનન્ત, અમર્ત્ય અને દિવ્ય ઇત્યાદિ કલ્પનાઓને મનમાં જાગ્રત કરનારી ઉષાનાં જે વિવિધ નામો, તે જ પછીથી ઇશશક્તિનાં દર્શક થઈ પડ્યાં. સરયૂએ અશ્વીનું રૂપ લીધા પછી વિવસ્વતના સમાગમથી તેને બે જોડિયાં બાળક થવાં, તે સૂર્યોદય થવા પછી ઉષાનો લોપ થવો અને દિવસ રાત્રિની જોડી ઉત્પન્ન થવી, એનું જ રૂપક છે. સૂર્યાનો સોમસાથે વિવાહ સબંધ, વૃષાકપાયીના બળદોને ઈન્દ્રે ખાઈ જવા કિંવા અદિતિને આદિત્યરૂપી પુત્રની પ્રાપ્તિ થવી ઇત્યાદિ સર્વ કથાઓ ઉષાની જ છે. પણીએ ચોરેલી ગાયને શોધવા માટે ગયેલી સરમા અને પુરૂરવા પાસેથી દૂર પ્રયાણ કરનારી ઊર્વશી આદિ પણ ઉષાનાં જ સ્વરૂપો છે. સારાંશ એટલો જ કે, એ ઉષાની કલ્પનાના આધારે બની શકે તેટલી ઘટનાઓને સંબદ્ધ કરવાનો એ લોકો પ્રયત્ન કર્યાં કરે છે. પરંતુ તે ઉષા તેવી ન હોઇ ને ધ્રુવપ્રદેશમાંની જ દીર્ઘ ઉષા છે, એ તત્વ જાણવામાં આવી ગયા પછી તો એ સર્વ ઘટનાઓનું ભિન્ન રીતિથી જ સ્પષ્ટી કરણ કરવું પડશે. પરંતુ તે સ્પષ્ટીકરણ કરવાનું આ સ્થળ નથી.

હવે બીજી પર્જન્ય વિષયક કલ્પના. આપણા નિરુક્તકારોએ ઉષા વિષયક કલ્પનાના પરિશિષ્ટ તરીકે એ કલ્પના આપેલી છે. ઈન્દ્ર અને વૃત્રના યુદ્ધની જે કથા તે એ કલ્પનાના આધારે સાર્થ કરાયલી મુખ્ય કથા છે. ઈન્દ્ર શબ્દનો ધાત્વર્થ 'પર્જન્ય બિન્દુ' હોઇને તે અને ઇન્દુ એ બન્ને શબ્દો એક જ ધાતુમાંથી નીકળેલા છે. વૃત્ર શબ્દનો ધાત્વર્થ (વૃ—આચ્છાદન કરનાર) 'આચ્છાદક' છે. એ ઉભય શબ્દોના અર્થને આવી રીતે નિશ્ચિત કર્યાં પછી બાકીની ઇતર બાબતોને થોડી ઘણી ખેંચતાણ કરીને મૂળ કલ્પના સાથે મેળવવામાં આવતી હતી. એ કલ્પના પ્રમાણે ઇન્દ્રે પર્વતને ફોડીને પાણીને માર્ગ કરી આપવાનું જે કહેલું છે, તે વાદળાંને ભેદીને વર્ષાદ પાડવાનું જ રૂપક છે. ઇન્દ્ર પર્જન્ય દેવતા હોવાથી તેનું વજ્ર એટલે વિદ્યુત્ એમ જ સમજવાનું છે. પરંતુ એ કથામાંનો જે એક વિશેષ વિકટ ભાગ છે તે એ કે, 'વૃત્ર' એટલે કે અહીં જલને નિરુદ્ધ કરી રાખે છે, એમ કહેલું છે. વાદળાંમાંના પાણીને વૃત્ર કેવી રીતે અટકાવી રાખે છે, એના રહસ્યને જાણવું કાંઇ વિશેષ કઠિન નથી. પરંતુ ઋગ્વેદમાં અનેક સ્થળે વૃત્રનો વધ થવાપછી 'સિન્ધવઃ' એટલે કે નદીઓ મુક્ત થઇ, એવું વર્ણન છે. એ પર્જન્ય વિષયક કલ્પનાના પુરસ્કર્ત્તાઓના અભિપ્રાય પ્રમાણે એ નદીઓ જો પંજાબ દેશમાંની નદીઓ હોય, તો તેમને વૃત્રે અટકાવી રાખી એટલે શું, એ સમજવું બહુ જ કઠિન છે. ઉન્હાળામાં નદીઓ સુકાય છે, તેને અનુલક્ષીને જ આમ કહેવામાં આવ્યું છે, એવું

એ શંકાનું નૈરુક્તોએ ઉત્તર આપેલું છે. આપણા નિરુક્તકારો એનાથી આગળ વધેલા કે ગયેલા નથી. પરંતુ જર્મન પંડિતોએ બીજી પણ કેટલીક ઘટનાઓને કિંવા કથાઓને પર્જન્ય વિષયક કલ્પનાના આધારે સિદ્ધ કરવાનો યત્ન કરેલો છે; અને તેમના અભિપ્રાય પ્રમાણે હિન્દી–યુરોપીય લોકોની સર્વ કથાઓને વાતાવરણમાંના ચમત્કારોનો જ મૂળ. આધાર છે.

ત્રીજી જે વસન્ત વિષયક કલ્પના તે પણ પ્રથમ એટલે કે ઉષાવિષયક કલ્પના પ્રમાણે જ સૂર્યમૂલક છે. તે અનુસાર જોતાં કેટલીક વૈદિક કથાઓમાં શિયાળાનો અંત થવા પછી આનંદદાયક વસન્તના આગમનનું વર્ણન છે. આપણા યાસ્કાચાર્ય આદિ નિરુક્તકારો જે પ્રદેશમાં વસતા હતા ત્યાં શિયાળામાંના અને વસંત કાળમાંના સૂર્યમધ્યે ખાસ જાણવા જેવો વધારે અંતરાય ન હોવાથી જ બહુધા તેમણે વૈદિક કથાઓના સ્પષ્ટીકરણ માટે એ વસંત વિષયક કલ્પનાનો ઉપયોગ કરેલો નથી. પરંતુ ઇંગ્લંડ જેવા ઉન્નત અક્ષાંશમાં એ ભેદ સર્વથા સ્પષ્ટ દેખાતો હોવાથી પાશ્ચાત્ય પંડિતોએ એ વસંતની કલ્પનાના આધારે જ ઘણીક વૈદિક કથાઓના નિર્ણયનો પ્રયત્ન કર્યો છે. અશ્વિનોએ ચ્યવનને પુનઃ તરુણ કર્યો, અત્રિનું તમ–અંધકાર–થી રક્ષણ કર્યું, કૂવામાં ડૂબેલા વંદનને બહાર કાઢયો અને ઋજ્રાશ્વને દૃષ્ટિ આપી ઇત્યાદિ અશ્વિનોના પરાક્રમોનો પાશ્ચાત્ય પંડિતોએ વસંતના આગમન સાથે જ અર્થ મેળવેલો છે અર્થાત્ એ સર્વ પરાક્રમો વાર્ષિક જ છે.

એ ત્રણ કલ્પનાઓ ઉપરાંત નાક્ષત્ર કલ્પનાના આધારે પણ કેટલાકોએ વૈદિક કથાઓનો નિર્ણય કરવાનો પ્રયત્ન આદરેલો છે. બૅંગ્લોર નિવાસી નારાયણ આયંગારે કેટલીક વાર્તાઓનો મૃગશીર્ષ અને રોહિણી નક્ષત્રની સ્થિતિને અનુસરીને અર્થ લગાડેલો છે. એ સર્વ કલ્પનાઓ એટલે કે ઉપપત્તિઓનું સવિસ્તર વર્ણન કરવાનું આ સ્થળ નથી. એમનો અહીં ઉલ્લેખ કરવાનો હેતુ એટલોજ કે, જોકે એવિશેની આટલી બધી ભિન્ન ભિન્ન ઉપપત્તિઓ કાઢવામાં આવી છે, તોપણ અદ્યાપિ બહુ જ મહત્ત્વવાળી ઘણીક વૈદિક કથાઓના અર્થનો સમાધાનકારક નિર્ણય થયો નથી. એવી કથાઓનો ધ્રુવોપપત્તિ સાથે સારો મેળ મળતો હોવાથી એ ઉપપત્તિના દૃઢીકરણ માટે તે ઉપપત્તિઓનો ઉલ્લેખ અહીં અસ્થાનીય થવાનો નથી જ. આ ચાલતા અને આની પછીના એ પ્રમાણે બે દર્શનો (પ્રકરણો) માં એ જ હેતુથી મહત્ત્વની કેટલીક વૈદિક કથાઓનો ઊહાપોહ કરેલો છે.

ઇન્દ્ર અને વૃત્રના યુદ્ધની કથા પર્જન્યની કલ્પનાના આધારે સારી રીતે સમજી શકાય છે, એવો એક સાધારણ અભિપ્રાય છે; અને તેથી પ્રથમ આપણે એ કલ્પનાને જ લઇશું. વેદોમાં ઇન્દ્ર અને વૃત્રનું યુદ્ધ ચાર પ્રકારે વર્ણવેલું છે. તેમાંનો પ્રથમ

પ્રકાર, **વૃત્રતૂર્ય** એટલે નમુચિ, શુષ્ણ, શંબર, વલ, પિપ્રુ અને કુત્ચ ઇત્યાદિ ભિન્ન ભિન્ન નામધારી વૃત્ર સાથે થયેલું ઇન્દ્રનું યુદ્ધ, એ છે. **અપતૂર્ય** અથવા પાણી માટે કરેલું યુદ્ધ; એમાં વૃત્રને માર્યા પછી 'सिन्धवः' અથવા 'आपः' (પાણી) મુક્ત થાય છે; ઋગ્વેદમાં ઇન્દ્રને 'અપ્સુજિત્' (પાણીમાં જિતનારો) કહેલો હોઇને વૃત્રના તે પાણીને ઘેરો ઘાલીને બેસવાનું (अपः परिशयानम्) વર્ણન કરેલું છે. એ બીજો પ્રકાર. ૩ **गविष्टि** એટલે ગાયના શોધ માટે થયેલું યુદ્ધ. એ ત્રીજો પ્રકાર. અને ૪ दिविष्टि એટલે પ્રકાશ માટે થયેલું યુદ્ધ. વૃત્રને માર્યા પછી સૂર્ય તથા ઉષાને ઇન્દ્ર ઉપર લાવે છે, એમ ઋગ્વેદમાં અનેક સ્થળે કહેલું છે; એ ચોથો પ્રકાર. ઇન્દ્ર અને વૃત્રના એ યુદ્ધમાંના એ ચારે પ્રકારોનું સ્વરૂપ સારી રીતે ધ્યાનમાં આવે, એટલા માટે તેમનું વર્ણન કરનારી ઋચાઓનો સારાંશ અહીં આપવામાં આવે છે.

ઇન્દ્ર પોતાના વજ્રવડે જયારે વૃત્રપર પ્રહાર કરે છે, તે વેળાએ દ્યાવાપૃથિવી (આકાશ અને અવની) ભયથી કંપે છે. પાણીને આચ્છાદી (ઢાંકી) નાંખનાર (अपो व व्रिवासम्) અથવા પાણીની આસપાસ પ્રસરેલા (परिशयानमर्णः) વૃત્રને ઇન્દ્રે ઠાર કરી નાખ્યો. ઇન્દ્રે પાણીને મુકત કર્યાં પછી તે (પાણી) વૃત્રના ગુપ્ત થાણામાંથી બહાર નીકળીને તેને ઘેરી લે છે. વૃત્રના ૯૯ દુર્ગો (पुरः) ને ફોડીને ઇન્દ્રે તેને ઠાર કર્યો. તમ મધ્યે યુદ્ધની ઇચ્છા કરનારા શુષ્ણને તેણે અસૂર્ય તમ–અંધકાર–માં ઠાર કર્યો. ઇન્દ્રના સાહાય્યથી બહસ્પતિએ સમુદ્રને દૂર કરીને ગાયોના ગોઠાને (गवां गोत्रम्) મુકત કર્યો. વૃત્રને (ઇન્દ્રે) મારી નાંખ્યા પછી તેનું શરીર દીર્ઘ તમ–અંધકાર–મધ્યે પડી રહ્યું. (दीर्घं तम आशयदिंद्रशत्रुः) વૃત્રે ઘેરી લીધેલો સમુદ્ર (अर्णः) અંધકારવડે વેષ્ટેલો હોઇને (तमसा परिवृतम्) સૂર્ય જેનું અધિરોહણ કરે છે, તે સમુદ્ર તેજસ્વી (शुक्रमर्णः) છે. માયાવી નમુચિને ઇન્દ્રે દૂરના પ્રદેશમાં (परावति) માર્યો. ઇન્દ્રે અર્બુદને હિમવડે માર્યા. ગાયને પાછી મેળવવા માટે ઇન્દ્રને સાહાય્ય કરતાં અંગિરસોએ વલને વર્ષના અંતમાં (परिवत्सरे) ઠાર કર્યો. વૃત્રનાં પુરો પાષાણ કિંવા લોહનાં (अश्मन्मयी आयसीपुरः) હોઇને તે શારદીય (पुरोयदिन्द्र शारदीरवातिरः) છે.

વૃત્રને માર્યાં પછી ગાય, સૂર્ય અને ઉષાને માર્ગ મળે છે, એવા પ્રકારનું વર્ણન પણ ઋગ્વેદમાં અનેક સ્થળે આવેલું છે. ૨,૧૯,૩ માં 'ઇન્દ્રે સમુદ્રના જળને મુકત કરીને સૂર્યને ઉત્પન્ન કર્યો, અને ગાયોને (પાછી) મેળવી' એમ કહેલું છે. બીજાં પણ કેટલાંક સ્થળોમાં એવું જ વર્ણન છે. ઇન્દ્રે અહિને માર્યાં પછી શરુ કરેલી નદીઓ ઉપર વહેવા લાગી. (सोदंचं सिन्धुमरिणात्) એમ ૨,૧૫,૬ માં કહેલું છે.

હવે, એ સર્વ વર્ણનમાં પર્વત, ગિરિ, અદ્રિ, ઊધસ્, ઉત્સ, (ઝરો) કબંધ, અને કોશ આદિ જે શબ્દો આવેલા છે, તે સર્વનો નિરુક્તકારોએ મેઘના અર્થમાં સ્વીકાર કરેલો છે; અને નિરુક્તકારોના કરેલા એ અર્થને પાશ્ચાત્ય પંડિતોએ પણ માન્ય રાખેલો છે. તેમજ गो શબ્દ સાધારણતઃ ગાયનો વાચક હોવાછતાં પણ તેમણે તેનો પાણી અર્થ કરેલો છે; વૃત્ર સાથે થનારા યુદ્ધમાં બહુધા મરુત્ ઇન્દ્રના સહાયકો હોય છે; તો પણ કેટલેક પ્રસંગે વિષ્ણુ, અગ્નિ અને બૃહસ્પતિએ પણ વલના સપાટામાંથી ગાયને છોડવવાના કાર્યમાં ઇન્દ્રને સાહાય્ય કરેલું છે. એ કથાનાં બીજાં પણ કેટલાંક સ્વરૂપો ઋગ્વેદમાં મળી આવે છે; પરંતુ પ્રસ્તુત વિષયમાટે અત્યારસૂધી થયેલું વિવેચન સંપૂર્ણ છે.

એ ઇન્દ્ર અને વૃત્રના યુદ્ધનું વર્ણન વાંચનારને સહજમાં એમ દેખાઈ આવશે કે, વૃત્રનો વધ થવાની સાથે જ એકદમ ચાર ઘટનાઓ બની આવે છે; અને તે આ પ્રમાણે,—૧ ગાયોનું મુક્ત થવું, ૨ પાણીનું વહેવા માંડવું, ૩ ઉષાનું ઉત્પન્ન થવું અને ૪ સૂર્યનું ઉપર (આકાશમાં) આવવું. એક સમયાવચ્છેદે બની આવતી એ ચાર ઘટનાઓનો પર્જન્ય કલ્પનાના આધારે કાંઈ નિર્ણય થાય છે કે કેમ, એ હવે આપણે જોવાનું છે. વૃત્ર એટલે મેઘ એમ જાણવામાં આવી ગયા પછી તે મેઘને વજ્રવડે ભેદીને તેમાં રહેલા પાણીને ઇન્દ્ર બહાર કાઢે છે, એમ કહેવું તે યથાર્થ છે. પરંતુ એ પાણીની સાથે જ મુક્ત થતી ગાયો ક્યાંની વારુ? ગાય એટલે પાણી એમ નિરુક્તકારો પ્રમાણે માનવાથી તે બન્ને વસ્તુઓ ભિન્ન નથી, એમ સિદ્ધ થાય છે. પરંતુ પાણીની સાથે ઉષા અને સૂર્ય કેવી રીતે ઉપર આવે છે, એ સમજવું બહુ જ કઠિન છે. વાદળાં કેટલીક વાર ક્ષિતિજપાસે દેખાતાં હોય છે; પરંતુ માત્ર એટલાથી જ તેમને ફોડી નાખીને ઇન્દ્રે સૂર્યને બહાર કિંવા ઉપર કાઢ્યો, એવું વિધાન કરવું તે એક પ્રકારનો પ્રમાદ જ કહી શકાય. એ ચાર પ્રકારોમાંના પાણીની મુક્તિ થવાના પ્રકારને પ્રધાન સમજીને નિરુક્તકારોએ કદાચિત્ અન્ય વાર્તાપ્રતિ દુર્લક્ષ કર્યું હશે. કેટલાક પાશ્ચાત્ય પંડિતોએ તો એ એકદમ બની આવતી ચાર ઘટનાઓનો પોતાથી નિર્ણય ન કરી શકાયાને લીધે પોતાના અજ્ઞાનને આચ્છાદિત કરવામાટે 'વૈદિક ઋષિઓએ કલ્પનાઓનો ગોટાળો કરેલો છે, એમ કહીને બધો દોષ વૈદિક ઋષિઓના શિરપર જ નાંખી દીધો છે.

ઇન્દ્ર અને વૃત્રના યુદ્ધમાંની કેવળ એટલી જ બાબતો પર્જન્ય વિષયક કલ્પનાથી મળતી નથી, એમ નથી. પૂર્વે એકસ્થળે કહ્યા પ્રમાણે વૃત્રના વધનું સ્થાન દૂરના પ્રદેશમાં (परावति) હોઇને ત્યાં ભયંકર અંધકાર (असूर्ये तमसि) પ્રસરેલો છે. તેમ જ ઇન્દ્રે નમુચિને મારીને દેવયાનમાર્ગ મુક્ત કર્યો, એમ ઋગ્વેદ ૧૦,૭૩,૭ માં કહેલું છે. અવેસ્તા નામક પારસી ગ્રંથમાં પણ અપૌશને માર્યા પછી તિશ્ત્ર્ય મજદના માર્ગમાં

સંચાર કરે છે, એવું વર્ણન આવેલું છે. વૃત્રનું આશ્રયસ્થાન ગુપ્ત (નિણ્ય) અને જલાવૃત હોઇને રજસ્‌ના તલ પ્રદેશમાં છે, એમ ઋગ્વેદ ૧,૫૨,૬ માં કહેલું છે. વૃત્ર એટલે મેઘ એમ જ કેવળ સમજવાથી એમાંની કોઇ પણ વાર્તાનો સારો નિર્ણય થઇ શકતો નથી. ઋગ્વેદમાં પરાવત્ અને અરાવત્ (પાસેનો) તથા દેવયાન અને પિતૃયાણ એવા પરસ્પર વિરોધી શબ્દોની જોડીઓ આવેલી છે. દેવયાન એટલે ઉત્તર ખગોલાર્ધ. હવે વૃત્રના વધનું સ્થાન વાદળામાં હતું, એમ જો માનીએ, તો તે પરાવતિ કિંવા દેવયાનના દ્વારમાં જ હતું એમ કેમ કહી શકાય વારુ? ઉપર્યુક્ત વચનમાંના વર્ણન પ્રમાણે જોતાં તમવડે પરિવૃત થએલા પેલીતરફના સમુદ્રમાં એટલે કે જેમાંથી પ્રભાતમાં સૂર્ય ઉપર નીકળી આવે છે, તેમાં વૃત્રને મારેલો છે. આ વર્ણન દક્ષિણ ગોલાર્ધ રૂપી નીચેના લોકોને જ લાગુપડનારું હોઇને વાદળાને લેશ માત્ર પણ લાગુ પડનારું નથી; ઇંદ્રનો પર્જન્ય સાથે કશો પણ સંબંધ નથી, એમ અમારું કથન નથી; પરંતુ **વૃત્રહન્** જે ઇન્દ્ર તે ઉપર આપેલાં વૈદિક વચનોને ધ્યાનમાં લેતાં કેવળ પર્જન્ય દેવતા હોય, એ સંભવનીય દેખાતું નથી.

વૃત્રની કથાના પ્રચલિત અર્થપર એક તૃતીય આક્ષેપ એવો છે કે, તેના કાળને દર્શાવનારા વચનનો અર્થ તેના આધારે સમાધાનકારક લાગી શકતો નથી. પર્જન્ય વિષયક કલ્પનાને અનુસરીને જોતાં એ યુદ્ધ વર્ષાકાળમાં થયેલું હોવું જોઇએ. પરંતુ વૃત્રના જે દુર્ગો (પુરઃ) ઇંદ્રે ફોડ્યા, તે તો શારદીય હતા. એનું કદાચિત્ એવું ઉત્તર આવશે કે, પૂર્વે વર્ષા અને શરદ્ એ બન્ને ઋતુઓને મેળવી એક ઋતુ સમજીને તે સર્વને શરદ્ નામ આપેલું હશે. એમ માની લેવા છતાં એક બીજી અડચણ આવીને ઊભી રહે છે. કારણ કે, એ યુદ્ધ સંવત્સરના અંતમાં થએલું છે ( ઋગ્વેદ, ૧૦,૬૨,૨,) ઇંદ્રનું અર્બુદને મારવામાટેનું શસ્ત્ર પણ હિમ (બર્ફ) હતું. વળી એ યુદ્ધ પછી ઉષાની પ્રાપ્તિ કેવી રીતે થાય છે અને એ યુદ્ધ અંધકારમાં શા કારણથી થયું, એ જો તેનો કાળ વર્ષાઋતુનો માનીએ તો એક પ્રહેલિકા જ થઇ રહે છે. તાત્પર્ય કે, પર્જન્યની કલ્પનાથી એમાંની કોઇ પણ વાર્તાનો નિર્ણય થઇ શકતો નથી.

પર્જન્યની કલ્પનાપર વળી એક ચતુર્થ આક્ષેપ એવો છે કે, પર્વત, ગિરિ અને અદ્રિ એ શબ્દોનો મુખ્ય કિંવા ગૌણ મેઘ અર્થ ન હોવા છતાં કેવળ રૂપકથી જ તેમના તેવા અર્થનો સ્વીકાર કરવો પડે છે. પરંતુ એ અર્થ કેટલેક સ્થળે બહુ જ અપ-યોજક દેખાય છે. તોપણ આજ પર્યન્ત બીજી કોઇ સારી કલ્પનાના અભાવે એ અર્થ એવી જ રીતે લેવાતો આવ્યો છે.

પર્જન્ય કલ્પનાપરના આક્ષેપો એ પ્રમાણે છે. એમનો સારી રીતે વિચાર કરવાથી પર્જન્ય વિષયક કલ્પનાની નિર્બળતા સ્પષ્ટ દેખાઇ આવશે. અર્થાત્ એ કલ્પનાથી ઇન્દ્ર

વૃત્રના યુદ્ધ પછી એક સમયાવચ્છેદે બની આવતી ચાર ઘટનાઓનો તેમ જ તે યુદ્ધના કાળ અને સ્થાનનો લેશમાત્ર પણ નિર્ણય થઈ શકતો નથી. તોપણ આપણા પ્રાચીન નિરુક્તકારોથી તે આજ સૂધી એ કથાનું મૂળ પર્જન્ય જ છે, એમ સર્વ માનતા આવ્યા છે. ઈન્દ્ર વૃત્રના યુદ્ધમાં દેખાઈ આવતી ચાર ઘટનાઓમાંની કેવળ પાણીની મુક્તિ-વાળી ઘટનાનો પર્જન્યની કલ્પનાથી નિર્ણય થાય છે; અને ગાય એટલે પાણી એમ નિરુક્તકારો પ્રમાણે માનવાથી બે ઘટનાઓનો નિર્ણય થાય છે; પણ બાકીની બે ઘટના-ઓનો તો ઉષાની કલ્પના સાથે જ મેળ મળે છે. પરંતુ કોઈ પણ એક જ કલ્પનાથી ચારે ઘટનાઓનો કાંઈ નિર્ણય થઈ શકતો નથી. એટલામાટે એમાંની પ્રથમ ઘટનાને પ્રાધાન્ય આપીને આપણા નિરુક્તકારોએ 'सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पंडितः' અર્થાત્ જ્યાં સર્વનાશ થવાનો સંભવ હોય ત્યાં વિચારશીલ પુરુષ અર્ધને પોતાની મેળે જ ત્યાગી દે છે, એ ન્યાયને અનુસરીને, ઈન્દ્ર પર્જન્ય દેવતા છે એ કલ્પના સાથે મળી શકે તેટલી ઘટનાને મેળવીને બાકીની ઘટનાઓનો વિચાર જ કર્યો નથી. ઈન્દ્ર વૃત્રના યુદ્ધનો નિર્ણય કરનારી એ વિના બીજી કલ્પના અત્યાર સૂધી તો પ્રચલિત નથી. અને એ કલ્પના સર્વથા અપૂર્ણ હોવાથી બીજી કોઈ એક કલ્પનાથી જો એ સર્વ ઘટનાઓના નિર્ણયનો સંભવ હોય, તો એ પર્જન્યની કલ્પનાને ત્યાગી દેવામાં કોઇને કશોપણ પ્રત્યવાય થવાનો નથી.

ઈન્દ્ર અને વૃત્રનું યુદ્ધ એટલે મૂળ પર્જન્ય દેવતા અને મેઘના યુદ્ધનું રૂપક છે, એમ માનવું જ પ્રથમ તો અમારા અભિપ્રાય પ્રમાણે ભૂલ ભરેલું છે. એ યુદ્ધ તે મૂળ પ્રકાશ અને અંધકારનું જ પરસ્પર યુદ્ધ છે, એમ 'ઐતરેય બ્રાહ્મણ' (૪–૫) પરથી સિદ્ધ થાય છે. ઈન્દ્ર પ્રકાશ દેવતા છે, એ તત્ત્વને તો ઋગ્વેદમાંનાં અનેક વચનોથી સિદ્ધ કરી શકાય એમ છે. 'ઈન્દ્ર જ્યોતિ (પ્રકાશ) મેળવતો થયો'* (૩,૩૪,૪), 'અંધતમમાં પ્રકાશ મેળવતો થયો' (૧,૧૦૦,૮), 'જેણે સૂર્યને અને ઉષાને ઉત્પન્ન કર્યાં તે† ઈન્દ્ર' (૨,૧૨,૭), 'સૂર્યને માર્ગ કરી આપનાર' (पृथिक्रृत्सूर्याय ૧૦,૧૧૧,૩), ઇત્યાદિ ઈન્દ્રનું વર્ણન ઋગ્વેદમાં આવેલું છે. એ વચનોમાં વૃત્ર યુદ્ધનો સંબંધ માત્ર પણ આવેલો નથી. આમ હોવા છતાં તે જ ઈન્દ્રનું વૃત્ર સાથે યુદ્ધ થવાથી પાણી મુક્ત થાય છે અને ઉષાને પણ માર્ગ મળે છે તે કેવી રીતે, એનું ઉત્તર આપવું એ જ એક મુખ્ય અને મોટામાં મોટી અડચણ છે. એ અડચણનો આજ સૂધીની પ્રચલિત કોઇ પણ કલ્પનાથી લોપ થઇ શકતો નથી. એટલા માટે એ કલ્પનાઓને અસત્ય

* 'अविंदज्ज्योतिः (૩,૩૪,૪.) 'ज्योतींषि विवेदिथ' (૮,૧૫,૫); 'विदज्ज्योतिं ૧૦,૪૩,૪). † 'यः सूर्यं य उषसं जजान यो अपां नेता स जना स इन्द्रः (ઋ. ૨,૧૨'૭)

કહેવા પૂર્વે વેદોમાં વર્ણવેલા પાણીનું સ્વરૂપ શું અને કેવું છે, એનો આપણે કાંઇક વિચાર કરીએ.

વૃત્રના વધ પછી પાણી વહેવા માંડ્યું, એમ બતાવનારાં વચનોમાં કદાપિ મેઘોનો સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો નથી. પાણીના અવરોધ સ્થાનને દર્શાવવા માટે પર્વત અને ગિરિ ઇત્યાદિ શબ્દોનો અને પાણીને દર્શાવવા માટે 'आपः' કિંવા 'सिन्धवः' શબ્દોનો તેમાં ઉલ્લેખ કરેલો છે. 'आपः' શબ્દ ઋગ્વેદમાં અનેક સ્થળે આવેલો હોઇને તેમાં ઘણેક સ્થળે દિવ્ય કિંવા આકાશમાંનાં જળો, એવો તેનો અર્થ છે. "જેઓ સૂર્ય પાસે છે અને સૂર્ય જેમની પાસે છે." એમ તેમના વિષે ઋગ્વેદ, ૧,૨૩,૧૭ માં કહેલું છે. ૭,૪૯,૨ માં 'दिव्याः आपः' અને 'खनित्रिमाः आपः' એટલે કે, આકાશમાંનાં જળો અને નદીઓમાં વહેતાં જળો, એવો સ્પષ્ટ ભેદ કરેલો હોઇને તેમનું ઉદ્દિષ્ટ સ્થાન (અર્થ) સમુદ્ર છે, (समुद्रार्थाः) એમ કહેલું છે. ઋગ્વેદ ૮,૬૯,૧૩ માં 'સપ્ત સિન્ધુ વરુણના મુખમાં પડે છે' એમ કહેલું છે. ઇન્દ્ર પ્રમાણે વરુણ પણ નદીઓને વહેવડાવે છે. (૨,૨૮,૪) એવું વર્ણન છે. પોતાના અર્થ (સ્થાન) પ્રતિ જનારા 'आपः' નો દીર્ઘતમા સારથિ થયો હતો, એ તો પૂર્વે કહેલું જ છે. પરંતુ એ 'दिव्याः आपः' નું સત્ય સ્વરૂપ શું છે, એ આજ સુધી સારી રીતે સમજવામાં ન આવેલું હોવાથી ઉષાના ઉદય સાથે એ જળોના મુક્ત થવાનો સંબંધ કેવી રીતે અને કેમ પહોંચે છે, એ તત્ત્વને પંડિતજનો સમજી શક્યા નથી. 'दिव्याः आपः' એટલે વર્ષાદનું પાણી એટલા અર્થને જ બહુધા તેઓ સમજે છે; પણ એ ભૂલ છે. કારણ કે, ઋગ્વેદ ૧૦,૮૨,૬; અને ૧૦,૧૨૯,૩ માં જગતની ઉત્પત્તિ વિશે વિવેચન કરતાં 'પૂર્વે સર્વત્ર તમ—અંધકાર— અને તમવડે આચ્છાદેલું અજ્ઞાત (અપ્રકેત) જળ હતું, એમ કહેલું* છે. 'શતપથ બ્રાહ્મણ' 'ઐતરેય ઉપનિષદ્' અને 'મનુસ્મૃતિ' આદિ ગ્રંથોમાં 'આ જગત્ પાણીની બાફમાંથી ઉત્પન્ન થએલું છે' એમ પ્રતિપાદન કરેલું છે. અર્થાત્ દિવ્ય જળોનું સ્વરૂપ વૈદિક ઋષિઓના પૂર્વજોના સારી રીતે જાણવામાં હતું, એમ એથી સ્પષ્ટ દેખાઇ આવે છે. એ દિવ્ય જળોમાંથી સમસ્ત સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે, એવી તેમની માન્યતા હોવાથી અર્વાચીન શાસ્ત્રજ્ઞોના વિશ્વમાંની સર્વ જગ્યાને વ્યાપ્ત કરનારા 'ઈશ્વર' નામક અતિ વિરલ પદાર્થ પ્રમાણે જ વૈદિક ઋષિઓના એ 'दिव्या आपः' હતા, એમ પણ કહી શકાય એમ છે. પરંતુ આપણને એટલા બધા ઊંડા ઊતરવાનું કાંઇએ પ્રયોજન નથી. દિવ્ય જળો અથવા પુરીષ (પાણીની બાફ) નું વર્ણન ઋગ્વેદમાં છે; અને અંતરિક્ષ, નીચેનો લોક અને આસપાસની સર્વ દિશાઓ તે 'આપ' વડે ભરેલી હતી, એવો વૈદિક

* "तम आसीत्तमसा गूळ्हमग्रेऽप्रकेतं सलिलं सर्वमा इदम्"॥ ઋ.૧૦,૧૨૯,૩.

## વૃત્રનો વધ.

ઇંદ્ર વૃત્રનો વધ કરીને જળોને મુક્ત કરવાથી
તેમનો પ્રવાહ પ્રારંભાતાં તેમની સાથે સૂર્ય પણ ઉંચો આવે છે.



૩ અહિરૂપી વૃત્ર. ૪ સૂર્ય.

ઋષિઓનો અભિપ્રાય હતો; એટલું આપણા જાણવામાં આવી ગયું, એટલે આપણું કામ થઈ ગએલું સમજી લેવાનું છે.

પરંતુ વૈદિક ઋષિઓને 'નીચેના લોક' ની જરાપણ કલ્પના નહોતી, એવો કેટલાક પાશ્ચાત્ય પંડિતોનો અભિપ્રાય છે. તેઓ એમ કહે છે કે, રાત્રિ દિવસ સૂર્યનું ભ્રમણ આદિ સર્વ ઘટનાઓ મસ્તકપરના આકાશમાંની જ છે. પરંતુ તેમનું એ નિરૂપણ સાધાર દેખાતું નથી. ઋગ્વેદ ૬,૯,૧ માં 'કૃષ્ણ અને તેજસ્વી દિવસ બન્ને રજોનું (લોકોનું) પ્રસિદ્ધ માર્ગવડે વિવર્ત્તન કરે છે, એમ કહેલું છે. એમાં જે બે રજો કહેલાં છે, તેમાં એક ઉપરનો લોક અને બીજો નીચેનો લોક સ્પષ્ટ જ છે. ૫,૮૧,૪ માં 'હે સવિતા! તું બન્ને બાજૂથી રજનીની આસપાસ ફરે છે' ('रजनीमुभयतः परीयसे') એમ કહેલું છે, ઋગ્વેદમાં એવિશેનાં બીજાં કેટલાંક એના કરતાં વિશેષસ્પષ્ટ વચનો પણ છે. ૭,૧૦૪,૧૧ માં "રિપુ ત્રણ પૃથિવીઓની નીચે જાઓ" એવી પ્રાર્થના કરેલી છે. તેમાં तिस्रः पृथिवी रधः એવા શબ્દો યોજેલા છે. શત્રુ ત્યાં જઈ પડો, એનો ભાવાર્થ તે પ્રદેશ દુઃખમય હોવો જોઇએ, એવો સ્પષ્ટ દેખાય છે. પુનઃ ૧૦,૧૫૨,૪ માં 'જે અમને ત્રાસ આપે, તે નીચેના તમોમય પ્રદેશમાં જાઓ! ('अधरं गमया तमः')એ પ્રમાણે ઇન્દ્રની પ્રાર્થના કરેલી છે. 'અમારો જે દ્વેષ કરતો હોય, તે નીચે જઇને પડો!, ('यो नो द्वेष्टयधरः सस्पदीष्ट,' ૩,૫૩,૨૧), 'જે દાસના વર્ણને નીચેના ગૂઢ પ્રદેશમાં નાખતો થયો, ('योदासं वर्णमधरं गुहाकः' ૨,૧૨,૧૪) ઇત્યાદિ વચનોથી પણ અંધકારમય પૃથ્વીના નીચેના પ્રદેશની વૈદિક ઋષિઓની કલ્પના સ્પષ્ટ દેખાઈ આવે છે. પૃથ્વીની નીચે એટલે કેવળ પૃથ્વીના પૃષ્ઠભાગની અંદર, એવો અર્થ લઈ શકાય તેમ નથી. કારણ કે, જો વસ્તુ સ્થિતિ તેવી હોત, તો 'ત્રણે પૃથ્વીની નીચે' એમ કહેવાનું કાંઈ પણ કારણ નહોતું. એ તત્ત્વ બીજા એક પ્રમાણથી પણ જાણવામાં આવી શકે એમ છે. **तिस्रः पृथिवी रधः** એથી વિરુદ્ધ **तिस्रः पृथिवीरुपरि** (ત્રણ પૃથ્વીઓની ઊપર)એ પદો આવશે. અને ખરેખર જ એવાં પદો ઋગ્વેદમાં આવેલાં છે. ૧,૩૪,૮ માં* 'હે અશ્વિનો, તમો ત્રણે પૃથ્વીઓના ઉપરના પ્રદેશોમાંથી રાતદિવસ સ્વર્ગલોકનું સંરક્ષણ કરોછો,' એમ કહેલું છે. પૃથ્વીનો ત્રિપ્રકાર ભેદ ઋગ્વેદમાં અન્ય અનેક સ્થળે આવેલો હોઇને (૧,૧૦૨,૮;૪,૫૩,૫; અને ૭,૮૭,૫), અવેસ્તામાં પણ તે ભેદ કહેલો છે. ઋગ્વેદ, ૪,૫૩,૫ માં તો એ ત્રિપ્રકાર ભેદ અંતરિક્ષ, રજસ, રોચન અને દ્યૌને પણ લગાડવામાં આવ્યો છે. અને એથી ત્રણ પૃથ્વીઓ એટલે શું એ તરત સમજવામાં આવી જાય એમ છે. એક જ પૃથ્વીને ત્રણ પ્રકારની માનેલી છે. ત્રણે પૃથ્વીઓની ઊપર રહીને અશ્વિનો સ્વર્ગના દ્વારનું રક્ષણ કરે છે, એથી તે પ્રદેશથી

---

* "तिस्रः पृथिवी रुपरि प्रवा दिवो नाकं रक्षेथे द्युभिरक्तुभिर्हितम्"। ઋ.૧,૩૪,૮.

વિરુદ્ધ નીચેનો પ્રદેશ શી વસ્તુ છે, એની સારી કલ્પના આવી શકે એમ છે. એ નીચેનો પ્રદેશ એટલે તે પૃથ્વીના ગર્ભમાંનો ન હોઇને સર્વ પૃથ્વીની નીચેનો છે. 'ત્રણ પૃથ્વીની નીચે' અને 'ત્રણ પૃથ્વીની ઊપર' એવા સ્પષ્ટ શબ્દો ઋગ્વેદમાં હોવા છતાં પૃથ્વીના નીચેના પ્રદેશની વૈદિક ઋષિઓને કલ્પના માત્ર પણ નહોતી, એ પાશ્ચાત્ય પંડિતોનું વિધાન ક્ષણ માત્ર પણ ટકી શકે એમ નથી.

રજસ્‌ના पार्थिवं रजः, 'दिवोरजः' અને 'परमं रजः' એવા ત્રણ ભેદો હોઇને તેમાંનું પ્રથમ રજ પૃથ્વીનું તથા બીજું આકાશનું છે અને ત્રીજામાં—સર્વથી ઉચ્ચ રજમાં—જળનું સ્થાન છે; એમ કહેલું હોવાથી પૃથ્વીના નીચેના પ્રદેશમાટે એ ત્રિપ્રકાર રજોવિભાગમાં સ્થાન જ નથી, એવો કેટલાકોનો આક્ષેપ છે. પરંતુ એ આક્ષેપમાં કશો પણ અર્થ નથી. કારણકે, ત્રણ રજો પ્રમાણે છ રજો પણ ૧,૬૪,૬ માં કહેલાં છે (षळिमा रजांसि) 'સવિતા કૃષ્ણ રજમાંથી (कृष्णेन रजसा) ઊપર આવે છે' (૧,૩૫૨) 'સવિતા પરાવત્માંથી (દૂરના સ્થાનેથી) ઊપર આવે છે, (आ देवो याति सविता परावतः ૧,૩૫,૩), એ વાક્યોથી 'કૃષ્ણ રજસ્' અને 'પરાવત્' એ શબ્દો સમાનાર્થક હોવા જોઇએ એમ જણાય છે. સૂર્ય સમુદ્રમાંથી ઊપર આવે છે (૭,૫૫,૭) અને અસ્તંગત થતાં સમુદ્રમાં જાય છે (૧૦,૧૧૪,૪) એવું જે વર્ણન છે, એ પરથી તે સમુદ્ર પૃથ્વીની નીચેનો જ હોવો જોઇએ, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે. નિર્ઋતિના અંકમાં સૂતેલો (सुषुप्वांसंनिर्ऋते रुपस्थे, ૧૧૧૭,૪) અને અંધકારમાં રહેલો (तमासि क्षियंतम्) એવું સૂર્યનું વર્ણન ઋગ્વેદમાં આવેલું છે. 'द्यौ અને પૃથ્વીમાં ભ્રમણ કરી રહ્યા પછી સૂર્ય નિર્ઋતિમાં પ્રવેશ કરતો થયો' એમ ઋગ્વેદ ૧,૧૬૪,૩૨ માં કહીને ૧૦,૧૧૪,૨ માં ત્રણ નિર્ઋતી (तिस्रो निर्ऋतीः) કહેલી છે. એ ત્રણ નિર્ઋતી એટલે ઊપરના ત્રણ લોક પ્રમાણે પૃથ્વીની નીચેના ત્રણ લોક જ. ૧૦,૧૬૧,૨ માં 'નિર્ઋતીનું ઉપસ્થ' એમ જે કહેલું છે તેનો અર્થ મૃત્યુ પ્રદેશ છે. "પુરુરવા દૂરના પ્રદેશમાં જઇને ત્યાં, નિર્ઋતીના ઉપસ્થપર શયન કરતો થયો" એમ ૧૦,૯૫,૧૪ માં કહેલું છે. મરુતો અવંશ નિર્ઋતીઓમાંથી આકાશમાં ચઢે છે, એમ ૭,૫૮,૧ માં કહેલું છે. એ સર્વ વચનોથી નિર્ઋતિ એટલે કે મૃત્યુ પ્રદેશનો પશ્ચિમમાં પ્રારંભ થાય છે અને તેના અંકમાં સૂનારો સૂર્ય પુનઃ પૂર્વ દિશામાં ઉદિત થાય છે, એ સ્પષ્ટ સિદ્ધ થઈ શકે છે. અર્થાત્ એ નિર્ઋતિ તે પૃથ્વીનો ઊપરનો ભાગ નહિ, કિન્તુ પશ્ચિમથી તે પૂર્વ પર્યન્ત પ્રસરેલો પૃથ્વીનો જે નીચેનો પ્રદેશ તે જ છે. ઋગ્વેદમાં એ વિશે ઉપર્યુક્ત સ્પષ્ટ વચનો હોવાથી વૈદિક ઋષિઓને નીચેના લોકની કલ્પના જ નહોતી, એમ કદાપિ કહી શકાય તેમ નથી.

ઋગ્વેદમાંનાં બીજાંપણ કેટલાંક વચનોથી એ વાર્ત્તા સિદ્ધ થાય છે. **रजसी** એ દ્વિવચનીય શબ્દ પ્રમાણે **उभौ अर्धौ** એવો બીજો પણ એક દ્વિવચનીય શબ્દ ઋગ્વેદમાં

આવેલો છે. ૨,૨૭,૧૫ માં એ બે અર્ધોની કલ્યાણપ્રદ (સાધૂ) થવા માટે પ્રાર્થના કરેલી છે. એ બે અર્ધો એટલે પૃથ્વી અને આકાશ એમ કેટલાક જનો સમજે છે; પણ એ તેમનો પ્રમાદ છે. કારણ કે, આકાશના જ **પર** અને **ઉપર** એવા ભેદ ૧,૧૬૪,૧૨ માં કરેલા છે. તેપછી ૧૭ મી ઋચામાં 'વત્સને લઇને ગાય **પર**ની નીચે અને **અવર**ની ઉપર દેખાવા લાગી' એમ કહીને પાછળથી 'તે કયા અર્ધમાં **कांस्विदर्धम्** ગઈ?' એવો પ્રશ્ન પૂછેલો છે. એથી એ અર્ધ એટલે પૃથ્વી કિંવા આકાશ નથી, એ તો સ્પષ્ટ જ છે. અથર્વવેદમાં (૧૦,૮,૭) એ બે અર્ધોનો ઉલ્લેખ કરીને કહેલું છે કે, 'પ્રજાપતિએ એક અર્ધ વડે જગત્ નિર્માણ કર્યું; પણ દ્વિતીય અર્ધના શોધનું કાંઈ ચિન્હ છે ખરું કે?' એમાં દ્વિતીય અર્ધ એટલે પૃથ્વી તો નહિ જ, એ સહજ દેખાઈ આવે એમ છે. નીચેના અને ઉપરના લોકને દર્શાવનારો समुद्रौ એવો બીજો પણ એક શબ્દ ઋગ્વેદ ૧૦,૧૩૬,૫ માં છે. એમાંનો એક સમુદ્ર આ બાજૂએ હોઇને બીજો પેલી બાજૂએ છે (૭,૬,૭, ). શુકલ અને કૃષ્ણ અર્ણો વિશે પૂર્વે ઉલ્લેખ કરેલો જ છે. એ બે સમુદ્રો વિશે **अवस्तात्** અને **परस्तात्** એવા શબ્દો પણ આવેલા છે. ૮,૮,૧૪ માં 'પરાવત્' પ્રદેશનો 'અંબર' (આકાશ) સાથે વિરોધ બતાવીને, ૩,૫૫,૬ માં સૂર્ય 'પરસ્તાત્' પ્રદેશમાં શયન કરે છે, એમ કહેલું છે. તો હવે આ પ્રમાણે જોતાં **परावत्** અને **अर्वावत्** ની જોડી, रजसी अर्धौ અને समुद्रौ શબ્દોવડે દર્શાવેલી હોઇને જ્યારે ખગોલાર્ધો ઉદ્દિષ્ટ હોય, તે વેળા એ 'उभयतः' શબ્દ નાખવામાં આવ્યો છે. ૩,૫૩,૫ માં "હે મઘવન્, હે બંધો ઈન્દ્ર! પેલીતરફ परा જા અને પુનઃ અહીં આવ; કારણ કે, તારું બન્ને તરફ કામ उभयत्र ते अर्थ છે" એમ કહેલું છે.

આવા પ્રકારનાં આટલાંબધાં વચનો આપણા સમક્ષ ઉપસ્થિત હોવા છતાં વૈદિક ઋષિઓને નીચેના ખગોલાર્ધનું જ્ઞાન નહોતું, એ કથન કદાપિ સયુક્તિક થવાનું નથી; એટલું જ નહિ પણ એ કથન પ્રથમ દર્શને જ સંભવનીય દેખાતું નથી. વૈદિક ઋષિઓને પોતાના વ્યવહાર પૂરતું ચંદ્રસૂર્યની ગતિનું ગણિત કરતાં આવડતું હતું, એ વાર્ત્તા તો હવે સર્વ વિદિત થએલી છે. જેમને એટલું જ્ઞાન હતું, તેમને 'આકાશ ક્ષિતિજપાસે પૃથ્વીને ચોંટેલું છે અને સૂર્ય સાયંકાળે નીચે જતાં ઊપર જ કયાંક ગડપ થઈ જાય છે' એમ ભાસવું કદાપિ શકય નથી. 'ઐતરેય બ્રાહ્મણ' માંના એક વાકયથી (૩,૪૪) કેટલાક જનોએ એવું અનુમાન કાઢેલું છે. પરંતુ તે વાકય અસ્પષ્ટ હોવાથી તેના આધારે એવું સ્પષ્ટ અનુમાન નીકળી શકતું નથી. પાશ્ચાત્ય પંડિતોએ પોતાની સ્વતઃની કલ્પનાઓને વૈદિક ઋષિઓના શિરપર લાવવાનો પ્રયત્ન કરવાથી જ આ ગોટાળો થએલો છે. વર્ત્ત-માન સમય જેટલું સૂક્ષ્મ જ્યોતિષજ્ઞાન કદાચિત્ વૈદિક ઋષિઓમાં નહિ હોય, અને એટલા માટે તેમણે 'સૂર્ય અત્યારે (અસ્તંગત થવા પછી) કયાં છે અને તેનાં કિરણો કયા

દ્યૌને પ્રકાશિત કરે છે?' એવો પ્રશ્ન પૂછેલો છે (૧, ૩૫, ૭). પરંતુ એથી અત્યાર સૂધી આપણે કરેલા વિવેચનને કશો પણ બાધ થવાનો સંભવ નથી.

વૈદિક ઋષિઓને નીચેના લોક એટલે કે અધઃ ખગોલાર્ધનું જ્ઞાન હતું, એ વાર્તાને ધ્યાનમાં લેવાની સાથે જ 'दिव्याः आपः' નું સ્વરૂપ અને ગતિનો તત્કાળ નિર્ણય થઈ જાય એમ છે. સર્વ વિશ્વને વ્યાપી નાખનાર સૂક્ષ્મ તત્ત્વ એટલે પાણીની બાફ અને એ બાફ એક સરખી રીતે પૃથ્વીની આસપાસ ભ્રમણ કરતી હોવાથી સૂર્ય, ચંદ્ર અને તારક આ પૃથ્વીની આસપાસ ફર્યાં કરે છે, એવી પ્રાચીન આર્યોની કલ્પના હતી. એ કલ્પનાને આધારે ઘણીક વૈદિક કથાઓનો નિર્ણય થવાનો છે. એ પાણીના પ્રવાહને 'આકાશમાં વહન કરતી હોઇને અન્તે વરુણના મુખમાં પડનારી નદીઓ' ના નામથી ઓળખાવેલો છે (૮,૬૯,૧૨). અધઃ ખગોલાર્ધ પાણીનું વાસ્તવ્ય સ્થાન હોઇને વરુણનું રાજ્ય, યમનું રાજ્ય અને વૃત્રનું ગુપ્ત (નિણ્ય) ગૃહ આદિ સર્વ તેમાં જ છે. એ પાણીની ગતિનું વર્ણન પારસી ધર્મ ગ્રંથમાં બહુ જ સ્પષ્ટ રીતિથી કરેલું છે. તેમાં કહેલું છે કે, "**વૌરુકશ** સમુદ્ર પાણીનું નિધાન છે, એટલે ઊઠો અને વાયુ માર્ગથી ઊપર જઇને પાછા પૃથ્વીપર આવો; ને પાછા વાયુમાર્ગે ઊપર જાઓ. ઊઠો અને વહન કરવા માંડો. જેના ઉદયથી અહુર્મજદે વાયુમાર્ગનો આરંભ કર્યો, એવા (સૂર્ય) ઊઠ અને ભ્રમવા માંડ. હે જવાશ્વ-સૂર્ય, તારે 'ગરોન્માનેમ' માં રહેવાનું છે અને મજદ તથા દેવોએ શરુ કરેલા જળમાર્ગે જવાનું છે, તો પૃથ્વીપર ઊગીને તેના પર પ્રકાશ કર." એ વર્ણનમાં 'વૌરુકશ' સમુદ્રમાંથી નીકળીને એ દિવ્ય સલિલો (પાણી) આકાશમાં જાય છે અને પુનઃ નીચે આવીને બીજી પ્રદક્ષિણાનો આરંભ કરે છે, એમ કહેલું છે. એ સલિલો અને પ્રકાશ એક જ સ્થળમાંથી નીકળે છે. ઋગ્વેદમાં પણ એ સલિલો દેવોએ કરેલા માર્ગમાં થઇને જાય છે (૭,૪૭,૩ 'देवानामपि यन्ति पथः'). એમ કહેલું છે. અવેસ્તામાંનાં સલિલો પ્રમાણે ઋગ્વેદમાંના 'आपः' પણ સમુદ્ર પ્રતિ ગમન કરનાર હોઇને વાયુમાર્ગે જઇને અન્તે વરુણના મુખમાં પ્રવેશ કરે છે. પરંતુ અવેસ્તામાં જે એક વિશેષતા છે તે એ કે, તેમાં જવાશ્વ સૂર્યને એ આકાશમાંનાં સલિલોના માર્ગે જવાનું કહ્યું છે. અવેસ્તામાં એક સ્થળે '**અર્દ્વિસૂર અનાહિત**' નામક નદી હુકૈર્ય પર્વતના શિખરપરથી **વૌરુકશ** સમુદ્રમાં વેગપૂર્વક વહન કરતી જાય છે, એવું વર્ણન છે. ઋગ્વેદમાંની **સરસ્વતી** નદી વિશેનું પણ એવું જ વર્ણન છે. (૫,૪૩,૧૧). એ બન્ને નદીઓ આકાશમાંની હોઇને નીચે આવ્યા પછી સર્વ પદાર્થોને એ દિવ્ય સલિલોમાંથી જ પર્જન્યદ્વારા રસરૂપ પોષણ પ્રાપ્ત થાય છે. પારસી ધર્મ ગ્રંથમાં વળી એમ પણ કહેલું છે કે, "પૃથ્વી અને પ્રકાશમય આકાશના મધ્યમાં તારકાલોક (એમાં જળ અને વનસ્પતિનાં બીજ રહેલાં હોય છે), ચન્દ્રલોક અને સર્વથી ઉચ્ચ સૂર્યલોક એ પ્રમાણે ત્રણ લોક છે." જળનું નિવાસસ્થાન

જે ઉચ્ચતમ રજસ્ ઋગ્વેદમાં કહેલું છે, તેથી પૃથ્વીની નીચેનું તેનું નિવાસસ્થાન છે જ નહિ, એમ જે કેટલાકોને લાગે છે; તેમ ભાસવાનું કાંઈ પણ કારણ નથી. કારણ કે, એ ઉચ્ચ પ્રદેશમાંનાં સલિલો પણ આવે છે તો નીચેનાં સ્થાનમાંથી જ. **અર્દ્વિસૂર અનાહિત** નામક અવેસ્તામાંની નદી તારક લોકમાંથી વહન કરવા માંડે છે અને તેનાં સર્વ સલિલો કદાચિત્ સૂર્યલોકમાં ચાલ્યાં જતાં પૃથ્વીપર અવર્ષણ ન થાય, એટલામાટે યજ્ઞ કરીને તેની પૂજા કરવી પડે છે. ઋગ્વેદમાંની સરસ્વતી નદી પણ પાર્થિવ પ્રદેશ અને વિસ્તૃત રજસ્‌ને વ્યાપી નાંખનારી છે (आप पृषी पार्थिवान्युरू रजो अंतरिक्ष। सरस्वती निदस्पातु, ૬,૬૧,૧૧) પરંતુ એ બે નદીઓનું વિશેષ સામ્ય એ છે કે, **સરસ્વતીને** ઋગ્વેદ (૬,૬૧,૭) માં 'वृत्रघ्नी' કહેલી હોઇને **અર્દ્વિસૂર અનાહિત** નદીએ **થ્રાએતૌનને** (ઋગ્વેદમાં નો ત્રિત આપ્ત્ય) **અજ્દહાક** નામક ત્રિશીર્ષ રાક્ષસ તારા હાથે મરશે એવો આશીર્વાદ આપેલો છે. આ વાર્તા તે ઋગ્વેદમાંની 'ત્રિત આપ્ત્ય' ની વાર્તાના રૂપાંતર સમાન જ છે. ત્રિત આપ્ત્યને પોતાના પિતાનાં આયુધો મળતાં અને ઈન્દ્રની પ્રેરણા થતાં તેણે **ત્વષ્ટાના** પુત્ર **ત્રિશીર્ષ** પર આક્રમણ કરીને તેને ઠાર કર્યો હતો અને ગાયોને મુક્ત કરી હતી. આ કથાનકથી સરસ્વતીરૂપ દિવ્ય સલિલો અને વૃત્રવધનો પરસ્પર સંબંધ સ્પષ્ટ દેખાઈ આવે છે. સરસ્વતી આકાશમાંની નદી નથી, કિન્તુ તે પંજાબમાંની વર્તમાન સરસ્વતી નદી જ છે, એમ કેટલાકો માને છે. પરંતુ ઊપર કહ્યા પ્રમાણે અવેસ્તિક **અર્દ્વિસૂર અનાહિત** અને ઋગ્વેદમાંની સરસ્વતીના સામ્યથી તે દિવ્ય નદી જ છે, એમ તત્કાળ પ્રકટતાથી દેખાઈ આવે છે. યજ્ઞના યોગે તેમાંનું કેટલુંક જળ પૃથ્વીપર આવતાં તેની સાથે વનસ્પતિનાં બીજ પણ આવે છે. એ બીજોનું વૃક્ષ વૌરુકશ સમુદ્રના મધ્ય ભાગમાં હોઇને તે બીજ એ દિવ્ય સલિલોની સાથે આકાશમાં જઇને પર્જન્યની સાથે પૃથ્વીપર આવે છે, એમ અવેસ્તામાં કહેલું છે. ઋગ્વેદમાં પણ (૧,૨૩,૨૦) એવા પ્રકારની કલ્પના છે. દિવ્ય સલિલોનું પરિભ્રમણ એવા પ્રકારનું છે. નીચેનો લોક તેમનું નિવાસસ્થાન હોઇને તે સર્વ દિશાએ પર્વતોના યોગે મર્યાદિત થએલો છે, એમ સ્પષ્ટ કહેલું છે. એ પર્વતોમાંથી એ દિવ્ય જળો બહાર આવ્યાં, એટલે પછી તેઓ ઉચ્ચ ખગોલાર્ધમાં ભ્રમણ કરીને અને જતાં જતાં પૃથ્વીપર વૃષ્ટિ વર્ષાવીને પુનઃ વૌરુકશ સમુદ્રમાં ચાલ્યાં જાય છે. પણ કોઈ એક વેળાએ એ સલિલો પર્જન્યરૂપે નીચે ન આવતાં ઊપરને ઊપર સૂર્ય લોકમાં ચાલ્યાં જતાં હોવાથી અવર્ષણની ભીતિ રહેતી હતી અને એટલામાટે યજ્ઞાદિકવડે તેમની પૂજા કરીને તેમનાં આશીર્વાદ લેવા પડતા હતા.

વૃત્રની કથાના સત્ય અર્થને જાણવામાટે એ દિવ્ય સલિલોના સ્વરૂપને અને તેમની ગતિવિશે પ્રાચીન આર્યોની કલ્પના શી હતી, એ બે વસ્તુને સારીરીતે સમજી લેવી

જોઇએ. એ દિવ્ય સલિલો અને પ્રકાશ એક જ સ્થાનમાંથી નીકળીને સમાન્તર માર્ગનું આક્રમણ કરે છે, એવી તેમની કલ્પના હતી. નદીમાં જેવીરીતે નૌકા આદિ વહન કરે છે, તે જ પ્રમાણે સૂર્ય આદિ સ્વસ્થ ગોલ એ દિવ્ય સલિલોના પ્રવાહ સાથે આકાશમાં વહન કરે છે. અર્થાત્ એ સલિલોને જો કોઈ અટકાવી રાખે, તો તેનું ભયંકર પરિણામ થાય, એ સ્વાભાવિક જ છે. કારણ કે, તેમનો પ્રવાહ બંધ થવાથી સૂર્ય, ચંદ્ર અને તારાઓનું ભ્રમણ પણ બંધ થતાં સર્વ જગત્ અંધકારમય થઈ જવાનું અને સર્વ વ્યવહારો બંધ થવાના. વૃત્રની દુષ્ટતાનું એટલું મોટું વિઘાતક પરિણામ થતું હતું. રજસૂના તલમાં (પૃથ્વીના નીચેના લોકમાં) પોતાના ગુપ્ત ગૃહમાં રહીને વૃત્ર એ સલિલોને અટકાવીને ઊપર આવવા દેતો નહોતો, અને તે વેળાએ તેનો વધ કરીને ઇન્દ્રે તે સલિલોને બંધનમુક્ત કરવાં પડતાં હતાં; એટલે કે, એ સલિલોની સાથે ઉષા, સૂર્ય અને ગાય (પ્રાતઃકાળ) પણ આવતાં હતાં. એટલામાટે એ યુદ્ધ ચાર પ્રકારનું હોવું જોઇએ, એ સાહજિક છે. એ યુદ્ધમાં પર્વતોનું અંગ કયું અને કેવું હતું, એ પણ હવે સમજવામાં આવી શકે તેમ છે. નીચેના સમુદ્રની સીમાપર **અલ્બુર્જ** કિંવા **હરબેરેજૈતિ** નામક જે પર્વત અવેસ્તામાં કહેલો છે, તેનાં દ્વારોને વૃત્ર પોતાના શરીરને ફૂલાવીને બંધ કરી નાંખતો હતો અને તેથી વૃત્રને માર્યા પછી ઇન્દ્રને એ દ્વારોપણ ઊઘાડવાં પડતાં હતાં. અલ્બુર્જ પર્વતને પૂર્વ દિશામાં ૧૮૦ અને પશ્ચિમ દિશામાં ૧૮૦ દ્વારો હોવાનું અવેસ્તામાં કહેલું છે. સૂર્ય, ચન્દ્ર અને તારાઓ નિત્ય એમાંથી જ ઊપર આવે છે. અર્વાચીન સંસ્કૃત વાઙ્મયમાં પ્રસિદ્ધ ઉદયગિરિ અને અસ્તગિરિ એ જ પર્વતના અવતાર છે. ઈંદ્રને શંબર જે પર્વતપર મળી આવ્યો (૨,૧૨,૧૧), જે પર્વતને અંગિરસોએ ફોડ્યો (૧,૭૧,૧૨) અને જેમાં બલે ગાયોને છૂપાવી રાખી હતી, તે પર્વત પણ એ જ. વૃત્રની કથાનો એ અર્થ કેટલાક પંડિતોને કદાચિત્ ચમત્કારિક ભાસશે, પરંતુ એ અર્થમાં અસ્વાભાવિક જેવું કશું પણ નથી. જલપ્રવાહ અને સૂર્યઆદિના ઉદયનો ઉપર બતાવેલો સંબંધ કાંઈ કાલ્પનિક નથી. વેદોમાં જોકે તે જ સર્વથા સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરેલો નથી, તોપણ એ ન્યૂનતાને પારસી ધર્મ ગ્રંથે ભરીનાંખી છે. વેદોમાંનાં પિતૃઓના અવેસ્તામાંના જોડીદાર જે 'ફ્રવશી' તેમના પરાક્રમોનું વર્ણન કરતાં "તેમણે જળોને સુંદર માર્ગ બતાવી આપ્યા; કારણ કે, તેઓ ઘણીક વેળા પર્યન્ત વહન ન કરતાં એક જ સ્થળમાં થોભી રહ્યાં હતાં; એ સલિલો મજ્દે તેમનામાટે તૈયાર કરી નિયત કરી આપેલા માર્ગમાં વહન કરવા લાગ્યાં" એમ કહીને પછી તરત જ "તેમણે તારક સૂર્ય, ચંદ્ર અને અનંત પ્રકાશને માર્ગ દેખાડ્યા. કારણકે, તે દએવના (વૈદિક રાક્ષસ) ત્રાસને લીધે હાલચાલ ન કરતાં ઘણીક વાર સૂધી એક જ સ્થળમાં થોભી રહ્યાં હતાં," એમ કહેલું છે. એ સ્થળે પ્રકાશ અને પાણીના પરસ્પર સંબંધ સર્વથા સ્પષ્ટ કહેલો છે. વૃત્રની કથાને યથાસ્થિત કરવામાં જે મુખ્ય અડચણ હતી, તે આ સંબંધને સ્પષ્ટતાથી સિદ્ધ

કરી બતાવવાની જ હતી. પરંતુ અવેસ્તામાંનાં ઊપર આપેલાં વાક્યોથી તે અડચણ દૂર થઈ ગઈ છે.

અવેસ્તામાં બે સ્થળે એ સલિલો ક્યારે વહેતાં થોભી જાય છે તે કહેલું છે. એ બન્ને સ્થળો મહત્વનાં હોવાથી તેમનું આપણે સવિસ્તર વર્ણન કરવું જોઇએ. હિમ-કાળ (શિઆળા) માં મૃત થએલા (મરીગયેલા) મનુષ્યની વ્યવસ્થા કેવીરીતે કરવી, એવો મજદને પ્રશ્ન પૂછવામાં આવતાં તે ઉત્તર આપે છે કે, "પ્રત્યેક ગૃહમાં મૃતમાટે ત્રણ કટ ઊભા કરીને તેમાં તે પ્રેતને બે રાત્રિ, ત્રણ રાત્રિ અથવા તો એક માસપર્યન્ત એટલે કે, પક્ષીઓ ઊડવા માંડે, વનસ્પતિ વૃદ્ધિંગત થવા માંડે, પ્રવાહ વહેવા માંડે અને વાયુ પૃથ્વીપરના પાણીને શુષ્ક કરવા માંડે ત્યાં સૂધી રાખી મૂકવું. અને ત્યાર પછી જ્યારે પક્ષીઓના ઊડવાનો આરંભ થાય અને પ્રવાહના વહનનો પણ પ્રારંભ થઈ જાય, એટલે પછી મજ્દના ભક્તે તે પ્રેતને તેનાં નેત્રો સૂર્ય પ્રતિ રહે એવી રીતે દખમામાં પધરાવવું." એ વર્ણનમાં જે પ્રવાહ વહેવા માંડવાનું કહેલું છે તે શું છે, એ સારી રીતે સમજી લેવું જોઇએ. સૂર્યના ઉદય સાથે એ પ્રવાહનો સંબંધ રહેલો છે. એ પ્રવાહ અને સૂર્ય તથા ચંદ્ર આદિ ગોલ શિયાળામાં ચાલતા અટકી જતા હતા; અને તેથી મજ્દના **ભક્તે** મૃતશરીરની વ્યવસ્થા પ્રવાહનો પ્રારંભ થઇને સૂર્ય ઊગતાં સૂધી—પછી તે કાળ બે રાત્રિનો હોય, ત્રણ રાત્રિનો હોય અથવા તો મહિનાનો હોય–કરવી નહિ, એમ કહેલું છે. એ કાળ શિયાળાનો હોઇને તે બે રાત્રિથી તે એક માસ સૂધીનો અખંડ અંધકારમય હોવો જોઇએ. કારણ કે, સૂર્યનાં કિરણોનો પ્રેતપર પાત થયા વિના તે પ્રેત શુદ્ધ થતો નથી, એવો મજ્દના પૂજકોનો અભિપ્રાય હતો. એ કાળ અખંડ અંધકારમય હોવાવિના પ્રેતનું શું કરવું, એ પ્રશ્નનું ઉપસ્થિત થવું જ સંભવતું નથી. સમશીતોષ્ણ કિંવા ઉષ્ણકટિબંધમાં વસતા મજ્દના ભક્તોને એ અડચણ નડે તેમ નથી. કારણકે, ત્યાં રાત્રિનું મહત્તમ પ્રમાણ ૨૪ કલાક કરતાં ઓછું હોય છે. અંધકારમાં પ્રેતની વ્યવસ્થા ન જ કરવી, એવો દૃઢ નિર્બંધ હોવાવિના એક મહિના પર્યન્ત પ્રેત જેવા દુર્ગંધમય પદાર્થને કોઈ પણ ગૃહમાં સંગ્રહી રાખવાનું કહે જ નહિ. અર્થાત્ જોકે ઉપર્યુક્ત વર્ણનમાં અંધકારનો સ્પષ્ટ ઉલ્લેખ આવેલો નથી, તો પણ તે જ ઉદ્દિષ્ટ છે એ તો સ્પષ્ટ જ છે. પરંતુ અન્ય સ્થળે એ અંધકારનો સ્પષ્ટ ઉલ્લેખ છે. એ સ્થળે મજ્દને એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે, "જો ભક્તના ગૃહમાં કોઈ એક શ્વાન કિંવા મનુષ્ય મરી જાય અને જો તે વેળાએ વર્ષા કિંવા હિમનો પાત થતો હોય કિંવા મનુષ્ય અને પશુઓ માર્ગ ભૂલી જાય, એવો **અંધકાર** આવતો હોય, તો તેવા સમયે ભક્તે શું કરવું વારુ?" એ વિશેનું મજ્દનું જે ઉત્તર છે, તે પૂર્વ પ્રમાણે જ છે. એ વર્ણનમાં વર્ષા કિંવા હિમની સાથે જ અંધકાર પણ કહેલો છે. એથી શિયાળો તે પ્રવાહના બંધ થવાનો કિંવા સૂર્યની ગતિના અવરોધનો કાળ હતો, એ સ્પષ્ટ થાય છે.

એ કાળમાં સૂર્ય એકસરખીરીતે ક્ષિતિજની નીચે હોવાથી અખંડ અંધકાર છવાયલો રહેતો હતો. એટલામાટે તે સમયે જો કોઈ એક મનુષ્ય મરી જાય, તો તેના શબને જળ પ્રવાહ વહેતો થઇને સૂર્યનો ઉદય થાય ત્યાં સૂધી ગૃહમાં રાખવું પડતું હતું. દક્ષિણાયનમાં મરણ થવું તે સારું નહિ, એવી જે આપણામાં કલ્પના છે, તેનું મૂળ પણ એ ઉત્તર ધ્રુવપ્રદેશની દીર્ઘ રાત્રિમાં જ રહેલું છે, એ પૂર્વે દર્શાવેલું જ છે. ઋગ્વેદ (૧,૧૦૬,૬) માં 'કાટમાં પડેલો કુત્સ વૃત્રહન્ ઈન્દ્રને રક્ષણ કરવામાટે બોલાવતો થયો, એમ કહેલું છે. એમાં આવેલો કાટ શબ્દ તે અવેસ્તિક કટ શબ્દ જ છે. એ વચનથી ઋગ્વેદમાં પણ વૃત્રનો વધ થઇને જળપ્રવાહ વહેવા માંડે અને સૂર્યનો ઉદય થવા માંડે ત્યાં સૂધી મૃત શરીરને ઘરમાં જ કાટમાંરાખવાના રિવાજનો ઉલ્લેખ હોવો જોઇએ, એમ જણાય છે. પણ તે પ્રશ્ન ગૌણ હોઇને આપણને અત્યારે તો દિવ્ય સલિલોના પરિભ્રમણનો વિચાર માત્ર જ કર્ત્તવ્ય છે. ઊપર આપેલાં અવેસ્તામાંનાં વચનોથી શિયાળામાં એ દિવ્ય સલિલો વહેતાં બંધ પડીને તેમની સાથે સૂર્યપણ ચાલતો અટકી જતો હતો અને શિયાળાની સમાપ્તિ થતાં ફ્રવશી એટલે કે પિતૃઓના સાહાય્યથી દેવ તે સલિલોને મુક્ત કરીને સૂર્યને ઊપર આવવા માટેનો માર્ગ કરી આપતા હતા, એ વાર્ત્તા સ્પષ્ટ થાય છે. આ વાત સમજવામાં આવી જતાં ઈન્દ્રે નદીને ઊપર કેવીરીતે વહેવડાવી (૨,૧૫,૬), વૃત્રને મારીને તેણે સપ્ત સન્ધુને કેવીરીતે મુક્ત કર્યાં (૧,૩૨,૧૨) કિંવા પ્રકાશને અવ્યાહત પ્રકાશવાનો યોગ કેવીરીતે પ્રાપ્ત કરી આપ્યો, એ પણ અવશ્ય સમજવામાં આવી શકે એમ છે. ધ્રુવોપપત્તિના સાહાય્યથી એ દિવ્ય સલિલોના ભ્રમણનો આજપર્યન્ત કોઇએ વિચાર ન કરવાથી ઈન્દ્ર અને વૃત્રના યુદ્ધમાંની એક સમયાવચ્છેદે બની આવતી ચાર ઘટનાઓનો નિર્ણય થવાનું કાર્ય, એમનું એમ જ રહી ગયું છે.

દિવ્ય સલિલોનું આકાશમાંનું ભ્રમણ કેવળ ભારતીય અને ઈરાની આર્યોની પુરાણ કથાઓમાંજ છે એમ નથી. ગ્રીક કવિ હોમરના ગ્રંથમાં પણ એ ભ્રમણ આવેલું છે. હેલિઓસ્ એટલે સૂર્ય સુવર્ણની નૌકામાં બેસીને પશ્ચિમમાંથી પૂર્વ પ્રતિ આવે છે, એમ હોમરે વર્ણવેલું છે. હોમરના અભિપ્રાય પ્રમાણે પૃથ્વી તે એક સરખું સપાટ મેદાન છે, એમ તેના ટીકાકારોએ માની લેવાથી તેઓ એ વર્ણનના રહસ્યને જાણી શકયા નથી. ખરીરીતે પૃથ્વી ગોળ છે અને તેની નીચેનો લોક વાયુરૂપ જળવડે પૂરિત છે, એવો જ અભિપ્રાય હોમરનાં કાવ્યોમાં રહેલો છે. એકવાર સ્વીકારેલી કલ્પનાને કાયમ રાખવાના હઠવાદિત્વને લીધે પંડિતજનોએ સરળ અને સ્પષ્ટ વચનોનો પોતાના મત પ્રમાણે અર્થ કરી લેવાને તે વચનોની ગમે તેવી છિન્નભિન્નતા કરી નાંખી છે. પરંતુ એના સવિસ્તર વિચારમાટેનું આ સ્થળ નથી. યુરિપિડિસ અને એરિસ્ટોટલના ગ્રંથોમાં પણ વાયુરૂપ વારિઓના પ્રવાહોના ઉલ્લેખો હોવાનું ડૉ. વૉરને લખેલું છે. પ્રાચીન

જર્મન લોકાની કથાઓમાં પણ એવી જ એક વિશ્વવ્યાપિની નદી આવેલી હોઇને ફિનિશ પુરાણમાં પણ એક ચડતી અને એક ઊતરતી એવી બે નદીઓનું વર્ણન છે. લેટીશ લોકાની કથામાં અશ્વિનોનાં કૃત્યો જેવાં કૃત્યો વર્ણવેલાં હોઇને તેમાં સમુદ્રમાં ડૂબનારી સૂર્યકન્યાને નૌકામાં બેસાડીને દેવાએ તારવાનું કહેલું છે. દેવાના પરાક્રમોને વર્ણવતાં નૌકા અને રથ એ ઉભયના ઉલ્લેખો કરેલા હોય છે (ઋગ્વેદ, ૧,૧૧૬,૩;૮,૫,૨૯ અને ૧,૪૬,૭). એમાંની નૌકાનો નીચેના સમુદ્રમાંથી આવતાં ઉપયોગ કરેલો હોઇને રથનો ઉપયોગ આકાશમાં કરતા હતા. પરંતુ કોઈ કોઈ વાર એથી સર્વથા વિરુદ્ધ પ્રકાર દેખાઇ આવે છે. ઉદાહરણાર્થ, દીર્ઘતમા દશમાસ પર્યન્ત પાણીની ઊપર જતો હોઇને દશમાસ પછી જીર્ણ થઇને સલિલોના સ્થાન પ્રતિ એટલે કે પૃથ્વીની નીચેના સમુદ્ર પ્રતિ જાય છે, એવું વર્ણન છે. અસ્તુ. વાયુરૂપ સલિલોના પ્રવાહની કલ્પના કેવળ આર્ય પુરાણોમાં જ છે, એટલું જ નહિ પણ તે ઈજીપ્શિયન્ અને યાહૂદી લોકાના પુરાણમાં પણ છે. તાત્પર્ય એટલું જ કે, એ કલ્પના સર્વ દેશોનાં પુરાણોમાં મળી આવતી હોવાથી ઊપર લખ્યા પ્રમાણે વૃત્રની કથામાંનાં પાણી અને પ્રકાશની થનારી અચાનક મુક્તતાનો નિર્ણય કરવાના કાર્યમાં તેનો ઉપયોગ કરી લેવામાં, અસત્ય પૂર્વ ગ્રહ વિના બીજો કશો પણ પ્રત્યવાય દૃષ્ટિગોચર થતો નથી.

હવે પ્રકાશ અને પાણીની એકાએક મુક્તતા કેવીરીતે થાય છે, એ જાણી લેવા માટે દિવ્ય જળોના ભ્રમણની કલ્પનાનો ઉપયોગ કરવાનું સ્વીકાર્યા પછી એક એવો પ્રશ્ન આવીને ઊભો રહે છે કે, વૃત્રની કથાનો નિર્ણય કરવામાં ઉત્તર ધ્રુવપ્રદેશમાંની વસતિની કલ્પનાનો ઉપયોગ કેવીરીતે થઈ શકવાનો હતો વારુ? વૃત્રે અટકાવી રાખેલાં સલિલો એટલે ત્રણ પૃથ્વીની નીચેનાં દિવ્ય સલિલો એમ કદાચિત્ માન્ય કરીએ, તોપણ તેટલાથી ધ્રૌવિક વસતિસ્થાનની કલ્પના તેમાં કેમ અને કેવીરીતે ઉપયોગી થઈ શકે વારુ? ઇન્દ્ર અને વૃત્રનું યુદ્ધ નિત્યનું છે, એમ માનવામાટે તેમાં કશો પ્રત્યવાય નથી; એમ પણ કદાચિત્ કોઈ પ્રતિપાદન કરશે. પરંતુ કિંચિદ્ વિચાર કરતાં નિત્યના યુદ્ધની કલ્પનાથી તે યુદ્ધમાંની સર્વ ઘટનાઓનો નિર્ણય થઈ શકતો નથી, એમ અવશ્ય દેખાઈ આવશે. વૃત્રને મારવાનો કાળ વર્ષના અંતનો છે (૧૦,૬૨,૨). એ ઘટનાથી એ યુદ્ધ દૈનિક નહિ, કિન્તુ વાર્ષિક છે, એમ સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. વળી ઇન્દ્રે અર્બુદને વજ્રને બદલે હિમવડે મારેલો છે (૮,૩૨,૨૬). એટલે એ યુદ્ધ કેવળ વાર્ષિક જ નહિ, કિન્તુ શિયાળામાં જ થનારું છે. વૃત્રના દુર્ગો પણ શારદીય જ છે. એ સર્વ ઘટનાઓનો ઉલ્લેખ દૈનિક યુદ્ધની કલ્પનાના આધારે નહિ, કિન્તુ ધ્રુવસ્થાનવિષયક કલ્પનાના આધારે જ થવો શકય છે.

ઇન્દ્રનું વૃત્રસાથે થનારું યુદ્ધ શરદ્ઋતુમાં આરંભાઇને શિશિરઋતુના અંતમાં સમાપ્ત થતું હતું, એવું જે અનુમાન ઉપર્યુક્ત વિવેચનમાં કાઢેલું છે તે ઋગ્વેદમાંના એક મહત્ત્વના વચનથી બહુ જ દૃઢ થાય છે. એ વચનમાં ઇન્દ્ર અને વૃત્રના યુદ્ધની તિથિ જ આપેલી છે. ઋગ્વેદ ૨,૧૨,૧૧ માં* "પર્વતપર વસનારો શંબર ચાળીસમે દિવસે ઇન્દ્રને મળી આવ્યો" એમ કહેલું છે. એમાં મૂળ 'चत्वारिंश्यां शरदि' એવા શબ્દો છે. चत्वारिंश्यां તે સ્ત્રી લિંગીય ક્રમવાચક સંખ્યા વિશેષણ 'चत्वारिंशी' નું સપ્તમ્યંત એક વચન હોઇને તેનો 'ચાળીસમીએ' એવો અર્થ થાય છે. 'शरदि' પણ સ્ત્રી લિંગીય 'शरद्' નામનું સપ્તમીનું એકવચન છે. સંસ્કૃતમાં વિશેષણનાં લિંગ, વચન ને, વિભક્તિ નામનાં લિંગવચનને વિભક્તિ પ્રમાણે જ હોવાં જોઇએ, એવો નિયમ છે. એ સાધારણ નિયમ પ્રમાણે 'चत्वारिंश्यां शरदि' નો 'ચાળીસમા શિયાળામાં' એટલે કે 'ચાળીસમે વર્ષે' એવો અર્થ થાય છે; કારણ કે, સંસ્કૃતમાં વસંત આદિ ઋતુવાચક શબ્દો સંવત્સરવાચક પણ છે. એ જ અર્થનો **સાયણ** સહિત સર્વ ટીકાકારોએ સ્વીકાર કરેલો છે. પરંતુ "ઇન્દ્રને શંબર ચાળીસમે વર્ષે હાથમાં આવ્યો" એમ કહેવાનો ભાવાર્થ શો? ઇન્દ્ર તેને ચાળીસ વર્ષ પર્યન્ત શોધ્યા કરતો હતો કે શું? એમ માનવાથી એ યુદ્ધ વાર્ષિક નહિ, પણ ચાળીસ વર્ષે એક વાર થનારું છે, એમ જ સિદ્ધ થશે. પણ 'अभिन्दन्परिवत्सरे बलं' (૧૦,૬૨,૨) એ વચનથી તે સર્વથા વિરુદ્ધ છે. આર્ય અને અનાર્ય વચ્ચે ચાળીસ વર્ષ પર્યન્ત ચાલેલા યુદ્ધનું એ રૂપક છે, એવો કેટલાક પંડિતોનો અભિપ્રાય છે. પરંતુ ઇન્દ્રના શત્રુ અનેક નામે પ્રસિદ્ધ હોવાથી એ કલ્પના અલ્પાંશે પણ ગ્રાહ્ય નથી જ. શંબરસાથે થએલું યુદ્ધ ગવિષ્ટિ માટે છે, એમ નિવિદ્‌માં સ્પષ્ટ કહેલું† છે. તાત્પર્ય કે, 'ચાળીસમે વર્ષે' શંબર ઇન્દ્રને મળ્યો, એ કથનમાં કશો પણ અર્થ દેખાતો નથી. પણ 'चत्वारिंश्यां शरदि' એ શબ્દના 'ચાળીસમા શિયાળામાં' એવા જ અર્થને લેવાનું કાંઇ પણ કારણ નથી. કોઈ પણ ઘટનાના માસ કે દિવસ આદિનો ઉલ્લેખ કરતાં તે શબ્દની સપ્તમી વિભક્તિ લખવાનો

---

* "यं शंबरं पर्वतेषु क्षियन्तं **चत्वारिंश्यां शरद्यन्ववि**दत् ॥ ओजायमानं यो अहिं जघान दानुं शयानं स जनास इंद्रः" ॥ ઋ. ૨,૧૨,૧૧.

† નિવિદ્ નામક લઘુ સૂત્રમય વાક્યમાં ઇન્દ્રના પરાક્રમો સંક્ષેપમાં પણ સુન્દરતાથી વર્ણવેલા છે. એ નિવિદ્‌નો દેવોને હવિ આપતી વેળાએ ઉચ્ચાર કરવાનો હોય છે. ઇંદ્રના પરાક્રમોને વર્ણવનારી નિવિદોમાંની કેટલીક ઋચા આ પ્રમાણે છે;— "इंद्रो मरुत्वान् सोमस्य पिबतु । ह्नन्वृत्रात्सृजदपः । मरुता मोजसा सह ।......अप्तूर्येवृत्रतूर्ये ॥ शंबरहत्ये गविष्टौ ।......परमस्यां परावति । ......। वज्रस्य भर्त्ता । पुरां भेत्ता।......। अपां स्रष्टा । अपां नेता ।" એ નિવિદ્‌માં 'શંબરહત્યા' એટલે શંબર સાથે થએલું યુદ્ધ અને 'ગવિષ્ટિ' એટલે ગાયો માટે થએલું યુદ્ધ, એ બન્નેને એક જ કહેલું છે.

સંસ્કૃતમાં ઘણો જ સારો સાધારણ પ્રઘાત છે. 'कार्त्तिके शुक्ले त्रयोदश्यां' એમ સંસ્કૃતમાં કહે છે. એનો 'કાર્તિક શુકલ ત્રયોદશીએ' એવો અર્થ થાય છે. વિશેષતઃ તિથિનો નિર્દેશ કરતી વેળાએ ક્રમવાચક સંખ્યા વિશેષણની સપ્તમી નાંખીને તિથિ શબ્દને બહુધા છોડી દેવામાં આવે છે. 'તૈત્તિરીય બ્રાહ્મણ' ૧,૧,૯,૧૦ ) માં 'यदि संवत्सरे न आदध्यात् द्वादश्यांपुरस्तात् आदध्यात्' એટલે કે, 'જો સંવત્સરના અંતમાં અગ્ન્યાધાન ન કર્યું હોય, તો તે પછી તે બાર દિવસે કરવું.' એમ કહેલું છે. એમાં 'द्वादश्यां' ની પછી 'तिथौ' શબ્દ ન નાખતાં તેને અધ્યાહૃત રાખેલો છે. એ રીતિને અનુસરીને 'चत्वारिंश्यां शरदि' શબ્દનો અર્થ કરવાથી 'શરદ્ઋતુમાં ચાળીસમે દિવસે' એવો એનો સરળ અર્થ થાય છે. એટલે એ અર્થ પ્રમાણે ઇન્દ્રને શંબર શરદ્ઋતુના ચાળીસમે દિવસે મળ્યો, એમ સિદ્ધ થયું.

હવે શરદ્ઋતુ તે ચતુર્થઋતુ હોવાથી તેનો ચાળીસમો દિવસ એટલે વસંતથી આરંભાતા વૈદિક સંવત્સરનો ૨૨૦ મો દિવસ. અર્થાત્ પ્રાચીન રોમન વર્ષ પ્રમાણે ઇન્દ્રને શંબર મળી આવ્યો, તે ઑકટોબર માસની ૧૦ મી તારીખે મળેલો હોવો જોઇએ. પ્રાચીન રોમન લોકોના વર્ષનો માર્ચ માસથી આરંભ થતો હતો, એ તો પૂર્વે કહેલું જ છે. તે સમયથી ૨૨૦ મો દિવસ એટલે ૭ મહિના પૂરા થયા પછીનો આઠમો કે દશમો દિવસ સમજવાનો છે. ઋગ્વેદ ૧,૧૫૫,૬ માં વિષ્ણુએ ચાર સાથે નેવૂને ચક્રાકાર ફેરવવાનું કહેલું છે. એનો સંબંધ ૯૦ દિવસના ચાર ઋતુઓ સાથે હોવો જોઇએ. એ વર્ષવિભાગને સત્ય માનવાથી શરદ્ઋતુ તે તૃતીય ઋતુ થાય છે અને તેનો ચાળીસમો દિવસ એટલે પુનઃ આઠમા મહિનાનો દશમો દિવસ જ થાય છે. અદિતિના સાત પુત્રોની કથા વર્ણવતાં તેણે ત્યાગી દીધેલો જે આઠમો પુત્ર તે અંધકારમય આઠમો મહિનો જ છે, એ તો પૂર્વે જણાવેલું જ છે. એ અષ્ટમ પુત્ર અપરિણુત સ્થિતિમાં હોવાથી એનો તેણે ત્યાગ કર્યો, એટલે કે સાત મહિના પૂરા થઈ આઠમો મહિનો પૂરો થવા પૂર્વે જ સૂર્ય ક્ષિતિજમાં ગયો, એવો એનો અર્થ સ્પષ્ટ જ છે. એ કાળ અને શરદ્ઋતુનો ચાળીસમો દિવસ એ બન્ને સર્વથા મળતા આવે છે; અને એ બન્ને સ્થળોનો યોગ્ય અર્થ કોઈ પણ ચાલુ કલ્પનાના આધારે થતો ન હોવાથી ઉપર કહેલા અર્થને સ્વીકાર્યા વિના આપણો છૂટકો જ નથી.

એ પ્રમાણે શરદ્ઋતુ તે વર્ષનો અંતિમ પ્રકાશયુકત ઋતુ થાય છે. શરદ્ શબ્દ શૄ-જીર્ણ થવું, એ ધાતુમાંથી નીકળેલો છે. એટલે કે, 'જીર્ણ થવાનો ઋતુ' એવો એનો ધાત્વર્થ થાય છે. એમાં 'જીર્ણ થનાર' સૂર્ય હોઇને સાયણાચાર્યના કથન પ્રમાણે 'તૃણુ'

ઇત્યાદિ નથી. 'તૈત્તિરીય સંહિતા'* માં 'આદિત્યનાં ત્રણ તેજ છે, તેમાંથી વસંતરૂપ પ્રાતઃકાલમાંનું પ્રથમ તેજ, ગ્રીષ્મરૂપ મધ્યાન્હનું બીજું અને અપરાહ્ણરૂપ શરદ્દનું ત્રીજું' એમ કહેલું છે. આમાં પ્રાતઃ, મધ્યંદિન અને અપરાહ્ણનો નિત્યનો અર્થ હોય એમ દેખાતું નથી. એ ત્રણ સ્થિતિઓ સૂર્યની વાર્ષિક ગતિની હોઇને તેમાં શરદ્દને સાયંકાળ એટલે કે જીર્ણ થવાનો કાળ કહેલો છે. એટલે કે, શરદ્ પછી પ્રકાશનો કાળ નથી, એમ એથી પ્રકટ દેખાઈ આવે છે. શંબરે જૈમિનિ સૂત્રપરના પોતાના ભાષ્યમાં એક વેદવચન† આપેલું છે, અને તેમાં 'આદિત્ય જ સર્વ ઋતુ છે. તે ઊગે છે ત્યારે વસંત, ગોદોહનકાળે ગ્રીષ્મ, મધ્યંદિને વર્ષા, અપરાહ્ણે શરદ્ અને તેના અસ્તસમયે હેમંતશિશિર' એમ કહેલું છે. એનો જો કાંઈ પણ અર્થ થતો હોય, તો તે એટલો જ કે, સૂર્યનું તેજ શરદ્ઋતુમાં બહુ જ ન્યૂન થઈ જાય છે અને એની પછીના બે ઋતુઓ અંધકારમય હોય છે એટલે કે, તે ઋતુમાં સૂર્ય ક્ષિતિજમાં જાય છે. રાત્રિવાચક '**હિમ્યા**' શબ્દ ઋગ્વેદ (૧,૩૪,૧) માં આવેલો હોઇને તેના યોગે પણ રાત્રિનો હિમ તથા શિશિરઋતુ-સાથેનો સંબંધ સ્પષ્ટ દેખાઈ આવે છે.

પરંતુ પ્રાચીન કાળમાં કેવળ ઋતુ અને દિવસના આધારે જ કાલગણના કરવામાં આવતી હતી, એમ માનવા માટેનું પ્રમાણ શું છે? એવો પ્રશ્ન આ વિવેચન વિશે ઉત્પન્ન થવાનો સંભવ છે. એ પ્રમાણના અભાવે 'चत्वारिंश्यां शरदि' નો 'શરદ્ઋતુના ચાળીશમા દિવસે' એવો અર્થ કરી શકાય તેમ નથી. પરંતુ એ આક્ષેપ નિરાધાર છે. મુંબઈ સરકારે ઈ. સ. ૧૮૮૧ માં છપાવી પ્રકટ કરેલા પશ્ચિમ હિન્દુસ્તાનમાંના શિલા-લેખવિષયક પુસ્તકમાંના ચૌદમા‡ લેખનો જે કાળ આપવામાં આવ્યો છે તે આ પ્રમાણે;—
"रजो वासिठिपुतस सामिसिरि पुळुमायिस सवछरे सतमे ७ गिह्मपंखे पंचमे ५ दिवसे पथमे १;" એનું શુદ્ધ સંસ્કૃત સ્વરૂપ આ પ્રમાણે થાય છે;—"राज्ञो वासिष्ठी पुत्रस्य स्वामिश्री पुलुमायिनः संवत्सरे सप्तमे ७ ग्रीष्मपक्षे पंचमे ५ दिवसे प्रथमे" 'વાસિષ્ઠીપુત્ર સ્વામિશ્રી પુલુમાયિ રાજાના સપ્તમ વર્ષે ગ્રીષ્મના પંચમ પક્ષમાં ૫ પ્રથમ દિવસે' એવો એનો અર્થ છે. એમાં ગ્રીષ્મનો પંચમ પક્ષ કહેલો છે. તેથી એમાં વર્ષના છ ઋતુઓ ન માનતાં ગ્રીષ્મ, વર્ષા અને હેમંત એ ત્રણ ઋતુઓ જ માનેલા હોવા જોઇએ, એમ જણાય છે. પરંતુ

---

* "त्रीणि वा आदित्यस्य तेजांसि वसंता प्रातर्ग्रीष्मे मध्यांदिने शरद्यपराह्णे । यावत्येव तेजांसि तान्येवावरुंधे"॥ તૈ. સં. ૨,૧,૨,૫. † "आदित्यो वा सर्व ऋतवः स यदैवो दित्यथ वसंतो यदा संगवोऽथ वर्षा यदाऽपराण्होऽथ शरद् यदास्तमेत्यथ हेमंतशिशिरौ"॥ એમાં સૂર્યના વાર્ષિક ક્રમોમાંના હેમંત અને શિશિર ઋતુ રાત્રિ સમાન છે, એમ સ્પષ્ટ કહેલું છે.

‡ એ લેખ કાર્લાની ગુફાઓમાંનો છે.

એ ગમેતેમ હોય, તોપણ એમાં મહિનાનો ઉલ્લેખ ન કરતાં ઋતુ, પક્ષ અને દિવસથી જ કાળનો નિર્દેશ કરેલો છે, એ વાર્તા ખાસ મહત્ત્વની છે. એની પછીના વીશમા* લેખમાં "વાસિષ્ઠી પુત્ર પુલુમાયિ રાજાના ૨૪ મા વર્ષે હેમંતના પંચમ પક્ષમાં બીજે દિવસે" એ પ્રમાણેનો લેખ-કાળ આપવામાં આવ્યો છે. ડૉ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરે પોતાના 'દક્ષિણના ઇતિહાસ' માં માઢરીપુત્ર‡નો કાળ ઈ. સ. ૧૯૦–૯૭ અને પુલીમયીનો તેનાથી ૬૦ વર્ષ પૂર્વનો એટલે કે ઈ. સ. ૧૩૦–૧૫૪ નો કાળ ઠરાવેલો છે. એટલે કે, એ ત્રણે લેખો બીજા શતકમાંના એટલે કે, આર્યભટ્ટ અને વરાહમિહિરથી પૂર્વના છે. ઋતુ, માસ, પક્ષ અને તિથિથી કાલગણના કરવાની પદ્ધતિ આર્યભટ્ટ અને વરાહમિહિરના ગ્રંથોથી રૂઢ થએલી છે. અર્થાત્ તેમના પૂર્વે મહિનાનો ઉલ્લેખ ન કરતાં ઋતુ, પક્ષ, અને દિવસવડે જ કાલગણના કરવાનો પરિપાઠ હોવાથી પ્રાચીન કાળમાં તો એના કરતાં પણ સરળ એટલે કે કેવળ ઋતુ અને દિવસવડે જ કાળને વ્યક્ત કરવાની રૂઢિ કિંવા રીતિ હતી, એમ માનવામાં કશોપણ પ્રત્યવાય આવે તેમ નથી જ. અવેસ્તામાં પણ એ જ રીતિ મળી આવે છે. પરંતુ ધ્રુવસ્થાનવિષયક કલ્પના જ કોઇના મસ્તિષ્કમાં ન આવવાથી 'चत्वारिंश्यां शरदि' એ શબ્દનો ખરો અર્થ આજસૂધી કોઇના પણ જાણવામાં આવી શક્યો નહિ અને 'चत्वारिंश्यां' એ સ્ત્રીલિંગીય શબ્દનો 'शरदि' શબ્દ સાથે વ્યાકરણની રીતિથી સહજ મેળ મળી જતો હોવાથી એ પ્રમાદ વજ્રલેપ સમાન થઇ ગયો. અમે સૂચવેલો અર્થ સર્વથા સાદો અને સરળ છે. 'चत्वारिंश्यां' ને 'शरदि' ના વિશેષણ તરીકે ન સ્વીકારતાં બન્ને શબ્દોને સ્વતંત્ર સપ્તમ્યંત માન્યા એટલે થયું. પણ એથી અર્થમાં જે ભેદ થાય છે, તે માત્ર મહાન્ છે. ધ્રૌવિક વસતિસ્થાનની કલ્પના જે વેળાએ અજ્ઞાત હતી, તે વેળાએ એ અર્થપ્રતિ ધ્યાન ન જાય એ સ્વાભાવિક હતું. પરંતુ અત્યારે તે જ્ઞાત થવાથી ઇંદ્રને શંબર શરદ્‌ના ચાળીસમા દિવસે હાથમાં આવ્યો, વલના દુર્ગો શારદીય છે, કિંવા અર્બુદને ઇન્દ્રે હિમવડે માર્યો ઇત્યાદિ ઘટનાઓનો ખરો અર્થ જાણવામાં કશી અડચણ પણ પડવાની નથી. ધ્રુવપ્રદેશમાં આઠમા મહિનામાં સૂર્ય ક્ષિતિજમાં ગયા પછી દીર્ઘ સંધ્યા અને તેની પછી આવનારી આસરે સો દિવસના અવધિની અખંડ રાત્રિ અને ત્રીશ દિવસની ઉષા, એ ઘટનાઓમાં જ વૃત્રની કથાનું મૂળ હોઇને એ કલ્પનાના યોગે જ તે યુદ્ધમાંની પ્રત્યેક ઘટનાનો સમાધાનકારક નિર્ણય કરી શકાય છે.

---

* "सिधं रञो वासिठिपुतस सिरिपुळिमाविस सवछरे चतुविसे २४ हेमतान पंखे ततिये ३ दिवसे बितिये २" એનું સંસ્કૃત આ પ્રમાણે; "सिद्धं । राज्ञो वासिष्ठीपुत्रस्य श्री पुळिमावेः संवत्सरे चतुर्विंशे २४, हैमंतानां पक्षे तृतीये दिवसे द्वितीये २" ॥ ‡ આ લેખ કાન્હેરીની ગુફામાંનો છે.—"सिधं रञो माढरिपुतस स्वामि सिरि सनेस सवसरे ८ गिप ५ दिव १०" એનું સંસ્કૃત;—"सिद्धं। राज्ञो माढरि पुत्रस्य स्वामि श्रीसेनस्य संवत्सरे ८ ग्री. प. ५ दिव.१०"॥

વૃત્રની કથામાંની એક બીજી બાબત ખાસ ધ્યાનમાં રાખવા જોગ છે, એટલે તેનો આ પરીક્ષણની સમાપ્તિ કરવા પૂર્વે થોડોક વિચાર કરવો જોઇએ. વૃત્રના વધ પછી સલિલો અને પ્રકાશ એ ઉભય મુકત થાય છે, એ તો ઊપર કહેલું જ છે. એ જળોને કોઈ કોઈ વાર 'सिन्धवः' કહીને તેઓ **ઊપર** વહન કરે છે (उदंच), અને તે સાત છે, એમ કહેલું છે. દિવ્ય જલોના આકાશભ્રમણની કલ્પનાથી તે નદીઓ–सिन्धवः– ઊપર કેવી રીતે વહન કરે છે, એ સમજી શકાય છે. પણ તે નદીઓ સાત જ શામાટે હોવી જોઇએ, એ વિશે કાંઈ કહી શકાતું નથી. પર્જન્ય કલ્પનાના પુરસ્કર્ત્તાઓના અભિપ્રાય પ્રમાણે એ સાત નદીઓ પંજાબમાંની હોઇને ઇન્દ્ર મેઘોને ભેદીને જલોને મુકત કર્યાં પછી તેઓ બળપૂર્વક વહેવા માંડે છે. ઋગ્વેદ ૧૦,૭૫,૫ સૂક્તમાં* જે નદીઓ વર્ણવેલી છે તેમની સાથે એ સપ્તસિન્ધુઓનો સંબંધ સાંધી દઇને અવેસ્તામાંનાં 'હપ્તહિંદુ' શબ્દપ્રતિ અંગુલી નિર્દેશ કરીને તેઓ તેનો અર્થ 'પંજાબ' સ્વીકારે છે. પ્રથમ દર્શને તો એ કલ્પના સુંદર દેખાય છે; પણ એથી સપ્તસિન્ધુનો સત્ય અર્થ લાગતો નથી. દિવ્ય જલોના ભ્રમણની કલ્પનાવિના પ્રકાશ અને સલિલોની અચાનક મુક્તતા કેવી રીતે થાય છે, એ કાંઇ સમજવામાં આવી શકતું નથી; એ વાર્ત્તાને માન્ય કરી એટલે ઈન્દ્રે **ઊપર** વહેવડાવેલી નદીઓ પૃથ્વીપરની નથી, એ સર્વાંશે સ્પષ્ટ થઈ જાય છે. વળી 'પંજાબ' શબ્દનો 'સાત નદીઓનો પ્રદેશ' એવો અર્થ નથી; કિન્તુ 'પાંચ નદીઓનો દેશ' એજ તેનો અર્થ છે; અને 'વાજસનેયી †સંહિતા' (૩૪,૧૧) માં તેનું તેવું જ વર્ણન કરેલું છે. ઋગ્વેદમાંની (૧૦,૭૫,૫) નદીઓના સૂક્તમાં એકંદર પંદર નદીઓનાં નામો આવેલાં છે. પણ તેમાંથી સપ્તસિન્ધુમાં કેટલી નદીઓ લેવાની, એનો કયાંય પણ ઉલ્લેખ કરેલો નથી. આ કારણથી ભિન્ન ભિન્ન પંડિતો સપ્તસિન્ધુમાં ભિન્ન ભિન્ન નદીઓનો સમાવેશ કરે છે. એથી અર્થાત્ જે દેશ 'પાંચ નદીઓના દેશ' તરીકે પ્રસિદ્ધ છે, તે પૂર્વે સાત નદીઓનો પ્રદેશ હતો, એમ માનવામાં પુષ્કળ પ્રત્યવાયો આવીને ઊભા રહે છે. **सप्तसिन्धवः** શબ્દ ઋગ્વેદમાં દશ બાર વાર આવેલો હોઇને તેમાંનાં પાંચ સ્થળે તો સાત નદીઓ એટલે તે પ્રકાશની સાથે વહેવા માંડનારી નદીઓ, એમ સ્પષ્ટ કહેલું છે (૧,૩૨,૧૨; ૨,૧૨,૩ ઈત્યાદિ). અર્થાત્ તે નદીઓ પૃથ્વીપરની નથી, એ તો નિર્વિવાદ છે. **सप्त-**

---

* इमं मे गंगे यमुने सरस्वति शुतुद्रि स्तोमं सचता परुष्ण्या ॥ असिक्न्या मरुद्वृधे वितस्तयार्जीकीये शृणुह्या सुषोमया ॥ ઋગ્વેદ. ૧૦,૭૫,૫.

† "पंचनद्यः सरस्वतीमपि यंति सस्रोतसः ॥ सरस्वती तु पंचधा सो (सा उ) देशेऽभवत् सरित्" ॥'વાજસનેયીસંહિતા' ૩૪,૧૧ આમાં **सो** **सा** અને **उ** બરાબર છે.

**સિન્ધવઃ** શબ્દ પૃથ્વીપરની નદીઓના બોધક તરીકે ક્યાંય પણ યોજાયલો નથી, એવું અમારું કથન નથી. ઋગ્વેદમાં સપ્તસિન્ધુના ત્રણ કલાપો આપેલા છે અને તેમાંના પ્રથમમાં દિવ્ય નદીઓનો, દ્વિતીયમાં પૃથ્વીપરની નદીઓનો અને તૃતીયમાં પાતાળમાંની નદીઓનો સમાવેશ થાય છે. એટલે કે, પુરાણમાં વર્ણવેલી ગંગાપ્રમાણે એ નદીઓ આકાશ, પૃથ્વી અને પાતાળ એ ત્રણે સ્થળોમાં હતી, એમ વૈદિક ઋષિઓ માનતા હતા, એમ જણાય છે. અર્થાત્ એથી ખાસ પૃથ્વીપરની સાત નદીઓને વૈદિક ઋષિઓ જાણતા નહોતા, એમ તો કહી શકાય તેમ નથી જ. પણ એ સપ્તાંક મૂલક વિભાગની પંજાબમાંની સાત નદીઓપરથી જ સૂચના થએલી હોવી જોઇએ, એમ માનવા માટેનો માત્ર કશો પણ આધાર નથી. અન્ય એમ કે, ઋગ્વેદમાં સપ્તાંક મૂલક વિભાગ કેવળ નદીઓનો જ ન હોઇને તે બીજી પણ અનેક વસ્તુઓને લાગૂ કરેલો છે. પૃથ્વીપરનાં સાત ધામો (ગૃહો) (૧,૨૨,૧૬), સપ્તસાનુ (૮,૯૬,૨), સૂર્યનાં સાત કિરણો કિંવા અશ્વ (૧,૧૬૪,૩), સાત દિશાઓ અને સાત આદિત્ય ઇત્યાદિકમાં પણ એ જ વિભાગ છે. પુરાણોમાં પણ સપ્તસ્વર્ગ, સપ્તપર્વત, સપ્તસમુદ્ર અને સપ્તપાતાળ આદિ પ્રસિદ્ધ જ છે. અવેસ્તા અને ગ્રીક કથામાં પણ એ સપ્તમૂલક વિભાગ આવેલો છે. એટલે સાત નદીઓ તે એ સપ્તમૂલક વિભાગનું એક ઉદાહરણ હોવાથી એની સૂચના પંજાબમાંની નદીઓના યોગે થએલી હોવી જોઇએ, એમ કદાપિ કહી શકાય તેમ નથી. કારણ કે, જો એમ માનવામાં આવે તો આર્ય લોકો વિભક્ત થવા પૂર્વે પંજાબમાં જ વસતા હતા—અર્થાત્ તેમનો આદિનિવાસ પંજાબમાં જ હતો, એમ જ કહેવું જોઇએ. ત્યારે હવે એ સાત નદીઓના પ્રપંચનો નિર્ણય કરવો કેવીરીતે? સલિલો અને પ્રકાશની મુક્તતા એકાએક કેમ અને કેવીરીતે થાય છે, એનું અવલોકન કરવાથી આ પ્રશ્નનું પોતાની મેળે જ ઉત્તર મળી જશે. ઋગ્વેદ ૨,૧૨,૧૨ માં સપ્તસિન્ધુને મુક્ત કરનાર ઇન્દ્રને 'સપ્તરશ્મિ' કહેલો છે; એથી સાત કિરણ અને સાત નદીઓનો પરસ્પર સંબંધ ધ્યાનમાં આવી શકે એમ છે. સલિલો અને સૂર્ય એક સાથે ગમન કરતા હોવાનું અવેસ્તામાં કહેલું છે જ. એ બન્ને વાર્ત્તાઓનો વિચાર કરવાથી સાત સૂર્યોને ચલાવી લઈ જવાને સાત ઘોડા અથવા સાત નદીઓની અગત્ય પડે છે, એવું સ્વાભાવિક જ અનુમાન થાય છે. અદિતિના સાત પુત્રો સાત દિશાઓમાં સ્થપાયલા હોઇને તેઓ સાત મહિનાને ઉત્પન્ન કરે છે, એ અદિતિની કથાના આધારે પૂર્વે બતાવેલું જ છે. હવે એ સાત ભિન્નભિન્ન સૂર્યો સાત ભિન્નભિન્ન નદીઓવિના ભિન્નભિન્ન દિશાઓમાં કેવીરીતે ભ્રમણ કરી શકે વારુ? તાત્પર્ય કે, પ્રકાશ અને નદીઓનો નિકટ સંબંધ જાણવામાં આવી ગયા પછી, એ બન્ને સાત પ્રકારનાં કેવીરીતે છે, એને સમજી લેવામાં કશી પણ કઠિનતા રહેતી નથી. ૯,૫૪,૨ માં આકાશ

માંની સાત નદીઓ કહેલી છે. પર્જન્યની કલ્પના અને પંજાબમાંની વસ્તુ સ્થિતિના આધારે સાત નદીઓ મુક્ત થતાંની સાથે જ ઉષા ક્ષિતિજપર કેવીરીતે આવે છે, એ કહેવું શક્ય ન હોવાથી અને દિવ્ય જલોનું ભ્રમણ તથા ધ્રુવપ્રદેશમાંના વસતિસ્થાનની કલ્પનાના આધારે જ તે પ્રશ્નોનો નિર્ણય કરી શકાતો હોવાથી પાશ્ચાત્ય પંડિતોની કલ્પના વાક્પાંડિત્યવડે ગમે તેવી અને ગમે તેટલી ખીલવેલી હોય, તો પણ તે સર્વથા ત્યાજ્ય જ છે. હવે સપ્તસિન્ધુ વાચક 'હફ્ત હિંદુ' શબ્દ અવેસ્તામાં કેવીરીતે આવ્યો, એ શોધી કાઢવા માટે દૂર જવાની કશી પણ આવશ્યક્તા નથી. 'હફ્ત હિન્દુ' પ્રમાણે **વારેણ** (વરુણ), **હેતુમંત** (સેતુમત્), **રંઘ** (રસા) અને **હરહ્વૈતિ** (સરસ્વતિ) ઇત્યાદિ શબ્દો પણ અવેસ્તામાં આવેલા છે. એ શબ્દો જો આર્યોના વિભક્ત થવા પૂર્વના હોય, તો પછી 'હફ્તહિન્દુ' શબ્દ પણ તેવો જ હોવો જોઇએ. એ સર્વ નામોને આર્ય લોકો પોતાના આદિ નિવાસમાંથી નવીન નિવાસસ્થાનમાં લઈ ગયા હતા અને ત્યાંનાં નવીન સ્થળોને તેજ નામો આપ્યાં હતાં, એમ માનવું સયુક્તિક અને સર્વથા સ્વાભાવિક દેખાય છે. હિંદુસ્તાન પ્રમાણે બ્રહ્મદેશમાં પણ અયોધ્યા અને મિથિલા આદિ નગરોનાં નામો છે. હિન્દુસ્તાનમાંથી ત્યાં નિવાસ કરવા ગએલા લોકોએ એ નામો ત્યાંના સ્થળોને આપેલાં છે, એમ ત્યાં કહેવામાં આવે છે. એ જ સ્થિતિ સપ્તસિંધુવાચક 'હફ્ત હિન્દુ' ની પણ હોવી જોઇએ. એટલે કે, 'હફ્ત હિન્દુ' નામ પારસી લોકોના પૂર્વજોએ પંજાબને વસ્તુ સ્થિતિપરથી આપેલું ન હોઇને તેઓ તે નામને પોતાના આદિનિવાસમાંથી જ લાવેલા હોવા જોઇએ.

અહીં સૂધી કરેલા વિવેચનથી એટલું તો દેખાઈ જ આવશે કે, વૃત્રના બંદિવાસમાંથી ઇંદ્રના સાહાય્યવડે મુક્ત થનારાં સલિલોનું સત્ય સ્વરૂપ અને ગતિ, એ ઉભયના જ્ઞાનનો સર્વથા બ્રાહ્મણકાળથી જ લોપ થએલો છે. પૂષન્ દેવતા નૌકામાં બેસીને અંતરિક્ષનું આક્રમણ કરતી હોવા વિશેનાં ઋગ્વેદમાં કેટલાંક વચનો છે. પરંતુ અશ્વિન કિંવા સૂર્ય તો બહુધા રથમાં બેસીને જ ગમન કરતા હોવાનું વર્ણન છે. એથી અંતરિક્ષ દિવ્ય જલોનું નિવાસસ્થાન ન હોઇને ઇન્દ્રના સાહાય્યથી મુક્ત થનારાં જલો એટલે વાદળાંમાં સંગ્રહાયલાં જલો જ, એમ નિરુકતકાર આદિકોને ભાસ્યું હતું. વૃત્રના વધપછી વહન કરવા માંડતી સાત નદીઓ એટલે ગંગા યમુના આદિ નદીઓ પ્રમાણેની જ ભારતીય નદીઓ હોવી જોઇએ, એવી તેમણે પોતાની માન્યતા કરી લીધી હતી. પરંતુ એવી માન્યતા કરતાં તેમને પર્વત અને ગિરિ ઇત્યાદિ શબ્દોની ખેંચતાણ કરીને તેમનામાંથી બળાત્કારે 'મેઘ' અર્થ ખેંચી કાઢવો પડ્યો હતો. ત્યારપછી એ પ્રશ્ન પાશ્ચાત્ય પંડિતોના હાથમાં ગયા પછી 'હફ્ત હિન્દુ' નામથી પ્રમાદવશ થઇને તેમણે તે નદીઓ, એટલે પંજાબમાંની નદીઓ એવો અર્થ ઠોકી બેસાડ્યો. પણ પંજાબ તો પાંચ નદીઓનો

પ્રદેશ છે, કાંઈ સાત નદીઓનો દેશ નથી. નદીઓના વહનનો આરંભ થતાંની સાથે જ ઉષા દેખાવા માંડે છે. એટલી એક જ ઘટનાથી તે નદીઓ પંજાબમાંની નથી, એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે. એમ કહેવાથી પંજાબમાં ઋગ્વેદકાળમાં આર્ય લોકોનો નિવાસ ન હોતો, એમ દર્શાવવાનો અમારો મનોભાવ નથી; કારણ કે, ઋગ્વેદમાં પંજાબમાંની નદીઓનાં નામો જ સ્પષ્ટ આવેલાં છે. અસ્તુ, ત્યારે હવે વેદમાં કહેલા સપ્તસિન્ધુ તે જો પંજાબમાંની નદીઓ ન હોય તો પછી વૃત્રની કથાના નિર્ણયની બીજી કાંઈ પણ કલ્પના શોધી કાઢવાની બહુ જ આવશ્યકતા છે. વાયુરૂપ સલિલો કિંવા દિવ્ય નદીઓ નીચેના લોકમાંથી ઊપર આકાશમાં અને ત્યાંથી પુનઃ નીચેના લોકમાં સૂર્ય અને તારકોસહિત વહન કરતી હોય છે. એ કલ્પનાના યોગે વૃત્રની કથામાંના સર્વ વિષયોનો ઘણી જ સારીરીતે નિર્ણય થઈ જાય છે. વૃત્ર પોતાના શરીરને ફુલાવીને ક્ષિતિજ પાસેના પર્વતનાં દ્વારો કેવી રીતે બંધ કરતો હતો અને એના લીધે દિવ્ય જળો ઊપર ન આવતાં સૂર્ય અને ઉષા પણ આર્યોના ઉત્તરધ્રુવનિવાસમાં ઊગતાં ઘણાક કાળપર્યન્ત કેવી રીતે અટકી જતાં હતાં, એ વિષયનું પણ હવે યોગ્ય નિરાકરણ થઈ જાય છે. દિવ્ય જળો આકાશમાંથી વહે છે, એ કલ્પના સર્વ રાષ્ટ્રોની પુરાણ કથાઓમાં મળી આવે છે; અને તેના આધારે ઈન્દ્ર વૃત્રના યુદ્ધનું ચતુર્વિધ સ્વરૂપ સારી રીતે સમજમાં આવી જાય છે. '**अपां नेता**' કિંવા '**अपांस्रष्टा**' ઈન્દ્ર વાદળાંમાંના પાણીને મુક્ત કરનાર નહિ, કિન્તુ જે જલબાષ્પે સમસ્ત વિશ્વને વ્યાપી નાંખ્યું છે; અને જેમાંથી ઈન્દ્રે આ જગત્ નિર્માણ કર્યું છે, તે જળબાષ્પનો જ **નેતા** કિંવા **સ્રષ્ટા** છે. અર્થાત્ ઈન્દ્ર અને વૃત્રનું યુદ્ધ તે વર્ષાઋતુમાં દૃષ્ટિગોચર થનારી સરળ ઘટના નહિ, કિન્તુ તે એક વિશેષ આશ્ચર્યકારિણી અને સમસ્ત વિશ્વસાથે સંબંધ ધરાવનારી ઘટના છે. એટલામાટે જ વૃત્રનો વધ તે ઈન્દ્રના સર્વ પરાક્રમો કરતાં મહાન્ પરાક્રમ છે. શત (સો) સોમોના હવિર્ભાગ મળવાથી પુષ્ટ થઇને ઈન્દ્ર અંધકારમાંના (તમમાંના) પોતાના શત્રુને મારીને સાત નદીઓને મુક્ત કરતો અને પછી તે નદીઓ સૂર્ય, ચંદ્ર તથા ઉષાને સાથે લઇને ઊપર વહેવા માંડતી હતી, એ યુદ્ધ શરદૃઋતુના ચાળીશમે દિવસે આરંભાઇને વસંતના આરંભ પર્યન્ત ચાલૂ રહેતું હતું. ઈન્દ્ર પર્જન્યદેવતા નથી જ, એમ કહી શકાય તેમ નથી; કારણ કે, ઋગ્વેદમાં કેટલેક સ્થળે 'તે વૃષ્ટિ વર્ષાવે છે' એમ કહેલું છે. પરંતુ વૃત્રને મારીને નદીઓ તથા ઉષાને મુક્ત કરનાર ઈન્દ્ર કાંઈ પર્જન્ય દેવતા નથી. વૃત્રે અટકાવી રાખેલાં જળોની વાર્તા અત્યંત પ્રાચીન છે. **વૃત્ર આર્થ્રાસ** રૂપે ગ્રીક પુરાણમાં અને **વૃત્રહન્ વરેથ્રઘ્ન**ના રૂપે પારસીધર્મ ગ્રંથમાં આવેલો છે. કદાચિત્ ઇન્દ્ર અને વૃત્રહન્ મૂળના એક નહિ પણ હોય. કારણ કે, ઈન્દ્ર*

* સંસ્કૃત 'ઈન્દ્ર' શબ્દનું કૈલાસવાસી મ. મો. કુન્ટે એ જર્મન્ 'આદિન્' શબ્દ સાથે સામ્ય બતાવેલું છે. 'પ્રાચીન ભારતમાં આર્ય સુધારણાના સ્થિત્યંતરો, વૈદિક કથા પ્રકરણ જુઓ.

શબ્દ યૂરોપમાંની આર્યભાષાઓમાં મળી આવતો નથી. ઈન્દ્રને વૈદિક દેવતાઓમાં પ્રધાન પદ મળ્યા પછી કદાચિત્ મૂળના વૃત્રહનૂના પરાક્રમોનો સંબંધ ઈન્દ્ર સાથે જોડી દેવામાં આવ્યો હશે. ગમે તેમ હોય, તોપણ વૃત્રની કથા વિશે ઉપર કાઢેલા અનુમાનોને એથી લેશ માત્ર પણ બાધા થઈ શકતી નથી. એ કથાનું મૂળ મેઘ અને વૃષ્ટિમાં નથી, કિન્તુ અખંડ અંધકારમયી દીર્ઘરાત્રિ પછી આવતા પ્રકાશમાં જ રહેલું છે, એ તો હસ્તામલકવત્ સ્પષ્ટ જ છે. ઈન્દ્રને પર્જન્યદેવતાત્વ પછીથી મળ્યું હોય અથવા કોઈ અન્ય દેવતાના વૃત્રવધ આદિ પરાક્રમોનો સંબંધ પછીથી પર્જન્ય દેવતા સાથે જોડી દેવામાં આવ્યો હોય; પરંતુ વૃત્રે અટકાવી રાખેલાં જળો તે પૃથ્વીની નીચેના સમુદ્રમાં નિવાસ કરનારાં વાયુરૂપ જળો હોઇને, તેમનો બંદિવાસ અને મુક્તિ ધ્રુવપ્રદેશમાંના આર્યોના આદિનિવાસમાં પ્રતિવર્ષ થતા પ્રકાશ અને દીર્ઘ અંધકારનાં રૂપકો છે, એમાં લેશમાત્ર પણ સંશય નથી. આ સત્ય પ્રકાર જે આજ સુધી અજ્ઞાત રહ્યો, તેનું કારણ પ્રાચીન મનુષ્યવિષયક આપણું જ્ઞાન જ અત્યાર સુધી અત્યંત અલ્પ હતું, એ જ છે.



## દશમ દર્શન.

### વૈદિક કથા-પ્રાતઃકાલિક દેવતા.

ગત દર્શનમાં ઈન્દ્ર વૃત્રના યુદ્ધની કથાનું સત્ય સ્વરૂપ બતાવી આપવાના કાર્યમાં પર્જન્યની કલ્પના કેટલી બધી અપૂર્ણ છે, એ સવિસ્તર બતાવ્યું. ધ્રૌવિક વસતિ સિદ્ધાન્ત અને નીચેના તથા ઊપરના લોકોમાં વહન કરતાં વાયુરૂપ જળોની કલ્પનાના સંયોગથી તે કથામાંની આજ પર્યન્ત ગૂઢ રહી ગએલી વાર્તાઓનું કેવું સુંદર નિરાકરણ કરી શકાય છે, એ પણ તેમાં દર્શાવ્યું. હવે વસન્તોપપત્તિના આધારપર બંધ બેસાડેલી કથાઓને લઇને તેમનું પણ તે ઉપપત્તિના યોગે સત્ય નિરાકરણ થઇ શકતું નથી, એમ હવે પ્રત્યક્ષ બતાવી આપવાનું છે. એ કથાઓ તે દેવોના વઘ જે અશ્વિન તેમના પરાક્રમો વિશેની છે. ઋગ્વેદના પ્રથમ મંડળનાં ૧૧૨,૧૧૬,૧૧૭ અને ૧૧૮ આદિ સૂક્તોમાં તેમના ઘણા ખરા પરાક્રમોનું વર્ણન આવેલું છે. વૃત્રના સ્વરૂપ પ્રમાણે જ અશ્વિનોનું સ્વરૂપ પણ ભિન્ન ભિન્ન પંડિતોએ ભિન્ન ભિન્ન માનેલું છે. યાસ્કના કથન પ્રમાણે અશ્વિન એટલે દ્યાવાપૃથિવી એમ કેટલાકો માને છે, કેટલાકો તેમને દિવસ રાત્ર સમજે છે અને કેટલાકોના અભિપ્રાય અનુસાર તેઓ ચંદ્ર સૂર્ય છે. ઐતિહાસિકો કહે છે કે, અશ્વિનો પુણ્ય કર્મ કરનારા પ્રાચીન રાજાઓ હતા. પરંતુ આપણે તો એ વિશેનો જે વિચાર કરવાનો છે, તે કેવળ નિરુક્તકારોના ધોરણને અનુસરીને જ કરવાનો છે. અશ્વિનો વિશેનાં નૈરુક્ત મતો પણ અનેક છે. કેટલાકોના અભિપ્રાય પ્રમાણે ઉષા, સૂર્ય

અને અગ્નિના ઉદય પૂર્વે જ પોતાના તેજને પ્રસારનાર જે શુક્ર તે જ અશ્વિન છે, અને બીજા કેટલાક લોકો અશ્વિનો પુનર્વસૂની બે તારાઓ છે, એમ પણ માને છે. તથાપિ અશ્વિનોના પરાક્રમોનો સંબંધ શિયાળામાં ન્યૂન થએલા સૂર્યના તેજને પાછું આણી આપવાના કાર્યસાથે જોડી દેવાના વિષયમાં સર્વનો એક જ અભિપ્રાય છે. એ પરાક્રમો અનેક હોવાથી તે સર્વનો અહીં વિચાર ન કરતાં તેમાંના જેટલા વિષયોનું વસંત કિંવા ઉષાની કલ્પનાથી નિરાકરણ ન થતાં કેવળ ઑર્વિક્વસતિની કલ્પનાથી જ નિરાકરણ થવું સંભવનીય અને શક્ય છે, તેટલા વિષયોનું જ અહીં આપણે વિવેચન કરવાનું છે.

પ્રથમ વાર્તા એ કે, ગત દર્શનમાં કહેલા પ્રકાશ અને પાણીમાટે થનારા ઝગડામાં અશ્વિનોનું પણ થોડુંક અંગ છે. અશ્વિનો ઉષાની સાથે આવનાર દેવતાઓમાંની દેવતાઓ છે, એમ યજ્ઞગ્રંથમાં કહેલું છે (ઐતરેય બ્રાહ્મણ* ૨,૧૫). સૂર્યોદય પૂર્વે હોતાઓ ઉચ્ચારવાનું અશ્વિનશસ્ત્રનામક એક સ્વતંત્ર શસ્ત્ર જ છે. સૂર્યની કન્યાનું તેના રથમાં ચઢવાનું ઋગ્વેદ ૧,૧૧૬,૧૭;૧૧૯,૫ માં કહેલું છે. 'ઐતરેય બ્રાહ્મણ' (૪,૭,૮) માં અશ્વિનશસ્ત્ર મેળવવામાટે દેવોમાં થએલી શરત–હોડ–નું વર્ણન આપીને તે હોડમાં અશ્વિનો જિત્યા અને તેમને અગ્નિ, ઉષા અને ઇન્દ્રે તેમની પાસેથી અશ્વિનશસ્ત્રના ભાગને મેળવવાનું વચન લઇને માર્ગ કરી આપ્યો, એમ કહેલું છે. યજ્ઞાગ્નિનું પ્રજ્વલન અને ઉષા કિંવા સૂર્યનો ઉદય આદિ ઘટનાઓ અશ્વિનો સાથે જ થતી હોય છે, એમ ૧,૧૫૭,૧અને ૭,૭૨,૪ માં કહેલું છે. અશ્વિનોના ઉદયનો કાળ 'રક્તવર્ણ ગાયોમાં કૃષ્ણતમ છે તે' એ પ્રમાણે ૧૦,૬૧,૪ માં આપેલો છે ('कृष्णा यद् गोषु अरुणीषु सीदत्'). એ વાર્તાથી અશ્વિનોનો ઉષા અને સૂર્ય સાથેનો સંબંધસ્પષ્ટ દેખાઈ આવતો હોવાથી તેઓ પ્રાતઃકાલિક દેવતાઓમાંના છે, એ તત્ત્વને તેમની કથાનું પરીક્ષણ કરતી વેળાએ અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ. વૃત્રહન્ અને શતક્રતુ એ જે ઇન્દ્રનાં વિશેષણો તે ઋગ્વેદમાં અશ્વિનોને લગાડેલાં છે ( ૮,૮,૨૨ 'वृत्रहंतमा' ૧,૧૧૨,૨૩ 'शतक्रतु'). ૧,૧૮૨,૨ માં તેમને **ઇન્દ્રતમા** અને **મરુત્તમા** એટલે કે, જેમનામાં વિશેષે કરીને ઇન્દ્રના અને મરુતના ગુણો રહેલા છે એવા કહેલા છે, તેમણે નમુચિ સાથેના યુદ્ધમાં ઇન્દ્રનું રક્ષણ કર્યાનું પણ ૧૦,૧૩૧,૪ માં કહેલું છે. ૧,૪૬,૨ માં તેમને **સિન્ધુમાતરા** એટલે સમુદ્રમાંથી ઉત્પન્ન થએલા જણાવેલા છે. ૪,૪૩,૫ માં તેમનો રથ સમુદ્રમાંથી આવે છે એમ કહીને ૧,૧૧૨,૧૨ માં 'પોતાના અશ્વોત્તિનાના રથમાં બેસીને તેમણે **રસા** નામક આકાશમાંની નદીમાં પૂર લાવવાનું' કહેલું છે. એથી તેમનો પાણી સાથેનો સંબંધ પણ દેખાઈ આવે છે. એ સલિલો પૃથ્વીપરનાં નહિ, કિન્તુ દિવ્ય છે; કારણ કે ૮,૨૬,૧૭ માં તેઓ આકાશમાંના સમુદ્રમાં રહે છે, એમ કહેલું છે.

---

* "एते वाव देवा प्रातर्यावाणो यदग्निरुषा अश्विनौ" ॥ ઐ. બ્રા. ૨,૧૫.

('दिवोअर्णवे') તેમણે અતિથિગ્વ અને દિવોદાસને શંબરના હાથમાંથી છોડવ્યા છે અને ઈન્દ્રના પ્રિય ભક્ત કુત્સને પણ સાહાય્ય કર્યું છે. એ સર્વ વિષયોનો વિચાર કરવાથી પ્રકાશ અને જળોને મુક્ત કરવા માટે ઈન્દ્રે કરેલા યુદ્ધમાં એ તેના સહાયકો હતા, એ તો નિઃસંશય સ્પષ્ટ થાય છે. તેઓ દેવોના વૈદ્ય હોઇને તેમણે અનેકોને દુઃખમુક્ત કરેલા છે. અશ્વિનોની કથામાંની એ ઘટનાનું વસંતોપપત્તિથી નિરાકરણ થતું નથી અને તે જ પ્રમાણે પ્રકાશ અને અંધકારના દૈનિક યુદ્ધથી પણ એનો નિર્ણય થઇ શકતો નથી. એ સર્વ વિષયોનું કેવળ ધ્રૌવિક વસતિની ઉપપત્તિથી જ નિરાકરણ થવાનું છે અને તેમ જો તે કરવામાં આવે તો અશ્વિનોએ કેટલાક લંગડા, લૂલા અને આંધળાઓને કેવી રીતે દુઃખમુક્ત કર્યાં હતા, એ પણ તત્કાળ જાણવામાં આવી શકે તેમ છે.

અશ્વિનોએ કરેલા પરાક્રમોનો સારાંશ આ પ્રમાણે છે;—વૃદ્ધ અને નિરાશ્રિત ચ્યવનને તેમણે સુદૃઢ શરીર આપ્યું અને તેના આયુષ્યને વધારીને પુનરપિ તેને તરુણ બનાવી દીધો. પતિત પશુ સમાન થએલા વિષ્ણાપૂને તેમણે પૂજા કરનારા (ऋजूयते) વિશ્વકોને પાછો સ્વાધીન કરી દીધો. સમુદ્રમાં સપડાયલા ભુજ્યૂને તેમણે હલેસાંવાળી (शतारित्राम्) નૌકાના સાહાય્યથી બહાર કાઢ્યો. દશ દિવસ અને નવ રાત્રિ પર્યન્ત પાણીમાં અટવાઈ રહેલા, મૃત મનાઇને ત્યજાયલા અને જખ્મી થએલા રેભને તેમણે સાજો કરીને બહાર કાઢ્યો. બળતી ખાઈમાં પડેલા અત્રિને તેમણે સાહાય્ય આપ્યું અને તેને અંધકારમાંથી બહાર કાઢયો. તેમણે એક વર્તિકાને વૃકની દાઢમાંથી છોડવી. સો મેઘો વૃકીને આપી દેવાના અપરાધ માટે ઋજ્રાશ્વને જ્યારે તેના પિતાએ અંધ-બનાવી દીધો, તે વેળાએ તેમણે તે વૃકીની પ્રાર્થનાથી તેને પુનઃ દૃષ્ટિ આપી. યુદ્ધમાં વિશ્પ-લાની ટંગડી ટૂટી ગઈ હતી, તે વેળાએ તેમણે તેને લોઢાની એક ટંગડી લગાડી દીધી. એક વધ્રિમતી (નપુંસક પતિની સ્ત્રી)ને તેમણે હિરણ્યહસ્ત નામક પુત્ર આપ્યો. ગર્ભધારણ માટે અસમર્થ થએલી શય્યૂની ગાયને તેમણે પુનઃ દૂઝતી કરી; અને યદુને અતિ વેગવાન્ તથા રાક્ષસોને મારનારો એક અશ્વ તેમણે આપ્યો (ઋગ્વેદ ૧,૧૧૬).

અશ્વિનોનાં અન્ય પણ અનેક પરાક્રમો છે. પણ તે સર્વનું તાત્પર્ય એટલું જ કે, લંગડા, લૂલા અને આંધળાઓને તેમણે દુઃખમુક્ત કર્યા. એમાં કેટલેક સ્થળે શિયાળામાં ન્યૂનબળ થએલા સૂર્યનો સંબંધ સ્પષ્ટ દેખાતો હોવાથી મૅક્સમૂલર આદિ પાશ્ચાત્ય પંડિતોએ તે સર્વ કથાઓ શિયાળામાં બળહીન થનાર અને વસન્તમાં પુનઃ સબળ (તેજસ્વી) થનાર સૂર્ય વિશેની જ છે, એમ સિદ્ધ કર્યું છે. અંધકારમય ખાઇમાં પડેલો ચ્યવન તે તેમના અભિપ્રાય પ્રમાણે નિસ્તેજ થએલો સૂર્ય જ છે, અને તેને અશ્વિનોએ બહાર કાઢયો, એટલે વસતના આરંભમાં સૂર્ય પુનઃ સતેજ થયો, એવી તેમની માન્યતા છે. તેમણે (અશ્વિનોએ) સુધારી આપેલો વિશ્પલાનો પગ એટલે કૃષ્ણ

પક્ષમાંના ચંદ્રનો ચતુર્થ (પાદ). ઋજ્રાશ્વની અંધતા એટલે રાત્રિનો અંધકાર અને અંધ તથા લંગડો પરાવૃજ તે દક્ષિણાયનાન્ત બિન્દુ પાસેનો સૂર્ય, એમ એ વસંત કલ્પનાવાદીઓની ધારણા અને માન્યતા છે. તેમના અભિપ્રાય પ્રમાણે નૌકામાંથી સમુદ્રમાં પડેલા ભુજ્યુની કિંવા રેભની વાર્તા તે અસ્ત થતા સૂર્યનું રૂપક જ છે. વધ્રિ (નપુંસક) ની સ્ત્રી વધ્રિમતીને અશ્વિનોએ હિરણ્યહસ્ત નામક પુત્ર આપ્યો, એનો અર્થ એ કે; ઉષાની પછી સૂર્યને તેમણે ઉદિત કર્યો. તાત્પર્ય કે, એ પ્રત્યેક ઘટનામાં સંકટમાં સપડાયલા ચંદ્ર કિંવા સૂર્યનું જ વર્ણન છે, એમ તેઓ માને છે. અશ્વિનો પ્રાતઃકાળના પ્રકાશને છોડવી લાવનારા કિંવા દક્ષિણાયનાન્ત બિન્દુ પાસે જવાથી નિસ્તેજ થએલા સૂર્યનો ઉદ્ધાર કરનારા છે. અર્થાત્ એથી નિત્ય પ્રાતઃકાળમાં સૂર્યનું આકાશમાં આવીને તેજઃપુંજ થવું કિંવા વસન્તના આરંભમાં તેની નિસ્તેજતાનો લોપ થઇને તેનું પુનઃ તેજસ્વી થવું, એ ઘટનાઓ દેવોના વૈદ્ય અશ્વિનોએ જ કરી, એમ કહેવામાં આવે તો તે સાહજિક છે; એવો ઉષાની કિંવા વસંતની કલ્પનાના પુરસ્કર્તાઓનો અભિપ્રાય છે.

એ વસંતકલ્પનાવાદીઓએ **યાસ્કાચાર્યની** પદ્ધતિપર પણ થોડી ઘણી સરસાઈ કરી છે. એટલે કે, **યાસ્કાચાર્યની** પદ્ધતિ કરતાં પણ ચાર ડગલાં આગળ વધ્યા છે; કારણ કે, **યાસ્કાચાર્યે** તો કેવળ એક વર્ત્તિકાની કથાને જ ઉષાની કલ્પનાને અનુસરીને ઘટાવેલી છે. તો પણ પ્રસ્તુત રૂઢ વસંત કલ્પનાના સાહાય્યથી કરેલા અશ્વિન કથાના અર્થવડે ઘણીક ઘટનાઓનું નિરાકરણ થતું નથી. સૂર્યનું પ્રત્યેક પ્રકારનું સંકટ એટલે દક્ષિણાયનમાં તેનું નિસ્તેજ થવું, એમ માની લેવાથી અશ્વિનોએ તેને **અંધકારમાંથી** બહાર કાઢ્યો કે કેમ, એ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. વંદનની કથામાં અંધકારનો ઉલ્લેખ સ્પષ્ટ હોઇને ભુજ્યુ સમુદ્રમાં પડેલો અને અગાધ તમમાં (अनारंभणे तमसि) ડૂબેલો હતો, તે વેળાએ અશ્વિનોએ તેને બહાર કાઢીને મુક્ત કરેલો છે. અત્રિને પણ તેમણે જ અંધકારમાંથી બચાવેલો છે. દશિણાયનમાં સૂર્યનું તેજ ન્યૂન થતું હોવાથી તે વેળાએ તેને લંગડો, પાંગળો વગેરે વિશેષણો શોભી શકે છે; પરંતુ ઊપર કહ્યા પ્રમાણે તેનો અંધકારસાથે સંબંધ હોવાથી અને કેટલેક સ્થળે તેને અંધ કહેલો હોવાથી અંધને દૃષ્ટિ આપવી ઈત્યાદિ અશ્વિનોના પરાક્રમોનો સંબંધ શિયાળામાંના સૂર્યની નિસ્તેજતા કિંવા નિર્બળતા સાથે જોડવો, એ કાંઇ સયુક્તિક નથી; કારણ કે, અંધતાનો સંબંધ અંધકાર સાથે છે. એ અંધકાર તે રાત્રિનો જ ખરેખરો અંધકાર છે, એ પ્રકટ જ છે. અર્થાત્ અંધકાર અને પ્રકાશ વચ્ચેના નિત્યના ઝગડા સાથે આ વાર્તાનો સંબંધ લગાડી દેવાથી અશ્વિનોના પરાક્રમો દૈનિક હતા, એમ જ કહેવું પડશે. પણ વસ્તુતઃ તેમનાં તે પરાક્રમો દૈનિક નાહ, કિન્તુ સાંવત્સરિક હોવાથી વૈદિક પંડિતોએ તેમનો સંબંધ સૂર્યની શિયાળામાંની

નિસ્તેજતા સાથે લગાડેલો છે. પરંતુ એ કલ્પનાના યોગે અંધકારનો યથાર્થ નિર્ણય થતો નથી. એ અંધકાર પણ કેટલાક દિવસોના અવધિનો છે. એટલામાટે એ અશ્વિનકથાનો સંબંધ ધ્રુવપ્રદેશમાંની વર્ષમાં એકવાર આવનારી અખંડ દીર્ઘ રાત્રિ સાથે જ હોવો જોઇએ, એમ ગમે તે રીતે પણ માનવું જ પડે છે.

વસંતની કલ્પનાવડે બીજી પણ એક વાર્તાનો નિર્ણય થતો નથી. અશ્વિનોએ જેમને દુઃખમુક્ત કર્યા, તેમનાં દુઃખોનો કાળ ચોવીશ કલાક કરતાં વિશેષ અવધિનો કહેલો છે. રેભ (૧,૧૧૬,૨૪) દશ દિવસ અને નવ રાત્રિ પર્યન્ત પાણીવડે ઘેરાયલો હતો. તેમજ ભુજ્યુ પણ અગાધ તમ (અંધકાર) માં ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ પર્યન્ત પડ્યો હતો. અશ્વિનો **પરાવત્** એટલે દૂરના પ્રદેશમાં ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ પર્યન્ત હતા (૮,૫,૮). દક્ષિણાયનાન્ત બિન્દુમાં કેટલાક સમયપર્યન્ત સ્થિરતા થવા સમાન દેખાય છે; તે સમય કિંવા કાળસાથે એટલે કે તેની તે સ્થિરતાના કાળસાથે એ દશ કિંવા ત્રણ દિવસનો સંબંધ હોવો જોઇએ, એવો મૅકસમૂલરે તર્ક કરેલો છે. પણ ત્યાં ખરેખર સૂર્ય દશ દિવસ પર્યન્ત સ્થિર થએલો હોતો નથી; અને હોય છે, એમ કદાચિત માની લઇએ, તો પણ અંતે **દીર્ઘતમાની કથામાં** એ તર્ક કુંઠિત થઈ જાય છે. કારણ કે **દીર્ઘતમા** દશમ યુગમાં વૃદ્ધ થવાથી શત્રુની પીડામાંથી અશ્વિનોએ તેને મુક્ત કરેલો છે. **દીર્ઘતમાની** કથામાં યુગ શબ્દનો માસ—મહિનો અર્થ લેવો જોઇએ, એ પૂર્વના એક દર્શનમાં બતાવેલું જ છે. આ અર્થ જો યથાર્થ હોય, તો દીર્ઘતમારૂપી સૂર્ય દક્ષિણાયનાન્ત બિન્દુપાસે બે માસ પર્યન્ત સ્થિર રહેતો હતો, એમ મૅકસમૂલરના અભિપ્રાય પ્રમાણે માનવું પડશે. પરંતુ ધ્રૌવિક વસતિની ઉપપત્તિનો આશ્રય કરવાથી એ બધી અડચણો તરત નીકળી જાય છે. કારણ કે, ધ્રુવપ્રદેશમાં સૂર્યનો ક્ષિતિજની નીચે હોવાનો કાળ એક રાત્રિથી તે એક સો રાત્રિ પર્યન્તનો કિંબહુના છ માસ પર્યન્તનો પણ હોય છે.

અશ્વિનોએ જેમને દુઃખમુક્ત કર્યા, તેમનાં દુઃખોનું સ્થાન કયું, એ એક ત્રીજી એવી વાર્તા છે કે જેનું વસંતોપપત્તિથી કાંઈ પણ નિરાકરણ થઈ શકતું નથી. ભુજ્યુનું સંરક્ષણ પૃથ્વીપર થએલું નથી, કિન્તુ જે સ્થળે અગાધ તમ છે (**अनारंभणे तमसि**) એવા સમુદ્રમાં (**अप्सु**) થએલું છે. વૃત્રે ઘેરી લીધેલો કિંવા બૃહસ્પતિએ નીચે ફેંકી દીધેલો સમુદ્ર (૨,૨૩,૧૮) તે સર્વ એક જ છે, એ તેમના વર્ણનની તુલના કરવાથી સહજ જણાઈ આવે તેમ છે. એ બન્ને સમુદ્ર એટલે ગત દર્શનમાં વર્ણવેલા જલબાષ્પનું સ્થાન જ. સૂર્ય શિયાળામાં જ્યાં જાય છે, તે સ્થાન કાંઈ આ સમુદ્ર નથી. અર્થાત્ અશ્વિનોએ પોતાના આશ્રિતોને અંધકારમય સમુદ્રમાંથી કેવીરીતે બચાવ્યા, એનું ધ્રૌવિક વસતિ વિષયક ઉપપત્તિના સાહાય્યવિના કદાપિ નિરાકરણ થઇ શકવાનું નથી. ઋગ્વેદ ૮,૪૦,૫ માં એકતરફ છિદ્રવાળા (जिह्मबारम्) સાત તળના સમુદ્રને ઇન્દ્રે ઉઘાડો કરવાનું

કહેલું છે. અધોમુખ કૂપને અશ્વિનોએ ઊપર ઊપાડી લેવાવિશે કહેતાં ૧,૧૧૬,૯ માં **જિહ્મબાર** શબ્દનો જ ઉપયોગ કરેલો છે. ૧,૮૫,૧૧ માં પણ ગોતમની તૃષાને તૃપ્ત કરવા માટે આડા મુખના કૂપને અશ્વિનોએ ઊપર ધકેલી દેવાનું કહેલું છે. એ સમુદ્ર કિંવા કૂપ તે મેઘ છે, એમ ટીકાકારોએ કહેલું છે. પણ અમારા અભિપ્રાય પ્રમાણે એ સર્વ વર્ણન પાતાળલોકને જ યથાર્થ લાગૂ પડનારું છે; કારણ કે, ત્યાંની વસ્તુઓ આપણા કરતાં વિરુદ્ધ દિશાએ લટકેલી હોય છે, એવી માન્યતા છે. ગ્રીક અને ઇજિપ્શિયન્ લોકોનો **હેડિસ્** એટલે કે પાતાળલોક એવા જ પ્રકારનો છે. ઇતર રાષ્ટ્રોની પ્રાચીન કથાઓમાં પણ પાતાળનું વર્ણન એવા જ પ્રકારનું આપેલું છે. પાતાળ એટલે અંધકારમય અને પાણીથી ભરેલી ઊંધી કડાઇ જેવો હોવાથી ગોતમની તૃષાને મટાડવામાટે અશ્વિનોને તેની એક બાજૂએ છિદ્ર પાડીને તેમાંના પાણીને ઊપર લાવવું પડે, એ સર્વથા સાહજિક અને સ્વાભાવિક જ છે. મરુતોએ પણ એવો જ પરાક્રમ કર્યાનું ૧,૮૫,૧૦ માં કહેલું છે, જેનું તળિયું ઊપર છે (उच्चाबुध्न) અને મુખ નીચે છે. (जिह्मबार) એવાં જે વિશેષણો કૂપ (अवत) ને આપેલાં છે (ઋ. ૧,૧૧૬,૯) તેથી નિત્યના કરતાં તેમાં કાંઇક પણ ભિન્નપ્રકારનું વર્ણન છે, એ સ્પષ્ટ જ છે. **અર્થાત્** એ વિશેષણો મેઘને લગાડી શકાય તેવાં નથી. એ કૂપને ઊપર ધકેલવાનું કહેલું છે (ऊर्ध्वं नुनुद्रे) નિસ્તલ (अबुध्न) પ્રદેશમાં વરુણ પોતાના વૃક્ષને ઊભું કરે છે, અને તેનાં આપણને ન દેખાનારાં કિરણો ઊપરથી નીચે જાય છે (नीचीनाः), એવું જે ૧,૨૪,૭ માં વર્ણન છે, તે જયાં સર્વ વસ્તુઓ આધારહીન અને ઉલટી જ છે તે પાતાળના વર્ણન સાથે બહુ જ ઉત્તમતાથી મળતું આવે છે. તેમાંના અંધકારમય અને નિસ્તલ સમુદ્રમાં જ ભુજ્યુ ડૂબેલો હોઇને અશ્વિનોએ આપેલી નૌકાદ્વારા તરી ગયો. અથર્વવેદમાં "તિર્યક્ મુખવાળા અને ઉપરતલવાળા ચમસમાં (પ્યાલામાં) સર્વ તેજ ભરેલું હોઇને, તે મહાપુરુષોનું ગોપન કરનારા સપ્તર્ષિઓ તેમાં જ રહેલા છે" એમ કહેલું છે (૧૦,૮,૯)*. 'બૃહદારણ્યકોપનિષદ્' માં પણ એ મંત્ર આવેલો હોઇને તેમાં **તિર્યગ્બિલ**ને બદલે **અર્વાગ્બિલ** શબ્દ નાખેલો છે. યાસ્કાચાર્યે (નિરુક્ત ૧૨,૩૮) એ ચમસ એટલે આપણા મસ્તકપરનો ખગોલાર્ધ અને સપ્તર્ષિ એટલે સૂર્યનાં સાત કિરણો, અથવા તો **ચમસ** એટલે મનુષ્યનું અંતર્ગોલ કપાલ એવા એના બે પ્રકારના અર્થો આપેલા છે. પરંતુ એ વર્ણન મસ્તકપરના ખગોલાર્ધ કિંવા મનુષ્ય કપાલ કરતાં પાતાળને જ વધારે લાગૂ પડે છે. પારસી ગ્રંથમાં પણ એવા જ પ્રકારનું વર્ણન હોઇને સાત **અમેશ સ્પેંતોનું તેજ**

---

* "तिर्यग्बिलश्चमस ऊर्ध्वबुध्नस्तस्मिन्यशो निहितं विश्वरूपम् । तदासत ऋषयः सप्त साकं ये अस्य गोपा महतो बभुवूः" ॥

**યિમમાંથી** ત્રણવાર નીકળી ગયું અને તેને **અઝિદહાક** (અજદહાક) સાથે યુદ્ધ કરીને પાછું લાવવું પડ્યું, એમ કહેલું છે. એ યુદ્ધ **વૌરુકશ** સમુદ્રમાં થએલું છે. અર્થાત્ એ બન્ને વર્ણનોની તુલના કરતાં અધોમુખ ચમસ કિંવા પ્યાલો એટલે પાતાળમાંના અંધકાર અને જલબાષ્પનું સ્થાન જે ત્યાંનો ઉલટો ખગોલાર્ધ, તે જ એ છે, એમ કહેવા માટેનો આપણને સબળ આધાર મળે છે. ભુજ્યુ જેમાં ડૂબેલો હોઇને અશ્વિનોએ તેનું રક્ષણ કર્યું હતું, તે પ્રદેશ એ જ છે.

ભુજ્યુ ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ પર્યન્ત નિરાધાર અને અંધકારમય સમુદ્રમાં હતો તથા રેભ દશ રાત્રિ અને નવ દિવસ પર્યન્ત હતો એમ કહેલું છે. અર્થાત્ એ અવધિ અખંડ અંધકારનો હોવો જોઇએ. ઋજ્રાશ્વની (રક્ત વર્ણ અશ્વની) કથામાં એ ધ્રુવપ્રદેશમાંના અખંડ અંધકારનો જ સંબંધ હોવો જોઇએ, એમ દેખાય છે. ઋજ્રાશ્વે ૧૦૦ કિંવા ૧૦૧ મેંઢાઓને મારીને વૃકીને આપવાથી તેના પિતાએ કોપવશ થઇને તેને અંધ કર્યો, અને ત્યારપછી વૃકીની પ્રાર્થનાથી અશ્વિનોએ તેને તેની દૃષ્ટિ પાછી આપી. એ મેંઢાં એટલે તારાઓ હોઇને સૂર્યના ઉદયની સાથે જ તેઓ અદૃશ્ય થાય છે અને એટલામાટે જ તેમને ઋજ્રાશ્વે માર્યાંનું કહેલું હોવું જોઇએ, એવો મૅક્સમૂલરે તર્ક કરેલો છે. પરંતુ એમ માનવાથી તેમની ૧૦૦ કિંવા ૧૦૧ ની સંખ્યા જ શામાટે હોવી જોઇએ, એનો કશો પણ નિર્ણય થઈ શકતો નથી. વળી ગ્રીક કથામાંના હેલિઑસ્ એટલે સૂર્યનાં ૩૫૦ મેંઢાં એટલે ૩૫૦ રાત્રિ અને ૩૫૦ બળદ એટલે ૩૫૦ દિવસ છે, એમ મૅક્સમૂલરે જ કહેલું છે. ૩૫૦ દિવસના એ વર્ષની વાર્ત્તા રેભની કથા સાથે સારીરીતે મળતી આવે છે. તે જ હેલિઑસની કથાથી ઋજ્રાશ્વની કથાનો નિર્ણય થઈ શકે છે કે કેમ, એ હવે આપણે જોવું જોઇએ. તેવો વિચાર કરતાં ગ્રીક ઑડીસીસ્‌ના મિત્રે હેલિઑસ્‌નાં બળદોને ખાઇ જવાં અને ઋજ્રાશ્વે મેંઢાંને મારીને વૃકીને આપવાં, એ વાર્ત્તાઓનું સામ્ય ત્વરિત ધ્યાનમાં આવી જાય એમ છે. વૈદિકગ્રંથોમાં વૃકને તમની (અંધકારની) મૂર્ત્તિ માનેલી હોવાનું દેખાય છે. અર્થાત્ ૧૦૦ મેંઢાંના વધનો સંબંધ સૂર્યના તેજ સાથે ન જોડતાં અંધકારસાથે જ જોડવો જોઇએ; એટલે કે, ઋજ્રાશ્વે સો દિવસ અંધકારને સ્વાધીન કર્યાં, એમજ માનવું જોઇએ. એ સો દિવસ અખંડ અંધકારના હોવાથી ઋજ્રાશ્વ તેટલા કાળપર્યન્ત અંધ હતો અને ત્યારપછી પ્રકાશના અગ્રદૂત અશ્વિનોએ તેને પુનઃ દૃષ્ટિ આપી, એમ કહેવું સર્વથા સ્વાભાવિક જ છે. એ પ્રમાણે ૧૦૦ મેંઢાંના વધની વાર્ત્તા ૧૦૦ દિવસના અવધિની અખંડ રાત્રિની કલ્પનાથી સારી બંધ બેસ્તી થઈ પડે છે. એટલે કે, એકંદરરીતે અશ્વિનોની કથાના આધારે ત્રણથી તે સો દિવસ સુધીની અખંડ રાત્રિવિશેનું અનુમાન કરવા માટેનો સારો આધાર મળી શકે છે.

અશ્વિનોની કથામાંની જે **અત્રિ સપ્તવધ્રી**ની કથા છે, તે આપણી ઉપપત્તિમાટે અત્યંત મહત્ત્વનો ભાગ છે. તેને બળતી ખાઇમાં નાંખી દેવામાં આવ્યો હતો, ત્યાં તે ભયંકર સ્થિતિમાંથી અને અંધકારમાંથી (तमसः) અશ્વિનોએ તેને મુક્ત કર્યો ( ૬,૫૦૧૦ ). વધ્રી (નપુંસક) ની સ્ત્રીને અશ્વિનોએ હિરણ્યહસ્ત નામક પુત્ર આપવાનું ( ૧,૧૧૭,૨૪ ) તો પૂર્વે કહેલું જ છે. પાંચમા મંડળમાંનું ૭૮ મું સૂકત સપ્તવધ્રિ (ઋષિ) નું હોઇને તેમાં સપ્તવધ્રિ પેટીમાં સપડાયો હતો, તે વેળાએ અશ્વિનોએ તેને મુકત કર્યાનું કહેલું છે. એ કાષ્ઠની પેટી કિંવા વૃક્ષને રાત્રિ માનવાથી સપ્તવધ્રિ પોતાની સ્ત્રીથી રાત્રે વિલગ્ન થવાથી તેને (સ્ત્રીને) તે વધ્રિ પ્રમાણે જ થયો અને પ્રાતઃકાળમાં અશ્વિનોએ તેને મુકત કર્યા પછી પુનઃ તે પોતાની સ્ત્રીનો યથાર્થ પતિ થયો, એવા પ્રકારનો એ વાર્ત્તાનો નિર્ણય મૅકસમૂલરે કરેલો છે. પરંતુ એમ માનતાં તેને કેવળ વધ્રિ કહેવાને બદલે સપ્તવધ્રિ શા માટે કહ્યો, એ પ્રશ્નનું નિરાકરણ થતું નથી. વધ્રિ શબ્દનો 'ચામડાનો પટો' એવો પણ એક અર્થ છે અને એથી સપ્તવધ્રિ એટલે ચામડાના સાત પટાવડે જકડેલો, એવો પણ એનો અર્થ થઇ શકે એમ છે. પરંતુ એ વાર્ત્તામાંના અન્ય વિષયોનો વિચાર કરતાં સપ્તવધ્રિ એટલે સાત નપુંસક, એ અર્થથી જ એ વિશેષણ અત્રિને લગાડેલું હોવું જોઇએ, એમ જ દેખાય છે.

ઉપર્યુક્ત પંચમ મંડળમાંનું ૭૮ મું સૂક્ત અશ્વિનોનું હોઇને તેનો ઋષિ **અત્રિ-સપ્તવધ્રિ** છે. તેમાં અત્રિએ અશ્વિનોની પોતાને સંકટમાંથી મુક્ત કરવા માટે પ્રાર્થના કરેલી છે. તેમાં પ્રથમના ત્રણ મંત્રોમાં અશ્વિનોને યજ્ઞમાટે આવાહન કરેલું હોઇને ચોથા મંત્રમાં પડેલા અત્રિએ વેદનાવાળી સ્ત્રી પ્રમાણે અશ્વિનોને પોતાને સાહાય્ય આપવા માટે બોલાવેલા છે. પાંચમા અને છઠ્ઠા મંત્રમાં વૃક્ષમાં બદ્ધ થએલા અત્રિને મુક્ત કરવા માટે પ્રસૂતા થનારી સ્ત્રીના અંગ પ્રમાણે વૃક્ષની એક બાજૂનું વિદારણ કરવા માટેની પ્રાર્થના કરેલી છે. એ પછીના અંતિમ ત્રણ મંત્રોમાં દશ માસ પર્યન્ત ગર્ભમાં રહેલા કુમારના પ્રસવનું વર્ણન છે. એ મંત્રનો પ્રથમના ૭ મંત્રો સાથે શો સંબંધ હોવો જોઇએ, એ વિશે કોઇપણ વૈદિક પંડિતથી આજસુધીમાં કશોપણ નિર્ણય કરી શકાયો નથી. સાયણાચાર્યે એ ત્રણ મંત્રોને ગર્ભસ્રાવિણી ઉપનિષદ્‌નું નામ આપેલું છે; અને લડ્‌વિગ્ નામક પાશ્ચાત્ય પંડિતના અભિપ્રાય પ્રમાણે ચોથા મંત્રમાંની ઉપમાનભૂત પ્રસૂતિવેદના થનારી સ્ત્રીપરથી સૂચિત થએલા કુમાર પ્રસવનું સાગ્ર વર્ણન એ ત્રણ મંત્રમાં આપેલું છે. પરંતુ કેવળ ઉપમાથી જ સૂચિત થએલા એવા અપ્રસ્તુત વિષયનું આટલું બધું સાગ્રવર્ણન સૂક્તના અંતમાં આપવું, એ બહુ જ વિક્ષિપ્ત દેખાય છે. અર્થાત્ કાં તો એ મંત્ર સંબંધની વિલક્ષણતાને માન્ય કરવી જોઇએ, કિંવા તેનો અન્ય કોઈ પણ પ્રકારે નિર્ણય કરવાનો પ્રયત્ન કરવો જોઇએ, તે મંત્ર આ પ્રમાણે છે;—

" यथा वात पुष्करिणीं सामिंगयाति सर्वतः ।
एवा ते गर्भ एजतु निरैतु दशमास्यः ॥ ७ ॥
यथा वातो यथा वनं यथा समुद्र एजति ।
एवात्वं दशमास्य सहावेहि जरायुणा ॥ ८ ॥
दशमासाञ्छशयानः कुमारो अधि मातरि ।
विरैतु जीवो अक्षतो जीवो जीवन्स्या अधि" ॥ ९ ॥

આ મંત્રો સર્વથા સરળ હોઇને એમનો અર્થ આ પ્રમાણે છે;—

"જેવીરીતે વાયુ પુષ્કરિણી (કમળતડાગ) ને ચારે તરફથી હીલવે છે, તેજ પ્રમાણે તારો ગર્ભ આન્દોલિત થાઓ અને દશ મહિના પછી બહાર આવો. ॥ ૭ ॥

"જે પ્રમાણે વાયુ, વન કિંવા સમુદ્ર હીલે છે, તે પ્રમાણે હે દશ માસના ગર્ભ! તું જરાયુ (ગર્ભાચ્છાદન) સહિત બહાર આવ. ॥ ૮ ॥

"માતાના ગર્ભમાં દશ માસ પર્યંત રહેલો કુમાર સજીવ અને સુખરૂપ બહાર આવીને પોતાની જીવતી માતાને જીવતો દેખાઓ." ॥ ૯ ॥

છઠ્ઠા મંત્રમાં વૃક્ષની એક બાજૂનું સપ્તવધ્રિમાટે વિદારણ કરવા માટે અશ્વિનોની પ્રાર્થના કર્યા પછી તત્કાળ એ ત્રણ મંત્રો આવેલા હોવાથી તેમનો પ્રથમની વાર્તા સાથે સંબંધ હોવો સર્વથા સ્વાભાવિક જ છે. પરંતુ વસંતની કિંવા ઉષાની કલ્પનાના આધારે એ સંબંધ મેળવી શકાતો નથી. એ મંત્રમાંના શબ્દોમાં કાઠિન્ય તો લેશ માત્ર પણ નથી. એમાં દશમાસના પૂર્ણ ગર્ભની સુખરૂપ મુક્તિ થવા માટે પ્રાર્થના કરેલી છે, એ સ્પષ્ટ જ છે. પણ એ ગર્ભમાંનો પુત્ર કોણ હોવો જોઇએ વારુ? વધ્રિમતીને હિરણ્યહસ્ત નામક પુત્ર અશ્વિનોએ આપ્યા વિશે પૂર્વે કહેલું જ છે. એટલે તેણે સુખરૂપ પ્રસૂતિમાટેની પ્રાર્થના કરેલી હોય, એ સંભવતું નથી. સપ્તવધ્રિએ પોતાની સ્રીની સુખરૂપ પ્રસૂતિ માટે પ્રાર્થના કરી હોય, એમ પણ કહી શકાતું નથી; કારણ કે, તેના સંયોગથી તેની સ્રીને કદાપિ પુત્ર પ્રાપ્તિ થએલી નથી. તાત્પર્ય કે, એ ત્રણ મંત્રનો સૂક્તના પૂર્વ ભાગ સાથેનો સંબંધ આજ પર્યન્ત લેશ માત્ર પણ સમજી શકાયો નથી.

પરંતુ ધ્રુવોપપત્તિના સાહાય્યથી એ વિશયનો પણ યોગ્ય નિર્ણય થઈ જાય છે. ઋગ્વેદમાં કેટલેક સ્થળે ઉષા સૂર્યને ઉત્પન્ન કરે છે, એમ કહેલું છે (૧,૧૧૩,૧; ૭,૭૮,૩. ઇત્યાદિ). પરંતુ ઉષાના ગર્ભમાં સૂર્ય દશમાસ પર્યન્ત હોય છે, એમ કહી શકાય તેમ નથી. તેમ જ **दशमास्यः** કિંવા **दशमासान्** એ જે શબ્દો સૂક્તમાં આવેલા

છે, તે નિરર્થક છે, એવું વિધાન પણ કરી શકાય તેમ નથી. અર્થાત્ એ વાર્તાનો બીજો કાંઈ પણ નિર્ણય હોવો જ જોઈએ. ઋગ્વેદના સૂર્યને દ્યાવા પૃથિવીનો કિંવા એકલા દ્યૂનો પુત્ર કહેલો છે; અને એથી એ નિર્ણયનો માર્ગ આપણને મળી શકે એમ છે. ઋગ્વેદ ૧૦,૯૭,૧ માં સૂર્યને **दिवस्पुत्र** કહેલો છે. તેમ જ ૧,૧૬૪, ૩૩* માં" દ્યૂએ અમને ઉત્પન્ન કર્યાં, તે અમારો પિતા છે અને તેમાં જ અમારું મૂળ છે. આ વિશાલ પૃથ્વી અમારી માતા છે. એ બે ઉત્તાન ચમૂના ઉદરમાં પિતાએ પોતાની કન્યાના ગર્ભનું આધાન કર્યું," એમ કહેલું છે. એથી પૂર્વની ઋચામાં† "પોતાની માતાના ગર્ભમાં અપૂર્ણાવસ્થામાં રહેલો તે અનેકવિધ સંપત્તિમાન થતો નિર્ઋતિમાં ચાલ્યો ગયો. જેણે તેને ઉત્પન્ન કર્યો તે તેને જાણતો નથી અને જેણે તેને જોયો તેનાથી હવે તે ગુપ્ત થએલો છે. " એમ કહીને ૧,૧૬૦,૧ માં આ દ્યાવાપૃથિવી સર્વ કલ્યાણકારક, રજોને ધારણ કરનાર, વ્યાપક સ્વરૂપ, શોભનજન્મવાન્ અને જ્ઞાતા છે. આ તેજસ્વી સૂર્ય નિયમાનુસાર એ બે દેવીઓના મધ્યમાંથી ગમન કરતો હોય છે,‡" એમ કહેલું છે. એ મંત્રથી ત્રણ બાબતો સ્પષ્ટ દેખાઈ આવે છે; ૧ પ્રથમ તો સૂર્યને દ્યાવા પૃથિવીરૂપ બે ચમસોનો પુત્ર માનેલો છે; ૨ દ્વિતીય, એ ઉભયના મધ્યમાં સૂર્ય ઉદરમાંના ગર્ભ પ્રમાણે ભ્રમણ કરે છે; ૩ અને તૃતીય, તે કેટલાક કાળ પર્યન્ત પોતાની માતાના ગર્ભમાં ભ્રમણ કર્યા પછી તમોમય પ્રદેશ (નિર્ઋતિ) માં જઈને પૂર્વે જેમને દેખાતો હતો, તેમને દેખાતો બંધ થાય છે. સૂર્યની સંવત્સર ગતિનું એ પ્રમાણે રૂપક કરવાથી તે નિર્ઋતિમાં જાય છે, એટલે કે પોતાની માતાના ગર્ભમાંથી બહાર નીકળે છે, એમ કહેવામાં કલ્પનાની કાંઇ વધારે ખેંચતાણ કરવાની અગત્ય રહેતી નથી. પણ તે ગર્ભમાં તે દશમાસ પર્યન્ત હતો, એમ કહેવાનો ભાવાર્થ શો? એ પ્રશ્નનું ધ્રૌવિક ઉપપત્તિના યોગે બહુ જ સારું ઉત્તર મળી શકે એમ છે. **દીર્ઘતમા** દશમે મહિને વૃદ્ધ-જરઠ-થાય છે અને દશગ્વોનું વાર્ષિક સત્ર પણ તેટલા જ કાળમાં સમાપ્ત થતું હતું, એ તો પૂર્વે કહેલું જ છે, એટલે ક્ષિતિજમાં દશમાસ પર્યન્ત દૃષ્ટિગોચર થતો સૂર્ય દશમાસ પર્યન્ત દ્યાવા પૃથિવીના ગર્ભમાં ભ્રમણ કરે છે, એમ કહેવું સર્વથા સાહજિક અને સ્વાભાવિક જ છે. એ કાળ પછી તે

---

* द्यौर्मे पिता जनिता नाभिरत्र बंधुर्मे माता पृथिवी महीयं । उत्तानयो श्चम्वोर्यो निरतरत्रापिता दुहितुर्गर्भमाधात्" ॥ ऋ. १,१६४,३३.

† "य ईं चकार न सो अस्य वेद य ईं ददर्श हिरुगिन्नु तस्मात् । स मातुर्योना परिवीतो अंतर्बहु प्रजा निर्ऋतिमा विवेश" ॥ ऋ, १,१६४,३२,

‡ " ते हि द्यावापृथिवी विश्वशंभुव ऋतावरी रजसो धारयत्कवी । सुजन्मनी धिषणे अंतरीयते देवो देवी धर्मणा सूर्यः शुचिः " ॥ ऋ १,१६०,१.

નિર્ઋતિમાં જઈને બે મહિના સુધી ત્યાંના વૃક્ષમાં અટકી પડે છે; એટલે તે વેળાએ તેની મુક્તિ માટે અત્રિએ અશ્વિનોની પ્રાર્થના કરી, એ યોગ્ય જ છે. અથર્વવેદમાં (૧૧,૫,૧) સૂર્યને બ્રહ્મચારી કહીને તે પૃથિવી અને દ્યૌના મધ્યમાં ભ્રમણ કરે છે અને ઉચ્ચ સ્વરે આક્રન્દન કરતો તે રકત વર્ણ (સૂર્ય) પૃથ્વીપરથી બૃહચ્છેપ (મોટા શિશ્ન) ને ખેંચી લઈ જાય છે, એમ કહેલું છે. હવે દ્યાવા પૃથિવીના મધ્યમાં ભ્રમણ કરતી વેળાએ જો તેને બૃહચ્છેપ હોય, તો નિર્ઋતિમાં જઈ પડ્યા પછી તેને વધ્રિ (નપુંસક) કહેવો, એ સાહજિક જ છે. હવે તેને સપ્તવધ્રિ શા કારણથી કહ્યો છે, એટલો પ્રશ્ન અવશિષ્ટ રહે છે. પરંતુ એનું ઉત્તર અત્યંત સરળ છે. ઋગ્વેદમાં દ્યૌ, પૃથિવી, પાતાળ, સમુદ્ર અને જલો એ સર્વ સાત સાત છે, એવી માન્યતા મળી આવે છે; તેમ જ દાનુ (રાક્ષસો) પણ સાત હોઇને (૧૯,૧૨૦,૬) તેમને મારનાર ઇન્દ્રને **સપ્તહન્** કહેલા છે (૧૦,૪૯,૮). વૃત્રના દુર્ગ પણ સાત હોઇને અશ્વિનોએ ભેદેલો ગાયોનો વ્રજ સપ્તાસ્ય (૧૦,૪૮,૮) એટલે સાત મુખનો છે. એ વિષય કિંવા ઘટનાનો વિચાર કરતાં ક્ષિતિજમાં ભ્રમણ કરનાર સૂર્ય જો **બૃહચ્છેપ** અને **સપ્તાશ્વ** કિંવા **સપ્તકર** હોય, તો પછી તમોમય નિર્ઋતિમાં ઉતરી ગયા પછી તેને **સપ્તવધ્રિ** તરીકે કહેવો કિંવા ઓળખવો, એ કાંઇ નિરર્થક નથી. આવા અર્થને સ્વીકારવાથી ઉપર કહેલા ત્રણ મંત્રોનો સમસ્ત સૂક્ત સાથે યોગ્ય સંબંધ બતાવી શકાય છે. માતાના ઉદરમાં રહેવાનો દશ મહિનાનો કાળ એટલે સૂર્ય ક્ષિતિજમાં હોય છે ત્યાં સુધીનો કાળ જ જાણવાનો છે. એ પછી બે માસ પર્યન્ત પાતાળમાંના સમુદ્રના વૃક્ષમાં અટકી પડ્યા કેડે અશ્વિનો તેને બહાર કાઢતા હતા. આ ઘટનાનો આજ પર્યંત નિર્ણય થએલો નથી, પણ હવે તે નિર્ણય ધ્રુવોપપત્તિના યોગે જ થવાનો છે.

એ કથામાં દૃષ્ટિગોચર થતા એક રહસ્યનો આ સ્થળે કિંચિદ્ વિચાર કરવો આવશ્યકીય છે. અહીં એવી કલ્પના કરેલી છે કે, સૂર્ય દશ માસ પર્યન્ત પોતાની માતાના ગર્ભમાં ભ્રમ્યા પછી નીચે પાતાળમાં પડે છે; એટલે કે તે ગર્ભમાંથી બહાર આવતાં જ અદૃશ્ય થાય છે. આ પ્રકાર સામાન્ય પ્રકારથી વિરુદ્ધ છે. સામાન્યતઃ બાળક માતાના ઉદરમાંથી બહાર આવે એટલે દૃશ્ય થાય છે. આ પ્રકારને ધ્યાનમાં લઇને વૈદિક ઋષિઓએ તેની એક અદ્ભુત સમસ્યા કિંવા પ્રહેલિકા બનાવી દીધી. એ સમસ્યાનું ઋગ્વેદમાં અનેક સ્થળે વર્ણન આવેલું છે. ૧,૧૬૪,૩૨ માં "જેણે તેને (સૂર્યને) ઉત્પન્ન કર્યો, તેને જ તે દેખાતો બંધ થાય છે" એમ કહેલું હોવાનું ઉપર જણાવેલું જ છે. ૫,૨,૧* માં "યુવતી માતા કુમારને ગુપ્તતાથી લઈ જાય છે, અને પિતાને આપતી

* "कुमारं माता युवतिः समुब्धं गुहा बिभर्ति न ददाति पित्रे ॥ अनीकमस्यन मिनज्जनास; पुरः पश्यंति निहितमरतौ" ॥ ऋ. ५,२,१,

નથી, અરાતિમાં તેનું મ્લાન થનારું મુખ લોકોને દેખાતું નથી" એમ કહેલું છે. વળી ૧,૭૨,૨ માં* "વત્સ અમારી આસપાસ ફરતો હોવા છતાં તે ચતુર અમર્ત્ય દેવોને પણ દેખાતો નથી; તેની પાછળ પાછળ ચાલનારા દેવો થાકીને અગ્નિના ચારુ ઉચ્ચ પદે ઉભા રહ્યા" અને ૧,૯૫,૪† માં તો "તમારામાંથી કોણ એ રહસ્યને સમજી શકયું છે? વત્સે પોતાની માતાને જ જન્મ આપ્યો. સર્વના બીજરૂપ તે મહાન્ દ્રષ્ટા સ્વસામર્થ્યવડે આપોના અંકપરથી આગળ આવે છે" એમ કહેલું છે. દીર્ઘ તમ–અંધકારમાં લાંબા કાળપર્યન્ત (ज्योक्) રહેલા (૧૦,૧૨૪,૧) અને ત્યાર પછી જળોના પુત્ર (अपां नपात्) થઇ પુનઃ બહાર આવનારા (૧,૧૪૩,૧) અગ્નિનું એ વર્ણન છે. જળોનો પુત્ર એટલે મેઘોમાં ઉત્પન્ન થનારો વિદ્યુદ્રૂપ અગ્નિ, એમ સાધારણતઃ માનવામાં આવે છે. પણ એમ માનવાથી તેના અંધકારમાંના નિવાસ વિશેનો નિર્ણય થતો નથી. પરંતુ દિવ્યજળ ભ્રમણ અને ધ્રુવોપપત્તિના સહાય્યથી એ સમસ્યાનું સમાધાનકારક રીતિથી નિરાકરણ થઇ જાય છે. દ્યાવા પૃથિવીના મધ્યમાં દશ માસ પર્યન્ત ભ્રમણ કરતા સૂર્યની સ્થિતિને દશ માસની ગર્ભાવસ્થા કહેવી, એ સર્વથા સ્વાભાવિક જ છે. પણ એમાં આશ્ચર્ય એટલું જ કે, ગર્ભમાં હોય ત્યાં સૂધી તે દશ્ય હોઇને ગર્ભમાંથી બહાર પડતાંની સાથે જ તે અદશ્ય થાય છે. એટલે એથી તે જાય છે કયાં? નીચે પડવાથી વૃક્ષમાં અટવાઈ રહે છે કે શું? તેની પ્રસૂતિ થવા પછી માતા તેને પિતા પાસે કેમ નથી લઈ જતી? તેની મુક્તિ સુખરૂપ થાય છે કે નહિ? એવા પ્રશ્નો સહજ ઉત્પન્ન થાય છે અને વૈદિક ઋષિઓએ પુનઃ પુનઃ એ પ્રશ્નોનો વિચાર કરીને એમના નિરાકરણનો પ્રયત્ન પણ કરેલો છે. આ સૂર્યની વાર્ત્તા અગ્નિને પણ લાગુ પડે છે; કારણ કે, ઋગ્વેદમાં સૂર્ય અને અગ્નિના એકત્વનું અનેકવાર પ્રતિપાદન કરેલું છે. ૩,૨,૧૪ માં અગ્નિને ઉષઃ કાળમાં જાગૃત થનાર (उषर्बुधं) આકાશમાંના પ્રકાશયુકત દિવ્ય તેજ તરીકે ઓળખાવેલો છે, 'ઐતરેય બ્રાહ્મણ' માં (૮,૨૮) "સૂર્ય અસ્તંગત થતી વેળાએ અગ્નિમાં પ્રવેશ કરે છે અને પ્રાતઃકાળમાં પુનઃ તેમાંથી જ ઉત્પન્ન થાય છે" એમ કહેલું છે. દશ માસની ગર્ભાવસ્થા પછી ગુપ્ત થવાની વાર્ત્તા સૂર્ય વિશેની હોય કિંવા અગ્નિ વિશેની હોય, પણ દશ માસ પર્યન્ત પ્રકાસ્યા પછી ક્ષિતિજ તળે જનારા સૂર્ય સાથે તેનો ગાઢ સંબંધ છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી જ.

---

* "अस्मे वत्सं परिषंत न विंदन्निच्छन्तो विश्वे अमृता अमूराः ॥ श्रमयुवः पदव्या धियंधास्तस्थुः पदे परमे चार्वग्नेः" ॥ ઋ. ૧,૭૨,૨. † क इमं वो निण्यमा चिकेत वत्सो मातृर्जनयत स्वधाभिः ॥ बह्वीनां गर्भो अपसामुपस्थान्महान्कविर्निश्चरति स्वधावान् ઋ. ૧,૯૫,૪.

હવે એ લુપ્તપ્રાય થનારો કુમાર જાય છે ક્યાં અને તેનું થાય છે શું? તે પોતાનાં માતા પિતાને પાછો મળે છે કે નહિ, અને મળતો હોય તો કયારે અને કેવી રીતે મળે છે, આ પ્રશ્નો અવશિષ્ટ રહે છે. તેને પાછો મેળવી દેવાનું કાર્ય ઋગ્વેદમાં **ઋભુ** કિંવા **અશ્વિનોએ** કરેલું છે. ૧,૧૧૦,૮ માં ઋભુઓએ માતાને વત્સયુક્ત કર્યાનું કહેલું છે. અશ્વિનોના પરાક્રમોનો ઉલ્લેખ તો પૂર્વે કરાયલો જ છે. હવે એ દશમાસ પછી ચ્યુત થનાર અગ્નિ કિંવા સૂર્યની કથાના આધારે પુરાણમાંના સ્કંદ કિંવા કુમારની કથા કેવી રીતે રચાયલી હોવી જોઇએ, એ સહજમાં કહી શકાય એમ છે. નીચે પડ્યા પછી (સ્કંદ) ગુપ્ત થનાર (ગુહ), પ્રાતઃકાળમાં સાત નદીઓ એટલે કે, માતા સાથે ઉગનાર અને વિજયી થતો પ્રકાશ કિરણો સહિત એટલે કે દેવોના સૈન્ય સહવર્ત્તમાન દેવયાન માર્ગનું આક્રમણ કરનાર જે સૂર્ય, તે જ કુમાર કાર્ત્તિકેય છે. વૃત્ર સાથે થતા યુદ્ધમાં મરુતો ઇન્દ્રના સહાયકો હોવાથી એ મરુતોનો પૌરાણિક પ્રતિનિધિ જે રુદ્ર, તેનો એ કુમાર પુત્ર હોય, તો તે કાંઇ અશક્ય નથી. સૂર્યને ઉપર આવતી વેળાએ વૃત્રે ઢાંકી દીધલાં ઉદયગિરિ (અવેસ્તિક અલ્બુર્જ) નાં દ્વારો ફોડવા પડતાં હોવાથી એ કુમારને અપાયલું **ક્રૌંચદારણ** (ક્રૌંચ પર્વતને ભેદનાર) અભિધાન પણ સર્વથા યથાર્થ અને યોગ્ય જ છે. એ વિષયના સંપૂર્ણ પરીક્ષણ માટેનું આ સ્થળ ન હોવાથી એને અત્યારે આપણે અહીં જ છોડી દેવા જોઇએ. ધ્રૌવિક ઉપપત્તિને પોષક થઈ પડે એવી કાંઈ ઘટનાઓ અશ્વિનોની કથામાં છે કે નહિ, એ જ જોવાનો આપણો ઉદ્દેશ હતો, અને તે ઉદ્દેશ સફળ પણ થએલો છે. સપ્તવધ્રિની કથામાંનો **દશ-માસ્ય** શબ્દ અને દીર્ઘતમાની કથામાંના **દશમે યુગે** એ બે શબ્દો, દશમાસાવધિ સૂર્ય પ્રકાશના સ્પષ્ટસૂચક હોઇને ત્રણ, દશ કિંવા સો દિવસની અખંડ રાત્રિના પણ સ્પષ્ટ કિંવા અપ્રત્યક્ષ ઉલ્લેખો એ કથામાં આવેલા છે. 'નિર્ઋતિના ઉપસ્થમાં' કિંવા 'તમમાં' શયન કરનાર સૂર્ય, એવા જે શબ્દો આવેલા છે, તેપરથી એ **તમ** સત્ય હોઇને લાક્ષણિક અર્થાત્મક નથી, એ ખુલ્લું છે. તાત્પર્ય કે, આ સર્વ કથાઓનો ભાર દશમાસ કેડે ક્ષિતિજ તળે જનારા સૂર્યપર હોઇને શિયાળામાં થોડા ઘણા નિસ્તેજ થનારા સૂર્યપર નથી, એમ હવે શંકાનું સ્થાન છે જ નહિ. અશ્વિનોના સર્વ પરાક્રમોનું ધોરણ એ અગાધ તમોમાં નિરાલંબ સમુદ્રમાંથી સૂર્યને બહાર કાઢવા તરફ જ રહેલું દેખાય છે. વસંતોપપત્તિ અને ધ્રૌવિકોપપત્તિ એ બન્ને ઉપપત્તિઓ જોકે સૂર્યવિષયક જ છે; તોપણ ધ્રૌવિક ઉપપત્તિ વિશેષ વ્યાપક હોવાથી વસંતોપપત્તિથી જે ઘટનાઓનો નિકાલ નથી થઈ શકતો, તેવી

---

* "आदित्यो वा अस्तं यन्नग्निमनु प्रविशति।......। अग्नेर्वा आदित्यो जायते" ॥ 'ઐતરેય બ્રાહ્મણ' ૮,૨૮.

અનેક ઘટનાઓનો ધ્રૌવિક ઉપપત્તિના આધારે તત્કાળ સારો અને સમાધાનકારક નિર્ણય થઈ જાય છે, અને એ વાર્ત્તા વિરુદ્ધ પક્ષે ધ્રુવોપપત્તિને પોષક થઇને તેને જ સ્થાપિત કરે છે.

**સૂર્યનું ચક્ર.**

સપ્ત આદિત્ય અને અષ્ટમ માર્તાંડની વાર્ત્તાથી સાત માસનો સૂર્યપ્રકાશ અને ત્યાર પછી આવતી મોટી વિશાળ અખંડ અંધકારમયી રાત્રિ, એ પ્રમાણેની ધ્રુવપ્રદેશમાંની એક સ્થિતિ દેખાઈઆવે છે, એ પૂર્વે કહેલું જ છે. અક્ષાંશના પ્રમાણથી ધ્રવવૃત્તના આંતરિક પ્રદેશમાં સૂર્ય પ્રકાશનો ૬ થી ૧૧ માસ જેટલો કાળ હોય છે. નવગ્વ અને દશગ્વનાં વાર્ષિક સત્રો અને અશ્વિનોની કથાઓમાંની સપ્તવધ્રિની કથાના આધારે નવ અને દશ મહિનાના સૂર્યપ્રકાશના કાળનું અનુમાન કરી શકાય છે; એ પણ અત્યારલગીના વિવેચનથી આપણને તદ્દસ્ય દેખાઇ આવ્યું છે. હવે ઋગ્વેદમાંની પ્રત્યક્ષ સૂર્યની જ કથાના યોગે એવો કાંઈ પણ પ્રકાર અનુમિત થાય છે કે નહિ, એ આપણે જોવાનું છે. સૂર્યના રથને દશ કિંવા સાત ઘોડા છે, એવા અર્થને દર્શાવનારા વચનથી દશ કિંવા સાત માસના પ્રકાશનું આપણે પૂર્વે અનુમાન કરેલું જ છે. પરંતુ ઇન્દ્રે સૂર્યના ચક્રને ચોરી લઈ જવાની વાર્ત્તા એના કરતાં પણ સ્પષ્ટ છે. એ વાર્ત્તાના રહસ્યને સારી રીતે જાણી લેવામાટે ઇન્દ્રનો સૂર્ય સાથે શો સંબંધ છે, એ આપણે જોવું જોઇએ. ઇન્દ્ર ઉષાસહિત સૂર્યને ઉદિત કરે છે અને આકાશમાં તેની સ્થાપના કરે છે. (૮,૩,૬ ઇત્યાદિ). અંધકારમાં પડેલા સૂર્યને દશગ્વના સાહાય્યથી ઇન્દ્રે મનુષ્યો માટે ઊપર કાઢયો (૩,૩૯,૫). તેણે સૂર્યને માર્ગ કરી આપ્યો (૧૦,૧૧૧, ૩) અને અસુરો સાથે યુદ્ધ કરીને પ્રકાશને પાછો મેળવ્યો. તાત્પર્ય કે ઇન્દ્ર સર્વ સ્થળે સૂર્યનો મિત્ર અને સહાયક જ છે. એમ હોવા છતાં ઋગ્વેદમાં* (૧,૧૭૫,૪; ૪,૩૦,૪; ૫,૩૧,૧, અને ૧૦,૪૩,૫ ઇત્યાદિમાં) સૂર્યના ચક્રને ચોરીને ઇન્દ્રે તેનો પરાભવ કર્યાનું કહેલું છે. મેઘના યોગે સૂર્યનું આચ્છાદિત થવું કિંવા તેનું નિત્યનું અસ્તંગત થવું, એ ઘટનાની સાથે ઉપર્યુકત કથાનો સંબંધ હોવો જોઇએ, એવું કેટલાકોએ અનુમાન કરેલું છે. પરંતુ ઇન્દ્ર મેઘને ઉત્પન્ન કરે અને તે સૂર્યને આચ્છાદિત કરે, એ ઘટના સર્વથા અનિશ્ચિત હોવાથી કોઇ પણ એક કથાને માટે તેને આધારભૂત માનેલી હોય, એમ સંભવતું નથી. સૂર્યના નિત્યના અસ્તંગત થવા સાથે એ કથાનો સંબંધ જોડી દેવા માટેનો આપણી પાસે કશો પણ આધાર નથી, અને તેથી એ ઘટનાના નિરાકરણનો બીજો જ કોઈ માર્ગ અથવા ઉપાય શોધી કાઢવો જોઇએ. સૂર્યના રથને એક ચક્ર (ચાક) છે, એ વાર્ત્તા ઋગ્વેદમાં (૧,૧૬૬,૨) તેમ જ

---

* "मुषाय सूर्यं कवे चक्रम्, मघवा सूर्यं जयत्," इत्यादि.

પુરાણ*માં પણ પ્રસિદ્ધ છે. એ ચક્રનું ઇન્દ્રે હરણ કરતાંની સાથે જ અર્થાત્ સર્વ વ્યવહારો બંધ જ પડી જવાના. એ કથામાંનું એ ચક્ર તે પ્રત્યક્ષ સૂર્યબિંબ જ છે. **सूर्यं चक्रम्** (સૂર્ય એ જ ચક્ર) એવા જે શબ્દો ઋગ્વેદમાં (૧,૧૭૫,૪; ૪,૩૦,૪) આવેલા છે, તેમના આધારે એમ માનવામાં કશોપણ પ્રત્યવાય નથી. ઇન્દ્ર ચક્ર ચોરી ગયો, એટલે પ્રત્યક્ષ સૂર્યનો જ લોપ થયો; કેવળ રથનું એક ચક્ર જ ચાલ્યું ગયું, એમ માની લેવાનું નથી. પણ ઇન્દ્રે એ ચાકનું કર્યું શું? અસુરોને બાળી નાંખવા માટે ઇન્દ્રે સૂર્ય કિરણોનો ઉપયોગ કરેલો છે (૮,૧૨,૯).† સૂર્યના ચક્ર એટલે કે સૂર્ય બિંબને ચોરી લઈ જવામાં પણ ઇન્દ્રનો એ જ હેતુ હોવો જોઇએ. પરંતુ ઇન્દ્રનું અસુરો સાથેનું યુદ્ધ મુખ્યતઃ પ્રકાશ માટે થએલું હોવાથી સૂર્યના બિંબને લઇ જઇને તેણે પુનઃ સૂર્યને જ બહાર કાઢયો, એમ કેમ કરીને કહી શકાય વારુ? એવો પ્રશ્ન અહીં ઉત્પન્ન થવાનો સંભવ છે. પરંતુ એ વિઘ્ન કાંઇ એટલું બધું ભારી નથી. સૂર્ય અને પ્રકાશ સંબંધિની પ્રાચીન અને અર્વાચીન કલ્પનાઓ ભિન્ન છે. એ બન્ને સમવેત હોય છે, એમ આપણે માનીએ છીએ. પણ **'तमांसि क्षियन्तम्'** (અંધકારમાં રહેલો) એ વિશેષણ ઋગ્વેદમાં સૂર્યના સંબંધમાં નિદાન બે વાર તો અવસ્ય આવેલું જ છે (૩,૩૯,૫; અને ૧,૧૧૭,૫). એથી ક્ષિતિજ તળે જવા પછી સૂર્યના તેજનો લોપ થાય છે, એ પ્રમાણેની વૈદિક ઋષિઓની કલ્પના સ્પષ્ટ દેખાઈ આવે છે. એ વાર્ત્તાને માન્ય કરી લઇએ, તો અસુરોનો પરાભવ કરીને પ્રકાશને લાવવાના કાર્યમાં ઇન્દ્રને સૂર્યબિંબનો શો ઉપયોગ થતો, એ રહસ્યને સમજવામાં વધારે પરિશ્રમ થવાનો નથી. સૂર્યના તેજનો લોપ કરનારા અસુરોનો નાશ કરીને તેને પુનઃ તેજસ્વી કરવામાં ઇન્દ્ર તેને સાહાય્ય કરે છે; અને એટલામાટે જ "ઇન્દ્રે સૂર્યના રથને થોભાવ્યો અને ગરગર ફેરવીને રજના તળિયે આચ્છાદક અંધકારમાં તેને ફેંકી દીધો" એમ કહેલું છે‡ (૪,૧૭,૧૪). પરંતુ આપણામાટે આ વિષયમાં જે વિશેષ મહત્ત્વનો મંત્ર છે, તે ૬,૩૧,૩ એ છે. તે આ પ્રમાણે;—

"त्वं कुत्सेनाभि शुष्णामिन्द्रा शुषं युध्यकुयवं गविष्टौ ।

दशप्रपित्वे अध सूर्यस्य मुषायश्चक्रमाविवेरपांसि" ॥

એની પ્રથમની બે પંક્તિઓમાં તો લેશ માત્ર પણ કાઠિન્ય નથી. એનો અર્થ આ પ્રમાણે;—"હે ઇન્દ્ર, ગાયોને મેળવવા માટે તું કુત્સસહિત અશુષ અને કુયવ શુષ્ણો

---

* "रथस्यैकं चंक्र भुजगयमिताः सप्ततुरगाः निरालंबो मार्गश्चरणरहितः सारथिरपि" આ સુભાષિતમાં સૂર્યના પૌરાણિક સ્વરૂપનો સાર આવેલો છે, † "इन्द्रः सूर्यस्य रश्मिभिर्न्यर्शसानमोषाति" ॥ ઋ. ૮,૧૨,૯.

સાથે યુદ્ધ કર." એ મંત્રનો દ્વિતીયાર્ધ માત્ર સરળ નથી. પદ પાઠમાં 'अविवेरपांसि' એ શબ્દોને 'अविवेः रपांसि' એવી રીતે તોડેલા છે, અને તેમનો 'સંકટોનો લોપ કર્યો' એ પ્રમાણેનો અર્થ થાય છે. હવે બીજી બે પંક્તિઓમાંના **दश** અને **प्रपित्वे** એ બે શબ્દોને બાદ કરી નાખતાં બાકીના શબ્દોનો અર્થ આ પ્રમાણે છેઃ-"તેં. સૂર્યના ચક્રને ચોરીને સંકટોનો સંહાર કર્યો." હવે **दश** અને **प्रपित्वे** શબ્દોનો અર્થ શું છે તે આપણે જોઇએ. સાયણાચાર્યે **दश** એટલે **अदशः** એમ ધારીને અને **प्रपित्वे** એટલે 'યુદ્ધમાં' એવો અર્થ સ્વીકારીને એકંદર પદનો "તું યુદ્ધ (તેને) દંશ કરે છે." એવો અર્થ કરેલો છે. પરંતુ એ કેવળ શબ્દોની ખેંચતાણ જ છે; કારણ કે, તે જ અર્થનાં એ જ ઘટનાનું વર્ણન કરનારાં બીજાં સ્થળો સાથે એની કશી પણ સંગતિ લાગતી નથી. ઉદાહરણાર્થ, ઋગ્વેદ ૪,૧૬,૧૨ "શુષ્ણને अह्न प्रपित्वे માર્યો" એમ કહીને ૫,૩૧,૭ માં 'प्रपित्व' ને પહોંચ્યા પછી શુષ્ણનો પરાભવ થયો, એમ કહેલું છે. એ બન્ને સ્થળે યુદ્ધનો **કાળ જ** કહેલો છે, એમાં કશી પણ શંકા નથી. એ ત્રણે સ્થળે **प्रपित्व** શબ્દ આવેલો હોઇને ત્રણે સ્થળે શુષ્ણ સાથે થએલા યુદ્ધનું વર્ણન હોવાથી **दश प्रपित्वे, अह्न प्रपित्वे** અને **प्रपित्वं यन्** એ સર્વ પદોને સમાનાર્થક જ સમજવા જોઇએ. અર્થાત્ પ્રપિત્વનો જે અર્થ હોય તે ત્રણે સ્થળે એક જ હોવો જોઇએ. **प्रपित्व** શબ્દ ઋગ્વેદમાં ઇતર સ્થળે પણ આવેલો છે; પણ તેના 'અર્થ વિશે પંડિતોનો એક અભિપ્રાય નથી. કેટલાકો તેનો 'અગ્રભાગ' અર્થ સમજીને '**अन्ह प्रपित्वे**' એટલે 'દિવસના આરંભે' અથવા તો 'પ્રાતઃકાળમાં' એવો એનો અર્થ કરે છે. સાયણાચાર્યે ૮,૪,૩૫૨ ના ભાષ્યમાં '**प्रपित्वे**' નો '**प्राप्तेसति**'— 'પ્રાપ્ત થએલું છતાં,' એ પ્રમાણેનો અર્થ કરેલો છે. આવી સ્થિતિમાં જ્યાં '**प्रपित्व**' અને તેનો વિરોધી એ પ્રમાણેના શબ્દો જ્યાં આવેલા હોય, તેવાં સ્થળોના આધારે જ એના અર્થનો નિશ્ચય કરવો જોઇએ. ઋગ્વેદ ૭,૪૧,૪ માં* અને ૮,૧,૨૯ માં '**प्रपित्व**' શબ્દનો '**मध्ये उदिता**' શબ્દો સાથે સ્પષ્ટ વિરોધ દર્શાવેલો છે. અર્થાત્ તેનો 'છેવટે' કિંવા 'અંતે' એવો જ અર્થ લેવો જોઇએ. 'વાજસનેયીસંહિતા' (૨૪,૩૭) પરના વ્યાખ્યાનમાં મહીધરે '**प्रपित्वे**' એટલે '**प्रपतने**' એમ ધારીને

---

‡ अयं चक्र मिषणत्सूर्यस्य न्येतशं रीरमत्ससृमाणं । आकृष्ण ईजु हुराणो जिवर्ति त्वचो बुध्ने रजसो अस्य योनौ" ॥ ऋ. ૪,૧૭,૧૪ આ ટિપ્પણ ગત (૨૫૬) પૃષ્ઠનું છે.

* "उदेतानीं भगवंतः स्यामोत प्रपित्व उत मध्ये अह्नाम् । उतोदिता मघवन्त्सूर्यस्य वयं देवानां सुमतौ स्याम" ॥ ૭,૪૧,૪. "ममत्वा सूर उदिते मम मध्यं दिने दिवः। मम प्रपित्वे अपि शर्वरे व सवा स्तोमासो अवृत्सत"॥ ૮,૧,૨૯.

તેનો 'દિવસના અંતમાં' એ પ્રમાણેનો અર્થ કરેલો છે. આ અર્થને સ્વીકારવાથી ૪,૧૬,૧૨ માંના '**अन्ह प्रपित्वे नि बर्हीः**' એ વાકયનો 'ઇન્દ્રે શુષ્ણુને દિવસના અંતમાં માર્યો' એવો અર્થ થાય છે. '**दश प्रपित्वे**' પદનો અર્થ પણ ઉક્ત અર્થને અનુસરીને જ કરવો જોઇએ. પરંતુ પદ પાઠમાં કર્યા પ્રમાણે '**दश प्रपित्वे**' એ શબ્દોને ભિન્ન સ્વીકારવાથી તેવો અર્થ લઈ શકાતો નથી. એટલા માટે '**दश प्रपित्वे**' એને એક જ પદ તરીકે ગણવું એટલે પછી તેનો 'દશ (મહિના) ના અંતમાં' એવો અર્થ સરળતાથી થઈ શકશે. એ રીતિથી એકંદર ઋચાનો જે અર્થ થાય છે તે આ પ્રમાણે; 'હે ઈન્દ્ર, ગાયોને પાછી મેળવવા માટે તું સર્વભક્ષક (अशुष) અને ધાન્યોના શત્રુ (कुयव) શુષ્ણ સાથે યુદ્ધ કર. દશ (માસ) ની સમાપ્તિ પછી તેં સૂર્યના ચક્રને ચોરીને સંકટોનો સંહાર કર્યો.' આ અર્થ સર્વથા સરળ હોઇને તેમાં '**दश**' શબ્દનો અમુક એક નવીન જ અર્થ ઉપજાવીને ઇન્દ્રને પોતાના શત્રુને દંશ દેવડાવવાની કશી પણ અગત્ય પડતી નથી. '**अह्नप्रपित्वे**' (૪,૧૬,૧૨) અને '**दश प्रपित्वे**' એ ઉભય પદ યુગ્મ ઇન્દ્ર શુષ્ણુના યુદ્ધ વર્ણનમાં આવેલાં હોવાથી '**अन्ह प्रपित्वे**' પ્રમાણે જ '**दश प्रपित्वे**' પદ પણ કાલવાચક જ હોવો જોઈએ, એમ સહજ દેખાઈ આવે છે. અર્થાત્ તેનો '**दशानां प्रपित्वे**' (દશના અંતમાં) એ પ્રમાણેનો અર્થ લેવા માટે **दश** અને **प्रपित्वे** એ બન્ને પદોને એકત્ર જ લેવાં જોઈએ. એવી રીતે વ્યાકરણવિષયક સંબંધને મેળવ્યા પછી **दश** એટલે દશ દિવસ કે દશ મહિના, એજ માત્ર સિદ્ધ કરવાનું અવશિષ્ટ રહે છે. '**अन्ह प्रपित्वे**' શબ્દથી તે દશ દિવસ હોવા જોઈએ એમ ભાસવાનો સંભવ છે. પરંતુ ઈન્દ્રશુષ્ણનું યુદ્ધ નિશ્ચયપૂર્વક દાશાન્હિક નહિ, કિન્તુ વાર્ષિક કિંવા દૈનિક હોવાથી **दश** એટલે દશ મહિના એવો જ અર્થ લેવો જોઇએ. ૭,૧૦૩,૯ માં '**द्वादशस्य**' એ સંખ્યા વિશેષણુનો 'द्वादशस्य मासस्य' એવો જ અર્થ સ્વીકારેલો છે. ત્યારે હવે એ પ્રમાણે એ મંત્રમાં તમોરૂપ અસુરને મારવા માટે ઇન્દ્રે સૂર્યનું ચક્ર કયારે ચોર્યું, એ નિશ્ચયપૂર્વક કહેલું છે. દશગ્વોના દશમાસિક સત્રોની સમાપ્તિ થવા પછી એટલે કે પ્રાચીન રોમન વર્ષના અંતમાં એ ઘટના બનેલી છે. ઉપર સૂચવેલી એ મંત્રમાંનાં પદોની રચના સરળ હોઇને તે પ્રમાણે થનારો અર્થ અન્ય ઘટનાઓ સાથે બંધબેસ્તો છે, એટલું જ નહિ પણ ચાલૂ–રૂઢ–અર્થ કરતાં તે અધિક સયુક્તિક પણ છે. ચાલૂ અર્થની બધી જવાબદારી પદપાઠપર રહેલી છે: કારણ કે, તેમાં જો '**दश प्रपित्वे**' એ પદો તોડેલાં ન હોત, તો તેમનો અર્થ આટલી સીમાપર્યન્ત ગૂઢ રહ્યો ન હોત. વળી એ પદપાઠ પણ સર્વથા અસ્ખલનશીલ જ છે, એમ પણ નથી. યાસ્ક અને સાયણાચાર્યે પણ કેટલીકવાર તેમાં ફેરફાર સૂચવેલા છે. (ઉદાહર-

ણાર્થ, ૧,૧૦૫,૧૮;૧૦,૨૯,૧ અને નિરુક્ત, ૫,૨૧; અને ૬,૨૮ જુઓ.) અર્થાત્ એથી ઉક્ત મંત્રનો સમાધાનકારક અર્થ થવા માટે પદપાઠને છોડીને 'दश प्रपित्वे' ને એક પદ તરીકે સ્વીકારવામાં અમે પણ કોઈ બીજા જ માર્ગનું અવલંબન કરીએ છીએ, એમ નથી. એ પ્રમાણેના અર્થને સ્વીકારવાથી એ મંત્રના યોગે આપણને સૂર્યની વાર્ષિક ગતિનું સવિસ્તર વર્ણન મળે છે. સૂર્યને ઉદિત કર્યાં પછી તે દશ માસ પર્યન્ત પ્રકાશવા પશ્ચાત્ પુનઃ તેના ચક્રને ચોરીને તત્સહિત તમોરૂપ અસુરો સાથે લડવા માટે ઇન્દ્ર ક્ષિતિજતળે જાય છે, એ જ એ સમસ્ત કથાનો તાત્પર્યાર્થ છે. એ અર્થ ધ્રુવોપપત્તિના યોગે સુંદરતાથી સમજાતો હોવાથી તેની સત્યતા વિશેનું આ કથા તે એક પ્રત્યક્ષ પ્રમાણ જ છે.

**વિષ્ણુનાં ત્રણ પદો.**

ધ્રુવપ્રદેશમાંની પરિસ્થિતિને દર્શાવનારી જે બીજી કેટલીક ઘટનાઓ છે, તેમનો પણ પ્રસ્તુત દર્શનમાં જ આપણે વિચાર કરીશું. વિષ્ણુનાં ત્રણ પદો ઋગ્વેદમાં અનેક સ્થળે સ્પષ્ટતાથી કહેલાં છે, (૧,૨૨,૧૭,૧૮;૧,૧૫૪,૨). એ વિશે બે પૂર્વાચાર્યોના અભિપ્રાય યાસ્કે (૧,૨૧૯) આપેલા છે. તેમાંના શાકપૂણિના મત પ્રમાણે એ પદો (પગલાં) પૃથ્વીપર, અંતરિક્ષમાં અને આકાશમાં મૂકેલાં હોવાં જોઈએ. દ્વિતીય ઔર્ણવાભના અભિપ્રાય પ્રમાણે એક પદ ઉદયગિરિપર (समारोहण), દ્વિતીય ખ—સ્વસ્તિકમાં (विष्णुपद), અને તૃતીય અસ્તગિરિપર (गयाशिरस्) એવી રીતે ત્રણ પદો મૂકેલાં હોવાં જોઈએ. રામાયણમાં (૪,૪૦,૬૪) એક સ્થળે ઉદય પર્વતના સૌમનસ નામક શિખરપર વિષ્ણુનું પ્રથમ પદ પડેલું છે, એમ કથેલું છે. ત્યાર પછી બીજું પદ મેરુપર છે એમ કહીને "સૂર્ય જ્યારે ઉત્તર તરફ જંબુદ્વીપને પ્રદક્ષિણા કરેછે, ત્યારે તે બહુધા મેરુના શિખરપરથી દેખાતો હોય છે" એમ વર્ણવેલું છે. એથી વિષ્ણુનું તૃતીયપદ સૂર્યાસ્ત પછી જંબુદ્વીપમાં મૂકેલું હોય છે, એવો રામાયણનો ભાવાર્થ દૃષ્ટિગોચર થાય છે. એ વિષ્ણુનાં પદો પુરાણમાં વિષ્ણુના પંચમ અવતાર વામનનાં ત્રણ પદનાં રૂપે આવેલાં છે. બલિની કથા તો વિશ્વવિખ્યાત જ છે. બલિએ ત્રણ પદ ભૂમિ આપવાનું કહેતાં વામને પ્રથમ પદથી સર્વ ભૂમિ ભરી નાખીને બીજા પદથી આકાશ ભરી નાખ્યું અને તૃતીય પદ મૂકવા માટેનું સંપૂર્ણ વિશ્વમાં ક્યાંય સ્થાન ન રહેવાથી બલિએ પોતાનાં વચનને સત્ય કરવા માટે પોતાનું મસ્તક આગળ ધર્યું અને તેનાપર તૃતીય પદ રાખવાની વામનને પ્રાર્થના કરી. એટલે વામને બલિને તેના મસ્તકપર પદ મૂકીને પાતાળમાં દાબી દીધો અને ઇન્દ્રને પુનઃ સમસ્ત વિશ્વનું રાજ્ય મેળવી આપ્યું. એ સર્વ કથામાં વિષ્ણુ એટલે સૂર્ય છે, એ સિદ્ધાન્ત સર્વમાન્ય છે. પણ વિષ્ણુનાં એ ત્રણ પદો દૈનિક છે કિંવા સાંવત્સરિક છે, એ વિશે વૈદિક પંડિતોમાં એક મત

નથી. એટલા માટે પ્રત્યક્ષ વેદમાંના વિષ્ણુના વર્ણનના આધારે જ આના નિર્ણયનો પ્રયત્ન કરવો જોઇએ. ઋગ્વેદ ૧,૧૫૫,૬ માં વિષ્ણુએ પોતાના ચાર નામક ૯૦ અશ્વોને ચક્ર પ્રમાણે ફેરવવાનું કહેલું છે, એનો સંબંધ ૯૦ દિવસના ચાર ઋતુઓ સાથે સ્પષ્ટ દેખાય છે; અને તેથી વિષ્ણુના પરાક્રમો એટલે સૂર્યની વાર્ષિક ગતિનું રૂપક એમ માનવા માટેનો પણ બળવાન્ આધાર આપણને મળી આવે છે. તેમ જ વિષ્ણુ તે ઇન્દ્રનો મહા સખા ('इन्द्रस्य युज्यः सखा,' ૧,૨૨,૧૯) હોઇને વૃત્ર સાથેના યુદ્ધમાં ઇન્દ્રને તેની ઘણી જ સહાયતા મળેલી છે. વૃત્રને મારતી વેળાએ ઇન્દ્રે 'સત્વર આવ' એમ વિષ્ણુને કહેલું હોઇને (૪,૧૮,૧૧) વિષ્ણુએ તેના સહાય્યથી ગાયોના ગોઠાને પણ ભેદેલો છે (૧,૧૫૬,૪), અને બન્નેએ મળીને શંબરનો પરાભવ કરી સૂર્ય, ઉષા અને અગ્નિને ઉત્પન્ન કર્યાનું ૭,૯૯,૪–૫ માં કહેલું છે. એ કથામાં કહ્યા પ્રમાણે વિષ્ણુ જો ઇન્દ્રનો મિત્ર અને વૃત્ર સાથેના યુદ્ધમાં તેનો સહાયક હોય, તો તેનું ત્રીજું પગલું (પદ) એ યુદ્ધ ભૂમિમાં એટલે કે પાતાળમાં પડેલું હોવું જોઇએ. વિષ્ણુનાં બે પદો જ માત્ર મનુષ્યોને દૃશ્ય હોઇને તૃતીય પદ અદૃશ્ય છે, એમ જે ૧,૧૫૫,૫ માં કહેલું છે તેનો અર્થ હવે સારી રીતે જાણવામાં આવી શકશે. પાતાળમાંનું તૃતીયપદ અદૃશ્ય છે, એમ કહેવું સર્વથા યોગ્ય જ છે. વૃત્રનું વસતિસ્થાન ગુપ્ત (निण्य) હોઇને અંધકારમય છે, એ તો પૂર્વે કહેલું જ છે. વિષ્ણુનાં ત્રણ પદો એટલે સૂર્યનું વાર્ષિક ભ્રમણ. પ્રથમનાં બે પદો તે જ્યારે ક્ષિતિજમાં હોય છે ત્યારનાં છે, અને તૃતીયપદ અખંડ અંધકારમયી દીર્ઘરાત્રિમાંનું એટલે કે એ વૃત્રના સ્થાનમાંનું છે. એ જ સ્થળે વિષ્ણુ ઇન્દ્રને વૃત્રનો પરાભવ કરવાના કાર્યમાં અને ઉષા, સૂર્ય તથા યજ્ઞને પાછા મેળવવાની કૃતિમાં સાહાય્ય કરે છે. ગત દર્શનમાં ઇન્દ્રનું વૃત્ર એટલે કે શંબર સાથેનું યુદ્ધ વસંતારંભને ગણીને આઠમા મહિનામાં થાય છે, એમ દર્શાવેલું છે. એ સૂર્યપ્રકાશના આઠ મહિના અને ત્યાર પછીના અંધકારના ચાર મહિના મળીને વિષ્ણુનાં ત્રણ પદો થાય છે. વિષ્ણુ ચાર માસ પર્યન્ત સુપ્ત (સૂતેલો) હોય છે, એમ જે પુરાણોમાં કહેલું છે તેથી પણ એ જ અનુમાન નિષ્પન્ન થાય છે. વિષ્ણુ ક્ષીરસમુદ્રમાં અહિ–શેષ–શય્યામાં નિંદ્રા લે છે, એવું જે પુરાણમાં વર્ણન છે, તેમાંના **અહિ** અને **સમુદ્ર** તે પૃથ્વીની નીચેનો પાતાળમાંનો સમુદ્ર અને વૃત્રરૂપ અહિ, એમ જ સમજવાનું છે. વિષ્ણુની ચાર માસની નિદ્રાનો સંબંધ કેટલાકોએ ચાર માસના પર્જન્યકાળ (ચોમાસા) સાથે જોડેલો છે; પરંતુ એ પાછળની કલ્પના છે. વિષ્ણુનું તૃતીયપદ અને તેની નિદ્રા, એ ઉભય મૂળ તો એકરૂપ જ છે. વળી એ તૃતીયપદ અદૃશ્ય હોવાથી તેનો સંબંધ વર્ષાકાળ સાથે જોડી શકાય તેમ નથી; કારણ કે, વર્ષાકાળમાં સૂર્ય કાંઈ સર્વસ્વે અદૃશ્ય હોતો નથી.

ધ્રુવવૃત્તાંતર્ગત દીર્ઘ અંધકારમયી રાત્રિવિના વિષ્ણુના અદ્દશ્ય તૃતીયપદનો અને તેની નિદ્રાનો નિર્ણય થઇ શકતો જ નથી.

પરંતુ એ પૌરાણિક કથાઓ ઉપરાંત વેદમાં પોતામાં પણ એવા જ ધોરણની વિષ્ણુવિષયક એક કથા છે. વિષ્ણુને ૭,૧૦૦,૬ માં '**શિપિવિષ્ટ**'નું કુત્સિતાર્થક નામ આપેલું છે. એમાં ઋષિ કહે છે કે;—"હે વિષ્ણો, તેં પોતાને **શિપિવિષ્ટ** કહેવડાવ્યો, તો એવો તારો શો દોષ હતો વારુ?" **શિપિવિષ્ટ** શબ્દ કિંવા પદવિશે એક જૂની દંતકથા આપીને એ પદ 'કુત્સિતાર્થક' છે એમ કહી (૫,૭–૯) **યાસ્કે** તેના બે અર્થો આપેલા છે. 'शेष इव निर्वेष्टितः' એટલે 'ગુહ્યેન્દ્રિય પ્રમાણે વેષ્ટિત' કિંવા 'अप्रतिपान्नरश्मि' એટલે કે, 'જેનાં કિરણો પ્રચ્છન્ન થએલાં છે તે' એવો પ્રથમ અર્થ હોઇને બીજો 'જેનાં કિરણ (शिपयः) આવિષ્કૃત (आविष्टाः) થએલા છે તે' એ પ્રમાણેનો અર્થ છે. એથી **યાસ્કાચાર્યના** સમયમાં 'શિપિવિષ્ટ' શબ્દનો અર્થ અનિશ્ચિત થઇ ગએલો હતો, એવો કેટલાક પંડિતોએ તર્ક કરેલો છે, પરંતુ એમ માનવાનું કશું પણ પ્રયોજન નથી. અર્વાચીન સંસ્કૃત વાઙ્મયમાં પણ 'શિપિવિષ્ટ' શબ્દનો 'સડેલા વાળ' નો કિંવા 'ગળતી કોઢવાળો' એ પ્રમાણેનો અધમ અર્થ સ્પષ્ટ જ છે. 'શિપિવિષ્ટ' શબ્દનું મૂળ સ્મરણમાંથી નીકળી જવાને લીધે અને તે શબ્દ વિષ્ણુ જેવા દેવને લગાડેલો હોવાથી તેના અધમ અર્થને ભૂંસી નાખવા માટે બ્રહ્મવાદીઓ અને પંડિતોએ એના ભિન્ન ભિન્ન અર્થો સૂચવ્યા છે. તેમાં 'શિપિ' શબ્દનો 'કિરણ' અર્થ કરીને **યાસ્કાચાર્યે** જ સર્વથી પ્રથમ તેમાંથી સારા અર્થને નિપજાવવાનો યત્ન કર્યો હતો. એટલામાટે જ બહુધા મહાભારતમાં (શાં. પ. અ, ૪૩૨, શ્લોક, ૬૯,૭૧) "**યાસ્કે** જ 'शिपिविष्ट' વિશેષણ પ્રથમ વિષ્ણુને લગાડયું" એવું કથન મળી આવે છે. પણ એથી મહાભારતનો કર્ત્તા વેદાનભિજ્ઞ હતો, એમ માનવું માત્ર સયુક્તિક થાય તેમ નથી. 'તૈત્તિરીય સંહિતા' માં વિષ્ણુની 'शिपिविष्ट' તરીકે પૂજા કરેલી કહેલી છે (૨,૨,૧૨,૪–૫) અને '**शिपि**' શબ્દનો 'पशवः' અર્થ આપેલો છે. પરંતુ એ પ્રમાણે 'शिपि' શબ્દને યજ્ઞ, પશુ કિંવા કિરણનો બોધક કિંવા વાચક ગણીને વ્યુત્પત્તિના બળથી 'शिपिविष्ट' શબ્દને સુંદર અર્થવાન્ બતાવવાના બહુધા સર્વ પ્રયત્નો નિષ્ફળ જ થએલા છે. એથી 'શિપિવિષ્ટ' શબ્દનો મૂળ અર્થ અધમ હોઇને તે કોઇપણ શારીરિક વ્યાધિનો દર્શક હતો, એ જ સિદ્ધ થાય છે. બ્રહ્મવાદીઓએ તેમાં કાંઇ ગુહ્ય અર્થ હોવાનું કહેલું છે; પરંતુ એનું કારણ એનો ખરો અર્થ તેમના જાણવામાં નહોતો એ નહિ, કિન્તું પોતાના દેવનું એવું અધમ નામ ન હોવું જોઇએ, એ તેમની ઇચ્છા જ તેનું મૂળ કારણ હતું. ૭,૧૦૦,૫–૬ માં આવેલા '**શિપિવિષ્ટ**' શબ્દનો ઉપર્યુકત કનિષ્ટ અર્થ જ છે, એમાં લેશમાત્ર પણ

સંશય નથી. તે ઋચાનો* ભાવાર્થ આ પ્રમાણે છે;–"હે વિષ્ણો, જ્ઞાતવ્ય વાર્તાને જાણનાર હું તારો ભક્ત તારા **શિપિવિષ્ટ** નામની સ્તુતિ કરું છું. હું શક્તિહીન, સામર્થ્યવાન્ અને આ લોકથી પેલી તરફ રહેનાર જે તું તે તારું સ્તવન કરું છું. હું '**શિપિવિષ્ટ**' છું એમ તું કહે છે તો તે તારું નામ વર્જ્ય શા માટે હોવું જોઇએ? અન્ય રૂપ ધારણ કરીને તું સંગ્રામમાં ગએલો હોવાથી આ તારા રૂપને તું અમારાથી છુપાવ નહિ." '**रजसःपराक**' (આલોકની પેલી તરફ) એવા જે શબ્દો આમાં આવેલા છે, તેથી એ ઋચાના સત્ય અર્થનું ધોરણ સમજવામાં આવી શકે એમ છે. આ લોકથી પેલી તરફના લોકમાં જ વિષ્ણુને એ અધમ ઉપપદ મળેલું છે. એ અધમ ઉપપદ છે શું? '**શિપિવિષ્ટ**' શબ્દનો અર્થ ઉપર કહ્યા પ્રમાણે 'શેષ પ્રમાણે વેષ્ટિત' છે; એટલે કે, વિષ્ણુનું તેજ એ નીચેના લોકમાં રહેતાં સુધી ગુપ્ત થએલું હતું. એટલા માટે જ 'આ ઉપપદ માટે વિષાદ માનીશ નહિ' એમ ઋષિએ વિષ્ણુને ઉદ્દેશીને કહેલું છે. એ નામવડે સૂચિત થતા સ્વરૂપને વિષ્ણુએ તે સમયપૂરતું જ સ્વીકારેલું હોવાથી અસુરના વધ પછી તેની આવશ્યકતા પૂરી થાય છે; અને તેથી જ પોતાના સત્ય સ્વરૂપને પ્રકટ કરવા માટે ઋષિએ વિષ્ણુની પ્રાર્થના કરેલી છે. એજ એ ઉપર્યુક્ત ઋચાનો સત્ય અર્થ છે. ક્ષિતિજમાં હોય છે તે વેળાએ સૂર્યને **બૃહચ્છેપ** કહીએ તો તેને અંધકારમય પાતાળમાં **શિપિવિષ્ટ** એટલે કે, શિપિ પ્રમાણે (શિશ્ન પ્રમાણે) વેષ્ટિત, કહેવો તે સર્વથા યોગ્ય જ છે. આમાં વિષ્ણુના ભક્તને વિષાદ માનવા જેવું કાંઈ પણ નથી તાત્પર્ય કે, આ વાર્ત્તાનો સંબંધ, રોગયુક્ત થતા વિષ્ણુએ પાતાળમાં જઇને અસુરોના મસ્તકપર પોતાનું પદ મૂક્યું, કિંવા જલો, પ્રકાશ, સૂર્ય અને ઉષા ઇત્યાદિને બહાર લાવવા માટે ઇન્દ્ર યુદ્ધ કરતો હતો તે વેળાએ કૃષ્ણકવચ ધારીને સાહાય્ય કર્યું અને અખંડ અંધકારમયી દીર્ઘરાત્રિ પછી સૂર્યને તેજોયુક્ત કરીને ઉપર આણ્યો, એ વાતોસાથે જ રહેલો છે, એ નિર્વિવાદ છે.

વિષ્ણુ પ્રમાણે જ સંપૂર્ણ વિશ્વનું આક્રમણ કરનાર જે અન્ય વૈદિક દેવતાઓ છે તેમના વસતિસ્થાનનો વિચાર કરવાથી પણ એ જ અનુમાન દૃઢ થાય છે. સવિતા, અગ્નિ અને અશ્વિન, એ દેવતાઓ એવા પ્રકારની છે. ભિન્ન ભિન્ન લોકોનું આક્રમણ કરનાર સવિતાનાં (૫,૮૧,૩) ત્રણ આકાશો (द्यावः) હોઇને તેમાંનાં બે આકાશો પાસે પાસે છે અને ત્રીજું **યમના પ્રદેશમાં** છે. (૧,૩૫,૬); એનો અર્થ એટલો જ કે,

---

* "प्रतत्ते अद्य शिपिविष्ट नामार्यः शंसामि वयुनानि विद्वान्। तं त्वा गृणामि तवसमतव्यान्क्षयन्तमस्य रजसः पराके ॥ ५ ॥ किमित्ते विष्णो परिचक्ष्यं भूत्प्रयद्ववक्षे शिपिविष्टो अस्मि। मावर्पो अस्मदपगूह एतद्यदन्यरूपः समिथे बभूथ" ॥ ६ ॥ ઋગ્વેદ, ૭,૧૦૦.

સવિતાનાં બે સ્થળો ઉપરના આકાશમાં હોઇને તેનું તૃતીય સ્થળ પાતાળમાં છે. અગ્નિનાં પણ ત્રણ સ્થળો હોઇને એક સમુદ્રમાં, બીજું આકાશમાં, ( दिवि ) અને ત્રીજું જળમાં છે ( अप्सु ૧,૯૫,૩ ) અગ્નિનું કેવળ વિષ્ણુને જ જ્ઞાત તૃતીય સ્થળ (૧૯,૧,૩) અને વિષ્ણુનું તૃતીયપદ એ બન્ને એક જ સ્થળ હોવાં જોઇએ. અગ્નિ તે સૂર્યનું જ એક રૂપ હોવાથી તેનું પાણીમાં ગુપ્ત થવું અને **अपांनपात्** ( પાણીનો પુત્ર ) થઇને તેમાંથી બહાર આવવું એટલે સૂર્યના ક્ષિતિજતળે જવા કેડે ઘણાક દિવસોના અંધકાર પછી તેનું પુનઃ ઉદિત થવું. અશ્વિનોનાં પણ ત્રણ સ્થાનો (૮,૮,૨૩) હોઇને તેમના રથના ત્રણ ચક્રોમાંનું એક ચક્ર વિષ્ણુના તૃતીય પદ પ્રમાણે એક ગુપ્ત સ્થળે છે. એ ત્રણે દેવતાઓનાં સ્થાનોમાંના સામ્યને કાકતાલીય તો માની શકાય તેમ નથી જ; અને એટલા માટે ઉપર આપેલાં સર્વ વચનોથી એવા ગ્રાહ્યાંશ નીકળે છે કે, એ દેવતાઓનાં તૃતીય એટલે કે, ગુપ્ત સ્થાનો જલમય અને તમોમય પાતાળમાંના પિતૃલોક એટલે કે યમલોકમાં જ કયાંક હોવાં જોઇએ.

## ત્રિત આપ્ત્ય.

વિષ્ણુનાં ત્રણ પદો એટલે વર્ષના ચતુર્માસાત્મક ત્રણ વિભાગ હોઇને તેમાંનાં પ્રથમ બે દૃશ્ય છે અને તૃતીયમાં સૂર્ય ક્ષિતિજતળે જવાથી તે અદૃસ્ય હોય છે, એ ઉપર્યુક્ત વિવેચનમાં બતાવેલું છે. હવે રૂપકવડે એ ત્રણ વિભાગોને બંધુ કલ્પવાથી તેમાંના પ્રથમ બે તૃતીયને અંધકારમય ખાઇમાં લોટી દે છે, એવી કથા તૈયાર થાય એમ છે; અને ખરેખર ઋગ્વેદમાંના **ત્રિત આપ્ત્ય** અને અવેસ્તામાંના **થ્રાએતૌન**ની કથા સર્વથા એ પ્રમાણેની જ છે. 'તૈત્તિરીય બ્રાહ્મણ' માં ( ૩,૨,૮,૧૦-૧૧ ) **एकत, द्वित** અને **त्रित** એટલે કે, પ્રથમ, દ્વિતીય અને તૃતીય એ પ્રમાણે ત્રણ બંધુઓની કથા આવેલી હોઇને તેમાંના **ત્રિત**ને પ્રથમના બે બંધુઓએ કૂપમાં ધકેલી દીધો અને તેમાંથી તેને બૃહસ્પતિએ બહાર કાઢયો, એમ કહેલું છે. **एकत** ઋગ્વેદમાં કયાંય આવેલો ન હોઇને **द्वित** બે સ્થળે આવેલો છે ( ૫,૧૮,૨;૮,૪૭,૧૬ ) **त्रित** શબ્દ સંખ્યા વિશેષણ તરીકે ૬,૪૪,૨૩, માં આવેલો હોઇને **त्रितेषु रोचनेषु** (તૃતીય લોકમાં) એ પ્રમાણેનો ત્યાં પ્રયોગ કરેલો છે. **त्रित** નામક વૈદિક દેવતાને **आप्त्य** એટલે **જળમાંથી ઉત્પન્ન** કિંવા '**જલનિવાસી**' નું ઉપપદ લગાડેલું છે. વૃત્રનો વધ કરવામાં મરુત અને ઇન્દ્રના સહાયક તરીકે પણ તે અનેકવાર આવેલો છે. ૧૦,૮,૮ માં 'ઇન્દ્રના પ્રોત્સાહનથી **ત્રિતે** ત્વષ્ટાના પુત્ર **ત્રિશિરસ્**ને મારીને ગાયોને મુકત' કર્યાનું કહેલું છે. ૧૦,૯૯,૬ માં તેણે પોતાના લોહવજ્રવડે વરાહને માર્યાનું કહેલું છે. પરંતુ તેની કથામાંની આપણને જે મહત્ત્વની થઈ પડે તે વાર્તા ૧,૧૦૫ માં વર્ણવેલી છે. એ સૂક્તમાં **ત્રિત** જે

વેળાએ વવ્ર કિંવા કૂપમાં પડેલો હતો તે વેળાએ તેણે પોતાની મુક્તિ માટે દેવોની પ્રાર્થના કરી; અને એથી બૃહસ્પતિએ તેને દુ:ખમુક્ત કર્યો, (૧૭) એમ કહેલું છે. એ સૂક્તમાંના કેટલાક મંત્રો ઘણેક અંશે સૂચક છે. ઉદાહરણાર્થ, ૯ મા મંત્રમાં તેણે આકાશમાંની રશ્મિઓ સાથેના પોતાના સંબંધને વર્ણવીને તેનાથી પોતે જ્ઞાત હોવાનું પણ તેણે કહેલું છે. ૧૮ મા મંત્રમાં તે જતો હતો તેવામાં રકતવૃકને દેખાયો, એમ જ જણાવેલું છે. એ વાર્તાઓને જોવાથી **ત્રિત**નો પ્રકાશ દેવતાઓ સાથે સંબંધમાં હોઇને કાલપરત્વે તે અંધકારમય કૂપમાં પડ્યો હતો, એમ દેખાય છે. ૯,૧૦૨,૨ માં **ત્રિત**નું સ્થાન, વિષ્ણુના તૃતીય પદ પ્રમાણે, ગુપ્ત હોવાનું કહેલું છે. અવેસ્તામાં પણ એવી જ કથા આવેલી છે. આથ્વ્ય (સંસ્કૃત–આપ્ત્ય) પૈતૃકનામધારી **થ્રાએતૌને અજ્દહક** નામના ત્રણ શિર અને છ નેત્રોવાળા અસુરને મારી નાખ્યો. એ અસુરપર ચઢાઈ લઈ જતી વેળાએ **થ્રાએતૌન**ના બે બાંધવો તેની સાથે હોઇને તેમણે માર્ગમાં તેનો વધ કરી નાખવા વિશેનો વિચાર ચલાવવા માંડ્યો હતો. એ પ્રમાણે એ વૈદિક અને અવેસ્તિક કથામાં પરસ્પર ઉત્કટ સામ્ય રહેલું હોવાથી ઉપર આપેલી 'બ્રાહ્મણ' માંની કથા ઋગ્વેદમાંનાં આમતેમનાં પ્રકીર્ણ અને છૂટાંછવાયાં વચનોપરથી જ જોડી કાઢવામાં આવી હતી, એમ તો કદાપિ કહી શકાય તેમ નથી જ. પરંતુ ધ્રુવોપપત્તિના અભાવે ચાર માસના અખંડ અંધકાર વિશેની કલ્પના આગળ આવેલી ન હોવાથી **ત્રિત**નું નામ **ત્રિત** કિંવા **તૃતીય** કેમ અને કેવી રીતે પડ્યું, એ પાશ્ચાત્ય પંડિતોના જાણવામાં આવ્યું નથી અને તેથી તેમણે તેની કથાનું નિરાકરણ કરવા માટે બહુ વિલક્ષણ અને હાસ્યોત્પાદક કલ્પનાઓ લઢાવેલી છે. મૅકસમૂલરના અભિપ્રાય પ્રમાણે **ત્રિત**નું મૂળનું રૂપ **તૃત** હોઇને તેનો અર્વાચીન '**तरणि**' પ્રમાણે 'તરી જનાર' અર્થ હોવો જોઇએ અને તેનો 'સૂર્ય નિત્ય અસ્તંગત થવા પછી નીચેના સમુદ્રમાંથી તરીને પાછો આવે છે, એ કલ્પના સાથે સંબંધ હોવો જોઇએ. પરંતુ જૂની આયરિશ્ ભાષામાંનો સમુદ્રવાચક **ત્રિઅથ** શબ્દ સ્વરશાસ્ત્રની દૃષ્ટિથી ગ્રીક **ત્રિતોન** સંસ્કૃત **ત્રિત** અને ઝેન્દ **થ્રિત** શબ્દ સાથે સંબદ્ધ હોવાથી, તેમ જ જૂની નૉર્સભાષામાં **આદિન્** (ઇન્દ્ર) વાચક શબ્દ **થ્રિદિ** હોવાથી **તૃત** શબ્દનું **ત્રિત** એ પ્રમાણે ભ્રમને લીધે રૂપાન્તર થએલું હોય, તો તે એ ભિન્ન ભિન્ન આર્યશાખાઓની વિભક્તતા થવા પૂર્વે જ થએલું હોવું જોઇએ, એમ જ માનવું પડે છે અને મૅકસમૂલરે એમ માનેલું પણ છે. **ત્રિત** એટલે **તૃતીય** કેવી રીતે એનો નિર્ણય ન કરી શકાયાથી મૅકસમૂલરને 'આટલોબધો આડંબર કરીને બીજા કોઇપણ આધાર વિના કેવળ પોતાની કલ્પનાના આધારે જ વિનાકારણ પ્રાચીન આર્યોના શિરપર ભ્રમનો આરોપ કરવો પડ્યો છે. પરંતુ ધ્રુવોપપત્તિના સાહાય્યથી **ત્રિત** એટલે તૃતીય કેવી

રીતે, એ સહજ સમજવામાં આવી જાય છે. **ત્રિત**નો અંધકાર, સમુદ્ર અને પ્રકાશ સાથેનો સંબંધ, વૃત્રના વધના કાર્યમાં તેણે બજાવેલી સેવા, જૂની આયરિશ ભાષામાંનો સમુદ્રવાચક **ત્રિઅથ** શબ્દ, એ સર્વ વિષયોનું નિરાકરણ થવામાં પણ હવે અડચણ પડવાની નથી. પાતાળ લોક તે જલબાષ્પનું વસતિસ્થાન હોવાથી તેમાંથી બૃહસ્પતિએ તેને બહાર કાઢયો એ ઠીક જ છે. **ત્રિત**ના સ્થાન વિશે મૅકસમૂલરે લખ્યું છે કે, "**ત્રિત**નું ગુપ્ત સ્થાન એટલે કે વવ્ર તે, જે અનારંભ અંધકાર (તમ)માંથી સૂર્ય અને તેનાં જ અન્યરૂપ સમાન **અત્રિ** તથા **વંદન** આદિ પ્રતિદિન બહાર આવે છે તે અનંત અંધકારમય પ્રદેશ જ છે." એમાંના **પ્રતિદિન** શબ્દને જો બાદ કરી નાખીએ, તોપછી **ત્રિત**ની કથાનું ખરું સ્વરૂપ એ વાકયમાં યથાર્થ કહેલું છે, એમ તરત દેખાઈ આવશે. **ત્રિત**નું સ્થાન અંધકારમય છે, એટલું જાણવામાં આવી જતાં ધ્રુવોપપત્તિ પાસે પહોંચી જવા માટે વધારે પ્રયાસની આવશ્યકતા રહેતી નથી. તેની કથામાંના ઇતર વિષયોનો મૅકસમૂલરે યોગ્ય સંબંધ લગાડેલો છતાં **પ્રતિદિન** શબ્દવડે તે સઘળા પ્રયત્નની ધૂળધાણી થઇ ગઇ છે. અર્થાત્ એટલા માટે એ એકલા શબ્દને જ ગાળી નાખવામાં આવે, તો એ વિદ્વાન્ પંડિતના શબ્દોમાંજ **ત્રિત**નું ખરું સ્વરૂપ વ્યક્ત થએલું દેખાઈ આવે છે.

**आपः**

દિવ્યનું સવિસ્તર વર્ણન ગત દર્શનમાં આવેલું જ છે. પાતાળ લોકને ઊંધી કઢાઈ સમાન માનેલો હોવાથી ત્યાં જનારી પ્રત્યેક દેવતા 'अनारंभणे तमसि' કિંવા 'અબુધ્ન સમુદ્ર'માં જાય છે, એમ કહેલું છે. એ સમુદ્રના તીરપર નીચેના અને ઉપરના લોકમાં મર્યાદા નાખનાર પર્વતની પણ કલ્પના કરેલી છે. પાતાળમાંથી 'आपः' (જલો) નું બહાર કિંવા ઉપર આવવાનું એટલે કે, વૃત્રે બંધ કરેલાં એ પર્વતપરનાં વિવરો કિંવા દ્વારોને ખુલ્લાં કરવાં પડતાં હતાં. બૃહસ્પતિએ ખુલ્લા કરેલા અવત (કૂપ)નું મુખ **પાષાણ** વડે બંધ થએલું (अश्मास्यम्) હતું (૨,૨૪,૪), અને પણિ એટલે કે વૃત્રે જે કિલ્લામાં ગાયોને અટકાવી રાખી હતી, તે કિલ્લાના દરવાજા પણ પાષાણના જ હતા (૧૦,૬૭,૩), વૃત્રના ઉદરમાં એક પર્વત હોઇને* (૧,૫૪,૧૦) શંબરનો નિવાસ પણ પર્વતપર જ હતો. નિરુક્તકારોએ વેદોના અર્થોના નિર્ણયનું મહતકાર્ય કરેલું છે, એ વાત જો કે ખરી છે; તો પણ કેટલેક સ્થળે તેમણે વ્યુત્પત્તિને ઘણી જ વહેવડાવી દીધી છે, અને તદન્વયે ઉપર્યુક્ત પર્વતના અર્થની પણ બહુ જ ખેંચતાણ કરીને ભ્રમને લીધે તેમણે તેનો 'મેઘ' અર્થ કરેલો છે. તોપણ અહીં સુધી કરેલા વિવેચનથી જલમય પાતાળનો પર્વત અને અંધકાર સાથે સ્પષ્ટ સંબંધ દેખાઈ

---

* "अंतर्वृत्रस्य जठरेषु पर्वतः" ॥ ઋ. ૧,૫૪,૧૦

આવે છે. વૃત્ર, ભુજ્યુ, સપ્તવધ્રિ અને ત્રિત ઇત્યાદિકની કથાવડે એ પાતાળમાંના જલો કેવળ દુષ્ટ અસુરોનાં જ નિવાસસ્થાન નહોતાં, કિન્તુ સૂર્ય, અગ્નિ, વિષ્ણુ, અશ્વિન અને ત્રિતને પણ વર્ષમાંના કેટલાક કાળ પર્યન્ત તેમાં જઇને રહેવું પડતું હતું, એમ દેખાય છે. વિષ્ણુનું નિદ્રા લેવાનું કિંવા રોગયુક્ત થતાં પ્રચ્છન્ન રહેવાનું સ્થાન તે એ જ. તેમાં જ યજ્ઞિય અશ્વને ત્રિતે સજ્જ કર્યા પછી તેનાપર ઇન્દ્રે પ્રથમ આરોહણ* કર્યું, (૧,૧૬૩,૨). આર્યોના આદિ નિવાસમાંની સાત માસ પર્યન્ત પ્રકાશનારા સાત સૂર્યોને લઇને વહેનારી અંતરિક્ષમાંની સાત નદીઓનું ઉદ્દગમ સ્થાન પણ એ પાતાળમાંનાં 'આપઃ' (જલો) જ છે. અંતરિક્ષમાં વહીને પર્જન્યરૂપે પૃથ્વીપર જલની સમૃદ્ધિ કરનાર જે **આપઃ** (જલો) તે એજ. ત્રણ પૃથ્વીની નીચેથી પશ્ચિમથી પૂર્વ તરફ તે પ્રસરેલી હોઇને તેમાં જ પ્રલયસ્થાન અને સૂર્ય આદિ પ્રાતઃકાલિક દેવતાઓનું જન્મસ્થાન હતું. વરુણ અને યમનું સામ્રાજ્ય એમાં જ હોઇને પિતૃઓ પણ એમાં જ સુખસમાધાનથી વસતા હતા. પૃથ્વી કિંવા દ્યૌ પ્રમાણે જ એ આપોમય પાતાળનો પણ ત્રણ, સાત, કિંવા દશ પ્રકારનો વિભાગ વૈદિક ઋષિઓએ કર્યો હતો. તાત્પર્ય કે, ઘણીક વૈદિક અને પૌરાણિક કથાઓનો જો યોગ્ય નિર્ણય થએલો જોવાની ઇચ્છા હોય, તો એ દિવ્ય 'આપઃ'ના સ્વરૂપને સારી રીતે ધ્યાનમાં લાવવું જોઇએ. એમ ન કરવાથી તે કથાઓમાં કેવળ ગોટાળો જ રહેલો છે, એમ ભાસવાનો વિશેષ સંભવ છે. આ સ્થળે સંકલિત કરેલાં એ 'આપઃ' નાં ઘણાંક લક્ષણો અર્વાચીન વાઙ્મયમાં પૃથ્વીપરના ક્ષાર સમુદ્રને જ લગાડેલાં છે.† ઉદાહરણાર્થ, ભર્તૃહરિએ 'इतः स्वपिति केशवः' ઇત્યાદિ શ્લોકમાં સમુદ્રવિષયક પૌરાણિક આખ્યાયિકાઓનું સંકલન કરેલું છે. એ સર્વ આખ્યાયિકાઓ વૈદિક આપોદેવતાની કલ્પનાના આધારે જ રચાયલી છે. સર્વ જગતી (પૃથ્વી) ના ઉદ્દગમસ્થાનરૂપ

---

* "यमेन दत्तं त्रित एनमायुनगिंद्र एणं प्रथमो अध्यतिष्ठत्" ॥ ઋ. ૧,૧૬૩,૨.

† "इतः स्वपिति केशवः कुलमितस्तदीयद्विषाम्,
इतोऽपि शरणार्थिनः शिखरिणां गणाः शेरते ।
इतोऽपि वडवानलः सह समस्तसंवर्त्तकैः,
अहो विततमूर्जितं भरसहं च सिंधोर्वपुः" ॥ भर्त्तृहरिः (नीतिशतकम्.)

ભાવાર્થઃ—"અહો આ સાગરનું શરીર કેટલું વિસ્તૃત, ભવ્ય અને સહનશીલ છે! તેના એક ખૂણામાં કેશવ (વિષ્ણુ) નિદ્રા લીધા કરે છે, તોય બીજા (ખૂણા)માં તેના શત્રુ (રાક્ષસો) ના સમૂહો રહેલા છે; એક બાજૂએ પર્વતોના ગણ આશ્રય માટે બેઠેલા છે, તો બીજી બાજૂએ પ્રલયકાલીન મેઘ સહિત વડવાનલ પડેલો છે." **ભર્ત્તૃહરિ.** (નીતિશતક.)

આપોદેવતાનું વેદોમાં એટલું બધું મહત્ત્વ શા માટે છે, એ વિશે હવે ભિન્ન વિવેચન કરવાની કશી પણ આવશ્યકતા નથી.

## સપ્તમૂલ અને દશમૂલ વિભાગ.

વેદોમાં સપ્તમૂલ અને દશમૂલ વિભાગ અનેક પ્રકારે આવેલો છે. પાતાળ, પૃથ્વી અને દ્યૌના ત્રણ, સાત કિંવા દશ વિભાગ તેમજ સાત, નવ કિંવા દશ માસે સમાપ્ત થતાં વાર્ષિક સત્રો, નવગ્વ અને દશગ્વ ઇત્યાદિ વિશે પૂર્વે ઉલ્લેખ આવેલો જ છે, ઇતર રાષ્ટ્રોનાં પુરાણોમાં પણ એવો બે પ્રકારનો ભેદ મળી આવે છે એ વિશે પણ પૂર્વે ઉલ્લેખ કરેલો જ છે. એ વિભાગોમાંના સપ્તમૂલ વિભાગ વિશે **યાસ્ક** અને **સાયણાચાર્ય** માત્ર એટલું જ કહે છે કે, સૂર્યનાં કિરણો સાત પ્રકારના હોવાથી તેના અશ્વો કિંવા અગ્નિની જિહ્વાઓની સાતની સંખ્યા કલ્પવામાં આવી છે. **શં. પાં. પંડિતે** તો **વેદાર્થયત્નમાં** લોલકમાં દેખાતા સાત પ્રકારના રંગો સાથે એ સપ્તમૂલ વિભાગનો સંબંધ લગાડેલો છે. સકૃદ્દર્શને તો એ સર્વ યથાયોગ્ય દેખાય છે; પણ એ સપ્તમૂલ વિભાગની સાથે જ જ્યાં ત્યાં દશમૂલ વિભાગ પણ કહેલો હોવાથી કિંચિદ્ વિચાર કરવાથી એ નિર્ણયવિશે મનમાં શંકાનો સંચાર થવા માંડે છે. **સાયણાચાર્ય** અને **યાસ્કે** એ બીજા દશમૂલ વિભાગ તરફ દુર્લક્ષ કરીને જ જેમતેમ પોતાના અવસરને નિભાવી લીધો છે. પણ આ વિભાગ એટલે બધે સ્થળે આવેલો છે કે, એના તરફ દુર્લક્ષ કરી શકાય, એ સર્વથા અશક્ય છે. અને એટલા માટે અવશ્ય એ બે પ્રકારના વિભાગોના કારણને શોધી કાઢવાનો પ્રયત્ન કરવો જ જોઇએ. અર્થાત્ હવે એ બે વિભાગો કેટકેટલા પ્રકારથી આવેલા છે તે આપણે જોઇએ.

પ્રથમ સૂર્યને જ લઈએ. તેને ૫,૪૫,૯ માં **સપ્તાશ્વ** (સાત અશ્વોવાળો) કહીને ૧,૧૬૪,૩ માં તેના રથનાં સાત ચક્રો હોઇને તેને સાત અશ્વો કિંવા **સપ્ત** નામક એક અશ્વ જોડેલો હોય છે, એમ કહેલું છે. પણ ૯,૬૩,૯ માં સૂર્યે પોતાના રથને દશ અશ્વ જોડવાનું કહીને ૧,૧૬૪,૧૪ માં સંવત્સર દેવતાના ચક્રને દશ અશ્વો ખેંચતા હોવાનું કહેલું છે. અથર્વવેદ (૯,૪,૨૨) માં સૂર્યના રથને **અષ્ટાચક્ર** કહેલો છે.

સપ્તરશ્મિ એ વિશેષણ ઇન્દ્રને (૨,૧૨,૧૨) તેમ જ તેના રથને (૬,૪૪,૨૪) લગાડેલું છે. પણ ૫,૩૩,૮ માં દશ અશ્વો તેને ખેંચી જાય છે, એમ કહેલું છે. ૮,૨૪,૨૩ માં તેના સંબંધમાં 'दशमं नवम्' એ પ્રમાણેના શબ્દો આવેલા છે. તૈત્તિરીય આરણ્યક, (૩,૧૧,૧) માં ઇન્દ્રનો આત્મા દશ પ્રકારે ગમન કરે છે, એમ કહેલું છે (इन्द्रस्यात्मानं दशधा चरंतम्). તેજ પ્રમાણે અવેસ્તામાં **વેરેથ્રધ્ન** (વૈ. વૃત્રહન્) ના દશ અવતાર કહેલા છે. **દશદ્યુ** (દશ પ્રકારે પ્રકાશનાર) નામક એક ઇન્દ્રનો આશ્રિત

હોઇને (૧,૩૩,૧૪;૬,૨૬,૪) **દશોણી** અને **દશમાય** નામક બે અસુરોને તેણે **દ્યોતના** દ્વારા પાદાક્રાન્ત કરાવેલા છે. (૬,૨૦,૮).

સોમ અને પૂષન્‌નો રથ પંચરશ્મિ અને સપ્તચક્ર (૨,૪૦,૩) હોઇને સોમના રશ્મિ ૯,૯૭,૨૩ માં દશ કહેલા છે.

અગ્નિના રશ્મિ સાત (૧,૧૪૬,૧;૨,૫,૨) હોઇને તેના અશ્વ સપ્તજિહ્વ (સાત જીભ વાળા) છે (૩,૬,૨). પણ ૧,૧૪૧,૨ માં તેને **દશપ્રમતિ** કહીને ૧૦,૫૧,૩ માં તેનાં દશ ગુપ્ત સ્થાનો કહેલાં છે.

૯,૮,૪ માં **ધિતિ** (પ્રાર્થના) સાત કહેલી છે અને ૧,૧૪૪,૫ માં તેની સંખ્યા દશની કહેલી છે.

અન્ન સાત હોઇને (૩,૪,૭),૧,૧૨૨,૧૩ માં તે અન્નો દશપ્રકારનાં કહેલાં છે. 'શતપથ બ્રાહ્મણ' (૧,૮,૧,૩૪) માં દશ પ્રકારે તૈયાર કરેલા હવિનું વર્ણન આવેલું છે.

સાત વિપ્ર (૩,૭,૭) કિંવા સાત **હોતાઓ** (૩,૧૦,૪;૪,૨,૧૫; અને ૧૦,૬૩,૭) કેટલેક સ્થળે કહેલા છે. પણ 'તૈત્તિરીય બ્રાહ્મણ' માં (૨,૨,૧૧:૨,૨,૪,૧) દશ **હોતાઓ** સ્પષ્ટ કહેલા હોઇને દશ **દશગ્વ** તો પ્રસિદ્ધ જ છે (૩,૩૯,૫).

પ્રથમ જ હોતા જે બૃહસ્પતિ તે સપ્તાસ્ય હોઇને (૪,૫૦,૪) અથર્વવેદમાં એક સ્થળે (૪,૬,૧) તેને દશાસ્ય અને દશશીર્ષ કહેલો છે.

પૃથ્વીના વિભાગ પણ સાત (૧,૨૨,૧૬) કિંવા દશ (દશાવની) છે (૧૦,૯૪,૭).

અશ્વિનોએ ફોડેલો ગાયવાડો સપ્તાસ્ય હોઇને (૧૦,૪૦,૮) ૮,૮,૨૦;૪૯,૧૦ અને ૫૦,૯ માં તેને દશવ્રજ પણ કહેલો છે.

૧૦,૯૩,૪ માં અર્યમા, મિત્ર, વરુણ, રુદ્ર, મરુત, પૂષન્ અને ભગ એવી રીતે સાત રાજાઓ આવેલા છે. પણ ૮,૫,૩૮ માં દશ હિરણ્ય સદૃશ રાજાઓ કહીને, ૭,૮૩,૭ માં દશ અયજ્યુ (યજ્ઞ ન કરનારા) રાજાઓ વર્ણવેલા છે.

એ પ્રમાણે દેવતા કિંવા તદ્વિષયક વસ્તુઓના વિભાગ છે. એ વિભાગો સર્વ સ્થળે એક સરખા સ્પષ્ટ જ હશે, એમ નથી. તોપણ એકંદર રીતે તેમના સપ્તમૂલ અને દશમૂલ વિભાગ વિશે શંકા આવવાનું કશું પણ કારણ નથી. એ ઉપરાંત પૃથ્વી, આકાશ અને પાતાળ એ પ્રત્યેકના ત્રણ વિભાગ અને દેવોના પ્રત્યેક લોકમાંના ૧૧ પ્રકાર છે તે તો જૂદા જ. અથર્વવેદ (૧૧,૭,૧૪) માં વળી બીજી નવ પૃથ્વીઓ, નવ સમુદ્ર અને નવ આકાશો વર્ણવેલાં છે. **યાસ્કની પદ્ધતિથી** એ સર્વ પ્રકારના વિભાગોનું નિરાકરણ થઈ શકતું નથી. કારણ કે, સપ્તમૂલ વિભાગ સૂર્યનાં સાત કિરણોના આધારે થએલો

છે કિંવા ત્રિમૂલ વિભાગ પૃથ્વી, આકાશ અને પાતાળના યોગે સૂચિત થએલો છે, એમ કદાપિ માની પણ લઇએ, તોપણ એથી ઈતર પ્રકારના વિભાગોનું કારણ જાણવામાં આવી શકતું નથી. પણ સાત વિપ્ર, નવગ્વ અને દશગ્વના સામ્યવડે એ વિભાગોનું સ્પષ્ટીકરણ થઈ શકે એમ છે. સૂર્યના સાત કિંવા દશ અશ્વોનો સંબંધ સૂર્ય પ્રકાશના સાત કિંવા દશ મહિના સાથે હોવો જોઇએ, એ સાહજિક દેખાઈ આવે છે. ધ્રુવ વૃત્તાન્તર્ગત આર્યોના આદિનિવાસમાં ભિન્ન ભિન્ન સ્થળે અક્ષાંશમાનથી પ્રકાશયુક્ત મહિનાઓની સંખ્યા સાતથી અગિયાર પર્યન્તની હતી; પણ તેમાં સાત, નવ અને દશ માસ પ્રમુખ હતા, એમ સપ્ત, વિપ્ર, નવગ્વ અને દશગ્વથી સ્પષ્ટ દેખાય છે. અંગિરસ્ **વિરૂપ** (નાનાવિધ) હોવાનું પૂર્વે કહેલું જ છે. તેજ પ્રમાણે **અર્યમા** પણ પોતાના અનેક વિધ રૂપોમાંના (विषरूपेषु) સપ્ત હોતૃ રૂપથી વિશેષ પ્રસિદ્ધ હતો, એમ દેખાય છે (૧૦,૬૪,૫). અંગિરસોને અસુરોના વીર, કહેલા છે (૩,૫૩,૭). ૧૦ ૨૭,૧૫ માં સાત, આઠ, નવ અને દશ વીર સર્વત્ર ઉદ્ભૂત થતા હોવાનું કહેલું છે અર્થાત્ એ સંખ્યાનો સંબંધ હોતાઓની સંખ્યા સાથે જ હોવો જોઇએ. એ વીર નીચે ઊપર, પાછળ અને આગળ એવી રીતે સર્વત્ર ઉદ્ભૂત થતા હોવાનું કહેલું છે; તે જ પ્રમાણે ૮,૪,૧ માં પણ ('यदिन्द्र प्रागपागुदङ्न्यग्वाहूयसे नृभिः ઋ. ૮,૪,૧) ઈન્દ્રનું પૂજન આગળ, પાછળ, નીચે અને ઊપર એવી રીતે સર્વત્ર થાય છે, એમ કહેલું છે. એનો અર્થ એટલો જ કે, ધ્રુવ પાસેની ભૂમિમાં ભિન્ન ભિન્ન સ્થળે પ્રકાશયુક્ત મહિનાના પ્રમાણથી ભિન્ન ભિન્ન પ્રકારના હોતાઓ (होतारः) હતા. ધ્રુવોપપત્તિ વિના બીજી કોઈ પણ ઉપપત્તિવડે એ સર્વ વિષયોનો નિર્ણય થતો ન હોવાથી અત્યારે તો એનો જ સ્વીકાર કરવો સર્વથા ઉચિત અને યોગ્ય છે.

**દશ રાજા અને રાવણ.**

દશ હિરણ્યસદશ રાજા (૮,૫,૩૮) અને દશ યજ્ઞ ન કરનારા રાજાઓ ('अयज्यवः दश राजानः ૭,૮૩,૭) ઋગ્વેદમાં આવેલા હોઇને તેમના સંબંધી એક વિશેષ મહત્ત્વની વાર્તા છે. દિવોદાસ અતિથિગ્વનો પુત્ર સુદાસ એ દશ રાજાઓ સાથે લઢતો હતો તે વેળાએ તેના પુરોહિત વસિષ્ઠે તેને ઇન્દ્રાવરુણનું સાહાય્ય મેળવી આપ્યું હતું (૭,૩૩,૨–૫;)—(૩,૬–૮). એ યુદ્ધને **દશરાજ્ઞ** યુદ્ધ કહેલું છે. એ યુદ્ધ આર્ય અને અનાર્ય વચ્ચે થયું હતું, એવો કેટલાક પંડિતોએ નિશ્ચય કરેલો છે. પરંતુ અમારા અભિ-પ્રાય પ્રમાણે ઇન્દ્ર અને સપ્તદાતુના યુદ્ધનું જ એ એક ભિન્ન સ્વરૂપ હોવું જોઇએ. સપ્ત-મૂલ ભેદાન્વયે ઇન્દ્રને **સપ્તહન્** (૧૦,૪૯,૮) કહેવાથી' દશમૂલ ભેદાન્વયે તે **દશહન્** પણ થશે. **દશહન્** શબ્દ ઋગ્વેદમાં પ્રત્યક્ષ આવેલો નથી, તો પણ એ દશ રાજાઓ સાથે થએલા તેના યુદ્ધથી તે પ્રમાણ સહજ આવીને પ્રાપ્ત થાય છે. **દશમા** અને

**દશોણી** ઈન્દ્રના શત્રુઓ હોઇને, દશદ્યુ તેનો એક આશ્રિત છે; એ વાર્ત્તાનો વિચાર કરવાથી સપ્તદ્રાતુ પ્રમાણે ઇન્દ્રના તમોરૂપ શત્રુ દશવિધ પણ માનેલા હોઇને સુદાસ તથા 'अय ज्यव: दश राजान:' વચ્ચેનું યુદ્ધ એટલે દશગ્વની ભૂમિમાંનું પ્રકાશ અને અંધકાર વચ્ચેનું યુદ્ધ, એમ તત્કાળ દેખાઇ આવશે. પણ એ યુદ્ધનું મહત્ત્વ એના કરતાં પણ અધિક છે. **રાજન્** શબ્દ ઋગ્વેદમાં કેવળ ક્ષત્રિયવાચક નથી, કિન્તુ એકવાર તે તે અંગિરસોને પણ લગાડવામાં આવ્યો છે (૧,૧૩૯,૭). એટલે કે, 'દશ હિરણ્યસદશ રાજાઓ' 'દશ હોતાઓ', 'દશ અંગિરસો' કિંવા 'દશ માસાત્મક સત્ર કરનારા દશગ્વ, એ સર્વનો અર્થ એક જ છે. અંગિરસોનો મુખ્ય જે બૃહસ્પતિ તેને ઋગ્વેદમાં સપ્તાસ્ય કિંવા દશાસ્ય એવી રીતે બન્ને પ્રકારનો કહેલો છે. **સરમા** અને **પણી**ની કથા સાથે એ બૃહસ્પતિનો સંબંધ હોઇને તેણે ઇન્દ્રને સાહાય્ય આપીને કિંવા કેટલીક વાર તો પોતે જ ગાયોને પાછી લાવવાનું કાર્ય કરેલું છે (૧,૮૩,૪;૧૦,૧૦૮,૬–૧૧). બૃહસ્પતિની અદૃશ્ય થયેલી સ્ત્રીને દેવોએ પાછી મેળવી આપ્યાની કથા ૧૦,૧૦૯ માં કહેલી છે. 'તૈત્તિરીય આરણ્યક' માં ઈન્દ્રને અહલ્યા નો જાર ('अहल्यायै जार:') કહેલો હોઇને એ બન્ને વાર્ત્તાઓનો સંબંધ પંડિતોએ ઉષાસાથે જોડી દીધો છે.

એ સર્વ વાર્ત્તાઓ બહુજ સૂચક હોઇને તેમના આધારે રામાયણમાંની કેટલીક વાર્ત્તાઓ સહજ ધ્યાનમાં આવી જાય છે. રામાયણને ઐતિહાસિક આધાર છે કિંવા નહિ, એ વિશેના વિચારનું આ સ્થળ નથી. તોપણ તેમાંની મૂલભૂત કથા અને વૈદિક કથામાંનું પરસ્પર સામ્ય બહુ જ આકર્ષક હોવાથી તેનો જો અહીં થોડોક ઉલ્લેખ કરીશું તો તે અસ્થાનીય તો નહિ જ થાય. રામાયણમાંની મુખ્ય વાર્ત્તા એટલી બધી સવિસ્તર કહેલી છે કે, તત્કાળ તે ઐતિહાસિક છે, એવો અવશ્ય ભાસ થાય છે. તો પણ તેમાં રામનો શત્રુ દશમુખધારી એક વિક્ષિપ્ત પ્રાણી હતો, એ કેવી રીતે વારુ? દશમુખધારી રાક્ષસને કાંઈ સાધારણત: ઐતિહાસિક કહી શકાય નહિ. અર્થાત્ એથી રામાયણની મૂળ ઐતિહાસિક કથામાં વૈદિક કથાને મહા ચાતુર્યથી જોડી દેવામાં આવેલી હોવી જોઇએ, એમ ભાસે છે. સુદાસના શત્રુ દશ રાજાઓનેજ દશમુખધારી એક રાજા કરવો, એ કવિ કલ્પના માટે કાંઈ કઠિન કાર્ય નથી. દશ અંગિરસોનો મુખ્ય જે બૃહસ્પતિ તેને એવી જ રીતે દશશીર્ષધારી કહેલો છે. એ દશાનનનો ભ્રાતા: છ માસ પર્યન્ત નિદ્રા લેનારો હોઇને તે ધ્રુવપ્રદેશમાંનો હોવો જોઇએ એમ સહજ દેખાઈ આવે છે. શિયાળામાં સર્વ દેવો કારાગૃહમાં પૂરાયલા હોઇને તેઓ ઊન્હાળામાં પાછા મુક્ત થાય છે, એવી પફલગોનિયન્ લોકોમાં કલ્પના હોવા વિશેનું પ્લૂટાર્કે લખેલું છે અને પાશ્ચાત્ય પંડિત પ્રોફેસર **રીસે** એ વાર્ત્તાનો ધ્રુવપ્રદેશમાંના અખંડ અંધકાર અને પ્રકાશ વચ્ચેના યુદ્ધ સાથે સંબંધ સાંધેલો છે. રાવણે સર્વ દેવોને

કારાગૃહમાં નાખેલા હોઇને રામે તેમને મુક્ત કર્યાની કથાને એવી જ રીતે મેળવવી-યોજવી–જોઇએ. રામાયણમાંના હનુમાનનો પણ વૈદિક વૃષાકપિ સાથે સંબંધ મેળવી શકાય એમ છે. વૃષાકપિ એટલે દક્ષિણાયન બિન્દુ પાસેનો સૂર્ય કિંવા ધ્રુવોપપત્તિ પ્રમાણે દીર્ઘ અંધકારના આરંભમાં ક્ષિતિજતળે ઊતરનારો સૂર્ય. સૂર્ય જે વેળાએ તમોગ્રસ્ત થયો હતો તે વેળાએ હનુમાન્‌નો જન્મ થયેલો છે, એ વાર્ત્તાથી એ કથનને થોડોક આધાર મળી શકે છે. તાત્પર્ય કે, રામાયણમાંનો દંતકથાત્મક ભાગ ઉષાના પ્રત્યાવર્તનની વૈદિક કથામાંથી લીધેલો હોવો જોઇએ, એમ માનવું કિંવા કહેવું કાંઇ અયથાર્થ થવાનું નથી· **'ઈલીયડ્'** નામક ગ્રીક કાવ્યમાંનાં ઘણાંક નામોને **મૅક્સમૂલરે** વૈદિક નામો સાથે મેળવેલાં છે. **'હેલન એટલે સરમા' પૅરિસ્ એટલે પણિ, બ્રાએસિસ્ એટલે ભૃષ્ય** એ પ્રમાણેનો તેણે નિશ્ચય કરેલો છે. એવી રીતે જોકે સર્વ નામોનો નિર્ણય કરી શકાયો નથી, તોપણ એટલું તો ખરું કે, ચોરાયલી ઉષારૂપ સ્ત્રીને પાછી લાવવાની કથા ભારતીય અને ગ્રીક આર્યોને મૂળ એક જ સ્થાનમાંથી મળેલી છે. અર્થાત્ **રામાયણ** અને **ઇલિયડ્** એ બે કાવ્યોમાં જો એક બીજાસાથે મળતી વાર્ત્તાઓ મળી આવે, તો તે એકમેકે એકબીજાપાસેથી ચોરેલી જ હોવી જોઇએ, એમ કહેવાનું કાંઇ પણ પ્રયોજન નથી. એ સમાન કથાઓના આધારે વિરુદ્ધપક્ષે બન્ને લોકોનું એકત્વ જ સિદ્ધ થાય છે. આ વિષય જોકે બહુ જ મનોરમ છે, તોપણ તે બહુ જ વિશાળ અને અપ્રસ્તુત હોવાથી તેમાં ઊંડા ઊતરવાના મોહને આપણે અહીં જ છોડી દેવો જોઇએ. વિષ્ણુના દશ અવતારોનો સંબંધ પણ હિરણ્યસદૃશ દશ રાજાઓ સાથે સાંધી શકાય એમ છે. અવેસ્તામાં તો વાયુ, વૃષભ, અશ્વ, ઉષ્ટ્ર, વરાહ, યુવા, કાક, મેષ, બાક અને નર એ પ્રમાણે વેરેથ્રઘ્નના દશ અવતારો સ્પષ્ટ કહેલા છે. તેમાંના અશ્વ, વરાહ, યુવા અને નર એ તો આપણા કલ્કિ, વરાહ, વામન અને રામ સાથે મળતા છે. તાત્પર્ય કે, દશાવતારની કલ્પના આપણે અને પારસીઓ જે વેળાએ એક જ હતા તે કાળની છે. મત્સ્ય, કૂર્મ, વરાહ, નારસિંહ, વામન અને રામ–એ અવતારનો સંબંધ થોડા ઘણા પ્રમાણમાં ઋગ્વેદ સાથે લઇ જઇને મેળવી શકાય એમ છે. પરંતુ એ વિશે કોઇ પણ એક નિશ્ચિત વિધાન કરવા પૂર્વે સારો શોધ અને વિચાર કરવો જોઇએ. જો ધ્રુવોપપત્તિની સ્થાપના થઈ જાય, તો વૈદિક અને પૌરાણિક બન્ને પ્રકારની કથાઓના અર્થ ઘણાક પ્રમાણમાં બદલાઇ જશે, એટલું જ નહિ પણ કેટલેક સ્થળે તો તેમના સર્વથા નવીન અર્થો જ કરવા પડશે. પરંતુ એ ઉપપત્તિને આધારભૂત થઇ પડે એવા પૂરાવા આપવાનો જ આ પુસ્તકનો ઉદ્દેશ હોવાથી આ સ્થળે એ નવીન અર્થ આદિની કાર્યપરંપરાનો ઉદ્યોગ આદરી શકાય તેમ નથી.

એવી રીતે આપણી ઉપપત્તિને થોડો ઘણો આધાર આપનારી ઘણી ખરી વૈદિક કથાઓનું અહીં સુધી વિવેચન થયું. ધ્રુવોપપત્તિથી જેમનું નિરાકરણ થવું શકય છે, એવી બીજી પણ કેટલીક ઘટનાઓ છે. ઉદાહરણાર્થે, મિત્ર અને વરુણ એ બે મૂળ જોડિયા દેવો છે અને તે કેવી રીતે એ હવે આપણે કહી શકીશું. ધ્રુવોપપત્તિ પ્રમાણે જોતાં તે ષાણ્માસાવધિ દીર્ઘ દિવસ અને દીર્ઘ રાત્રિની દેવતાઓ છે. અને તેથી જ વરુણને ક્ષપાઓનો પરિસ્વજ (રાત્રિને આલિંગન) આપનાર કહેલો છે (૮,૪૧,૩). એવી સર્વ વાર્ત્તાઓને અહીં વર્ણવવાનું કાંઇ પ્રયોજન નથી. અત્યાર સુધી કરેલા વિવેચનથી વૈદિક કથાઓમાંના ઘણાક વિષયોનો, પ્રકાશ અને અંધકારના નિત્યના ઝગડા (ઉષાની કલ્પના), કિંવા શિયાળાપરના વસંતના વાર્ષિક વિજય (વસંત કલ્પના), કિંવા મેઘપર મેળવેલા પર્જન્ય દેવતાના વિજય (પર્જન્ય વિષયક કલ્પના) આદિ કલ્પનાઓના યોગે, નિર્ણય થવો શકય નથી એવો કોઇનો પણ નિર્વિવાદ નિશ્ચય થઇ શકે એમ છે. વૃત્રનો પ્રતિવર્ષ વધ થવો, તે વધ થતાંની સાથે જલો અને પ્રકાશનું ઊપર આવવું, શરદૃઋતુના ૪૦ મા દિવસે ઇન્દ્રના હાથમાં શંબરનું આવવું, તેમનું પરાવત્ પ્રદેશમાં યુદ્ધ થવું, દીર્ઘતમાનું દશમા મહિનામાં વૃદ્ધ થવું, અદિતિએ પોતાના આઠમા પુત્ર (માર્તાણ્ડ)ને નાખી દેવો, ત્રિતનું અંધકારમય ખાઇમાં પડવું કિંવા વિષ્ણુના તૃતીય પદનું અદશ્ય હોવું ઇત્યાદિ વિષયોનો પ્રચલિત કલ્પનાઓના આધારે નિર્ણય થઇ શકતો નથી. પરંતુ એ વિષયોનુ ધ્રુવોપપત્તિના યોગે યોગ્ય નિરાકરણ થઇ શકતું હોવાથી એ ઉપપત્તિ એ કારણથી અપ્રત્યક્ષ રીતે સ્થાપિત થાય છે. ઇન્દ્ર વૃત્રનું યુદ્ધ, સપ્તવધ્રિ, અદિતિના સાત તેજસ્વી પુત્ર અને અષ્ટમ માર્ત્તાંડ, સૂર્યનું ચક્ર અને દીર્ઘતમા ઇત્યાદિકની કથાઓમાં તેમની જન્મભૂમિમાંના સાત કિંવા દશ માસના સૂર્ય પ્રકાશ કાળને દર્શાવનારાં વચનો સ્પષ્ટ જ છે. અર્થાત્ એટલાં બધાં એ, સર્વ વચનો કેવળ કાકતાલીય જ છે, એમ સિદ્ધ કરવાનાં આપણી પાસે જયાં સૂધી પૂર્ણ પ્રમાણો ન હોય, ત્યાં સૂધી આપણાથી ધ્રુવોપપત્તિને અમાન્ય કરી શકાય તેમ નથી જ; કારણ કે, તેના આધારે આજ સૂધી સમજવામાં ન આવેલી અને નિરર્થક ગણીને ત્યાગી દીધેલી પુષ્કળ ઘટનાઓનો સરળ અને સમાધાનકારક અર્થ આપણા જાણવામાં આવી શકે છે. એ ધ્રુવોપપત્તિ એટલે આજ પર્યન્તની પ્રચલિત વસંત આદિની કલ્પનાઓને દૂર કાઢીને તેમના સ્થાનને રોકી બેસશે, એમ નથી. એની વિશેષતા એટલી જ છે કે, આજ સૂધી જેમનો બરોબર અર્થ ન લાગવાથી જે વાર્ત્તાઓને વ્યર્થ ગણીને છોડી દેવામાં આવી હતી એવી ઘણીક વૈદિક કથાઓનું એ ઉપપત્તિ સારું નિરાકરણ કરતી હોવાથી અર્થાત્ વસંત આદિ ઉપપત્તિઓ કરતાં એ અધિક વ્યાપક છે; અને એજ કારણથી વૈદિક કથાઓના અર્થની વ્યવસ્થા કરતી વેળાએ બીજી ઉપપત્તિઓ કરતાં એ ધ્રુવોપપત્તિનો વિશેષ ઉપયોગ

થવાનો સંભવ છે. એ દૃષ્ટિથી જોતાં બીજી ઉપપત્તિઓ પ્રમાણે જ એ ઉપપત્તિ પણ સર્વથા આપણા આદર (સ્વીકાર) ને પાત્ર હોવી જોઇએ, એટલું જ નહિ, પણ કેટલાક પ્રસંગે તો અન્ય ઉપપત્તિઓનું સ્થાન પણ એને જ આપવું પડશે. પુરાણ કથા વિના ધ્રુવપ્રદેશમાંના સ્પષ્ટ ચમત્કારોને વર્ણવનારાં ઋગ્વેદમાંનાં સ્પષ્ટ વચનોથી તે સ્થાપિત થાય છે, એ ગત દર્શનમાં દેખાડેલું હોઇને અવેસ્તિક અને રોમન કથાઓનું પણ એ અનુમાનને પૂર્ણ પૃષ્ઠબળ છે. એ ઉપપત્તિ આધુનિક ભૂગર્ભવિષયક અને પુરાણવસ્તુ વિષયક શોધોથી લેશ માત્ર પણ વિરુદ્ધ નથી, એ પણ પૂર્વે સિદ્ધ કરેલું જ છે. એવી એ આટલી બધી ઘટનાઓનો સરળ નિર્ણય કરનારી એક જ ઉપપત્તિ હોવાછતાં એને એ કેવળ નવીન હોવાથી જ અમાન્ય કરવી કે શું? જો એમ કરવામાં આવે તો તે તર્કશાસ્ત્ર અને શાસ્ત્રીય પદ્ધતિથી સર્વથા વિરુદ્ધ જ થવાનું. અમે તો અમારી ઉપપત્તિના યશ અપયશનો ભાર તર્કશાસ્ત્રના નિયમ અને શાસ્ત્રીયપદ્ધતિના વિવેચનપર જ નાખી દીધો છે.



## એકાદશ દર્શન.



### અવેસ્તિક પ્રમાણો.

ધ્રુવપ્રદેશમાંના આર્યોના આદિનિવાસની સિદ્ધિ માટે વેદાન્તર્ગત પ્રત્યક્ષ કિંવા અપ્રત્યક્ષ પ્રમાણો આપવા પૂર્વે સ્થળે સ્થળે અવેસ્તામાંની કથાઓના પણ તુલનામાટે પ્રસંગવશાત્ ઉલ્લેખો કરેલા છે. પરંતુ અવેસ્તામાં તેના કરતાં પણ વિશેષ મહત્ત્વનાં કેટલાંક સ્થળો હોઇને તેમાં આર્યોના ઉત્તર દિશામાંના આદિનિવાસ અને ત્યાંથી ઉક્ષસ્ (ઑકસસ્), યક્ષાવર્ત (જગ્જાર્ટિસ્) અને સિંધુ ઈત્યાદિ નદીઓના તીરપ્રાંતસ્થ પ્રદેશોપર્યન્ત થએલાં તેમનાં સ્થિત્યંતરોનો સ્પષ્ટ ઉલ્લેખ આવેલો છે. એ અવેસ્તામાંનાં પ્રમાણો વૈદિક પ્રમાણોને પુષ્ટિ આપે છે, એટલું જ નહિ, પણ ધ્રુવોપપત્તિની સિદ્ધિ માટેના સ્વતંત્ર પૂરાવા જ તેઓ ઉપસ્થિત કરતાં હોવાથી પ્રસ્તુત દર્શનમાં તેમનો સવિસ્તર વિચાર કરવો આવશ્યકીય છે. વેદો પ્રમાણે જ અવેસ્તાની પ્રાચીનતા પણ હવે સર્વમાન્ય થએલી હોવાથી તે વિશે વિશેષ પ્રમાણો આપવાની કાંઈ અગત્ય નથી. બન્ને ગ્રંથો એક જ મૂળ વૃક્ષની શાખાઓ હોવાથી, અવેસ્તા ગ્રંથ જોકે વેદો પ્રમાણે અવિચ્છિન્ન રહેલો નથી, તો પણ એક બીજાની ન્યૂનતા જો એક બીજાના સાહાય્યદ્વારા નીકળી જઈ શકતી હોય તો તેવી ન્યૂનતાઓને શક્ય હોય તેટલાં સ્થળોમાંથી કાઢી નાખવી અને પૂર્ણતા કરી લેવી, એ કાંઈ અયોગ્ય પ્રયત્ન તો નથી જ. દીર્ઘ ઉષા, અખંડ

અંધકાર અને દશ માસાવધિ સંવત્સરસત્રો ઇત્યાદિ વિશેના વેદોમાં ઉલ્લેખ છે, તોપણ આર્યોના સર્વથા ઉત્તરમાંના આદિ નિવાસ સ્થાન અને તેને છોડીને નીચે દક્ષિણ તરફ તેમના પ્રયાણ કરી જવાનાં કારણોનો ઉલ્લેખ તેમાં મળી શકતો નથી. પરંતુ સદ્ભાગ્યયોગે વેદોમાંની એ ન્યૂનતાની અવેસ્તાએ બહુ જ સુંદરતાથી પૂર્ણતા કરી નાખી છે. ગત દર્શનમાં આપેલી અવેસ્તામાંની કથાઓથી છ માસનો દિવસ અને છ માસની રાત્રિ કિંવા એક દિવસથી તે સો દિવસના અવધિની અખંડ રાત્રિ ઇત્યાદિનું મજદ ભકતોના પૂર્વજોને સારું જ્ઞાન હતું, એ નિર્વિવાદ સિદ્ધ થઈ શકે છે. એ સર્વ કથાઓનાં પ્રતિરૂપો વેદોમાં પણ છે. પરંતુ ઉત્તરમાંનો આર્યોનો આદિનિવાસ અને તેના બર્ફના યોગે થએલા વિનાશ વિશેનું અવેસ્તામાંનું વર્ણન સ્વતંત્ર અને એક જ હોઇને, વૈદિક પ્રમાણો વિશેના પૂર્વ પ્રકરણોમાં કરેલા વિવેચનથી, તે પ્રાચીન કાળમાં ખરેખર બની આવેલી ઐતિહાસિક ઘટનાઓની સાક્ષિ પૂરે છે, એમ નિઃસંશય દેખાઈ આવે છે. એ વર્ણન અવેસ્તામાંના **વંદીદાદ** નામક પુસ્તકના પ્રથમના બે અધ્યાયોમાં આવેલું છે. એ વિશે પાશ્ચાત્ય પંડિતોમાં બે મતો હોઇને કેટલાકો એને ઐતિહાસિક માને છે અને કેટલાકો કેવળ દંતકથાત્મક સમજે છે. એમાંના દ્વિતીય મતને આજકાલ વધારે માન આપવામાં આવે છે. પરંતુ જે વેળાએ એ મતનો નિશ્ચય કરવામાં આવ્યો, તે વેળાએ ધ્રુવપ્રદેશમાંની વસતિ વિશેનાં વેદોમાં પ્રમાણો છે અને તે સબળ છે, એનું કોઇને જ્ઞાન હતું નહિ. કેવળ એટલું જ નહિ, પણ ભૂસ્તરશાસ્ત્રના યોગે તો એ વાર્તા અશકય જ ભાસતી હતી. એ ઘટનાને ધ્યાનમાં લેતાં, હવે ભૂસ્તરશાસ્ત્રે તેની શકયતાને સિદ્ધ કરેલી હોવાથી અને વેદોમાં તે વિશેનાં પ્રમાણો પણ મળી આવતાં હોવાથી અવેસ્તામાંના એ વર્ણનનું નવીન દૃષ્ટિથી પુનર્નિરીક્ષણ કરવું આવશ્યકીય છે.

**વંદીદાદ**ના પ્રથમ અધ્યાયમાં અહુર્મજદે ઉત્પન્ન કરેલી સોળ ભૂમિની સૂચિ (યાદી) આપેલી છે. એમાંની પ્રત્યેક ભૂમિ તૈયાર થયા પછી અહુર્મજદના પ્રતિસ્પર્ધી અંગ્રમૈન્યુએ તે ભૂમિને નિવાસમાટે અયોગ્ય કરી નાખવાના ઉદ્દેશથી તેમાં કાંઈ ને કાંઈ અરિષ્ટ ઉત્પન્ન કરેલું છે. એ અધ્યાયનો સારાંશ આ પ્રમાણે છે;—

"પવિત્ર જરથુષ્ટ્રને અહુરમજદ કહે છે કે, 'જે ભૂમિ પૂર્વે વસતિમાટે સર્વથા અયોગ્ય હતી, તેને મેં સુખકારક કરેલી છે; મેં આમ કર્યું ન હોત, તો સર્વ પ્રાણીઓ ઐર્યન વઇજો તરફ દોડી ગયા હોત.' ૧–૨.

"મેં અહુરમજદે ઐર્યન વઇજો નામક પ્રથમ ઉત્તમ ભૂમિ નિર્માણ કરી; તે વેળાએ અંગ્રમૈન્યુએ પ્રતિકારાર્થ તેમાં મહાન અહિ અને હિમની આસુરી સૃષ્ટિ ઉત્પન્ન કરી. એટલા માટે ત્યાં શિયાળાના દશ મહિના હોઇને ઉન્હાળાના કેવળ બે જ મહિના છે. ૩–૪

" મેં અહુરમજ્દે ગઉ નામક સુગંધયુક્ત બીજી ઉત્તમ ભૂમિ ઉત્પન્ન કરી. એટલે તેના પ્રતિકાર માટે અંગ્રમૈન્યુએ પશુ અને ક્ષેત્રોનો નાશ કરનારી દુષ્ટ મક્ષિકાને ત્યાં નિર્માણ કરી. ૫."

એ પ્રમાણે અનુક્રમે એક પછી એક સોળ પ્રદેશો અહુરમજ્દે ઉત્પન્ન કર્યાં. એમાંનો ચૌદમો વરેન (સં. વરુણ), પંદરમો હ્રુપ્તહેંદુ (સં. સપ્તસિન્ધુ) અને સોળમો રંઘ (સં. રસા) નદીના તીર પ્રાંતમાં હતો.

એ સોળમાંના દશ પ્રદેશોનો તો નિશ્ચયપૂર્વક શોધ કરીને જેંદ પંડિતોએ વર્તમાન કાળના પ્રસિદ્ધ પ્રદેશો સાથે મેળ મેળવી આપ્યો છે. અર્થાત્ વંદીદાદમાંનો આ વિષય કેવળ દંતકથાત્મક નહિ, કિંતુ ઐતિહાસિક જ છે, એમ એથી માનવું જ પડે છે. પરંતુ એમાંની ઐર્યન વઇજો નામક પ્રથમ ભૂમિના સંબંધમાં પંડિતોમાં પરસ્પર મતભેદ છે. ઐર્યન્ વઇજો તે અહુરમજદે ઉત્પન્ન કરેલી પ્રથમ આનંદભૂમિ હોઇને તેનો 'આર્યોની જન્મભૂમિ' (વઇજો–સં. બીજ) એવો અર્થ થાય છે. હવે એ વિષે એવો એક પ્રશ્ન છે કે, એ ભૂમિ કેવળ કાલ્પનિક છે કિંવા સત્ય છે? અને જો સત્ય હોય, તો તે ક્યાં હતી વારુ? બીજો પ્રશ્ન એવો છે કે, એ ભિન્ન ભિન્ન સોળ ભૂમિઓ દક્ષિણ દિશામાં આવતી વેળાએ આર્યોના માર્ગમાં આવી હતી કે શું? એ પ્રશ્નો વિશે વંદીદાદમાં કાંઇપણ કહેલું ન હોવાથી એ સોળ ભૂમિ વિશેનો વૃત્તાંત તે તત્કાલીન ઇરાનીઓના પરિચિત પ્રદેશોનું વર્ણન હોઇને તે પ્રદેશોનો પ્રાચીન આર્યોના પ્રયાણ માર્ગ સાથે કશો પણ સંબંધ નથી, એ પ્રમાણેનું પાશ્ચાત્ય પંડિતોએ અનુમાન કરેલું છે. તેમના અભિપ્રાય પ્રમાણે ઐર્યન્ વઇજો નામક પ્રદેશ ઉક્ષસ્ અને યક્ષાવર્ત નામક નદીઓના ઉદ્દગમ પાસેનો પ્રાંત છે. પરન્તુ ડૉકટર હાઉ આદિ બીજા પંડિતો એમ જણાવે છે કે, ઐર્યન્ વઇજો નામક પ્રાંત સર્વથા ઉત્તરમાંનો હોઇને બાકીના બીજા પ્રાંતો આર્યોના પ્રયાણ માર્ગમાંના છે.

એમાંના પ્રથમ મતના અભિમાનીઓએ કેટલીક ઘટનાઓને ગૃહીત માનીને તેમના આધારે પોતાના મતની રચના કરેલી છે. પરંતુ વંદીદાદમાં ઐર્યન્ વઇજોનું જે વર્ણન આવેલું છે, તેને જોતાં તો તે પ્રદેશ સર્વથા ઉત્તરમાંનો જ હોવો જોઇએ, એમ ખુલ્લું દેખાઈ આવે છે. ઐર્યન વઇજો તે અહુરમજદે ઉત્પન્ન કરેલો પ્રથમ સુખમય પ્રદેશ હોઇને અંગ્રમૈન્યુએ પોતાની દુષ્ટતાથી તેમાં દશ મહિનાનો શિયાળો અને બે મહિનાનો ઉન્હાળો એવી રીતે વિષમ કાળની ઉત્પત્તિ કરી હતી. આ વર્ણન યક્ષાવર્ત નદીના બહુ ઉત્તરમાંના પ્રદેશને જ કેવળ લાગૂ પડી શકે એવું છે. અંગ્રમૈન્યુએ અહિ અને હિમની ઉત્પત્તિ કરવા પૂર્વે ઐર્યન વઇજોમાં સુખકારક હવા પાણી હતાં અને તેથી જ અંગ્રમૈન્યુએ દુષ્ટતાથી મૂળ સ્થિતિથી વિરુદ્ધ સ્થિતિ ત્યાં નિર્માણ

કરી. અર્થાત્ એ અસહ્ય અવસ્થા એટલે જો દશ માસનો શિયાળો અને બે માસનો ઉન્હાળો, એવા પ્રકારની જ થઇ હોય, તો પૂર્વની સ્થિતિ ચાસન એથી વિરુદ્ધ એટલે કે દશ માસનો ઉન્હાળો અને બે માસનો શિયાળો, એ પ્રમાણેની જ હોવી જોઇએ એવું સહજ અનુમાન કરી શકાય છે. તાત્પર્ય કે, ઐર્યન્ વઇજોમાંનાં હવાપાણી પ્રથમ સારાં હોઇને કેટલાંક આકસ્મિક કારણોથી તેમાં એકાએક પરિવર્ત્તન થઈ ગયું, એમ એ વંદીદાદના પ્રથમ અધ્યાયના અધ્યયનથી સ્પષ્ટ જણાઈ આવે છે. ઉત્તરધ્રુવની નિકટના પ્રદેશમાં સૂર્યનાં કિરણો તિર્યક્ પડતાં હોવાથી ત્યાંનો ઊન્હાળો સુખકર જ હોવાનો અને તેના પ્રમાણમાં શિયાળો બહુજ થોડો એટલે કે કેવળ બે મહિનાનો હોવાથી તે પણ વધારે અસહ્ય ન હોય, એ સ્વાભાવિક જ છે. અર્થાત્ એકંદર રીતે જોતાં અંગ્ર-મૈન્યુનો કોપ થવા પહેલાંની ઐર્યન વઇજોની હવાપાણી સંબંધી સ્થિતિ બહુ જ આનંદદાયક હતી, એ તો નિશ્ચિત છે. પરંતુ તેમાં એકાએક ભયંકર હિમપાત થવાથી તેની એ સ્થિતિ બદલાઈ ગઈ અને તેથી શિયાળો લાંબો એટલે કે દશ મહિનાનો અને ઊન્હાળો બહુ જ અલ્પાવધિ એટલે કે કેવળ બે મહિનાનો થઇ ગયો. એ અવસ્થા અત્યંત અસહ્ય હોવાથી એવા વાતાવરણમાં મનુષ્યનો નિવાસ થઇ શકતો નથી. અર્થાત્ એ કારણથી હિમપાત થયા પછી ત્યાંના નિવાસીઓને અવસ્ય ક્યાંક પણ દૂરના પ્રદેશમાં ચાલ્યા જવાની ફરજ પડેલી હોવી જ જોઇએ.

આજથી ત્રીસ ચાળીસ વર્ષ પૂર્વે આવા પ્રકારના અનુમાન કરવાનું કાર્ય સર્વથા અશક્ય હતું. ધ્રુવપ્રદેશમાંની હવા નિરંતર એવી જ ભયંકર હોવાની અને તેથી ત્યાં વસતિની કદાપિ શક્યતા નહોતી, એવો તે વેળાએ સર્વનો નિશ્ચિત અભિપ્રાય હતો. પરંતુ હવે છેલ્લામાં છેલ્લા થએલા ભૂસ્તર વિષયક શોધોના પ્રતાપે એ અડચણ સર્વથા દૂર થઈ ગઈ છે. હિમકાળ પૂર્વે ધ્રુવપ્રદેશમાંની હવા સુખકર, સૌમ્ય અને માનવનિવાસને યોગ્ય હતી, એ વિશે હવે કોઇ પણ પ્રકારનો વાદ અવશિષ્ટ રહ્યો જ નથી. અંગ્રમૈન્યુએ કરેલી દુષ્ટતામય કૃતિ અને ભૂસ્તરશાસ્ત્રમાંનો હિમપાત એ બન્ને એક જ છે, એમ તેમના વર્ણનની તુલના કરવાથી સહજ જાણવામાં આવી શકે તેમ છે. એવી રીતે નવીન શાસ્ત્રીય શોધ અવે-સ્તામાંના વર્ણન સાથે આટલો બધો એકમત હોવાથી કેટલાક જેન્દ પંડિતોએ કેવળ કલ્પ-નાના આધારે કાઢેલા અનુમાનને ત્યાજ્ય ગણીને, આ જે દશમાસના શિયાળાવાળો ઐર્યન વઇજો નામક પ્રદેશ છે તે અવસ્ય ક્યાંક ઉત્તરધ્રુવ પાસેજ હોવો જોઇએ, એમ આપણે માનવું જ જોઇએ. જો એમ ન જ માનવું હોય, તો અવેસ્તામાંના ઉપર્યુક્ત વર્ણનનો ઇરાની લોકોની પ્રાચીન ભૂમિવિશેના વૃત્તાંત સાથે કશોપણ સંબંધ નથી, એમ જ કહેવું જોઇએ. પરંતુ પૂર્વે કહ્યા પ્રમાણે વેદોમાંનો આટલો બધો સબળ પૂરાવો ઉપલબ્ધ થવા છતાં અવેસ્તામાંનું વર્ણન કાલ્પનિક જ હોવું જોઇએ, એમ કહેવું સયુક્તિક તો થવાનું નથી જ;

હિન્દી યુરોપીયન લોકોનું પ્રાચીન વર્ષ દશ મહિનાના સૂર્યપ્રકાશ અને તેની પછી આવનારી બે મહિનાની અખંડ રાત્રિ મળીને થતું હતું, એ તો આ પૂર્વે આપણે સપ્રમાણ સિદ્ધ કરી જ ચૂકયા છીએ. ઐર્યન વઇજોમાંનું વર્ષ પણ એવા જ પ્રકારનું હતું. **હમ (સં. સમા)** એ ઉષ્ણકાળ વાચક જેન્દ શબ્દ વેદમાં વર્ષનો વાચક છે. અર્થાત્ અવેસ્તામાં કહેલા ઊન્હાળાના દશ મહિના એટલે દશ માસનો સૂર્યપ્રકાશમયકાળ અથવા બીજી રીતે કહીએ તો मानुषा युगा અને તેની પછી આવનારી દ્વિમાસાવધિ અખંડ રાત્રિ મળીને થએલું વર્ષ જ છે. વંદીદાદમાંના વર્ણનમાં શિયાળાના બે મહિનાના કાળમાં સતત અંધકાર રહેતો હતો, એમ કાંઇ સ્પષ્ટ કહેલું નથી એ ખરું છે; પરંતુ દશ મહિનાના ઊન્હાળાથી ઐર્યન્ વઇજો નામક પ્રદેશ ધ્રુવ પાસેનો જ હતો, એમ એકવાર માનીએ, એટલે પછી બે મહિનાનો શિયાળો અખંડ અંધકારમયજ હતો, એમ પોતાની મેળે જ સ્પષ્ટ થઇ જાય છે. હાલમાં એ અખંડ રાત્રિ દશમાસના શિયાળાના મધ્યમાં હોય છે, પણ હિમકાળ પૂર્વે જે વેળાએ તે પ્રદેશમાં દશ મહિનાનો ઊન્હાળો હતો, તે વેળાએ શિયાળાના બે મહિના અને અખંડ દીર્ઘરાત્રિ એ બન્ને એકકાલાવચ્છિન્ન જ હોવાં જોઇએ. આર્યોની જન્મ ભૂમિમાંની હિમકાળ પૂર્વની અને ત્યારપછીની હવાપાણીની સ્થિતિમાં એટલો મોટો ભેદ (ફરક) રહેલો છે. બન્ને વેળાએ અખંડ દીર્ઘરાત્રિ તો એકસરખી જ હોવાની; પરંતુ જે સમયે ત્યાંનો શિયાળો અલ્પાવધિ હતો, તે વેળાએ તે એ અખંડ રાત્રિ પૂરતો જ હતો. એ સ્થિતિ બદલાઇને જ્યારે હવે ત્યાં દશ મહિનાનો શિયાળો થવા લાગ્યો, ત્યારે એ અખંડ દીર્ઘરાત્રિ તેના મધ્ય ભાગમાં આવી પડી અને એમ થવું સર્વથા સ્વાભાવિક જ હતું. તાત્પર્ય કે, વંદીદાદમાંના ઐર્યન વઇજોના વર્ણનથી ત્યાં પૂર્વે પ્રવર્ત્તમાન દશમાસના ઉન્હાળાનું અને તે પછી આવનારી બે મહિનાની અખંડ રાત્રિનું અનુમાન કરીને અંગ્ર-મૈન્યુના આક્રમણ પછી હિમપાતના યોગે એ સ્થિતિનું પરિવર્ત્તન થઈ ગયું, એમ માનવું પડે છે. તિષ્ટ્યના અપૌશ સાથે થએલા યુદ્ધનો મહત્તમકાળ એકસો રાત્રિનો હોવાનું અને શિયા-ળામાં બે રાત્રિ, કિંવા ત્રણ રાત્રિ, કિંવા એક માસ પર્યંત પણ ગૃહમાં પ્રેતને રાખી મૂકવાના રિવાજથી એ કાળ અખંડ અંધકારમય હોવાનું પૂર્વે કહેલું જ છે. એની સાથે ઉપ-ર્યુક્ત ઐર્યન વઇજોના વર્ણનને જોડી દેવાથી એ પ્રદેશ એટલે પ્રાચીન ઇરાની લોકોનું નંદનવન કયાંક પ્રણ ઉત્તરધ્રુવ નિકટ હોઇને તેનાપર અંગ્રમૈન્યુનું આક્રમણ થવા પૂર્વે ત્યાં સૌમ્ય તથા દીર્ઘ ઉન્હાળા અને અલ્પાવધિ તથા ઉષ્ણ પરંતુ અખંડ અંધકારાવૃત્ત શિયાળા હતા; અને એ આક્રમણ પછી એટલે કે હિમપાત પછી એ સ્થિતિ બદલાઈ જઇને તેનાપર સેંકડો હાથની જાડાઇના બર્ફનો થર જામી જવાથી તે પ્રદેશ મનુષ્ય વસતિ માટે સર્વથા અયોગ્ય થઇ પડ્યો, એ વાર્ત્તા સ્પષ્ટ સિદ્ધ થઈ શકે છે.

એ વર્ણનમાંની બીજી પણ એક વાર્તા ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ઐર્યન વઇજોનું વર્ણન કરતાં પ્રાચીન જેન્દ ટીકાકારોએ 'તેમાં સાત મહિનાનો ઉન્હાળો અને પાંચ મહિનાનો શિયાળો' હોવાનું કહેલું છે. પરંતુ એ વિષય પ્રક્ષિપ્ત હોવો જોઇએ, એવો કેટલાક વિદ્વાનોનો અભિપ્રાય છે. પણ અમારા અભિપ્રાય પ્રમાણે આ વાર્તા કાંઇ અયુક્તિક નથી. પ્રથમ દર્શને એક જ અધ્યાય કિંવા પ્રકરણમાં દશ મહિનાનો અને સાત મહિનાનો ઉન્હાળો અને બે મહિના તથા પાંચ મહિનાનો શિયાળો; એવી બે જોડીઓ વિસંગત તો દેખાય છે જ. પરંતુ સપ્તમાસાવધિ ઉન્હાળાની ઘટના પણ દશ માસાવધિ ઉન્હાળા જેટલી જ પ્રાચીન છે, એમ બુંદહિશ નામક પારસી ગ્રંથપરથી જણાય છે; કારણ કે, તેમાં '**આવાન્** મહિનાના **અહુરમજદ** (પ્રથમ) દિવસે શિયાળાનો આરંભ થાય છે, **દીન** (દશમ) મહિનાના **અતારો** (નવમ) દિવસે તે ઐરાન બીજમાં બહુ જ કડક થઇ, **સ્પેન્દરમદ્** મહિનામાં સમાપ્ત થાય છે; એટલા માટે **દીન** મહિનાના **અતારો** દિવસે સર્વત્ર શિયાળાના આગમનને સૂચવવા માટે અગ્નિ પ્રજ્વલિત કરવામાં આવે છે' એમ કહીને **આવાન, અતારો, દીન, વોહુમન્** અને **સ્પેંદરમદ્** એવી રીતે શિયાળાના પાંચ મહિના તેમાં સ્પષ્ટ કહેલા છે. વળી એ કાળમાં **રપિત્વિન્ ગાહ** નામનો વિધિ પણ કરવામાં આવતો નથી, કારણ કે, 'શિયાળામાં **રપિત્વિન** પૃથ્વી તળે જાય છે અને ઉન્હાળામાં ઉપર આવે છે' એમ પણ તેમાં કહેલું છે. જેવી રીતે એ પાંચ મહિના શિયાળાના, તેવી જ રીતે **ફ્રવર-દીનથી** તે **મિત્રો** પર્યન્તના સાત મહિના તેમાં ઉન્હાળાના કહેલા છે. એપરથી એ સાત મહિનાનો ઉન્હાળો અને પાંચ મહિનાનો શિયાળો, એવી **ઐર્યન્ વઇજોમાંની** પ્રાચીન સ્થિતિ જ બુંદહિશમાં આપેલી હોવી જોઇએ; કારણ કે, તેમાં જ આગળ જતાં બાર મહિનાનાં અને ચાર ઋતુઓનાં નામો વર્ણવીને શિયાળાના **દીન, વોહૂમન્** અને **સ્પેંદરમદ્** એ પ્રમાણે કેવળ ત્રણ મહિના જ આપેલા છે. અર્થાત્ પાંચ માસના શિયાળાની ઘટના પ્રાચીન અને ત્રણ મહિનાની સ્થિતિ 'બુંદહિશ' ગ્રંથ લખાયો તે વેળાની હોવી જોઇએ. એટલા માટે જ વંદીદાદના પ્રાચીન ટીકાકારોએ પ્રાચીન કથાને જાળવી રાખવાના ઉદ્દેશથી દશ મહિનાના ઉન્હાળા અને બે મહિનાના શિયાળા સાથે સાત મહિનાના ઉન્હાળા અને પાંચ મહિનાના શિયાળાનો પણ ઉલ્લેખ કરેલો હોવો જોઇએ. હવે આ ઘટનાઓ પરસ્પર વિરુદ્ધ દેખાય છે; અને જ્યાં સૂધી એનું ખરું કારણ જાણવામાં ન આવે, ત્યાં સૂધી એ પ્રમાણે એ પરસ્પર વિરુદ્ધ રહેવાની જ. હવે ઐર્યન્ વઇજોને જો પ્રાચીન ઈરાનનો પૂર્વ તરફનો એક ભાગ જ માનવામાં આવે, તો તો ઉપર આપેલા એ વર્ષવિભાગ વિસંગત છે, એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય નથી જ; પરંતુ એ પ્રાચીન ઈરાની લોકોનું મૂળ જન્મસ્થાન ક્યાંક પણ ધ્રુવવૃત્તના અંતર્ભાગમાં હતું, એમ માન-

વાથી એ સર્વ વિસંગતતાનો ક્ષણ માત્રમાં જ લોપ થઇ જાય છે; કારણ કે, તેમાં દશ અને સાત મહિનાનો ઉન્હાળો એક જ કાળમાં પણ જરા ભિન્ન ભિન્ન સ્થાનમાં હોય છે, એ તો આપણે જાણીએ જ છીએ. ધ્રુવબિન્દુ અને ધ્રુવવૃત્તના મધ્ય ભાગમાં અક્ષાંશના પરિમાણથી વર્ષમાં સાતથી તે અગિયાર મહિના સુધી સૂર્ય ક્ષિતિજમાં (ઊપર) હોય છે. અર્થાત્ એથી અવેસ્તામાંનાં ઉન્હાળાના અવધિવિશેનાં બે ભિન્ન ભિન્ન વિધાનો વિલક્ષણ કિંવા વિસંગત છે, એમ કહેવાનું કાંઇ પણ કારણ નથી. મૂળ વાકયનો યોગ્ય અર્થ કરવાથી બન્ને પ્રકારનાં વર્ણનો એક જ પ્રદેશમાંના બે ભિન્ન ભાગોને લાગૂ પડનારાં છે, એમ તત્કાળ દેખાઈ આવે છે. વૈદિક પ્રમાણોનો વિચાર કરતાં સાત અને દશ માસાવધિ એવી રીતે ઉભય પ્રકારના સૂર્ય પ્રકાશ યુક્ત કાળનાં ચિન્હો ઋગ્વેદમાં મળી આવે છે, એ તો કહેલું જ છે. એવો પ્રકાર ધ્રુવવૃત્તાન્તર્ગત પ્રદેશવિના અન્યત્ર કયાંય પણ શકય ન હોવાથી ઉપર્યુક્ત વિવેચનમાં નિશ્ચિત કર્યા પ્રમાણે ઐર્યન્ વઇજો ધ્રુવ પાસેનો જ પ્રદેશ હોવો જોઇએ, એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે. બુંદહિશમાં "દીન મહિનાના નવમ દિવસે શિયાળો આવેલો છે, એમ સૂચવવા માટે અગ્નિ પ્રજ્વલિત કરવાનો" જે રિવાજ કહેલો છે, તે શિયાળાના આગમનને સૂચવવા માટે નહિ, કિંતુ તેનો આરંભ થાય છે, એવી સૂચના આપવામાટેનો જ હોવો જોઇએ. કારણ કે, શિયાળાના આગમનમાટે અગ્નિ પ્રદીપ્ત કરવો, તે ટાઢના બે ત્રણ મહિના વીતી ગયા પછી કરવા કરતાં આરંભે કરવામાં જ ઔચિત્ય સમાયલું છે. એ રિવાજનો એવો અર્થ સ્વીકારવાથી નવ માસ અને દશ દિવસનું વર્ષ પણ તે સમયે આર્યોના આદિનિવાસના કોઇ પણ ભાગમાં પ્રચલિત હતું, એમ દેખાઇ આવશે. આ અનુમાન પણ દશ મહિનાના પ્રાચીન રોમન વર્ષ સાથે સર્વથા મળતું આવે છે. પરંતુ આ સૂક્ષ્મ વિષયને છોડી દઇએ, તોપણ એ ઘટનાઓના સંબંધમાં વૈદિક તથા અવેસ્તિક કથાઓમાં બહુ જ સામ્ય રહેલું છે. બુંદહિશમાં ત્રણ માસના એક ઋતુના હિસાબે વર્ષના ચાર ઋતુઓ કહેલા છે. ફ્રર્વર્દીન, અર્દૂહિત્ અને હોર્વદાદ્ મળીને વસંત; તીર. અમરદાદ અને શત્વૈરો મળીને ગ્રીષ્મ; મિત્રો, આવાન્ અને અતારો મળીને શરદ; તથા દીન, વોહૂમન્ અને સ્પેંદરમદ્ મળીને શિશિર. એ હિસાબ પ્રમાણે શરદ્ ઋતુનો ૪૦ મો દિવસ આવાન મહિનાનો ૧૦ મો દિવસ થાય છે; અને પછી, ઇન્દ્રના શંબર સાથે થયેલા યુદ્ધનો શરદના ૪૦ મા દિવસે પ્રારંભ થયો, એ વૈદિક વચનનો, ઐર્યન વઇજોમાં આવાન મહિનાથી શિશિરનો આરંભ થાય છે, એ બુંદહિશમાંના વચનસાથે ઘણોખરો (કેવળ દશ દિવસના તફાવતથી) મેળ મળી જાય છે. એ પ્રમાણે વૈદિક, અવેસ્તિક અને રોમન ઇત્યાદિ કથાઓમાં ઉન્હાળાની સમાપ્તિ થવાના કાળવિશેની સર્વથા એકવાક્યતાછે. સારાંશકે, સાત કિંવા દશમાસાવધિ સૂર્યપ્રકાશયુક્ત વર્ષ હિંદી યુરોપીયકાલીન એટલેકે, ભારતવર્ષીય અને યૂરોપીયન્ આર્ય એકત્ર હતા તે સમયનું હોઇને એ લોકોનો આદિનિવાસ ધ્રુવપ્રદેશમાં

હતો એમ માન્યાવિના એનો નિર્ણય ન થતો હોવાથી ઐર્યન્ વઇજો નામક પ્રદેશ પણ ધ્રુવપાસે જ હતો, એમ માન્યા વિના કોઇ પણ રીતે આપણો છૂટકો થઇ શકતો જ નથી. વાસ્તવિકરીત્યા અવેસ્તામાંનું ઉપર્યુક્ત વર્ણન સરળ છે; અને જો જેન્દ પંડિતોએ વિનાકારણ પ્રાચીન ઇરાનની પૂર્વ સરહદપર ઐર્યન વઇજોની સ્થાપના ન કરી હોત, તો એમાં પ્રથમ દર્શને દેખાતા વિરોધનું પણ કયારનુંય નિરાકરણ કરી શકાયું હોત. આવી સ્થિતિ હોવાથી ઐર્યન વઇજોવિશેનાં બે મતોમાંથી ખરું મત કયું છે, એવિશે કાંઇ વિશેષ કહેવાની આવશ્યકતા નથી. વધારે અને વધારે ગોટાળાને ઉત્પન્ન કરનારી કલ્પના કરતાં સર્વ વિષયોનો સમાધાનકારક નિર્ણય કરનારી કલ્પના જ વધારે ગ્રાહ્ય છે, એ તત્ત્વનો તો કોઇ પણ સ્વીકાર કરશે જ.

ઐર્યન વઇજોમાંનાં હવાપાણીનું વર્ણન કરનારાં વંદીદાદમાંનાં વચનોનો આપણે અહીંલગી વિચાર કર્યો. ધ્રુવોપપત્તિના યોગે એ વચનોનો ઘણો જ સારો નિર્ણય કરી શકાય છે. ઐર્યન વઇજોમાંના હવાપાણીની મૂળ સ્થિતિનો નિશ્ચય કરતાં તે સ્થિતિ અંગ્રમૈન્યુએ ઉત્પન્ન કરેલી સ્થિતિથી સર્વથા વિરુદ્ધ હોવી જોઇએ, એવી કલ્પના કરેલી છે. પરંતુ વંદીદાદના દ્વિતીય અધ્યાયમાં જે વૃત્તાંત આવેલો છે, તેના અવલોકનથી આવી રીતે કેવળ કલ્પનાથી જ ચલાવી લેવાનું કાંઇ કારણ અવશિષ્ટ રહેતું નથી. એ અધ્યાય પ્રથમ અધ્યાયના પરિશિષ્ટરૂપ હોઇને તેમાં ઐર્યન વઇજોનો સવિસ્તર વૃત્તાંત અને અંગ્રમૈન્યુએ તેમાં શરદી અને બર્ફ ઉત્પન્ન કર્યાં પહેલાની ત્યાંનાં હવાપાણીની અત્યંત સુખાવહ સ્થિતિનું વર્ણન આવેલું છે. તેના બે ભાગ હોઇને પ્રથમ ભાગમાં ઐર્યન વઇજોના રાજા યિમને અહુરમજદે મજદ પાસેથી ધર્મનિયમ લેવાનો ઉપદેશ કરેલો છે. યિમે એ ઉપદેશને અમાન્ય કરવાથી અહુરમજદે તેને પોતાની પ્રજાને સુખી રાખીને તેની વૃદ્ધિ કરવા માટેની આજ્ઞા કરી. તે પ્રમાણે યિમે રોગ અને મૃત્યુને પોતાના લોકોથી દૂર હાંકી કાઢીને પ્રજાજનોને સુખી કર્યાં અને પોતાના રાજ્યની સીમાને વધારવા માટેનો ત્રણવાર પ્રયત્ન કર્યો. કદાચિત્ ઉત્તરધ્રુવપાસેની આર્યવસતિને વધારવાના પ્રયત્ન સાથે આ વાર્ત્તાનો સંબંધ હશે, પરંતુ અહીં એ વિશે વિશેષ વિચાર કરવાનું આપણને કાંઇપણ પ્રયોજન નથી. બીજા ભાગમાં અહુરમજદે ભરેલી સર્વ દેવોની સભાનું વર્ણન છે. એ સભામાં યિમ રાજા પોતાના સર્વ મોટા મોટા અધિકારીઓ સહિત હાજર હતો. એ સભામાં અહુરમજદે યિમને એવી સૂચના આપી કે, "ઐર્યન્ વઇજોપર ભયંકર શરદી અને બર્ફની ચઢાઈ થવાની છે અને તેનાયોગે તેમાંની સર્વ વસ્તુઓનો નાશ થઈ જશે; તો એ સંકટ સ્હામા ઊભા રહેવાને તું એક વર (ઘર) તૈયાર કર અને તેમાં સર્વ પ્રાણી તથા વનસ્પતિયોનાં બીજને યત્નથી સંભાળી રાખ." એ પ્રમાણે યિમે વર (ઘર) તૈયાર કર્યું. એ વર (ઘર) માંના લોકોને સૂર્ય, ચંદ્ર અને તારક આદિ વર્ષમાં કેવળ એકવાર જ ઉદિત

થએલાં દેખાતાં હતાં, એમ કહીને આગળ જતાં એ અધ્યાયમાં એ વર(ઘર) માં લોકો કેવા આનંદથી રહ્યા હતા, તેનું વર્ણન કરેલું છે.

એ યિમનું વર (ઘર) બાયબલમાંની નોહાની નૌકા સમાન જ છે; ભેદ માત્ર એટલો જ કે, બાયબલમાંનું પૂર પાણીનું હોઇને અવેસ્તામાંનું પૂર બર્ફ (હિમ)નું છે. અવેસ્તામાંનું બર્ફનું પૂર ભૂસ્તરશાસ્ત્રથી વિરુદ્ધ નહિ, કિન્તુ ભૂસ્તરશાસ્ત્ર વિષયક છેલ્લામાં છેલ્લા શોધોના આધારે તે સત્ય ઐતિહાસિક છે, એમ સર્વથા સ્પષ્ટ સિદ્ધ થઈ શકે છે. બીજું યિમના વર (ઘર) માંના લોકોને 'સમસ્ત વર્ષ એક દિવસ જેવું ભાસ્યું' અને 'સૂર્ય તથા તારક વર્ષમાં કેવળ એકવાર જ ઊગેલા દેખાતા' એવું જે વર્ણન છે તેથી પણ એ વર (ઘર) ઉત્તરધ્રુવપાસે હતું, એ વિશે તિલમાત્ર પણ સંદેહ રહેતો નથી. એવી રીતે યિમના વરનું સ્થાન નિશ્ચિત થતાં ઐર્યન વઇજોનું સ્થાન પોતાની મેળે જ નિશ્ચિત થઈ જાય છે; કારણ કે, યિમનું એ વર ઐર્યન વઇજોમાં જ હતું. ઐર્યન વઇજો પ્રદેશ ઉત્તર ધ્રુવપાસે હતો, એ વિધાનને પુષ્ટિદાયક એ વળી બીજું એક ઉત્તમ પ્રમાણ છે. કદાચિત્ એમ પણ કહેવામાં આવે કે, યિમના વરની એ કથા સત્ય નહિ, પણ કેવળ કાલ્પનિક જ છે; તોપણ એક વર્ષ જેટલો દિવસ અને વર્ષમાં એકવાર સૂર્યનો ઉદય, એ ઘટનાઓ પણ કેવળ કલ્પનાથી જ જાણવામાં આવી હશે તથા ઉત્તરધ્રુવપાસેની સ્થિતિ સાથે તેમનો જે મેળ મળે છે તે કેવળ કાકતાલીય ન્યાયથી જ મળે છે, એમ તો કદાપિ કહી શકાય જ નહિ. વંદીદાદકાલીન લોકોએ એ ઘટનાઓ કદાચિત્ પ્રત્યક્ષ નિહાળેલી નહિ હોય, તોપણ એ ઘટનાઓનું તેમને પરંપરાગત જ્ઞાન થએલું હોવું જોઇએ; એટલે કે, તેમના પૂર્વજોએ પોતાના ઉત્તરધ્રુવ પાસેના નિવાસ સમયે એ ઘટનાઓનું પ્રત્યક્ષ નિરીક્ષણ કરેલું હોવું જોઇએ. ઐર્યન વઇજો પ્રદેશ પ્રાચીન ઇરાનની પૂર્વ દિશા તરફ હતો, એવું વિધાન કરનારા પંડિતો, ઉક્ષસ્ અને યક્ષાવર્ત્ત એ બે નદીઓના ઉદ્‌ગમ પાસેનો એ પર્વત સપાટીનો પ્રદેશ અત્યારે છે તેના કરતાં બહુ જ ઉચ્ચ હતો અને તેથી ત્યાં શરદી વિશેષ હતી એમ પ્રતિપાદન કરીને ઐર્યન વઇજોમાંના દશ માસાવધિ શિયાળાના નિર્ણયનો પ્રયત્ન કરવા ઇચ્છે છે. પરંતુ એમ માનવામાં શી શી અડચણો સમાયલી છે, એનો તેમણે વિચાર કરેલો દેખાતો નથી. ઐર્યન વઇજોમાંનો દશ મહિનાનો શિયાળો અંગ્રમૈન્યુના આક્રમણ પછીનો હોઇને તે પૂર્વે તો ત્યાંનાં હવાપાણી આરોગ્યમય તથા સુખકર જ હતાં. પરંતુ એમ હોવાને, પૂર્વે તે પ્રદેશ ઉચ્ચ ન હોતો, કિંતુ અંગ્રમૈન્યુએ તેને ઉચ્ચ કરવાથી ત્યાંની હવા શીતળ થઇ ગઇ, એમ જ માનવું પડે છે. આજે તો ઉક્ષસ્ નદીના ઉદ્‌ગમ પાસે દશ માસનો શિયાળો હોવાની સ્થિતિ નથી એટલે કે, અંગ્રમૈન્યુના આક્રમણ પછી કાલાન્તરે તે પ્રદેશ પાછો સપાટ થઇ ગયો, એમ જ માનવું અને કહેવું જોઇએ. પરંતુ દુર્ભાગ્યયોગે એ પ્રદેશના ઉચ્ચ અને સપાટ થવા વિશેનો ભૂસ્તરશાસ્ત્રવિષયક જરા પણ

પૂરાવો નથી અને તેવો પૂરાવો કદાચિત્ હોત, તોપણ **યમ**ના વરમાંના લોકોને સમસ્ત વર્ષ એક દિવસ જેવું ભાસ્યું, એ એક જ વાર્તાથી એ વર્ણન ધ્રુવસંબંધી છે, એ વિશે જરાય સંશય રહેવાનો સંભવ નહોતો. તાત્પર્ય એટલું જ કે, ઐર્યન વઇજો ધ્રુવ કરતાં બીજા કોઇ સ્થાનમાં હતો, એમ માનવું કિંવા પ્રતિપાદન કરવું સર્વથા વ્યર્થ અને પોકળ છે. પુરાણુસ્થ નદીઓ તથા પ્રદેશોનાં નામો પાછળથી ખરી નદીઓને કિંવા પ્રાન્તોને આપવામાં આવ્યાં હશે, પરંતુ આપણે કેવળ એ નામોના સાદૃશ્યથી જ તે મૂળ નદીઓ કિંવા દેશોનાં સ્થાનોને સિદ્ધ કરવા જઇએ, તો તો ઐર્યન્વઇજો હિમાલય તથા વિંધ્ય પર્વતના મધ્યમાંનો પ્રદેશ છે, એમ જ કહેવું પડશે; કારણ કે, એ પ્રાંતનું **આર્યાવર્ત્ત** નામ પણ ઐર્યન્ વઇજોના અર્થને જ દર્શાવનારૂં છે. જેન્દ પંડિતોએ આવો જ પ્રકાર કરેલો છે. દશ માસાવધિ શિયાળાના ઉલ્લેખના સાહાય્યથી ઐર્યન્ વઇજોના સ્થાનને નિશ્ચિત કરવાનું છોડી દઇને ઇરાનમાંની નદીઓનાં નામોપરથી તેને સિદ્ધ કરવાનો જેન્દ પંડિતોએ પ્રયત્ન કરેલો છે. વસ્તુતઃ એ નામો પ્રાચીન હોઇને જ્યારે પ્રાચીન ઇરાની લોકો ત્યાં રહેવા માટે આવ્યા, ત્યારે ત્યાંનાં સ્થળોને તેમણે તે નામો આપેલાં હોવાં જોઇએ. જેન્દ પંડિતોની એ કલ્પનાના યોગે ઐર્યન વઇજોના સ્થાનનો નિર્ણય થવાને બદલે તે વિશેનો વધારે ગોટાળો જ થઇ ગયો છે. પરંતુ આધુનિક શાસ્ત્રીય શોધોના યોગે અવેસ્તામાંનું વર્ણન સર્વથા સત્ય સિદ્ધ થએલું હોવાથી ઐર્યન્ વઇજો પ્રદેશ પ્રાચીન ઇરાનની પૂર્વ સરહદપર આવેલો હતો, એ જેન્દ પંડિતોના અભિપ્રાયને સર્વથા ત્યાગી દીધા વિના બીજો કોઇ માર્ગ જ નથી.

જેમાં અહુરમજદે **યિમ**ને તેના રાજ્યપર આવનારા શરદી અને હિમપાતરૂપ સંકટની સૂચના આપી છે, તે દ્વિતીય અધ્યાયમાંનો એક મહત્ત્વનો ભાગ છે. એ સૂચના ભવિષ્યના કથનરૂપે અપાયલી છે અને તે પ્રાચીન ઇરાની લોકોના પૂર્વજોએ પ્રત્યક્ષ નિહાળેલા કાળનું જ વર્ણન હોવું જોઇએ, એમ વાચકોને સહજ દેખાઈ આવે તેમ છે. તે સૂચના આ પ્રમાણે;—

અહુરમજદ **યિમ**ને કહે છે કે;—"હે વિવંગત્પુત્ર **યિમ**, આ પૃથ્વીપર ભયંકર શીતલતાનો કાળ આવતાં અતિશય અંધકાર છવાશે અને અત્યુચ્ચ પર્વતના શિખરપર પણ **અરેદ્વિ** જેવડો બરફનો થર બંધાશે. એથી વનવાસી, પર્વતવાસી અને દરી નિવાસી એવી રીતે ત્રણે પ્રકારનાં પશુ નાશ પામશે. એ હિમકાળના આગમનપૂર્વે પશુઓ માટે ક્ષેત્રોમાં વિપુલ તૃણ ઊગશે; વહન કરતા જળના પ્રવાહ અને ઓગળનારા બર્ફના યોગે આ ભૂમિ પૃથ્વીમાં સર્વથી સુખકર છે, અને તેમાં અદ્યાપિ પશુઓનાં પગલાં છપાયલાં દેખાય છે. એટલા માટે તું એક દીર્ઘ ચતુષ્કોણુ વર (ઘર) તૈયાર કર અને તેમાં ગાયો, ઘેંટાં, મનુષ્ય, શ્વાન, પક્ષી અને રક્તવર્ણુ અગ્નિનાં બીજ લાવી રાખ."

જ્યાં સમસ્ત વર્ષ કેવળ એક દિવસ સમાન ભાસતું હતું, તે યિમના રાજ્યપર ધાડ પાડનારા હિમકાળનું આના કરતાં બીજું વધારે સ્પષ્ટ વર્ણન તે શું હોઇ શકે વારુ? એમાં અંગ્રમૈન્યુનો ઉલ્લેખ ન હોઇને જેવીરીતે કોઇ આધુનિક ભૂસ્તરશાસ્ત્રવેત્તા હિમકાળમાંના હિમાવરણનું વર્ણન કરે, તેવીરીતે આ વર્ણન પણ સરળતાથી કરાયલું છે. પર્વતના ઉચ્ચતમ શિખરે પડનારા હિમ (બર્ફ) ને લીધે પર્વતમાં અને દરીઓમાં વસતાં સર્વ પ્રકારનાં પશુઓનો વિનાશ થશે, એમ અહુરમજ્દે યિમને જણાવ્યું; તેમાં તે બર્ફ અરેદ્વિ જેવડું જાડું કિંવા ઉચ્ચ હશે, એમ જે કહેલું છે, તેનો 'અતિશય' કિંવા " ચૌદ આંગળ " (એક વેંત અને બે આંગળ) એવો ભાષાંતરકારે અર્થ કરેલો છે. એક હાથ જાડાઇનો બર્ફનો થર પર્વત અને દરીઓપર પડે, તો સર્વ જીવજાતિ તત્કાળ મરી જાય, એ નવીનતાથી કહેવાની અગત્ય નથી. તાત્પર્ય કે, હિમપાતના આગમનનું એના કરતાં વિશેષ આબેહૂબ વર્ણન કરવું સર્વથા કઠિન અને અશકય છે. આર્યોના આદિનિવાસની મૂળ સુખકર ભૂમિનો બર્ફ અને શરદીના યોગે કેવીરીતે વિનાશ થઇ ગયો, એ વિશેનો આપણી પાસે આવો સ્પષ્ટ પૂરાવો હોવા છતાં પ્રથમ ફર્ગર્દમાં (અધ્યાયમાં) વર્ણવેલું અંગ્રમૈન્યુનું આક્રમણ કેવા પ્રકારનું હતું, તે કહેવામાં હવે કોઇ પણ પ્રકારની કઠિનતા આવે તેમ નથી. ઐર્યન્ વઇજોમાંની હવા ખૂબ સુખકર હતી અને પછી બર્ફ તથા શરદીના યોગે તે ઘણી જ બગડી ગઇ, એ કેવળ તર્ક નથી, કિન્તુ વંદીદાદમાંના વર્ણનમાં તેમ સ્પષ્ટ વર્ણવેલું છે. એ વર્ણન એવું તો આબેહૂબ છે કે, તે કેવળ દંતકથાત્મક કિંવા કાલ્પનિક હશે, એમ કદાપિ કહી શકાય તેમ નથી જ. ભૂસ્તરશાસ્ત્રવિષયક આધુનિક શોધોના આધારે, આજ સૂધીમાં નિદાન બે હિમકાળ તો થઇ જ ગયા છે, એમ સિદ્ધ થએલું છે અને અમેરિકન ભૂસ્તરશાસ્ત્રવેત્તાઓના અભિપ્રાય પ્રમાણે અંતિમ હિમકાળ ઇ. સ. થી ૮૦૦૦ વર્ષ પૂર્વે સમાપ્ત થઇને હિમોત્તર કાળનો આરંભ થયેલો છે. અવેસ્તામાંનું હિમપાતવિષયક વર્ણન ભૂસ્તરશાસ્ત્ર વિષયક શોધ સાથે આટલું બધું મળતું હોવા છતાં તે વર્ણન સત્ય ઐતિહાસિક નથી, એમ જો કોઇ માને, તો તે તેનો કેવળ દુરાગ્રહ જ છે. ગત ત્રીસ ચાળીસ વર્ષના અવધિમાં ઉપલબ્ધ થએલાં ભૂસ્તરશાસ્ત્રીય પ્રમાણોના યોગે જ્ઞાત થએલા આ ચમત્કારનું વર્ણન વંદીદાદના કર્ત્તાએ કેવળ કલ્પનાથી જ કરેલું હોય, એમ સંભવતું નથી. આજથી ત્રીસ ચાળીસ વર્ષ પૂર્વે એને કેવળ કલ્પનાસૃષ્ટિના નામથી ઓળખવું યોગ્ય મનાતું હશે, પણ હવે હિમપાતની કલ્પના સ્પષ્ટ જ્ઞાત થએલી હોવાથી અવેસ્તામાંના ઉપર્યુક્ત વર્ણન વિશે એવા નિરાધાર તર્કોનો લેશમાત્ર પણ આદર કરી શકાય તેમ નથી. ખરી ગુરુકિલ્લીના અભાવે પોતાની ભૂમિ વિશે લખી રાખેલા પ્રાચીન લેખોનો કેવો પ્રમાદપૂર્ણ અર્થ કરવામાં આવે છે, એનું માત્ર એ તર્ક તે એક સજીવ ઉદાહરણ છે. જેન્દ પંડિતો વિનાકારણ ભ્રાંતિમાં પડી ન ગયા હોત, તો ઐર્યન્ વઇજો કિંવા આર્યોના

આદિનિવાસ ઉત્તરધ્રુવ પાસે જ હોઇને ત્યાંથી તેઓ કેવળ લોકસંખ્યાની વૃદ્ધિના કારણથી કિંવા અન્ય કોઈ અપ્રતિકાર્ય મનોવૃત્તિના યોગે નીકળ્યા નહોતા, કિન્તુ હિમપાતવડે તે ભૂમિ નિવાસમાટે અયોગ્ય થવાથી જ તેમને તે ભૂમિનો ત્યાગ કરવો પડ્યો હતો, આ તત્ત્વ સહજ તેમના જાણવામાં આવી શક્યું હોત. તાત્પર્ય કે, ગત ત્રીસ ચાળીસ વર્ષના અવધિમાં ઉપલબ્ધ થએલાં શાસ્ત્રીય પ્રમાણોના યોગે જ્ઞાત થએલી વાતાવરણમાંની આ અત્યંત પ્રાચીન ક્રાંતિ વિશેનો લેખિત પૂરાવો જ વંદીદાદમાં પ્રકટ કરી રાખેલો છે, એમાં કાંઇ પણ શંકા નથી.

અહીં સૂધી કરેલા વિવેચનથી વંદીદાદના પ્રથમ બે ફર્ગર્દો (અધ્યાયો)માંની કથા આપણા માટે કેટલી બધી મહત્ત્વની છે, એ આપણા જાણવામાં આવી ગયું. ઋગ્વેદમાંના ઉષાનાં સૂક્તોથી ત્રીસ દિવસના અવધિની દીર્ઘ ઉષાનું આપણા આદિનિવાસમાંનું અસ્તિત્વ સિદ્ધ થાય છે; તેમ જ ઇતર વચનોના આધારે ત્યાંની ષણ્માસાવધિ કિંવા તેથી કાંઇક ન્યૂન રાત્રિ અને સાત કિંવા દશ મહિનાનું વર્ષ ઇત્યાદિ ઘટનાઓ પણ જાણવામાં આવી જાય છે. વૈદિક કથાઓપરથી કેટલીક વૈદિક દેવતાઓ પણ મૂળ ધ્રુવ દેશમાંની જ દેખાય છે, એ પણ ગત બે દર્શનોમાં બતાવેલું જ છે. પરંતુ આટલું છતાં પણ ધ્રુવમાં કયા સમયમાં વસતિ હતી અને તેનું પ્રયાણ ક્યારે થયું, એનો જેના યોગે નિર્ણય કરી શકાય એવું એક પણ વચન ઋગ્વેદમાં નથી; અને એટલા માટે જ ભૂસ્તર શાસ્ત્રનું સાહાય્ય લેવું પડ્યું છે. એ શાસ્ત્રવિષયક સર્વથા અત્યારના શોધોના યોગે ધ્રુવપ્રદેશમાંની અત્યારની જે હવા અત્યંત કડક અને શીતલ છે, તે જ ગત હિમકાળ પૂર્વે સૌમ્ય અને સુખકર હતી એમ સિદ્ધ થઈ ચૂક્યું છે. હવે વૈદિક વચનોના આધારે જો ધ્રુવપ્રદેશમાંની આર્યવસતિનું અનુમાન થઇ શકતું હોય, તો અર્થાત્ ત્યાંની આર્યવસતિ હિમકાળથી પૂર્વની જ હોવી જોઇએ, હિમકાળ પછીની નહિ, એ પોતાની મેળે જ સ્પષ્ટ થઇ જાય છે. પણ અવેસ્તામાંની પૂર્વોક્ત કથાના યોગે હવે ભૂસ્તરશાસ્ત્રીય શોધોના આધારે કેવળ એવું અનુમાન કરીને જ બેસી રહેવાની કશીયે આવશ્યકતા રહી નથી. એ કથાથી સ્પષ્ટ એમ દેખાય છે કે, (૧) ઐર્યન્ વઇજોમાંની હવા મૂળ સારી હતી, પણ પછીથી અંગ્રમૈન્યુએ તેને બગાડી નાખી; (૨) ઐર્યન્ વઇજોનું સ્થાન એવું હતું કે, ત્યાં બાંધેલાં વરો (ઘરો) માંથી સમસ્ત વર્ષમાં સૂર્ય કેવળ એકવાર જ ઊગેલો દેખાતો હતો; અને (૩) એ સુખકારક ભૂમિ હિમપાતના યોગે ત્યાંનાં સર્વ પ્રાણીઓનો નાશ થવાથી નિવાસમાટે અયોગ્ય થઇપડી. ભૂસ્તરશાસ્ત્રવિષયક વર્ત્તમાન શોધોના અભાવે એ વચનો સ્પષ્ટ હોવા છતાં પણ એમનું રહસ્ય કદાચિત્ જાણવામાં ન આવી શકત અને કદાચિત્ એમાંની ઘટનાઓ અસંભવનીય પણ લાગત. કેટલાક જેન્દ પંડિતોની આવી અવસ્થા થવાથી જ એમાંથી પોતાની ઈચ્છા પ્રમાણેના અર્થને ખેંચી કાઢવા માટે તેમણે એ વચનોની ગમેતેવી ખેંચતાણ

કરી નાખી છે. અર્થાત્ એ ભ્રમણાને દૂર કરી અવેસ્તામાંનાં વચનોના સત્ય અર્થને બતાવી દેવાના કાર્યમાં ભૂસ્તરશાસ્ત્રીય શોધોનું જે અમૂલ્ય સાહાય્ય આપણને મળ્યું છે, તેનો કદાપિ અસ્વીકાર કરી શકાય તેમ નથી જ. તોપણ એથી એ કથાના મહત્ત્વમાં કશી ન્યૂનતા થતી નથી. પ્રાચીન કાળમાં યુરેશિયાના સર્વથા ઉત્તર ભાગમાં થએલા જે ભયંકર હિમપાતના યોગે ત્યાંના આર્યોને દક્ષિણ તરફ આવવું પડ્યું હતું, તેનો ઇતિહાસ સહસ્રાવધિ વર્ષોથી કેવળ કથાઓના રૂપે જ સ્મરણમાં રહેલો છે; ને એ કથાઓ જોકે આજપર્યન્ત ગૂઢ રહી હતી, તથાપિ વર્ત્તમાન કાળના શાસ્ત્રીય શોધોના યોગે તેમનો સત્ય અર્થ જાણવામાં આવવાથી તેમની સત્યતા વિશે સંશયનો લેશ માત્ર પણ સંભવ રહ્યો નથી. આવીરીતે આધુનિક શાસ્ત્રોએ ધાર્મિક વાઙ્મયમાંની કથાઓની ઐતિહાસિક સત્યતાને સિદ્ધ કરી આપ્યાનાં આવાં થોડાં જ ઉદાહરણો મળી શકશે. એ પ્રમાણે પ્રાચીન કથા અને આધુનિક શાસ્ત્રોના આધારે ઐર્યન્ વઇજોના ધ્રુવપાસેના સ્થાન અને તેના હિમના યોગે થએલા નાશ વિશેનો નિશ્ચય થઈ ગયા પછી, પ્રથમ ફર્ગર્દમાંના વર્ણનમાં આવેલી સોળ ભૂમિઓનો આર્યોના ધીમે ધીમે થએલા પ્રયાણસાથે જ સંબંધ હોવો જોઇએ, એ સહજ વ્યક્ત થાય છે. તે ફર્ગર્દમાં જોકે સ્થાનત્યાગનો કશોય ઉલ્લેખ કરેલો નથી, તોપણ ઐર્યન્ વઇજો સર્વથા ઉત્તરતર્ફનો પ્રદેશ હોઇને તેનો હિમના યોગે નાશ થયો હતો, એટલું જાણવામાં આવી ગયું, એટલે પછી સ્થાનત્યાગના સ્પષ્ટ ઉલ્લેખનું કાંઇ પણ પ્રયોજન રહેતું નથી. એક વિશિષ્ટ ક્રમથી જે સોળ ભિન્ન ભિન્ન પ્રદેશો કહેલા છે, એટલી ઘટના જ તે પ્રદેશો અનુક્રમે આર્યોના પ્રયાણમાર્ગમાં આવ્યા હતા, એમ માનવામાટે પૂર્ણ છે. વંદીદાદમાંના ઉલ્લેખનો પ્રત્યેક અક્ષર ઐતિહાસિક દૃષ્ટિથી સત્ય છે, એમ કહેવાનો અમારો ઉદ્દેશ નથી; કારણકે, આપણા અહીંના મેરુ પ્રમાણે જ ઐર્યન્ વઇજો પણ પુરાણોના જાળમાં ગુંથાઈ ગએલો છે. તોપણ ઇરાની આર્યોના ધ્રુવપાસેના આદિનિવાસની ઐતિહાસિક માહિતી જ વંદીદાદમાં આપેલી હોઇને, તેના પ્રથમ ફર્ગર્દમાં, તેઓ પોતાના આદિનિવાસ સ્થાનમાંથી નીકળીને હિમોત્તર કાળના આરંભમાં રસા (રંઘ) નદીના તીરે કિંવા સપ્ત સિંધુના પ્રાંતમાં આવીને વસતિ કરી રહ્યા ત્યાં સુધી, માર્ગમાં આવેલા દેશોનું જ વર્ણન છે. એ વાર્ત્તાનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી જ.

એ ઇરાની આર્યોના નંદનવનપર આવેલી બર્ફના પૂરરૂપ આપત્તિનું આપણા પ્રાચીન વાઙ્મયમાંની પ્રલયકથા સાથે બહુ જ સામ્ય છે. એ પ્રલયનું અત્યંત પ્રાચીન વર્ણન શતપથ બ્રાહ્મણ (૧,૮,૧,૧–૧૦) માં છે અને મહાભારત, મત્સ્ય પુરાણ તથા ભાગવત ઇત્યાદિ ગ્રંથોમાં પણ એ કથા આવેલી છે. એ સર્વ કથાઓનો અહીં વિચાર ન કરતાં કેવળ શતપથ બ્રાહ્મણમાંની કથાનું જ થોડુંક પરીક્ષણ કરીશું તો તેટલું જ પૂર્ણ છે. તે કથા આ પ્રમાણે;–"એક દિવસે પ્રાતઃકાળમાં મનુને સ્નાનમાટે પાણી આપતાં

તેમાંનો એક મત્સ્ય મનુના હાથમાં આવ્યો. તે મત્સ્યે પોતાના પ્રાણ રક્ષવામાટે મનુની પ્રાર્થના કરી અને એ ઉપકારના બદલા તરીકે સર્વ પ્રાણીને તાણી જનાર જળના અખંડ પ્રવાહમાંથી તેનું રક્ષણ કરવામાટેનું પોતે પોતા તરફથી વચન આપ્યું." એ કથામાં એ સંભાષણ ક્યારે અને કયે સ્થળે થયું, એ કહેલું નથી અને તે જળપ્રવાહના સ્વરૂપનું અધિક વિસ્તારથી વિવેચન કરેલું નથી. અસ્તુ. મત્સ્યની ઇચ્છા પ્રમાણે મનુએ પ્રથમ તેને એક પાત્રમાં, ત્યારપછી એક નાના તળાવમાં અને અંતે સમુદ્રમાં છોડી દઇને તેનું સંરક્ષણ કર્યું. એ વેળાએ તેણે મનુને કહ્યું કે, "અમુક એક વર્ષમાં ભયંકર જલપ્રલય થવાનો છે, એટલામાટે એક નૌકા બાંધી (બનાવી) ને તેમાં તું બેસી રહેજે." મનુએ એ પ્રમાણે નૌકા બનાવી અને જ્યારે પૂર ચઢવા લાગ્યું, ત્યારે તેમાં બેસીને તેણે તે નૌકાનો દોરડો તે મત્સ્યના શૃંગમાં બાંધી દીધો અને એ પ્રમાણે તે ઉત્તરગિરિ (હિમાલય) પાસે આવી લાગ્યો. ત્યાં આવી પહોંચ્યા પછી મત્સ્યે મનુને કહ્યું કે, "તું તારી નૌકાને કોઇ એક વૃક્ષ સાથે બાંધી દે, એટલે જેમ જેમ પાણી ઉતરતું જશે, તેમ તેમ નૌકા નીચે આવતી જશે." મનુએ એ પ્રમાણે કરવાથી જ એ ઉત્તરગિરિને 'મનુના અવસર્પણ'નું નામ પ્રાપ્ત થયું, એમ પણ તે બ્રાહ્મણમાં કહેલું છે. એ પ્રલયમાંથી કેવળ એક મનુ જ બચી શકયો હતો. પછીથી તેના મનમાં સંતતિની ઇચ્છા ઉત્પન્ન થતાં તેણે પાકયજ્ઞ કર્યો, એટલે એક વર્ષ પછી ઈડા નામક સ્ત્રી ઉત્પન્ન થઇ અને તેની સાથેના સંયોગથી તે સંતતિવાળો થયો.

આ કથાનો અથર્વવેદમાં પણ ઉલ્લેખ કરેલો દેખાય છે; કારણ કે, તેમાં (૧૯ ૩૯,૭–૮) કુષ્ઠ નામક વનસ્પતિ 'नावप्रभ्रंशनम्' નામક હિમવાનના શિખરપર ઉત્પન્ન થવાનું કહેલું છે. મહાભારતમાં એ હિમાલયના શિખરને 'नौबंधनम्' કહેલું છે. પરંતુ એ ઘટના ક્યારે અને ક્યાં બની, એ વિશેનો તેમાં કશોય ઉલ્લેખ કરેલો નથી. મત્સ્યપુરાણમાં મનુની તપશ્ચર્યાનું સ્થાન મલય એટલે કે મલબાર આપેલું હોઇને, ભાગવતમાં દ્રવીડ દેશના રાજા સત્યવ્રતને જ એ પ્રલયકથાનો નાયક કહેલો છે. પરંતુ શતપથ બ્રાહ્મણમાંના એ સર્વથી વિશેષ પ્રાચીન વૃત્તાંતમાં મનુ કયે સ્થળે નૌકામાં બેઠો, એ વિશે કાંઈ પણ કહેલું નથી. વળી એ પૂર જલનું હતું, અવેસ્તામાંના પૂર પ્રમાણે બર્ફનું નહોતું. છતાં મનુની કથા તે કોઇ એક ન્હાનકડા પૂરની કથા નથી, કિન્તુ તે અવેસ્તામાં વર્ણવેલા સાર્વત્રિક પ્રલયની જ કથા છે, એમાં લેશ માત્ર પણ શંકા નથી શતપથ બ્રાહ્મણમાં એ પૂરને 'औघः" નામ આપેલું છે; તથાપિ સંસ્કૃતમાં બર્ફનો વાચક જે **प्रालेय** શબ્દ છે, તે પાણિનિના અભિપ્રાય પ્રમાણે (૭,૩,૨) **प्रलय** શબ્દમાંથી જ થએલો છે. એથી પ્રલય અને બર્ફના મૂળ સંબંધને ભારતીયો પ્રથમ જાણતા હતા પણ પછીથી એ તરફ તેમનું દુર્લક્ષ થઇ ગએલું હોવું જોઇએ, એમ જણાય છે. ભૂસ્ત-

રશાસ્ત્રના આધારે એમ જાણવામાં આવી શકે છે કે, પ્રત્યેક હિમકાળના પ્રસંગે બર્ફ-વાળા પ્રાન્તોમાંથી વહન કરતી નદીઓ પોતાની સાથે પુષ્કળ ગાળ અને માટી લઇને દૂર દૂરની ભૂમિને તેના પૂરથી ભરી નાખે છે. બ્રાહ્મણમાંના **ઔઘ:** શબ્દનો પણ એવાજ કોઈ એક જંગી પૂર સાથે સંબંધ હોઇને મનુ તેમાં પોતાની નૌકા સહિત તણાતો તણાતો હિમાલય પાસે આવી પહોંચ્યો હશે. એટલે કે, બ્રાહ્મણમાંની એ કથા કેવળ પાણીના પૂરવિશેનીજ હતી, એમ માનવાનું વિશેષ કારણ નથી. એ કથા તે અવેસ્તામાંના બર્ફના પ્રલયની કથાનું જ રૂપાન્તર છે. ભારતીયોએ બાયબલમાંથી જલપ્રલયની કથાને ચોરીને પોતાના ગ્રંથોમાં નાખી દીધી હશે, એવી એક કલ્પના કેટલાંક વર્ષ પૂર્વે કેટલાક વિદ્વાનોએ ઉપજાવી હતી; પરંતુ **શતપથ** બ્રાહ્મણમાં "કૃત્તિકા માત્ર પૂર્વ દિશામાંથી ચળતી નથી" એમ જે કહેલું છે, તેથી એ બ્રાહ્મણ ઇ. સ. થી ૨૫૦૦ વર્ષ પૂર્વ કરતાં અર્વાચીન નથી એમ સિદ્ધ થઇ જવાથી એ કલ્પનાનો તેમને પરિત્યાગ કરવો પડ્યો હતો. તાત્પર્ય કે, એ પ્રલય કથા મૂળ આર્યોની જ હોઇને અવેસ્તિક તથા વૈદિક વૃત્તાંતનું મૂળ એક જ હોવું જોઇએ. **અવેસ્તામાંનો યિમ તે વિવંઘત્‌નો પુત્ર છે તેમ જ વૈદિક મનુ** પણ **વૈવસ્વત** એટલે કે **વિવસ્વત્‌ના પુત્રનો** નામથી પ્રખ્યાત છે (શ. બ્રા. ૧૩,૪,૩,૩; ઋ. ૮,૫૨,૧). યમને પણ ઋગ્વેદમાં **વૈવસ્વત** કહેલો છે (૧૦ ૧૪,૧). અર્થાત્ અવેસ્તામાંની કથાનો નાયક **યિમ** (સં. **યમ**) અને વેદમાંની કથાનો નાયક **મનુ** તેમજ એક પૂર બર્ફનું અને બીજું પૂર પાણીનું, એવી જો કે વિષમ અવસ્થા છે, તોપણ એ બન્ને કથાઓ એક જ ભૂસ્તરવિષયક *ઉત્પાત સાથે સંબંધ ધરાવે છે, એમાં શંકા નથી. **શતપથ** બ્રાહ્મણમાંના વૃત્તાંત કરતાં વંદીદાદમાંનો વૃત્તાંત વિશેષ સ્પષ્ટ હોઇને તેમાંની ઘણીખરી બાબતોનો હિમપાત વિષયક શાસ્ત્રીય શોધોસાથે સારો મેળ મળતો હોવાથી **શતપથ** બ્રાહ્મણ કરતાં તે વૃત્તાંત વધારે પ્રાચીન છે, એવું અનુમાન થઇ શકે છે.

---

*જળપ્રલયની કથા ગ્રીકપુરાણમાં પણ આવેલી છે અને ઘણીક બાબતોમાં મનુની વૈદિક કથા સાથે તેનું બહુ જ સામ્ય છે. તે કથા આ પ્રમાણે;—પૃથ્વી પર અતિશય અન્યાય થવાથી **ઝુસે** (દ્યૌ: પિતર) અતિશય વૃષ્ટિ વર્ષાવીને અત્યુચ્ચ પર્વત શિખરવિના બાકીના સર્વ ગ્રીસ દેશને પાણીમાં ડુબાવીને ગર્ક કરી નાખ્યો. તેમાંથી **ડ્યુકેલીયન્** પોતાના પિતાના ઉપદેશથી એક નૌકા બાંધીને તેમાં રહેલો હોવાથી સહીસલામત બચી ગયો. પછીથી તેની પ્રાર્થનાથી ઝુસે તેની સાથે રહેવા માટે સ્ત્રી તથા પુરુષની ઉત્પત્તિ કરી. નૌકાના યોગે સુખરૂપ પૃથ્વીપર ઉતર્યા પછી ડ્યુકેલિયને યજ્ઞ કરીને ઝુસને સંતુષ્ટ કર્યો. એરિસ્ટોટલ નામક ગ્રીકતત્ત્વવેત્તાએ પણ પોતાના ગ્રંથમાં એ કથાને ખરી ઐતિહાસિક માનીને તેવી રીતે જ તેની ચર્ચા કરેલી છે.

ઉત્તરતરફના માનવ વસતિસ્થાનનું જેમના યોગે અલ્પસ્વલ્પ અનુમાન કરી શકાય, એવાં બીજાં પણ કેટલાંક વચનો આપણા પ્રાચીન વાઙ્મયમાં અસ્તિત્વ ધરાવે છે. ઋગ્વેદમાં અનેક સ્થળે આવેલા '**शतं हिमाः**' (૧,૬૪,૧૪,૨,૩૩,૨; અને ૫,૫૪,૧૫ ઇત્યાદિ) શબ્દો, અને ઐતરેય બ્રાહ્મણમાંના* (૮,૧૪) ઉત્તર કુરુ ઉત્તર મદ્રના ઉલ્લેખો આદિ ઉત્તરતરફના વસતિસ્થાનનાજ અવશેષ હોવા જોઇએ. ઉત્તરકુરુ તે દેવોની ભૂમિ હોઇને તેને કોઇ પણ મર્ત્ય જિતી શકનાર નથી, એમ, ઐતરેય બ્રાહ્મણમાં, કહેલું છે (૮,૨૩). રામાયણમાં (૪,૪૩,૩૮) તેને પુણ્ય કરનારાઓની નિવાસ (વાસ્તવ્ય) ભૂમિ કહેલી છે. મહાભારતમાંના સભાપર્વમાં (અધ્યાય ૨૮ મો) 'એ ઉત્તર કુરુઓને જિતવાનું કોઇ પણ સાહસ કરી શકતું નથી' એમ અર્જુનને ઉદ્દેશીને કહેલું છે. ટોલેમી નામક પ્રાચીન ગ્રીકશાસ્ત્રવેત્તાએ પણ 'ઓત્તારોકોરા' નામક પર્વત, લોક અને નગરનો ઉલ્લેખ કરેલો છે. 'ઉત્તર કુરુનો પ્રદેશ હિમાલયથી પેલીતરફનો હોઇને ત્યાંના લોકો વૈરાજ્ય ભોગવે છે' એમ 'ઐતરેય બ્રાહ્મણ, માં કહેલું છે (૮,૧૪) 'વાગ્દેવતા (पथ्यास्वस्ति) ઉત્તર દિશા (उदीचीं दिशम्) ને જાણે છે' એમ 'કૌષીતકી બ્રાહ્મણ' માં કહેલું છે. એ સર્વ વાર્તાઓથી પ્રાચીન કાળમાં આર્યોનો ઉત્તર સાથેનો જે સંબંધ હતો, તે તત્કાળ દેખાઇ આવે તેમ છે, એવો મૂર નામક એક પાશ્ચાત્ય પંડિતનો અભિપ્રાય છે. પરંતુ એમાંની એક પણ વાર્તા નિર્ણાયક ન હોવાથી ધ્રુવનિવાસની સિદ્ધિના કાર્યમાં તેમનો પ્રત્યક્ષ કશો પણ ઉપયોગ થઇ શકે તેમ નથી. વૈદિક અને અવેસ્તિક વચનોના આધારે નીકળતા અનુમાનોને એથી અપ્રત્યક્ષ પુષ્ટિ મળે છે અને તે જ દૃષ્ટિથી તેમનો આ સ્થળે ઉલ્લેખ કરેલો છે. અમારો ખરેખરો આધાર તો પૂર્વે આપેલાં વૈદિક વચનો અને પ્રસ્તુત દર્શનમાં આપેલી અવૈસ્તિક કથાપર જ છે. એ ઉભયના સાહાય્યથી ઉત્તરધ્રુવમાંના આર્યોના આદિનિવાસ વિશેનો પ્રત્યક્ષ પૂરાવો મળતો હોઇને તે આદિનિવાસ હિમકાળમાં નષ્ટ થવાથી આર્યોને પોતાની જન્મભૂમિને ત્યાગીને દક્ષિણ દિશા પ્રતિ પ્રવાસ કરી મધ્ય એશિયામાંના કેટલાક દેશોને ઉલ્લંઘી ઉક્ષસ્ કુભા અને રસા ઇત્યાદિ નદીઓના તીરપ્રાંતમાં નિવાસ કરવો પડ્યો અને ત્યાંથી ત્યારપછી કેટલાક કાળે તેમની એક શાખા પૂર્વ દિશામાં વળી અને બીજી પશ્ચિમ દિશાતરફ ઇરાનમાં જઇને નિવાસ કરી રહી. ઇત્યાદિ ઘટનાઓનું પણ તેમના યોગે સારું અનુમાન થઈ શકે છે.

---

* तस्मादेतस्यामुदीच्यां दिशि ये के च परेण हिमवंतं जनपदा उत्तरकुरव उत्तर-मद्रा इति वैराज्यायैव तेऽभिषिच्यन्ते ॥ 'ઐતરેય બ્રાહ્મણ' ૮,૧૪.

## દ્વાદશ દર્શન.



### તુલનાત્મક ગાથાશાસ્ત્રમાંનાં પ્રમાણો.

વેદ અને અવેસ્તામાંની કથાઓથી નીકળતાં અનુમાનોને બીજાં આર્યરાષ્ટ્રોની પુરાણ કથાઓનું કેટલું અને કેવું પૃષ્ઠબળ મળે છે, એ આપણે પ્રસ્તુત દર્શનમાં જોવાનું છે. ગત દર્શનોમાં જે વૈદિક અને અવૈસ્તિક પ્રમાણો આપેલાં છે, તેમનું સ્વરૂપ સર્વસામાન્ય છે. તે પ્રમાણો કેવળ એશિયાખંડને જ લાગૂ પડનારાં છે, એમ નથી. એટલા માટે કદાચિત્ ઇતર રાષ્ટ્રોની કથાઓનો તેમનાથી વિરોધ થતો હોય, તોપણ તેમના આધારે નીકળતાં અનુમાનો કદાપિ ત્યાજ્ય થવાનાં નથી. વસ્તુ સ્થિતિ આવી હોવા છતાં ઇતર રાષ્ટ્રોએ પોતાના ઉત્તર તરફના આદિનિવાસનું પુરાણ કથાઓના રૂપે કિંવા કાલગણનાની પદ્ધતિમાં કાંઈ સ્મરણ જાળવી રાખ્યું છે કે નહિ, એનું અવલોકન કરવા માટે તેમની કથાઓના નિરીક્ષણનું કાર્ય આવશ્યકીય અને ઉપયોગી જ થઇ પડવાનું. એ કથાઓનું પ્રામાણ્ય કદાચિત્ વૈદિક કથાઓ પ્રમાણે તો નહિ જ માની શકાય; તોપણ વૈદિક કથાઓને એથી પુષ્ટિ મળે છે, એટલા પૂરતું તો તેમનું મહત્ત્વ અવશ્ય છે જ. તુલનાત્મક ગાથાશાસ્ત્ર અને તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રના ઇતિહાસથી એમ દેખાય છે કે, જ્યારથી યૂરોપીયન્ પંડિતોને સંસ્કૃતભાષા અને તે દ્વારા વૈદિક વાઙ્મયનું જ્ઞાન થયું, તે સમયથી ગ્રીક અને રોમન પુરાણો વિશેની એક નવીન દૃષ્ટિ ઉપલબ્ધ થએલી છે. તેમ જ હવે ધ્રુવપ્રદેશમાંના માનવજાતિના આદિનિવાસને સિદ્ધ કરનારાં વેદ અને અવેસ્તામાંનાં પ્રમાણો ઉપલબ્ધ થએલાં હોવાથી યૂરોપીય આર્યોની પુરાણ કથાઓમાંના ઘણાક વિષયોનો તેમના યોગે નિર્ણય થવાનો છે.

વૈદિક પ્રમાણોનો ઊહાપોહ કરવામાં જે ક્રમનો સ્વીકાર કરવામાં આવ્યો હતો, તે જ ક્રમનો અહીં પણ સ્વીકાર કરીને, પ્રથમ કાલગણનાનો વિચાર કરી તેના આધારે દીર્ઘ ઉષા, દીર્ઘ દિવસ અને રાત્રિ, કિંવા બાર મહિના કરતાં ન્યૂન અવધિનું સૂર્યપ્રકાશયુક્ત વર્ષ ઇત્યાદિ ધ્રુવવિશિષ્ટ ઘટનાઓનો પાશ્ચાત્ય આર્યોની કથાઓમાં કાંઈ પત્તો મળે છે કે કેમ, એ હવે આપણે જોઇએ. વેદમાં, ઉષાઓ અનેક છે, એવા આશયનાં જે વચનો આવેલાં છે, તે જ પ્રમાણે લેટ્ લોકોના પુરાણમાં **દિએવોદુકતે**નો અનેક વચનાત્મક ઉલ્લેખ કરીને એવી '**દિએવો દુકુઝેલિસ્**' એટલે કે, અનેક સુંદર દેવકન્યકાઓ છે, એમ કહેલું છે. ઉષા વાચક **દિવાદુકતે** શબ્દનો 'દ્યૌની કન્યા' એવો અર્થ હોઇને ઋગ્વેદમાંની '**दिवो दुहिता**' શબ્દનું જ તે રૂપાન્તર છે. ગ્રીક કથાઓમાં પણ

**હેરાકિલસ**ની અનેક સ્ત્રીઓ હોઇને તેમનાં પીત, સોનેરી અને તેજસ્વી આદિ અર્થોને સૂચવનારાં નામો છે અને **ઇઓસ્** એટલે કે, **ઉષસ્** સાથેનો તેમનો સંબંધ એથી સ્પષ્ટ દેખાઇ આવે છે. એ જ વાર્તા **સેલ્ટિક્** પુરાણુમાં આવેલી હોઇને તેમાં કુચુલૈનની એટલે કે સૂર્યદેવની સ્ત્રીનાં અનેક નામો આપેલાં છે. વેદોમાંની ઉષાના વર્ણન પ્રમાણે આ વર્ણનથી ધ્રુવપ્રદેશનો જો કે પ્રત્યક્ષ બોધ થવાનો સંભવ નથી; પરંતુ એમાંથી ઉષાને **લેટિશ્** પુરાણુમાં દ્યૌની કન્યા કહીને ઋગ્વેદ પ્રમાણે જ તેનો અનેક વચનાત્મક ઉલ્લેખ કરેલો હોવાથી ઋગ્વેદમાંના સવિસ્તર વર્ણનના આધારે જે અનુમાન આપણે કાઢ્યું છે, તે જ **લેટિશ્** કથાઓને પણ લાગૂ કરવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય આવે તેમ નથી. ગ્રીક તથા **સેલ્ટિક્** પુરાણોને પણ એ જ નિયમ લાગૂ પડી શકે છે.

'गवां अयनम्' અને તેની સાથે નવગ્ન તથા દશગ્વની કથાને વર્ણવતાં ગ્રીક પુરાણમાંના **હેલિઑસ્** (સૂર્ય) ના ૩૫૦ બળદ અને તેટલાં જ મેંઢાં હોવાનું કહીને તે પરથી ૩૫૦ દિવસોના વર્ષનું અનુમાન કરેલું છે. તેમ જ રોમન વર્ષનો અંતિમ મહિનો જે ડિસેંબર (સં. દશમવાર) તે, તેના નામના અર્થને જોતાં દશમો મહિનો હોવો જોઇએ, એમ માનીને પ્રાચીન રોમન વર્ષ દશમાસાત્મક જ હતું, એમ કહેલું છે. પ્લુટાર્કે પ્રસિદ્ધ રોમન લોકોનાં ચરિત્રો લખેલાં છે, તેમાં ન્યુમા નામક એક રાજાના ચરિત્રમાં એમ કહેલું છે કે, "ન્યુમાએ મહિનાના ક્રમને બદલી નાખીને જે માર્ચ મહિનો પ્રથમ હતો તેને ત્રીજો કર્યો અને જાનેવારી તથા ફેબ્રુઆરી અનુક્રમે એકાદશ તથા દ્વાદશ માસ હતા તેમને પ્રથમ તથા દ્વિતીય કરી નાખ્યા." આ વિધાનથી કેટલાકોએ રોમન લોકોનું પ્રાચીન વર્ષ દશમાસાત્મક નહિ, કિન્તુ દ્વાદશમાસાત્મક જ હતું, એમ સિદ્ધ કરેલું છે. પરંતુ પ્લૂટાર્કે પોતે જ આગળ જતાં કહેલું છે કે, "ન્યુમાએ જાનેવારી અને ફેબ્રુઆરી બે મહિના નવા જ ઉમેર્યા; એ પૂર્વે રોમન લોકો વર્ષના દશ મહિના જ ગણુતા હતા, એવો અનેકોનો નિશ્ચિત અભિપ્રાય છે." એ ઉપરાંત પ્લૂટાર્કે પોતાનો સ્વતંત્ર અભિપ્રાય આપતાં જણાવેલું છે કે,–"રોમન વર્ષના પ્રથમ કેવળ દશ મહિના જ હતા, બાર નહોતા, એમ માનવા માટે તેમના વર્ષના અંતિમ માસના નામનો એક મોટામાં મોટો આધાર છે; કારણ કે, અદ્યાપિ 'દશમ માસ' એવા અર્થને સૂચવનારું તેનું નામ ડિસેમ્બર જ છે. વળી માર્ચ માસથી પંચમ અને ષષ્ઠ ઇત્યાદિ મહિનાઓનાં પણ તેવા જ અર્થનાં કિવન્ટિલિસ્ (પાંચમો) અને સેક્સ્ટિલસ્ (છઠ્ઠો) ઇત્યાદિ નામો હોવાથી માર્ચ માસ તે વર્ષનો પ્રથમ મહિનો હતો, એ નિર્વિવાદ સિદ્ધ થાય છે." પ્લૂટાર્કના આ કથનને ત્યાજ્ય ગણી શકાય તેમ નથી. કારણ કે, મહિનાઓને પંચમ, ષષ્ઠ આદિ ક્રમવાચક નામો આપવાની પદ્ધતિનો ડિસેમ્બર પછી ત્યાગ કરવામાં આવ્યો હશે, એમ કહેવું સયુક્તિક નથી. જાનેવારી અને ફેબ્રુ-

આરી એ બે મહિના ન્યુમાએ ખરેખર પાછળથી ઉમેરેલા હોઇને તેણે તે શામાટે ઉમેર્યા હતા, એનું કારણ જ્યારે ભૂલાતું ગયું ત્યારે તે મહિનાઓને આગળથી પાછળ લાવવામાં આવ્યા એવી માન્યતા પ્રચલિત થએલી હોવી જોઇએ. કારણ કે, પ્લૂટાર્ક ઉપરાંત મૅક્રોબિયસ્ નામક ગ્રંથકારે પણ આદિ રોમન રાજા રોમ્યુલસ્નું વર્ષ દશમાસનું હતું, એમ જ કહેલું છે. અર્થાત્ એ વિશે લેશમાત્ર પણ શંકા ન હોઇને વેદોમાંના દશગ્વોનાં દશમાસિક સત્રોની કથા સાથે પણ એનો સારો મેળ મળે છે.

સેલ્ટ્, ટ્યુટન્ અને ગ્રીક લોકોના પ્રાચીન વર્ષ વિશેનાં પ્રમાણો એટલાં નિશ્ચિત નથી તોપણ તે પ્રત્યેકમાં વર્ષનો થોડો ભાગ પણ શરદી અને અંધકારથી વ્યાપ્ત હોવાનું સ્પષ્ટ દેખાતું હોવાથી તે વર્ષ પણ મૂળ ધ્રુવપ્રદેશમાંનું જ હોવું જોઇએ, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. સેલ્ટિક્ પુરાણ કથાઓપરથી એમ જણાય છે કે, તેમના પ્રાચીન વર્ષનો ઑક્ટોબરના અંત સાથે અંત થતો હતો અને તે સમયથી શરદી તથા અંધકારનો આરંભ થતો હતો; કારણ કે, શિયાળાના આગમનાર્થે કરવાનો સમારંભ તેઓ ઑક્ટોબર માસના છેલ્લા દિવસે કરતા હતા. ઉન્હાળાનો એટલે કે, સેલ્ટિક્ પુરાણ પ્રમાણે જોતાં વર્ષના મધ્ય ભાગમાં કરવાનો 'લગ્નસદ' નો ઉત્સવ ઑગસ્ટ મહિનાના પ્રથમ દિવસે જ થતો હતો, અને મે માસના પ્રથમ દિવસથી ઉન્હાળાનો આરંભ થતો હતો. કેટલીક બાબતોથી પ્રાચીન સેલ્ટિક્ વર્ષના કેવળ બે ભાગ હોવાનું જ દેખાઈ આવે છે. ડિ–મેટર એટલે ભૂમાતા ( સં. ज्यामाता ) પોતાની કન્યા પ્રાજ઼્પાઇનૂના સહવાસમાં છ માસનો કાળ સુખેથી વીતાડીને ત્યાર પછીના છ માસના કાળમાં તે પૃથ્વીની નીચે તમોમય ગૃહમાં જવાથી તેના ( કન્યાના ) વિયોગને લીધે દુઃખ કરતી હોય છે. તેમ જ ગ્રીક પુરાણમાં બીજી એક કથા છે ને તે આ પ્રમાણે, ઝ઼ુસની ( સં. द्यौस्ની ) કન્યા પર્જિ-ફ઼ોનને પાતાળનો રાજા પ્લૂટો ભગાવી જાય છે; પરંતુ વર્ષમાંથી કેવળ છ માસ પર્યન્ત જ તેને તે પોતાની પાસે રાખી શકે છે. ઋગ્વેદમાં ઇન્દ્ર–શંબરના યુદ્ધના આરંભનો જેવી રીતે નિશ્ચિત દિવસ આપેલો છે, તેવી જ રીતે સેલ્ટિક્ પુરાણમાં પણ મોઇતૂર્યના યુદ્ધનો નવેમ્બરની પહેલી તારીખનો નક્કી દિવસ આપેલો છે. નોર્વેના લોકોનું અને ગ્રીક લોકોનું પ્રાચીન વર્ષ પણ એવા જ પ્રકારનું હતું, એમ પ્રો. રીસ નામક વિદ્વાન પંડિતે સપ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું છે.

એ સર્વ વાર્તાઓથી યૂરોપમાંનાં આર્યોને પણ છ માસના દિવસ અને છ માસની રાત્રિનું જ્ઞાન હતું અને એ ભેદતત્ત્વ અનુસાર જ તેમની કાલગણના પદ્ધતિ નિયત થએલી હતી, એમ સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રથી પણ એ અનુમાનને પુષ્ટિ મળે છે. આર્યોની ઘણી ખરી શાખાઓના વર્ષના ઉન્હાળો અને શિયાળો એવા બે જ ભાગ હતા, એમ માનવાનો વ્યુત્પત્તિશાસ્ત્રથી સબળ આધાર મળે છે, એમ ડૉક્ટર

શ્રેડર નામક પંડિતે પોતાના ગ્રંથમાં વિધાન કરેલું છે. ડૉ. શ્રેડર જણાવે છે કે, ભિન્ન ભિન્ન આર્યભાષાઓમાં એવો એક પણ વર્ષ વાચક શબ્દ નથી કે જે સર્વત્ર સર્વ સાધારણ હોય. ધ્રુવવૃત્તમાં વર્ષમાં છ થી તે બાર માસ પર્યન્તનો સૂર્યપ્રકાશનો કાળ હોવાથી વર્ષનો બોધ કરી લેવામાટે બાર માસાત્મક વર્ષની કલ્પના કરતાં, અમુક મહિનાઓનો ઉન્હાળો, અને અમુક માસનો શિયાળો એમ ગણના કરવાની કલ્પના જ ત્યાંના લોકોને વધારે સરળ ભાસેલી હોવી જોઇએ. સમસ્ત વર્ષનો બોધ કરવા માટે **मानुषा युगा** અને **क्षपः** આદિ જે શબ્દો આવેલા છે, તેમનો એથી નિર્ણય થઇ જાય એમ છે.

નવગ્વ અને દશગ્વનાં નામોમાં જે સંખ્યાત્મક ભાગો છે, તે પરથી તેમના સત્રોના અવધિના કાળની કલ્પના કરી શકાય છે, એમ આગળ બતાવેલું જ છે. એ નવગ્વ અને દશગ્વ જેવાં મંડળો ઇતર આર્ય પુરાણોમાં પણ છે કે કેમ, એ હવે આપણે જોઇએ. રોમન પુરાણમાંના **નોવ્હમ્ સાઇલ્સૂ** અને **નવગ્વ** એ બન્નેમાં શાબ્દિક સામ્ય રહેલું છે; પરંતુ તેમના સ્વરૂપમાં તેવું સામ્ય દૃષ્ટિગોચર થતું નથી. પરંતુ સેલ્ટિક્ પુરાણમાંની નવરૂપા કન્યાસાથે માત્ર તેનું ખરેખરું સામ્ય દેખાય છે; કારણ કે, કુચુલૈન એટલે કે સૂર્ય દેવસાથે તેનો સરળ સંબંધ છે. **કાંચોબરની** ફ્રેડેલ્મ નામક એક સુન્દર કન્યા હતી. પશ્ચિમ દિશામાંથી પોતાના શત્રુઓના ઉપર આવ્યાની વાર્ત્તા સાંભળતાં જ કુચુલૈન પોતાના પિતા સહિત ત્યાં ગયો અને સાયંકાળે ત્યાંથી એકાએક નીકળીને તે પોતાના સંકેતસ્થાનમાં આવ્યો; તે સ્થળે ફ્રેડેલ્મે તેને બીજા દિવસના યુદ્ધમાટે તૈયાર કરવાને તેના સ્નાન માટેની વ્યવસ્થાની તૈયારી કરી રાખી હતી. આ કથા નવગ્વ–દશગ્વોએ સોમની આહુતિઓ આપીને વૃત્રયુદ્ધ માટે ઇન્દ્રને પુષ્ટ કરવાની કથા જેવી જ છે; તાત્પર્ય કે, એ નવરૂપા કન્યા તે વૈદિક નવગ્વોનું સેલ્ટિક્ રૂપાન્તર જ છે. **નોર્સ** પુરાણમાં પૃથ્વીનો પુત્ર **થોર** રાક્ષસોનો વધ કરવા પછી નવ પગલાં ચાલીને સર્પવિષના યોગે મૃત્યુ પામે છે, એમ કહેલું છે. **થોર** એટલે કે સૂર્યદેવનાં એ નવ પગલાં તે, તે ક્ષિતિજમાં આવે ત્યાંથી તે પુનઃ દીર્ઘ અંધકારના આરંભમાં ક્ષિતિજ તળે જાય ત્યાં સૂધીનો નવ મહિનાનો કાળ હોવો જોઇએ. અવેસ્તામાંની '**વિક્રનવાજ**' ની કથા પણ એવા જ પ્રકારની દેખાય છે. **થ્રાએતોને** તેને હવામાં ઝોંકી દેવાથી તે ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ પર્યન્ત એક સરખો હવામાં ઊડતો રહ્યો, પણ તેનાથી નીચે પૃથ્વીપર આવી શકાતું નહોતું. ત્રીજી રાતના અંતમાં જ્યારે ઉષાનો ઉદય થયો, ત્યારે તેણે અર્દ્વિસૂર અનાહિતની પ્રાર્થના કરીને તેને હુઓમાની આહુતિ આપવાનું કબૂલ કર્યું. પ્રાર્થના સાંભળીને અર્દ્વિસૂર અનાહિતે તેને સુખરૂપ નીચે ઊતાર્યો. એ **વિક્રનવાજ** તે વૈદિક વિપ્ર નવગ્વ જ છે. ઋગ્વેદ (૬,૩૨,૨) માં સાત વિપ્ર અને નવગ્વ એકત્ર કહેલા હોઇને ૫,૭૪,૭ માં અશ્વિનોને **विप्रवाहसा** ના નામથી ઓળખાવી તેઓ ત્રણ દિવસ અને ત્રણ રાત દૂરના

પ્રદેશમાં રહ્યા હતા, એમ કહેલું છે. નવમાસ પછી પોતાના સત્રની સમાપ્તિ કરીને પાતાળમાં ઇન્દ્રને સાહાય્ય આપવા માટે જનારા નવગ્વોની કથાને અશ્વિનોની કથા સાથે જોડી દઇને **વિક્રૃનવાજ**ની કથાના રૂપે તે અવેસ્તામાં કહેલી હોવી જોઇએ.

એવી રીતે સેલ્ટિક્, ગ્રીક અને **નૉર્સ** વાઙ્મયમાંની કથાઓથી શિયાળામાંના દીર્ઘ અંધકાર કિંવા ૭ અથવા દશ માસના પ્રકાશયુક્ત વર્ષ આદિનું યૂરોપીય આર્યોના પૂર્વજોને જ્ઞાન હતું, એમ સ્પષ્ટ દેખાય છે. નૉર્સ પુરાણમાંનો સૂર્યદેવ **બાલ્ડર** આકાશમાં લાંબા વખત સૂધી રહે છે, એમ કહેલું છે. સૂર્ય પોતાના રથને છોડીને વચ્ચે જ આકાશમાં થોભે છે, એમ જે ઋગ્વેદમાં કહેલું છે, તેના જેવો જ આ પ્રકાર પણ છે. આ કથાસાથે ઉત્તરધ્રુવપ્રદેશમાંના દીર્ઘ દિવસનો સંબંધ હોવો જોઇએ. સ્લૅવોનિક પુરાણમાં વૈદિક **ત્રિત**ની કથાનું પ્રતિરૂપ આવેલું છે, અને તે આ પ્રમાણે–એક વૃદ્ધ દંપતીને ત્રણ પુત્ર હતા; તેમાંના બે બુદ્ધિમાન્ હોઇને ત્રીજો **ઇવાન્** કાંઇક ભોળો હતો. **ઈવાન્** જે સ્થાનમાં રહેતો હતો, ત્યાં નિરંતર રાત્રિ જ પ્રવર્ત્તમાન હતી. એ કૃત્ય અહિનું હોવાથી ઇવાન્ તે અહિને મારવાને તૈયાર થયો. એટલે બાર માથાંનો એક સર્પ ત્યાં આવી લાગ્યો અને ઇવાને તેનો વધ કરવાની સાથે જ સર્વત્ર પ્રકાશનો પ્રસાર થઈ ગયો. **ત્રિત**નું સ્થાન દૂરના પ્રદેશમાં એટલે કે પાતાળમાંના અંધકારમય પ્રદેશમાં હતું, એમ જે વેદોમાં કહેલું છે, તેની સાથે આ ઇવાનની કથાનો ઘણો જ સારો મેળ મળી આવે છે.

આ સર્વ કથાઓથી સેલ્ટ્, ટ્યૂટન્, લેટ્, સ્લૅવ્, ગ્રીક્ અને રોમન્ એ યૂરોપીયન્ આર્ય લોકોનાં પુરાણોમાં ધ્રુવપ્રદેશસ્થ કાળપરિમાણનાં ચિન્હો આજે પણ અવશિષ્ટ રહેલાં છે, એમ જણાઇ આવે છે. દીર્ઘ ઉષા, દીર્ઘ દિવસ તથા દીર્ઘ નિશા અને અંધકારમય શિયાળા આદિના ન્યૂનાધિક ઉલ્લેખો તેમાં છે, પરંતુ તેમનામાંના એકના આધારે પણ ધ્રુવપ્રદેશમાંના આર્યોના નિવાસ કિંવા તેના નાશના કારણનો પ્રત્યક્ષ બોધ થઇ શકતો નથી. પરંતુ વેદ અને અવેસ્તાએ એ ન્યૂનતાને પૂર્ણતાથી ભરી કાઢેલી હોવાથી તેમના સાહાય્યવડે જો યૂરોપીયન્ આર્યોનાં પુરાણોનો વિચાર કરવામાં આવે, તો તેમાંની કથાઓના યોગે ધ્રુવપ્રદેશમાંના આર્યોના આદિનિવાસ વિશેનું સ્પષ્ટ અનુમાન કરી શકાય તેમ છે. ઉપર્યુક્ત કથાઓ ઉપરાંત બીજી પણ કેટલીક કથાઓમાં સૂર્યે અંધકારપર મેળવેલા વિજયનું વર્ણન એ પુરાણોમાં કરેલું છે. પરંતુ તે સર્વના ઉલ્લેખનું અહીં અધિક પ્રયોજન નથી. વેદમાંના વિષ્ણુની અલ્પકાલીન અસ્વસ્થતા પ્રમાણે **આયરિશ્** અને **નૉર્સ્** પુરાણોમાંના દેવો પણ વર્ષમાંના કેટલાક સમયપર્યન્ત રોગગ્રસ્ત થઇને પડી રહેતા હતા. એ રોગગ્રસ્તતા તે શિયાળામાંનો અંધકાર જ સમજવો. એ સર્વ કથાઓ કિંવા ઘટનાઓનો સંબંધ હવે ધ્રુવનિવાસ સાથે જોડી શકાય છે; પણ

કેટલાંક વર્ષ પૂર્વે જો આવો પ્રયત્ન કરવામાં આવત, તો એ મતના પ્રતિપાદકના શિર-પર ઉન્માદનો જ આરોપ મૂકાયો હોત. અસ્તુ; અત્યારે ભાષાશાસ્ત્ર અને માનવવંશ શાસ્ત્રમાંના શોધોના યોગે પૂર્વે નિયત થએલા સિદ્ધાંતોમાં બહુ જ પરિવર્ત્તન થઈ ગયું છે. આર્યોનો આદિનિવાસ મધ્ય એશિયામાં હતો, એ મતને ભૂસ્તરશાસ્ત્ર, પુરાણવસ્તુ-શાસ્ત્ર અને મસ્તક વિજ્ઞાનશાસ્ત્ર આદિ વિજ્ઞાનશાસ્ત્ર વિષયક શોધોએ બદલાવી નાખવાથી હવે તે આદિનિવાસ ઉત્તર જર્મની કિંવા સ્વીડનના દક્ષિણ ભાગમાં હતો, એમ વ્યુત્પત્તિ શાસ્ત્રવેત્તાઓ પણ કહેવા લાગ્યા છે. તુર્કસ્તાનને બાદ કરીને યૂરોપમાંનાં ઘણાં ખરાં મોટાં રાષ્ટ્રો પોતાની પૂર્વપરંપરાને નૉર્સલોકોના દિગ્વિજય પર્યન્ત લઈ જાય છે. પરંતુ ઉત્ક્રાંતિતત્ત્વને અનુસરીને એ પરંપરાને હજી પણ વિશેષ ઉત્તર પ્રતિ લઈ જઈ શકાય તેમ છે. ઉપર્યુક્ત પુરાણોમાંની કથાઓમાં દેખાઈ આવ્યા પ્રમાણે તે કથાઓની ગતિ ધ્રુવવૃત્તમાંના કોઈ પણ અંતસ્થ સ્થળપ્રતિ છે, એમાં તો કાંઈ પણ શંકા નથી. આ તો થઈ જાણે કેવળ આર્યોના આદિનિવાસની વાર્ત્તા; પણ સમસ્ત માનવવંશના આદિનિવાસનો એમાં કશોપણ સંબંધ નથી. છતાં સમસ્ત માનવ જાતિનો આદિનિવાસ ધ્રુવપ્રદેશમાં હોઇ ન જ શકે, એમ માત્ર એથી સમજવાનું નથી. કેટલાંક વર્ષ પૂર્વે એમ. ડી. સપોર્ટા નામક એક ફ્રેંચ પંડિતે સમસ્ત માનવ જાતિનું ઉત્પત્તિસ્થાન કેવળ ઉત્તરધ્રુવ-પ્રદેશ જ છે, એવા પોતાના અભિપ્રાયનું બળપૂર્વક પ્રતિપાદન કર્યું હતું.

પ્રસિદ્ધ વિદ્વાન્ પ્રો. **રીસે** યૂરોપીય આર્યોની પુરાણકથાઓનું તુલનાત્મક પરીક્ષણ કરીને જે સિદ્ધાંત કાઢ્યો છે, તેનો સાર (અમે) અહીં સૂધી આપેલો છે. પ્રો. મૅક્સ-મૂલ્લર અને પ્રો. **રીસ** એ ઉભયની શોધ કરવાની દિશા એક જ છે. પરંતુ જે કથા-ઓનો વિચાર કરવાનો હોય, તેમાંના પ્રત્યેક વિષયનો કોઇપણ કલ્પનાના યોગે સમાધાન કારક નિર્ણય થયાવિના આગળ વધવું નહિ, એવો પોતે નિર્ધાર કરેલો હોવાથી પ્રો. **રીસ**નાં અનુમાનો વિશેષ વ્યાપક થયાં અને એથી અંતે સર્વ વિષયોનું નિરાકરણ કરનારી ધ્રુવોપપત્તિનો આશ્રય લેવાની તેને ફરજ પડી. આ વિષયમાં પ્રો. **રીસ**નો પરિશ્રમ આપણી ઉપપત્તિ માટે બહુ જ મહત્ત્વનો થઇ પડ્યો છે. પ્રસ્તુત ગ્રંથમાં આપેલા ધ્રુવપ્રદેશમાંની વસતિ વિશેના વૈદિક પૂરાવાઓની જો તેને માહિતી હોત, તો તેણે પોતાના સિદ્ધાંતનું એના કરતાં પણ અધિક બળપૂર્વક પ્રતિપાદન કર્યું હોત. સેલ્ટિક્ અને ટ્યૂટૉનિક કથાઓનું સૂક્ષ્મ સમીક્ષણ કરીને અને તેમની ગ્રીક્ કથાઓ સાથે તુલના કરીને તેણે એ અનુ-માનો કાઢેલાં છે; તથા વૈદિક અને અવૈસ્તિક કથાઓનો સ્વતંત્ર રીતિથી વિચાર કરીને અમે કાઢેલાં અનુમાનો સાથે તે અનુમાનો સંપૂર્ણ મળતાં હોવાથી અમારાં અનુમાનોને બમણું બળ પ્રાપ્ત થયું છે. પ્રસ્તુત અનુમાનો તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રથી વિરુદ્ધ નથી,

એ તો પૂર્વે કહેલું જ છે. ભાષાશાસ્ત્ર અને વ્યુત્પત્તિશાસ્ત્ર વિષયક શોધોના ધોરણથી એશિયામાંના આર્યોના આદિનિવાસની કલ્પનાનો હવે વિદ્વાનોએ બહુધા ત્યાગ જ કરી દીધો છે, એમ કહેવામાં કશો પણ વાંધો નથી; અને યૂરોપમાં વસનારા નવપાષાણ યુગમાંના આર્યલોકો મૂળ ત્યાંના જ હતા, એમ પણ અદ્યાપિ સપ્રમાણ સિદ્ધ થયું નથી. એટલે કે, આર્યોના આદિનિવાસનો અદ્યાપિ નિર્ણય થયો નથી. એટલા માટે તેમના સંબંધની પરંપરાગત કથાઓના પુરાવાઓનો યોગ્ય વિચાર કરીને તેમના આધારે જે અનુમાનો નીકળે, તે કાઢવાની આપણને પૂર્ણ સ્વતંત્રતા છે. ઉત્ક્રાંતિ નિયમને અનુસરીને આપણા આદિનિવાસને શોધવા માટે આપણે ઉત્તર પ્રતિ ધ્રુવપ્રદેશમાં જ જવું જોઇએ, એમ જે પ્રો. **રીસે** કહેલું છે, તે અક્ષરે અક્ષર સત્ય અને સર્વથા યોગ્ય જ છે. એ પ્રમાણે જોતાં ખરેખર વર્ષમાં સાત મહિનાનો સૂર્ય પ્રકાશ, સો દિવસના અવધિનો અખંડ અંધકાર કિંવા ત્રીસ દિવસના અવધિની અખંડ ઉષા, એ પ્રમાણેની ઘટનાઓ જે અક્ષાંશમાં છે, ત્યાં જ આપણો આદિનિવાસ હોવો જોઇએ. આર્યલોકો ઉપરાંત ઇતર માનવ વંશોનો પણ આદિનિવાસ ધ્રુવપ્રદેશમાં હશે કે નહિ, એ પ્રશ્નવિશેનો ડો. **વોરને** પોતાના નંદનવનોપલબ્ધિ, કિંવા માનવજાતિનું ઉત્તરધ્રુવમાંનું ઉત્પત્તિસ્થાન, નામક ગ્રંથમાં સાંગોપાંગ વિચાર કરેલો છે. એકંદર માનવશાસ્ત્રની દૃષ્ટિથી આ પ્રશ્ન અત્યંત મહત્ત્વનો છે. પરંતુ તે અત્યંત વ્યાપક હોવાથી તેનો અહીં વિચાર કરી શકાય તેમ નથી. તોપણ આપણી ઉપપત્તિ ડો. **વોરન**ની ઉપપત્તિથી વિરુદ્ધ નહિ, કિન્તુ સ્હામી તેને સહાયક થઇ પડનારી જ છે. એમાં ભેદ એટલો જ છે કે, આપણો ઉદ્દેશ ડો. **વોરન**ના ઉદ્દેશ કરતાં કાંઇક સંકુચિત છે. સર્વ માનવ જાતિનો વિચાર ન કરતાં તેમાંની કેવળ આર્યશાખામાંના લોકો ગત હિમકાળ પૂર્વે ઉત્તરધ્રુવપ્રદેશમાં વસતા હતા અને હિમકાળ પછી તે સ્થાનનો નાશ થવાથી તેમને ત્યાંથી નીકળી જવું પડ્યું, એટલું જ માત્ર આપણે સિદ્ધ કરવાનું હતું. પૂર્વે આપેલાં વૈદિક અને અવૈસ્તિક વચનોથી એ વસતિનો પ્રત્યક્ષ બોધ થાય છે અને પ્રો. **રીસ** જેવા પંડિતોએ પણ સેલ્ટિક્ તથા ટ્યૂટોનિક્ ઇત્યાદિ યૂરોપીય આર્યોનાં પુરાણોનો સ્વતંત્ર વિચાર કરીને એ જ અનુમાન કાઢેલું છે. આધુનિક શાસ્ત્રીય શોધોનું પણ એ અનુમાનને પૃષ્ઠબળ છે, એ તો પ્રથમ જણાવેલું જ છે. અર્થાત્ આર્ય લોકોનો આદિનિવાસ ક્યાંક પણ ઉત્તરધ્રુવપ્રદેશમાં હતો, એ વાર્તા હવે નિર્વિવાદ સિદ્ધ થઇ ચૂકી, એમ માનવામાં કોઇ પણ પ્રકારની બાધાનો સંભવ નથી જ.



## ત્રયોદશ દર્શન.

### પ્રાચીન આર્યોની સુધારણા અને ધર્મસાથે પ્રસ્તુત અનુમાનોનો સંબંધ.

વૈદિક આર્યોના આદિનિવાસસ્થાન વિષયક પ્રશ્નના અનેક દૃષ્ટિથી કરેલા વિચારની અહીં સમાપ્તિ થાય છે. પ્રસ્તુત ગ્રંથના વાચનથી તત્કાળ એમ જણાઈ આવશે કે, અમારો કોટિક્રમ કેવળ પ્રાચીન સુધારણાના ઇતિહાસ કિંવા ભાષાશાસ્ત્રના યોગે નીકળતાં અનુમાનોપરથી જ ઊભો કરેલો નથી, કિન્તુ વેદ તથા અવેસ્તામાંનાં સ્પષ્ટ વચનોના આધારથી જ ઊભો કરેલો છે. એ વચનોથી એમ સિદ્ધ થાય છે કે, કેવળ ધ્રુવપ્રદેશમાં જ દેખાઈ આવતા જે સૃષ્ટચમત્કારો છે, તે ચમત્કારોનું વૈદિક ઋષિઓ જ્ઞાન ધરાવતા હતા; તેમ જ ચક્રાકાર ભ્રમણ કરનારી ઉષા, વૃત્રોનાં અટકાવેલાં જલો, સૂર્ય આદિ દેવોને દુઃખમુક્ત કરનારા અશ્વિનો, ત્રણ પદવડે આક્રમણ કરનાર વિષ્ણુ, રાત્રિ અને સમુદ્રનો રાજા વરુણ, સાત મહિનાના સાત આદિત્ય અને ત્રિત ઇત્યાદિ મુખ્ય મુખ્ય વૈદિક દેવતાઓનાં લક્ષણો મૂળ ધ્રુવપ્રદેશ સાથે સંબંધ ધરાવનારાં છે. તાત્પર્ય એ જ કે, તૃતીય દર્શનમાં કહેલાં ધ્રુવવિશિષ્ટ લક્ષણો અને ધ્રુવમંડળવિશિષ્ટ લક્ષણો વેદોમાં એટલાં બધાં સ્પષ્ટ સ્વરૂપમાં મળી આવે છે કે, તેમના આધારે નીકળતાં અનુમાન વિશે લેશમાત્ર પણ શંકા રહેતી નથી. છ મહિનાનો દિવસ અને તેટલી જ રાત્રિ, કેટલાક દિવસોના અવધિની વર્તુલાકાર ભ્રમનારી તેજસ્વી ઉષા કિંવા બાર માસ કરતાં ન્યૂન સૂર્યપ્રકાશયુક્ત વર્ષ ઇત્યાદિ ઘટનાઓને વૈદિક ઋષિઓ જાણતા હતા; અને તેમનું તેમણે સરળ શબ્દોમાં વર્ણન કરેલું હોવા છતાં આજપર્યન્ત તેમનો યોગ્ય અર્થ સમજાયો નહોતો. પરંતુ હવે નવીન શાસ્ત્રીય શોધોના સાહાય્યથી તેમનો સારી રીતે નિર્ણય કરી શકાય એમ છે. એ લક્ષણોના ઉલ્લેખવાળાં વચનોના અર્થ કરવાની ખરી રીતિ જાણવામાં ન આવેલી હોવાથી એતદ્દેશીય અને પરદેશીય તેમ જ પ્રાચીન અને અર્વાચીન સર્વ વૈદિક પંડિતોએ તેમની ગમે તેમ ખેંચતાણ કરી મૂકી છે કિંવા તેમના પ્રતિ સર્વથા દુર્લક્ષ જ કર્યું છે. જો કે અમે આમ કહીએ છીએ, તોપણ એથી નિરુક્તકાર **યાસ્ક** કિંવા ભાષ્યકાર **સાયણા-ચાર્યના** પરિશ્રમોના મહત્ત્વને ન્યૂન કરવાનો અમારો લેશ માત્ર પણ ભાવ નથી. જો તેમનું સાહાય્ય ન હોત, તો વૈદિક ગ્રંથોના અર્થ નિર્ણયના સંબંધમાં આધુનિક પંડિતોથી કાંઇ પણ કરી શકાયું નહોત, એ સત્યનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી જ. આપણા ધર્મગ્રંથોના સ્પષ્ટીકરણાર્થ એમણે અત્યંત શ્રમ કરેલો છે, એ વિશે કોઇનો પણ મતભેદ હોવાનો કે થવાનો સંભવ નથી; અને એમના એ અત્યંત મહત્ત્વના કાર્ય

માટે ભાવી પ્રજામાંના વૈદિક પંડિતો એમના સદૈવ ઋણી જ રહેવાના. પરંતુ વેદો જ્યારે આપણા અત્યંત પ્રાચીન ગ્રંથો છે, તો જૂના પંડિતોની દૃષ્ટિથી દૂર રહી ગએલી તેમાંની કેટલીક વાર્ત્તાઓ પ્રાચીન મનુષ્ય જાતિ વિશેના આપણા વધતા જતા જ્ઞાનની સાથે આજે આપણને દૃષ્ટિગોચર ન થાય, એમ કેમ બની શકે વારુ? એવી કેટલીક બાબતો તેમની દૃષ્ટિથી દૂર રહી ગઇ, એમાં તેમનો દોષ નથી, કિન્તુ જે શાસ્ત્રોને આધારે આપણા અત્યંત પ્રાચીન પૂર્વજોની સ્થિતિ આપણા જાણવામાં આવવાનો સંભવ છે, તે શાસ્ત્રો જ કેટલાક કાળ પૂર્વે અસ્તિત્વમાં આવેલાં ન હોતાં, કિંવા અસ્તિત્વમાં આવેલાં હોય, તોય બાલ્યાવસ્થામાં હતાં. એટલા માટે ભાષ્યકારોને ન સૂઝેલી કેટલીક કલ્પનાઓ વૈદિક કિંવા અવૈસ્તિક વચનોના યોગે અમને સૂઝી હોય, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ પણ નથી. આ તત્ત્વને ધ્યાનમાં રાખીને જ અમારા વાચકોએ પૂર્વ દર્શનોમાં અમે આપેલા વૈદિક અર્થોના આજ પર્યન્ત કરાયલા અર્થો સાથે તુલના કરવાની છે.

એ વચનોનો યોગ્ય અર્થ કરવાથી તેના આધારે કેવળ ધ્રુવવિશિષ્ટ લક્ષણો દેખાઇ આવે છે, અને એટલી એક જ વાત જોકે અમારી ઉપપત્તિને સિદ્ધ કરવા માટે પૂર્ણ છે, તોપણ અમારો મુખ્ય આધાર કાંઈ અમે કરેલા એ વચનોના અર્થપર જ નથી. વૈદિક આર્યોના યજ્ઞગ્રંથોમાં અને પુરાણ કથાઓમાં અમારી ઉપપત્તિને સિદ્ધ કરનારી અનેક બાબતો છે; અને તેમને પારસી તથા યૂરોપીય આર્યોનાં પુરાણોમાંની કથાઓનું પણ પૂર્ણ પૃષ્ઠબળ છે. દશગ્વોનાં દશમાસાવધિ સત્ર અને તેટલા જ અગ્નિનું સંવત્સર સત્ર, એ એમનાં મુખ્ય ઉદાહરણો હોઇને ડિસેમ્બરમાં સમાપ્ત થનારું દશમાસાવધિ પ્રાચીન રોમન વર્ષ તેમનું મંડન કરનાર છે, છ છ માસના દિવસ રાત્રિની કથા કેવળ પૌરસ્ત્ય આર્યકથાઓમાં જ છે, એમ નથી; કિન્તુ પાશ્ચાત્ય આર્યોનાં પુરાણોમાં પણ છે. સમસ્ત વર્ષ જેમાં એક દિવસ પ્રમાણે દેખાતું હતું, તે ઇરાની નંદનવન અને બર્ફનો જાડો થર પડવાથી થએલો તેનો નાશ, એમનો વંદીદાદમાંની કથાપરથી અમારી ઉપપત્તિને ઘણો જ ઉત્તમ આધાર મળે છે. એટલા માટે પ્રો. રીસના અભિપ્રાય પ્રમાણે પાશ્ચાત્ય આર્યોની કથાઓનું વલણ જો તેમનો આદિનિવાસ ફ્રિન્લૅંડમાં હતો, એમ બતાવવાનું હોય, તો વૈદિક અને અવૈસ્તિક કથાઓનું એવું વલણ છે કે, તે હજી પણ વધારે ઉત્તર તરફ ધ્રુવ પાસે હતો. કારણ કે, ધ્રુવપ્રદેશ વિના ઇતર સ્થાને ત્રીસ દિવસોની અખંડ ઉષા શક્ય નથી. એ પ્રમાણે આપણા આદિનિવાસના અક્ષાંશમાનનો જો કે સાધારણ નિશ્ચય કરી શકાયો છે, તો પણ તેના રેખાંશમાનનો નિશ્ચય કરી શકાય, એટલે કે તે આદિનિવાસ યૂરોપની ઉત્તરે હતો કે એશિયાની ઉત્તરે હતો, એનો નિશ્ચય કરી શકાય, એવો પૂરાવો આજ દિન સુધી તો નિદાન વેદોમાં દેખાતો નથી. પરંતુ ધ્રુવનિવાસ વિષયક કથાઓ બ્રાહ્મણ અને પારસીઓના ગ્રંથમાં વિશેષ સ્પષ્ટ રીતિથી જળવાઈ રહેલી

છે, એનો વિચાર કરતાં તે આદિનિવાસસ્થાન રશિયા કિંવા સ્વીડન નૉર્વેની ઉત્તરે નહિ કિંતુ સાઇબિરીયાની ઉત્તરે જ હોવું જોઇએ, એમ માનવું અધિક સંભવનીય દેખાય છે. પરંતુ એના કરતાં વિશેષ સ્પષ્ટ પૂરાવાનો અભાવ હોવાથી વિના કારણે ગમે તે તર્ક કરવામાં કશો પણ સાર નથી.

પ્રસ્તુત પુસ્તકના પ્રારંભમાં ભૂસ્તરશાસ્ત્ર અને પુરાણુ વસ્તુશાસ્ત્રમાંના સર્વથા હાલમાં જ થએલા શોધોનો સારાંશ આપીને તેના આધારે આદિ મનુષ્ય પ્રાણી અને ચતુર્થ યુગમાં યુરેશિયાના ઉત્તર ભાગમાં પુનઃ પુનઃ થએલાં હિમકાલનાં આક્રમણો વિશેની શી શી માહિતી મળી શકે છે એનું દિગ્દર્શન કરેલું છે. એમ કરવામાં, ભૂસ્તરશાસ્ત્રવિષયક જૂના ગ્રંથોમાં પૃથ્વીના કવચનો ઇતિહાસ આપતાં મનુષ્ય પ્રાણીની હિમોત્તરકાળમાં ઉત્પત્તિ થઇ હતી, એવો જે સિદ્ધાંત કાઢેલો હતો, તેના યોગે થનારો ભ્રમ દૂર થઈ જાય, એ જ અમારો ઉદ્દેશ હતો. તૃતીય યુગમાં મનુષ્ય પ્રાણીનું અસ્તિત્વ હતું અને ગત હિમકાળ પૂર્વે ધ્રુવપ્રદેશમાંની હવા સૌમ્ય હોઇને હિમકાળમાં પડેલા બર્ફના યોગે તે હવા બહુ જ કડક થઈ ગઈ હતી, એ બાબતોને જો હાલમાં ભૂસ્તરશાસ્ત્રે સિદ્ધ ન કરી હોત તો આજે પણ ઉત્તરધ્રુવપ્રદેશ પાસેના આદિનિવાસસ્થાનની વાર્તા સર્વથા અશક્ય અને અસંભવનીય જ ભાસી હોત. અતિશય કઠિન શિયાળાનો ઉલ્લેખ કરનારાં વચનોને ઋગ્વેદમાંથી શોધી કાઢી તેમના આધારે ધ્રુવનિવાસને સિદ્ધ કરવા માટેના આગળ કરાયલા પ્રયત્નો વ્યર્થ કેમ થઈ ગયા હતા, એ હવે સારી રીતે આપણા જાણવામાં આવી શકે એમ છે. કારણ કે, તે સ્થાનમાં જ્યારે આપણા પૂર્વજોનો નિવાસ હતો, તે વેળાએ ત્યાંના શિયાળા જરા પણ કઠિન નહોતા અને હિમકાળ પછી તે શિયાળા કઠિન થતાં તે સ્થાન મનુષ્યોના નિવાસ માટે સર્વથા અયોગ્ય થઇ પડ્યું. અવેસ્તામાં એ ઘટનાનો ઉત્તમતાથી ઉલ્લેખ કરેલો છે. અવેસ્તામાંનું વર્ણન અને ભૂસ્તરશાસ્ત્રમાંના નવીન શોધોનો પરસ્પર આટલો બધો મેળ મળતો હોવાથી ધ્રુવનિવાસ કાળને નિશ્ચિત કરવામાં વિશેષ કઠિનતા પ્રાપ્ત થાય તેમ નથી જ. કારણ કે, ધ્રુવપ્રદેશમાં મનુષ્યના નિવાસ યોગ્ય સૌમ્ય હવા હિમોત્તરકાળમાં નહિ, કિન્તુ હિમાંતરકાળમાં જ હતી, એવો ભુસ્તરશાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

હવે કેટલાક ભૂસ્તરશાસ્ત્રજ્ઞોના અભિપ્રાય પ્રમાણે, ગત હિમકાળની સમાપ્તિને ૨૦૦૦૦ કિંબહુના ૮૦૦૦૦ વર્ષો થએલાં હોવાં જોઇએ; અને વેદોનો પ્રાચીનતમ કાળ તો ઈ૦ સ૦ પૂર્વે ૪૫૦૦ વર્ષથી આગળ જતો નથી. આથી કદાચિત્ કોઈ એમ કહેશે કે, હિમકાળના સમાપ્તિ સમય અને વૈદિક સૂક્તોના રચનાકાળની વચ્ચે જે હજારો વર્ષનો ખંડ (ગાળો) પડી ગયો છે, તેને ભેદીને હિમાન્તરકાલીન ધ્રુવનિવાસનો સત્ય વૃત્તાંત વંશપરંપરા ગત

જોવાના તેવા જ સ્વરૂપમાં રહી વૈદિક ઋષિઓને મળી શકયો હશે, એમ સંભવતું નથી. આ વિચારને દૂર કરવા માટે અહિં થોડુંક વિવેચન કરવું આવશ્યક છે. 'મૃગશીર્ષ' માં એમ બતાવેલું છે કે, 'તૈત્તિરીય સંહિતા' અને 'બ્રાહ્મણો'માં નક્ષત્રોનો કૃત્તિકાથી આરંભ કરેલો હોઇને તેનો અર્થ 'તે વેળાએ વસંતસંપાત તે નક્ષત્રમાં હતો, એવો થાય છે, અને તદન્વયે એ ગ્રંથનો કાળ શકથી ૨૫૦૦ વર્ષ પૂર્વની લગભગનો સિદ્ધ થાય છે; તે જ પ્રમાણે તેના કરતાં પ્રાચીન ઋગ્વેદમાંનાં કેટલાંક વચનોથી ઋક્સૂકતો જે વેળાએ વસંતસંપાત મૃગનક્ષત્રમાં હતો તે વેળાએ એટલે કે લગભગ ઇ૦ સ૦ થી ૪૫૦૦ વર્ષ પૂર્વે રચાયલાં હોવાં જોઇએ. વળી તેમાં એમ પણ દર્શાવેલું છે કે, વસંતસંપાત પૂનર્વસુમાં (શકથી ૬૦૦૦ વર્ષ પૂર્વે) હોવા વિષેનાં પણ કેટલાંક મંદમંદ ચિન્હો તેમાં છે. (લો. મા. તિલક કહે છે કે,) એ અંતિમ મર્યાદાને એના કરતાં પણ વિશેષ પાછળ ધકેલી શકાય તેમ છે કે નહિં, એ જોવા માટે સંપાતના ક્રાંતિવૃત્તમાંના એના કરતાં પ્રાચીનતર સ્થાનના શોધનો અમે પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેવું સ્થાન અમને મળી શકયું નહિં. તથાપિ ધ્રુવનિવાસનો ઉલ્લેખ કરનારાં વાકયો પ્રતિ એ પછી અમારું અધિકાધિક ધ્યાન જતાં તેથી એવો ભાસ થવા લાગ્યો કે, શક પૂર્વે ૫૦૦૦ થી ૬૦૦૦ વર્ષની લગભગમાં વૈદિક આર્યો મધ્યએશિયાના ઉચ્ચ મેદાનમાં સ્થિર સ્થાવર થએલા હોવા જોઇએ અને તે વેળાએ તેમને પોતાના ધ્રુવપ્રદેશમાંના આદિનિવાસનું સારું સ્મરણ પણ હોવું જોઇએ. તાત્પર્ય કે, વૈદિક કાળગણના વિશેના કરેલા શોધોના આધારે ગત હિમકાળ મૃગશીર્ષકાળથી કેટલાંક હજાર વર્ષ પૂર્વે થઇ ગએલો હોવો જોઇએ, એમ નિશ્ચયપૂર્વક કહેવા માટેનો કશો આધાર મળી શકતો નથી. અમેરિકન્ ભૂસ્તરશાસ્ત્રજ્ઞોએ એ હિમકાળ ઇ૦ સ૦ થી ૮૦૦૦ વર્ષ પૂર્વની લગભગમાં થએલો હોવો જોઇએ, એવું જે અનેક પ્રમાણોવડે અનુમાન કરેલું છે, તે અનુમાન સાથે અમારી આ અનુમાનાત્મક ગણના ઠીકઠીક મળતી થઇ જાય છે. એટલે કે, અમેરિકન્ શાસ્ત્રજ્ઞોના અનુમાનને અમારા આ સ્વતંત્ર રીતિથી કાઢેલા અનુમાનના યોગે સારી પુષ્ટિ મળતી હોવાથી, ડા. ક્રોલ જેવા શાસ્ત્રજ્ઞોએ પોતાના સ્વચ્છંદ તર્કોને ત્યાગીને અમેરીકન્ શાસ્ત્રજ્ઞોના વિનીત મતનો સ્વીકાર કરવો, એ જ જ્ઞાનની વર્ત્તમાન સ્થિતિને જોતાં અધિક યોગ્ય છે. ગત હિમ-કાળની સમાપ્તિ થઇ ગયા પછી જે હિમોત્તરકાળનો આરંભ થયો, તે શકથી લગભગ ૮૦૦૦ વર્ષ પૂર્વે થયો, એવો અમેરિકન શાસ્ત્રજ્ઞોનો અભિપ્રાય છે. એ કાળ અને મૃગશીર્ષ કાળ વચ્ચે ૩૦૦૦ વર્ષોનો અંતરાય છે; અને એટલા કાળમાં પોતાના આદિનિવાસના સ્મરણને જાળવી રાખી તેને સૂકતોમાં ગ્રથિત કરવાનું કાર્ય કાંઇ અસંભવનીય નથી. તાત્પર્ય કે, વૈદિક કથાઓ શાસ્ત્રીય શોધોથી લેશ માત્ર પણ વિરુદ્ધ ન હોઇને સ્હામો

તેમના યોગે હિમયુગના કાળ વિશેના અપાર તર્કોની ગતિનો અવરોધ થઇ જવાનો જ સંભવ છે. અમેરિકન્ ભૂસ્તરશાસ્ત્રજ્ઞોના વિનીત અભિપ્રાયને સ્વીકારવાથી વૈદિકકથા અને ભૂસ્તરશાસ્ત્ર એ ઉભયના યોગે હિમોત્તરકાળનો આરંભ અને ઉત્તરધ્રુવપ્રદેશમાંથી આર્યોની થએલી વિભિન્નતા એ ઘટનાઓ શક પૂર્વે ૮૦૦૦ વર્ષ કરતાં વિશેષ પ્રાચીન નથી, એમ ત્વરિત દેખાઈ આવશે.

આ અનુમાન કેવળ વૈદિક કાલગણનાથી જ નીકળી શકે છે, એમ નથી; કિન્તુ પૌરાણિક કાલગણના પદ્ધતિનો યોગ્ય અર્થ કરવાથી તેના યોગે પણ નિર્વિવાદ એ જ અનુમાન નીકળે છે. અમુક નિયત કાળ પછી પૃથ્વીપર પ્રલય થઇને તેનો નાશ થાય છે, તે જ પ્રમાણે તેના કરતાં બહુ મહાન્ કાલાન્તરે સંપૂર્ણ વિશ્વનો પણ નાશ થાય છે, એમ આપણાં પુરાણોમાં કહેલું છે. સૃષ્ટિકર્ત્તા બ્રહ્મા પોતાના દિવસના સમયમાં જાગૃત હોય છે અને તે વેળાએ પૃથ્વીની સ્થિતિ પણ યોગ્યતાથી ચાલતી હોય છે, પરંતુ રાત્રિના સમયે તે નિદ્રાવશ થતાં તેનો પ્રલયમાં નાશ થઇને બીજે દિવસે બ્રહ્મદેવ પુનઃ જાગૃત થતાં સૃષ્ટિ પણ પુનઃ પૂર્વવત્ થઇ જાય છે, એવી આપણી માન્યતા છે. બ્રહ્માનાં દિવસ અને રાત્રિ પ્રત્યેક એક એક કલ્પ સમાન છે; એટલે કે એવાં ૭૨૦ કલ્પ મળીને બ્રહ્માનું એક વર્ષ થાય છે. એવાં ૧૦૦ વર્ષનો અવધિ તે બ્રહ્માનું આયુષ્ય પ્રમાણ હોઇને તે કાળના અન્તે મહાપ્રલય થઇ બ્રહ્માસહિત સંપૂર્ણ વિશ્વનો તેમાં લય થાય છે. મનુસ્મૃતિ અને મહાભારતમાંના કથન પ્રમાણે કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચાર યુગો મળીને દેવોનો યુગ થાય છે અને એવા ૧૦૦૦ યુગો કિંવા ૧,૨ ૦૦૦,૦૦૦ વર્ષના સરવાળાથી બ્રહ્મદેવનો એક દિવસ એટલે કે, કલ્પ થાય છે. પરન્તુ પુરાણોમાંની પદ્ધતિ એના કરતાં ભિન્ન છે.* પુરાણોમાંના વર્ણન પ્રમાણે કૃત, ત્રેતા, દ્વાપર અને કલિયુગ, એ ચાર યુગો મળીને એક મહાયુગ થાય છે. એવા ૭૧ મહાયુગ એટલે એક મન્વંતર અને ૧૪ મન્વંતરોનો એક કલ્પ થાય છે. એ પદ્ધતિ પ્રમાણે એક કલ્પમાં ૪૩૨૦,૦૦૦,૦૦૦ વર્ષ હોય છે. હવે કલ્પના બે પ્રકારના અવધિઓમાં જે આ ભેદ છે તેનું કારણ એ છે કે, મનુસ્મૃતિ અને મહાભારતમાંનાં વર્ષો આપણાં વર્ષો જેવાં સાદાં છે અને પુરાણોમાં તેમને દેવોનાં વર્ષ તરીકે માનેલાં છે. એ વિશે કૈ. શંકર બાળકૃષ્ણ દીક્ષિતે પોતાના 'ભારતીય જ્યોતિઃશાસ્ત્ર' નામક ગ્રંથમાં વિશેષ વિચાર કરેલો છે, તે જો આવશ્યકતા હોય તો જોવો.* ભારતીય જ્યોતિષગ્રંથકારોએ એ પૌરાણિક પદ્ધતિનો જ સ્વીકાર કરેલો છે. એ કાળગણના પ્રમાણે અત્યારે આપણે ચાલુ કલ્પના ૭ મા (વૈવસ્વત) મન્વન્તરમાંના ૨૭ મહાયુગોને ઉલ્લંઘીને ૨૮ મા કલિયુગમાંના ૫૦૧૧ મા વર્ષમાં છીએ,

* 'ભારતીય જ્યોતિઃશાસ્ત્ર' પૃષ્ઠ ૧૦,૧૦૨,૧૦૩,૧૪૧–૧૪૩. (મરાઠી.)

એટલે કે, અત્યારે ચાલતા શ્વેતવારાહ કલ્પના આરંભમાં થઇ ગએલા પ્રલયથી અત્યાર સુધીમાં ૧૯૭,૨૯,૪૯,૦૧૧ વર્ષો વીતી ગયાં છે. પરંતુ આ અંદાજ ભૂસ્તરશાસ્ત્રની મર્યાદાથી બહારનો છે. આપણા જ્યોતિઃશાસ્ત્રીયોના અભિપ્રાય પ્રમાણે કલ્પના આરંભમાં સૂર્ય, ચંદ્ર અને બીજા સર્વ ગ્રહો યુતિમાં હતા; એ માન્યતા પ્રમાણે વિપરીત ગણિત કરીને તેમણે એ સર્વ ગ્રહોનો પૃથ્વીની આસપાસ પૂર્ણ પ્રદક્ષિણા કરીને એક સ્થાનમાં આવવાનો એટલે કે તેમની યુતિનો કાળ નિશ્ચિત કર્યો હોય, એવો પણ સંભવ છે. ગમે તેમ હોય, તો પણ કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચાર યુગોનો પર્યાય એ સર્વ કાલગણનાઓના મૂળમાં રહેલો હોવાથી તે યુગો મળીને થતા મહાયુગનો ખરો અર્થ શો અને આજે તેમનો જે કાળ નિશ્ચિત કરેલો છે, તે જ મૂળનો હતો કે કેમ, એ પ્રશ્નનો સારી રીતે આપણે વિચાર કરવો જોઇએ.

સપ્તમ દર્શનમાં, 'યુગ' શબ્દનો ઋગ્વેદમાં 'કાલપર્યાય' અર્થ હોઇને 'માનુષા યુગા' એ પ્રયોગમાં તેનો 'મહિના'ના અર્થમાં જ સ્વીકાર કરવો જોઇએ, એમ દર્શાવેલું છે. પણ 'देवानां प्रथमे युगे' ઇત્યાદિ વચનમાં 'युग' શબ્દ ઘણા જ લાંબા કાળનો વાચક છે, એ તો પ્રકટ જ છે. અથર્વવેદમાં* (૮,૨,૨૧) "અમે તને સો કિંવા દશ હજાર વર્ષો કિંવા બે ત્રણ અથવા ચાર યુગો આપીએ છીએ" એમ કહેલું હોઇને તેમાંનો 'યુગ' શબ્દ દશ હજાર વર્ષ કરતાં ન્યૂન કાળનો બોધક નથી, એમાં લેશ માત્ર પણ શંકા નથી. કારણ કે, દશ હજાર (અયુત) વર્ષો થઈ ગયા પછી 'એક યુગ' આપીએ છીએ એમ ન કહેતાં એકદમ બે કિંવા તેથી વધારે યુગો આપવાનું કહેલું છે. એ ઘટનાનો વિચાર કરવાથી 'યુગ' શબ્દનો અથર્વવેદના કાળમાં ૧૦૦૦૦ વર્ષનો અવધિ એવો અર્થ થતો હતો, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. હવે મનુસ્મૃતિ અને મહાભારત ઉભયમાં કલિ, દ્વાપર, ત્રેતા અને કૃત આદિ યુગોને અનુક્રમે ૧૦૦૦, ૨૦૦૦, ૩૦૦૦ અને ૪૦૦૦ વર્ષો આપવામાં આવેલાં છે; એટલે કે, દ્વાપર, ત્રેતા અને કૃત એ યુગો અનુક્રમે કલિયુગ કરતાં બમણા, ત્રણગણા અને ચોગણા છે. કૃત શબ્દનો સંસ્કૃતમાં 'ચાર' અર્થ થાય છે, એ વાતને ધ્યાનમાં લેવાથી એ યુગોનાં નામો આવૃત્તિ વાચક સંખ્યાવિશેષણાત્મક હોવાં જોઇએ, એમ દેખાય છે. એ ચાર યુગોની સંકલિત સંખ્યા (એટલે 'મહાયુગ,) ૧૦૦૦૦ વર્ષની થાય છે. મનુ અને મહાભારતકાર વ્યાસ એ ઉભયે પ્રત્યેક યુગના આદિ અને અંતમાં સ્વીકારવાની સંધ્યાના કિંવા સંધ્યાંશના કાળને એકત્ર કરીને ઉપર્યુક્ત ૧૦૦૦૦ ની સંખ્યામાં બીજાં ૨૦૦૦ વર્ષનો ઉમેરો કર્યો છે. ત્રીસ ઘટિકાના દિવસના આદિ અને અંતમાં જેવીરીતે લગભગ ૩ ઘટિકાની એટલે

---

* "शतं तेऽयुतं हायनान्द्वे त्रीणि चत्वारि कृण्मः" અથર્વવેદ, ૮,૨,૨.

કે દશાંશ સંધ્યા હોય છે, તેવી જ રીતે એ યુગોના પણ આદિ અને અંતમાં દશાંશ સંધ્યા કલ્પેલી છે. એ હિસાબ પ્રમાણે સંધ્યા અને સંધ્યાંશને ગણીને કૃતનાં ૪૮૦૦, ત્રેત્રાનાં ૩૬૦૦, દ્વાપરનાં ૨૪૦૦ અને કલિનાં ૧૨૦૦ વર્ષ થાય છે. હવે, મહાભારત અને મનુસ્મૃતિના કાળમાં કલિયુગનો આરંભ થએલો હતો; અને જો તેનાં ૧૦૦૦ વર્ષ કિંવા સંધ્યા સહિત ૧૨૦૦ વર્ષ પૂરાં થતાં તેની સમાપ્તિ થવાની હોત, તો તો શકના આરંભ પૂર્વે જ તેની સમાપ્તિ થઇ ગઇ, એમ જ કહેવું જોઇએ. પરંતુ લગભગ તે જ સમયમાં લખાયલાં પુરાણોના કર્ત્તાઓને કલિયુગની સમાપ્તિ અને પુનઃ કૃતયુગના પ્રારંભનાં કાંઇ ચિન્હો દેખાયાં નહિ. કારણ કે, કૃત એટલે કે, અત્યંત પુણ્યમય યુગ અને તે વેળાએ તો આમ તેમ સર્વત્ર અધોગતિનાં ચિન્હો જ દેખાતાં હતાં. એટલા માટે પુરાણોના કર્ત્તાઓએ કલિયુગની મર્યાદાને વધારવાનો પ્રયત્ન કર્યો, એટલે કે, કલિ-યુગનાં ૧૨૦૦ વર્ષ માનવી નહિ, કિન્તુ દેવોનાં વર્ષ છે, એમ તેમણે માની લીધું. ૩૬૦ માનવી વર્ષ એટલે દેવોનું એક વર્ષ. આમ કરવાને માટે તેમને શ્રુતિનો આધાર પણ મળી આવ્યો. 'તૈત્તિરીય સંહિતા' માંનું "एकं वा एतद्देवानामहः यत्संवत्सरः" એ વચન તેમને બહુ જ ઉપયોગી થઇ પડયું. વ્યાસ અને મનુ બન્નેએ કલિનો કાળ ૧૦૦૦ વર્ષનો કહેલો છે. પરંતુ મનુસ્મૃતિમાં યુગો અને તેમની સંધ્યાઓના અવધિ કહ્યા પછી "એ ૧૨૦૦૦ વર્ષના ચતુર્યુગાત્મક કાળને દેવોનો યુગ કહેવામાં આવે છે," એ પ્રમાણેનું ટિપ્પણ આપેલું છે; એટલે પુરાણના કર્ત્તાઓને એ યુગોના અવધિનાં વર્ષો દેવોનાં છે, એમ માનવામાં જરાપણ સંકોચ થયો નહિ. વળી તે સમયના લોકોને કલિયુગની સમાપ્તિનાં કશાં લક્ષણો ન દેખાયાથી પુરાણકારોની એ યુક્તિ સર્વને પસંદ આવી ગઈ અને કલિયુગનાં ૧૨૦૦ સાદાં વર્ષને દેવોનાં વર્ષ કલ્પીને તેમને ૧૨૦૦ ૩૬૦=૪૩૨૦૦૦ સાંદાં વર્ષોનું સ્વરુપ આપવામાં આવ્યું, એ જ યુક્તિથી મહાયુગનાં ૧૨૦૦૦ વર્ષોનાં ૪૩૨૦૦૦૦ વર્ષો થઇને, મન્વંતર તથા કલ્પ ઇત્યાદિના અવધિમાં પણ એ જ પ્રમાણે વધારો થઇ ગયો.

આ વિવેચનથી એમ દેખાઇ આવશેકે, મનુસ્મૃતિ અને મહાભારતમાં કૃત, ત્રેતા, દ્વાપર અને કલિયુગ મળીને થનારો ૧૦૦૦૦ વર્ષનો યુગપર્યાય જ આપેલો હોઇને, તેમાંનો ૧૦૦૦ વર્ષનો જે કલિયુગ તેનો તે વેળાએ આરંભ થએલો હતો. એ જ વાર્ત્તા જો અન્ય શબ્દોમાં કહીએ, તો મનુ અને વ્યાસના અભિપ્રાય પ્રમાણે કૃતયુગના આરંભથી કલિયુગના અન્તપર્યન્તનો કાળ ૧૦૦૦૦ વર્ષનો કિંવા સંધ્યાઓને ગણતાં ૧૨૦૦૦ વર્ષનો જ હતો. પ્રલય* પછી કૃતયુગનો આરંભ થયો, એમ જે કહેલું છે, તેનો

---

* એ યુગ પદ્ધતિ મહાભારતમાં શાન્તિપર્વ અને વનપર્વ એવી રીતે બે સ્થળે આપેલી છે. વનપર્વ (અ. ૧૮૮, ૨૧–૨૮) માં એનો આવી રીતે ઉલ્લેખ કરેલો છે;—

વિચાર કરવાથી મનુ અને વ્યાસને પોતાથી લગભગ ૧૦૦૦૦ વર્ષ પૂર્વે (૧૨૦૦ વર્ષના અવધિના કલિયુગના આરંભમાં એઓ થઈ ગયા છે, એમ માનીને) કૃતયુગનો આરંભ થઇને નવીન સૃષ્ટિની રચના થઇ હતી, એમ ભાસતું હોવું જોઇએ, એમ જ દેખાય છે; એટલે કે, તેમના અભિપ્રાય પ્રમાણે જૂની સૃષ્ટિનો વિનાશ કરનાર પ્રલય તેમનાથી લગભગ ૧૦૦૦૦ વર્ષ પૂર્વે થએલો હતો. એ મૂળ કથાને ભિન્ન ભિન્ન કાળની પરિસ્થિતિ સાથે મેળવી લેવાના પ્રયત્નોમાં તેની ઘણી જ ખેંચતાણ થએલી છે. તોપણ તેના સત્ય સ્વરૂપને ઓળખી કાઢવાનું કામ કાંઈ વધારે કઠિન નથી. તેને ઓળખી લેવા પછી તરત એમ દેખાઈ આવશે કે, નવીન સૃષ્ટિનો આરંભ કિંવા આધુનિક શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો ચાલૂ હિમોત્તરકાળનો આરંભ શકથી પૂર્વે ૧૦૦૦૦ વર્ષ કરતાં વધારે આગળ જતો નથી. અમેરીકન્ ભૂસ્તરશાસ્ત્રજ્ઞોએ સ્વતંત્ર શાસ્ત્રીય પ્રમાણોના આધારે એ જ કાલાવધિ નિશ્ચિત કરેલો છે; અને વૈદિક તથા પૌરાણિક કાલગણના પદ્ધતિથી પણ એ જ કાળ નિષ્પન્ન થતો હોવાથી ગત હિમકાળ વિશેના ૨૦૦૦૦ કિંવા ૮૦૦૦૦ વર્ષ જેવાં અપાર અનુમાનોને ત્યાગી દઇને તે હિમકાળની સમાપ્તિને અને હિમોત્તર કાળના આરંભને આજે ૧૦૦૦૦ કિંવા બહુ તો ૧૨૦૦૦ વર્ષ થએલાં હોવાં જોઇએ, એમ માનવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી જ.

---

" आदितो मनुजव्याघ्र कृत्स्नस्य जगतः क्षये ।
चत्वार्याहुः सहस्राणि वर्षाणां तत्कृतं युगम् ॥
तस्य तावच्छती संध्या संध्यांशश्च तथाविधः ।
त्रीणिवर्ष सहस्राणि त्रेतायुगमिहोच्यते ॥
तस्य तावच्छती संध्या संध्यांशश्च ततः परम् ।
तथा वर्षसहस्रे द्वे द्वापरं परिमाणतः ॥
तस्यापि द्विशती संध्या संध्यांशश्च तथाविधः ।
सहस्रमेकं वर्षाणां तथा कलियुगं स्मृतम् ॥
तस्य वर्षशतं संधिः संध्यांशश्च ततः परम् ।
संधिसंध्यांशयोस्तुल्यं प्रमाणमुपधारय ।
क्षीणे कलियुगे चैव प्रवर्तति कृतं युगम् ॥
एषा द्वादश साहस्री युगाख्या परिकीर्तिता ।
एतत्सहस्रपर्यन्तमहर्ब्राह्ममुदाहृतम् " ॥ .

એમાંની પ્રથમ પંક્તિમાં પ્રલય થયા પછી ત્વરિત જ કૃતયુગ (સત્યયુગ) નો આરંભ થવા વિશેનો ઉલ્લેખ કરેલો છે. (વિશેષ માટે જુઓ ગુજરાતી, પ્રેસનું મહાભારતનું ગુજરાતી ભાષાન્તર.)

એ પ્રમાણે ધ્રુવપ્રદેશમાંના આદિનિવાસના કાળને નિશ્ચિત કર્યા પછી તે આદિનિવાસસ્થાન, તેનો હિમકાલમાંના બર્ફથી થએલો નાશ અને તે વિશેની બીજી કેટલીક કથાઓ મજ્દયસ્ની લોકોના ધર્મગ્રંથોમાં અને વૈદિક ઋષિઓનાં સૂક્તોમાં ગ્રથિત થવા પામી, ત્યાં સુધી તે જેવાને તેવા જ સ્વરૂપે સ્મૃતિ ( સ્મરણ ) માં કેમ અને કેવી રીતે રહી શકી, એ વિશેનો આપણે હવે વિચાર કરવાનો છે. આપણા બ્રાહ્મણ-વર્ગે આપણા ધર્મગ્રંથોનું કેવી રીતે સંરક્ષણ કર્યું છે, એ જેઓ જાણે છે, તેમને તો ઉપર્યુક્ત કથાઓ વેદકાળ કિંવા અવેસ્તા કાળ પર્યન્ત કેવા પ્રકારે અબાધિત રહી શકી, એનું લેશ માત્ર પણ આશ્ચર્ય થાય તેમ નથી. હાલમાં લેખનકળા અને મુદ્રણ-કળાનો પ્રસાર થએલો હોવાથી આપણને કેવળ સ્મરણશક્તિપર જ વધારે આધાર રાખવો પડતો નથી; અને એથી જ સ્મરણશક્તિને જો ખાસ ખીલવવામાં આવે તો તેનું સામર્થ્ય કેટલું અને કેવું પ્રચંડ હોય છે, એની યથાયોગ્ય કલ્પના માત્ર પણ આપણે કરી શકતા નથી. અંગો સહિત વેદોને અક્ષરશઃ અને સ્વરશઃ આજે નિદાન ૩૦૦૦ કિંવા ૪૦૦૦ વર્ષથી તો આપણા બ્રાહ્મણોએ સંભાળી રાખ્યા છે; અને જેમણે એ કાર્ય કર્યું તેમના જ પૂર્વજોએ આપણા ધ્રુવનિવાસનો વૃત્તાંત સૂક્તોમાં ગ્રથિત થયો, ત્યાં સુધી તેને તેના ખરા સ્વરૂપમાં જાળવી રાખ્યો હતો. સુનિયંત્રિત સ્મરણશક્તિનો એ કાર્ય પ્રભાવ આજે કદાચિત્ આપણને આશ્ચર્યકારક જણાતો હશે, પરંતુ તે વેળાએ બધો આધાર એ સ્મરણશક્તિપર જ હતો. તે વેળાએ તો એ એક સાધારણ ઘટના જ હતી. તે સમયમાં ભાવી પ્રજા માટે સંભાળી રાખવા યોગ્ય સર્વ વાર્તાઓને ભાવી સંતતિને અખંડ પહોંચાડવાનું મુખ્ય સાધન તે એ સ્મરણશક્તિ જ હતી. સ્મરણશક્તિને સારી રીતે ખીલવીને તથા સતેજ રાખીને તે દ્વારા આપણા ધર્મ ગ્રંથોને ભાવી સંતતિના હાથમાં પહોંડવા એ જ જેમનું એક માત્ર વ્રત હતું, તે આપણા વૈદિક બ્રાહ્મણોને વિના કારણ ગાળો ભાંડવાનો પ્રઘાત કેટલાક પ્રાચીન કાળથી જ ચાલતો આવ્યો છે. યાસ્ક જેવા પંડિતોએ પણ તેમને ભારવાહક કહેલા છે; અને બીજા કેટલાકોએ તેમને અર્થ સમજ્યા વિના કેવળ શબ્દ પાઠ કરનારા પોપટની ઉપમા આપેલી છે. પણ આપણી સર્વથા પ્રાચીન કથાઓ દ્વારા આપણા પ્રાચીન ઇતિહાસ અને ધર્મને જાળવી રાખવાના કાર્યમાં તેમણે જે સેવા બજાવી છે, તે સર્વથા અમૂલ્ય હોઇને આવાં કાર્યોમાં ખાસ કરીને ખીલવેલી સ્મરણશક્તિની જ ખરી આવશ્યકતા હોવાથી આપણી પ્રાચીન કથાઓને આજે હજારો વર્ષ પર્યન્ત જેવાને તેવા જ રૂપમાં સંભાળી રાખવાનું પવિત્ર અને ધાર્મિક કાર્ય જેમણે વંશપરંપરા કર્યું છે, તે આપણા વૈદિકો માટે જો આપણા મનમાં અત્યંત કૃતજ્ઞબુદ્ધિ ઉત્પન્ન થાય, તો તેમ થવું સર્વથા સ્વાભાવિક અને નૈસર્ગિક જ છે. વૈદિક સૂક્તોનો અર્થ કરવામાં પંડિતો પોતાના સર્વ ચાતુર્યનો વ્યય કરી નાખશે; પરંતુ

વૈદિક બ્રાહ્મણોએ જો કેવળ સ્મરણશક્તિની ખીલવણીને જ પોતાનો જન્મનો વ્યવસાય ન બનાવી દીધો હોત, તો એ પંડિતોની ઇમારતને ચણવા માટેના મૂળ પાયાનો જ આજથી ઘણાક કાળ પૂર્વે સમૂળ વિનાશ થઇ ગયો હોત, એ કોઇએ પણ કદાપિ ભૂલવાનું નથી એવા વ્યવસાયની આવશ્યકતાનો આજે અભાવ થયો હોય,—હવે એ આવશ્યકતાનો ખરેખર અભાવ થયો છે કે કેમ, એ અદ્યાપિ એક પ્રશ્ન જ છે! કારણ કે, ગમે તેમ થાય, તોપણ ખીલવેલી સ્મરણશક્તિપર રાખી શકાય, તેટલો આધાર લેખનકલા કિંવા મુદ્રણકલાપર હજી પણ રાખી શકાય તેમ નથી.—તોપણ એનું તો આપણે સ્મરણ રાખવું જ જોઇએ કે, કોઇ પણ દેશમાંની ધાર્મિક સંસ્થાઓનો સર્વથા વિનાશ થવો તો સર્વથા અશક્ય જ છે.

ત્યારે હવે ખીલવેલી સ્મરણશક્તિના સાહાય્યથી અબાધ્ય રીતે સંભાળી રાખેલી વૈદિક તથા અવૈસ્તિક કથાઓથી હિમાન્તરકાળમાં આર્યલોકો ઉત્તરધ્રુવપ્રદેશમાં વસતા હતા, એ વાર્તા નિર્વિવાદ સિદ્ધ થાય છે. ગત હિમકાળમાં તે સ્થાનનો નાશ થઇ જવાથી તેમને દક્ષિણ દિશા તરફ આવવું પડ્યું, અને હિમોત્તરકાળના આરંભમાં એટલે કે લગભગ ૧૦૦૮૦ વર્ષ પૂર્વે યૂરોપખંડના ઉત્તર ભાગ અથવા મધ્ય એશિયામાંનાં ઊંચા મેદાનોમાં પ્રથમ તેમણે કાયમનો નિવાસ કર્યો. એવી રીતે આર્યોની પ્રાચીનતાને હિમાન્તરકાળ પર્યન્ત પહોંચાડી શકાય છે અને તે સમયે તેઓ ત્રીસ દિવસની અખંડ ઉષાવાળા ઉત્તરધ્રુવ પાસેના પ્રદેશમાં વસતા હતા, એમ સિદ્ધ થાય છે. આર્યો વિના ઇતર માનવવંશો મૂળ ધ્રુવપ્રદેશના જ નિવાસી હતા કે કેમ, એ પ્રશ્ન પ્રસ્તુત ગ્રંથની મર્યાદાથી બહારનો છે. ડો. વોરને પોતાના 'નંદનવનોપલબ્ધિ' નામક ગ્રંથમાં ઇજિપ્શિયન્, અક્કેડિયન, આસીરિયન્, બાબીલોનિયન, ચાઇનીઝ્ અને જાપાનીજ પુરાણ કથાઓનો વિચાર કરીને એ સર્વ લોકોનું એટલે કે, પર્યાયથી સમસ્ત માનવ જાતિનું જન્મસ્થાન ઉત્તરધ્રુવ પાસે જ હતું, એવું અનુમાન નિષ્પન્ન કરેલું છે. એ અનુમાન અમારી ઉપપત્તિથી લેશ માત્ર પણ વિરુદ્ધ નથી. કારણ કે, આર્યો વિના બીજી કોઇ જાતિના લોકો ઉત્તરધ્રુવપ્રદેશમાં વસતા નહોતા, એમ દર્શાવવાનો અમારો ઉદ્દેશ છે જ નહિ. એથી ઉલ્ટું, ઋગ્વેદમાં અનેકવાર આવેલા પાંચ માનવવંશ (पंच जनाः) તે આર્યોની સાથે તેમના આદિનિવાસસ્થાનમાં વસનારા લોકો જ હોવા જોઇએ, એમ માનવા માટેના આધારો પણ છે. કારણ કે, આદિનિવાસસ્થાનમાંથી નીકળ્યા પછી આર્યોને પાંચ પ્રકારના લોકો જ મળ્યા હતા, કિંવા તેમની પોતાની પાંચ ટોળીઓ જ હતી, એમ માનવા માટેનો આપણી પાસે કશો પણ આધાર નથી.' પરંતુ એ પ્રશ્નનો અહીં અધિક ઊહાપોહ કરવાની આવશ્યકતા નથી, ઉત્તરધ્રુવ અખિલ માનવ જાતિનો આદિનિવાસ હતો, એમ જો ભવિષ્યમાં નિર્વિવાદ સિદ્ધ થશે; તો પણ તેથી અમારા અનુમાનોને

લેશ માત્ર પણ બાધા થવાનો સંભવ નથી; પરંતુ એથી વિરુદ્ધ જો સ્વતંત્ર પ્રમાણોના આધારે કાઢેલું અમારું અનુમાન સત્ય ઠર્યું; તો ડૉ. વૉરન્‌નાં અનુમાનોનેજ તેથી અધિક પુષ્ટિ મળશે. બીજા કોઈ પણ લોકોની પ્રાચીન કથાઓ કરતાં આર્યોની વેદ અને અવેસ્તા-માંની કથાઓ જ બહુ અંશે અબાધિત રહેલી હોવાથી ડૉ. વૉરન જેવા પંડિતોએ સ્વીકારેલા વ્યાપક પ્રશ્નને છોડી દઇને સ્વતંત્ર રીતિથી એકલા આર્યોના જ આદિનિવાસ સ્થાન વિશેના સંકુચિત પ્રશ્નનો પ્રસ્તુત પુસ્તકમાં ચર્ચા માટે સ્વીકાર કરવામાં આવ્યો છે. વેદ અને અવેસ્તા આર્યોના અત્યંત પ્રાચીન ગ્રંથ છે, એ વિશે તો હવે કોઇનો પણ કાંઈ મતભેદ રહેલો નથી, એટલા માટે નવીન શોધોના સાહાય્યથી તેમની કથાઓના આધારે આર્યોના 'નંદનવન' ના સ્થાનને નિશ્ચિત કરવાનું કાર્ય કઠિન નથી.

પરંતુ આર્યોનો આદિનિવાસ ઉત્તરધ્રુવપ્રદેશમાં જ હતો, એ સિદ્ધાંત જો સિદ્ધ થયો તો પછી તેમના પ્રાચીન ઇતિહાસ અને ધર્મ વિશે જે મતો અત્યારે પ્રચલિત છે; તેમાં પણ અવશ્ય ક્રાન્તિ થવાની જ. સર્વથા જંગલી સ્થિતિથી આરંભીને ઋગ્વેદના આધારે દેખાઇ આવતી સુધરેલી સ્થિતિ પર્યન્ત થએલી આર્યોની ધાર્મિક, માનસિક, નૈતિક અથવા સામાજિક ઉન્નતિ મધ્ય એશિયાના મેદાનોમાં જ થઇ હતી, એમ મધ્ય એશિયા-વાદિઓનું કથન છે. તેમના અભિપ્રાય પ્રમાણે, સૂર્ય આદિ સૃષ્ટ વસ્તુઓના અવલોકનથી આશ્ચર્ય અને ભયવડે પ્રેરિત થઇને આર્ય લોકો સૃષ્ટિની શક્તિના ઉપાસક થયા, તે મધ્ય એશિયામાં જ. વસ્ત્રો વણવાની કળા, રથ આદિ બનાવવાની વિદ્યા, અશ્વ આદિ પશુઓને કેળવવાની કળા કિંવા સુવર્ણ આદિ ધાતુઓનો ઉપયોગ તેઓ તે મેદાનમાં જ શીખ્યા હતા. તાત્પર્ય કે, ભિન્ન ભિન્ન આર્ય શાખાઓમાં સામાન્ય ભાવથી દેખાતી જે પ્રાચીન આર્યોની સુધારણા તુલનાત્મક વ્યુત્પત્તિ શાસ્ત્રના યોગે દૃષ્ટિગોચર થાય છે, તે સર્વ હિમોત્તરકાળમાં મધ્ય એશિયાના મેદાનોમાં જ થએલી છે, એ પ્રમાણે એ પંડિતો માને છે. પરંતુ તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રનાં અનુમાનો ભાષા કિંવા ઇતિહાસની દૃષ્ટિથી ગમે તેટલાં અને ગમે તેવાં મહત્ત્વનાં હોય, તો પણ તેમના આધારે એ આદિનિવાસસ્થાન કયાં હતું, તેમાં વસતિ કયારે હતી કિંવા તેનો કયારે અને શામાટે ત્યાગ કરવો પડ્યો, ઇત્યાદિ વિષયો ભાગ્યે જ જાણવામાં આવી શકે છે. ગો શબ્દ કિંવા વે (વણવું) એ ધાતુ બહુધા સર્વ આર્ય ભાષાઓમાં મળી આવે છે, એથી અવિભક્ત આર્યોને ગાય તથા વસ્ત્ર વણવાની કળાનું જ્ઞાન હતું એટલું જ કહી શકાશે. પરંતુ એ શબ્દસામ્યના યોગે આર્ય લોકો જે વેળાએ અવિભક્ત હતા તે વેળાએ કયાં વસતા હતા અને તેઓ વિભક્ત કયારે થયા ઇત્યાદિ કાંઇ પણ કહી શકાય તેમ નથી. હાલમાં પુરાણવસ્તુશાસ્ત્ર અને માનુષ્યકશાસ્ત્રના આધારે આર્ય લોકો મૂળ મધ્ય એશિઆમાં જ વસતા હતા અને ત્યાંથી જ તેઓ યૂરોપમાં ગયા હતા, એ

કલ્પના સંભવનીય નથી, એમ સિદ્ધ થઇ ચૂકયું છે; એટલે કે, મધ્ય એશિયા-વાદીઓનો અભિપ્રાય હવે બહુધા લુપ્તપ્રાય જ થએલો છે; અને પંડિતજનો હવે એમ કહેવા લાગ્યા છે કે, અત્યારે જે લોકો યૂરોપમાં વસે છે, તેમના પૂર્વજો પણ નવપાષાણ યુગમાં ત્યાં જ વસતા હતા. પરંતુ એ યૂરોપીય લોકોના પૂર્વજો મૂળ ત્યાંના જ હતા કે બીજા કોઇ સ્થાનમાંથી તેઓ યૂરોપમાં આવી વસ્યા હતા, એ પ્રશ્નનો અદ્યાપિ તે પંડિતોએ કશોય નિર્ણય કર્યો નથી. સારાંશ કે, મધ્ય એશિયાવાદીઓ અને ઉત્તર યૂરોપવાદીઓ બન્ને આર્ય સુધારણાને હિમોત્તરકાલીન માનતા હોઇને આર્યોના ધર્મ અને કથાની પરંપરાને તેઓ એ કાળથી પાછળ ધકેલવાને કોઇપણ રીતે તૈયાર નથી.

પરંતુ આર્યલોકોના આદિનિવાસસ્થાન અને તેમની સુધારણાવિષયક તર્કોને હિમાન્તરકાળમાંના ધ્રુવનિવાસ વિષયક શોધોના યોગે હવે ઘણે ભાગે બદલવા પડશે જ. મૂળના આર્યો કેવળ હિમોત્તરકાલીન જ હતા અને સર્વથા જંગલી અવસ્થામાંથી તેમની જે સુધારણા થઈ તે મધ્ય એશિયામાં કિંવા ઉત્તર યૂરોપમાં જ થઇ હતી, એમ હવે કહી શકાય તેમ નથી. ભિન્નભિન્ન આર્યશાખાઓનાં પુરાણોમાં એક સરખી દેવતાઓ ન મળી-આવતી હોવાથી એ પુરાણો આર્યોની વિભક્તતા થવા પછી જ તૈયાર થએલાં હોવાં જોઇએ; ઉદાહરણાર્થ, उषस् શબ્દ જો કે ઘણી ખરી આર્યભાષાઓમાં મળી આવે છે તોપણ ઉષાને દેવતાપદ કેવળ ઋગ્વેદમાં જ આપેલું હોવાથી વૈદિક કથાઓનો જન્મ અને તેમની વૃદ્ધિ આદિ કેવળ ભરતખંડમાં જ થએલાં હોવાં જોઇએ; ઇત્યાદિ પ્રકારનો કોટિ ક્રમ પણ ધ્રુવોપપત્તિના યોગે સર્વથા અશકય થઈ જવાનો. વૈદિક દેવતાઓનાં લક્ષણો જ્યારે ખાસ કરીને ધ્રુવવિશિષ્ટ જ છે, તો પછી તદ્વિષયક કથાઓનો અન્ય સ્થાને જન્મ થયો હતો, એમ કેમ કરીને કહી શકાય વારુ? ભરતખંડમાં દેખાતી ઉષા સર્વથા અલ્પ-કાલિક હોઇને ધ્રુવમાંની ઉષા સાથે તેનું લેશ માત્ર પણ સામ્ય નથી; અને તેથી જ ઋગ્વેદમાં જે તેનું આડંબરયુક્ત વર્ણન છે, તે વર્ણન આર્યાવર્ત્ત નિવાસી ઋષિઓએ કર્યું હશે, એમ જરા પણ સંભવતું નથી. ઇન્દ્ર, વિષ્ણુ અને અશ્વિન ઇત્યાદિ દેવતાઓને પણ એજ નિયમ લાગૂ પડે છે. એ દેવતાઓનાં નામો સેલ્ટિક્ કિંવા ટચુટૉનિક્ ભાષામાં ન મળતાં હોય તોપણ વૈદિક દેવતાઓનાં જે ધ્રુવવિશિષ્ટ લક્ષણો મળી આવે છે, તે લક્ષણો એ ભાષા-ઓનાં પુરાણોમાં પણ મળી આવતાં હોવાથી, એ મૂળ સામ્ય તેમનામાં જ્યાં સૂધી દૃષ્ટિ-ગોચર થાય છે, ત્યાં સૂધી કેવળ શબ્દોમાં સામ્ય નથી, એટલાથી જ એ કથાઓનું મૂળ એક નથી, એમ કહેવું સયુક્તિક નથી. આર્યોના આદિનિવાસસ્થાનનો હિમપાતના યોગે નાશ થયો હતો, એ વાર્તા જાણવામાં આવ્યાથી તેમના સુધારણાના ઇતિહાસની એક નવીન દિશા ઉઘડવાની છે; અને એટલામાટે એશિયામાંની આર્ય શાખાઓમાં જે સુધારણા

જોવામાં આવે છે, તેવી સુધારણા નવપાષાણયુગમાં યૂરોપના ઉત્તર ભાગમાં વસતા આર્યોમાં દેખાતી નથી તેનું કારણ એ છે કે, તે લોકો તે પ્રલય પછી પોતાની પ્રાચીન સુધારણાને ખોઈ નાખીને પુનરપિ જંગલી અવસ્થામાં ચાલ્યા ગયા હતા. સાધારણતઃ સુધારણામાં જેમની બહુ જ સારી પ્રગતિ થએલી છે એવા લોકો પુનઃ એકાએક જંગલી અવસ્થામાં આવી પડતા નથી, એ ખરું છે; પરન્તુ પ્રલયપૂર્વકાલીન સુધારણાના પ્રલયોત્તરકાળમાં આવવાની વેળાએ એ નિયમ લાગૂ પડશે જ, એવો નિયમ નથી. એવા ભયંકર પ્રલયમાંથી બચી જનારા લોકો પ્રથમ તો થોડા જ હોવાના એટલે જેઓ બચી ગયા હોય તેઓ પોતાની સર્વ મૂળ સુધારણાને, નવીન સ્થાનમાં અને નવીન પરિસ્થિતિમાં, જ્યાં નિવાસના સ્થાન માટે પણ રાત દિવસ આર્યેતર જાતિઓ સાથે વિગ્રહ ચાલતા હોય ત્યાં, અવિચલ કાયમ રાખી શકયા હશે, એમ ધારી શકાતું નથી. વળી પ્રલય પછી કેટલાક કાળ પર્યંત એશિયા અને યૂરોપના ઉત્તર વિભાગોમાંની હવા હાલના કરતાં ઘણી સખ્ત હોવી જોઇએ, એ ઘટનાને ધ્યાનમાં લેતાં ધ્રુવપ્રદેશમાંથી એ પ્રદેશોમાં આવેલા આર્યો અને તેમનાં સંતાનો એવી ભયંકર અને અસ્થિર સ્થિતિમાં, ધ્રુવમાંના નંદનવનમાં વસતા પોતાના પૂર્વજોની પ્રલયપૂર્વકાલીન સુધારણાને જો જાળવી શકયા હોય, તો તે જળવાયેલી સુધારણા સર્વથા છિન્ન વિચ્છિન્ન સ્વરૂપની જ હોવી જોઈએ. અર્થાત્ નવ નવપાષાણ યુગમાં યૂરોપીય આર્યોની સુધારણા સર્વથા કનિષ્ટ પ્રકારની જ હતી, એમ જો જણાઇ આવે તો તેમાં કશી નવીનતા નથી. વિરુદ્ધપક્ષે એ પ્રલયપૂર્વકાલીન ધર્મ અને સુધારણાના એટલા ભાગને ભારતીય અને ઇરાની આર્યો કાયમ રાખી શકયા, એ જ એક મહા આશ્ચર્યકારક ઘટના છે. પોતાના પૂર્વજો પાસેથી સુધારણાનો જે કાંઇ અવશેષ પોતાને પ્રાપ્ત થયો હતો, તેને સારી રીતે જાળવી રાખવો ને પોતા પછીની પ્રજાને સ્વાધીન કરવો, એ આપણું કર્તવ્ય છે, એવો તેમના મનનો નિર્ધાર થવાથી આટલું અને આવું કઠિન કાર્ય તેઓ નિર્વિઘ્ન કરી શકયા છે.

ધ્રુવપ્રદેશમાંનું વાતાવરણ હિમાન્તરકાળમાં બહુ જ સૌમ્ય હોઇને ત્યાં બહુધા અક્ષય વસન્ત રહેતો હતો અને તે સમયે ધ્રુવની આસપાસ એક વિસ્તીર્ણ ભૂમિપ્રદેશ હોઇને તેનો ત્યાર પછી હિમકાળમાં નાશ થયો હતો, એ તો પૂર્વે કહેલું જ છે. એવા પ્રદેશમાં વસતા આપણા પૂર્વજોને ત્યાં ખરેખર મહા સુખસમાધાન ભાસતું હોવું જ જોઈએ. ત્યાં અગવડ ભરેલી માત્ર એક જ બાબત હતી અને તે દીર્ઘ અંધકારમયી રાત્રિ જ હતી. એ અંધકાર અને તેના ઇન્દ્ર આદિ શત્રુઓના યુદ્ધનું વર્ણન નાના પ્રકારે કથાઓના સ્વરૂપમાં વૈદિક ઋષિઓએ કેવી રીતે કરેલું છે, એનો તો પૂર્વે ઉલ્લેખ કરાયલો જ છે. ધ્રુવપ્રદેશમાંની કંટાળાભરેલી દીર્ઘરાત્રિ અને કેટલાક માસ પર્યન્ત માર્ગપ્રતિક્ષા કરાવીને પછી ક્ષિતિજમાં દૃષ્ટિગોચર થનારી ઉષા, એ ઘટનાઓ આપણા

પૂર્વજોના ધ્યાનને વિશેષ આકર્ષનારી હતી, અને ધાર્મિક તથા સામાજિક આદિ ઉત્સવોના વાર્ષિક ચક્રને આરંભનારી ઉષાને પાતાળસ્થ સમુદ્રમાંથી ઊપર કાઢી લાવવી, એને તેઓ દેવોનું એક મહાન્ પરાક્રમ માનતા હતા. તમોરૂપ વૃત્રનો વધ કરીને પ્રકાશ દેવતાના વિજયથી થવાનો કાળ એટલે કે ઉષાનો ઉદયકાળ તે દેવયાનનો આરંભ હોઇને ઉષાનો પુત્ર અને દેવોનો સેનાપતિ કુમાર મહા વિજયોત્સવવડે એ દેવયાન માર્ગનું આક્રમણ કરતો ઋગ્વેદમાં કહ્યા પ્રમાણે 'मानुषा युगा' ના ચક્રને ચાલૂ કરતો હતો. એથી વિરુદ્ધ પિતૃયાન એટલે કે બેથી તે છ મહિનાના અંધકારની રાત્રિ હતી. એ કાળ વિશ્રાંતિનો હોઇને સૂર્યપ્રકાશના અભાવે તે કાળમાં લોકો મૃત શરીરોની વ્યવસ્થા લગાડવાનું કાર્ય કરતા નહોતા. એ કાળમાં સર્વ ધાર્મિક અને સામાજિક વિધિઓ પણ બંધ રહેતા હતા. તાત્પર્ય એ કે, આર્યોની પ્રાચીન કાળગણના પદ્ધતિમાં સાત કિંવા દશ માસનો ઉન્હાળો અને તે પ્રમાણથી પાંચ કિંવા બે મહિનાનો શિયાળો, એ પ્રમાણે વર્ષના બે ભાગ જ હતા. પણ એ બન્ને ભાગોને એકત્ર કરીને તેના આધારે વર્ષને ગણવાની પદ્ધતિ કરતાં એકલા ઉન્હાળા કિંવા શિયાળાના અવધિથી જ વર્ષને ગણવાની પદ્ધતિ તે કાળમાં વધારે પ્રચલિત હતી, એમ જ દેખાય છે. સાત અથવા દશ મહિનાનું વર્ષ અને તેટલા જ અવધિનાં સત્રો જે વેદોમાં મળી આવે છે, તેનું કારણ પણ એ જ છે. પરંતુ એ પદ્ધતિ ધ્રુવવૃત્તથી દક્ષિણ તરફના પ્રદેશમાં ચાલવી અશક્ય હોવાથી ત્યાં જવા પછી આપણા પૂર્વજોને ન્યૂમા રાજાએ રોમન વર્ષમાં કરેલા ફેરફાર પ્રમાણે એ પદ્ધતિમાં ફેરફાર કરવા પડ્યા હતા. તોપણ દેવયાનમાં જ યજ્ઞ આદિ ધર્મવિધિઓ કરવાના પરિપાઠને તેમણે તેમનો તેમજ ચાલૂ રાખ્યો હતો અને અદ્યાપિ તે પરિપાઠ ચાલૂ જ છે. આપણાં 'ગૃહ્યસૂત્રો' માં ધાર્મિક દૃષ્ટિથી ઉત્તરાયણનું વિશેષ મહત્ત્વ હોઇને દક્ષિણાયનમાં મરણ થાય તે અશુભ છે, એમ જે માનેલું છે, એનું કારણ હવે સમજવામાં આવી શકે તેમ છે.

હિમાન્તરકાળમાંનું સાત અથવા દશ મહિનાનું વર્ષ હિમોત્તરકાળમાં બાર માસનું કેવી રીતે થઈ ગયું, વર્ષના દેવયાન પિતૃયાનરૂપ સાંપાતિક વિભાગનો લોપ થઇને તેને બદલે આયનિક વિભાગ કેવી રીતે પ્રચારમાં આવ્યો અને તદન્વયે ઉત્તરાયણનો મૂળ અર્થ કેવી રીતે બદલાઈ ગયો ઇત્યાદિ પ્રશ્ન વૈદિક કાળગણના વિષયક વિચારમાં બહુ જ મહત્ત્વના છે. પરંતુ તેમનો પ્રસ્તુત વિષય સાથે સંબંધ ન હોવાથી તેમનો અહીં ઉહાપોહ કરવો વ્યર્થ છે. કેટલાક પંડિતોનો એવો અભિપ્રાય છે કે, સૃષ્ટિમાંની શક્તિઓની ઉપાસના જોકે ઘણા પ્રાચીન આર્ય ધર્મમાં મળી આવતી હોય, તોપણ તે ઉપાસના જે વેળાએ સર્વ આર્યો એકત્ર અને અવિભક્ત હતા તે સમયે તો ઉત્પન્ન થએલી નથી જ. પરંતુ એ મતનું ડૉકટર શ્રેડરે સર્વથા ખંડન કરી નાખ્યું છે. ઉષા, આદિત્ય, અશ્વિન અને વૃત્રહન્ ઇત્યાદિ

દેવતાઓનાં લક્ષણો ધ્રુવવિશિષ્ટ હોવાથી આકાશ (દ્યૌઃ), ઉષા અને અગ્નિ ઇત્યાદિ સૃષ્ટિમાંની શક્તિઓના ભિન્ન ભિન્ન આર્ય ભાષાઓમાંના નામસાદૃશ્યના યોગે નીકળતાં અનુમાનોને એમનો સારો આધાર મળે છે. સારાંશ કે, કોઈ પણ દૃષ્ટિથી જોતાં દ્યૌઃપિતા, સૂર્ય, અગ્નિ, ઉષસ્ અને તન્યતુ (મેઘગર્જના) આદિને સર્વથા આદિકાળમાં જ દેવતા-પદવી મળેલી હોઇને પૂજાર્થક જે સંસ્કૃત યજ્ ધાતુ તે જેન્દ યઝ્ અને ગ્રીક અઝોમૈ રૂપે ઇતર આર્ય ભાષાઓમાં દેખાતો હોવાથી, એ દેવતાઓની તે કાળમાં યજ્ઞરૂપે પૂજા પણ થતી હતી, એમ પણ નિર્વિવાદ સિદ્ધ થાય છે. એ ઉપાસનાનો હિમાન્ત-રકાળમાં જ આરંભ થયો કે તેથી પણ પૂર્વકાળથી તે ચાલતી આવેલી હતી, એના નિશ્ચય માટેનું અત્યારે આપણી પાસે કશું સાધન નથી. છતાં એટલું તો નિર્વિવાદ છે કે, દૈવી શક્તિનાં વ્યક્ત રૂપો તરીકે સૃષ્ટિમાંનાં મહાભૂતોની થનારી ઉપાસના, જે વેળાએ સર્વ આર્યો ધ્રુવપ્રદેશમાં એકત્ર વસતા હતા તે વેળાએ ચાલૂ હતી અને તેમાં-થી જ ત્યાર પછી પ્રલયોત્તર કાળમાંના ભિન્ન ભિન્ન આર્યધર્મો ઉત્પન્ન થયા હતા. સાત, નવ કિંવા દશ માસના અવધિમાં પોતાનાં સત્રોને સમાપ્ત કરનારા મનુ, અંગિરસ્ અને ભૃગુ ઇત્યાદિ ઋગ્વેદમાં કહેલા પ્રાચીન યજ્ઞપ્રવર્ત્તકો અવિભક્ત આર્યોના જ ઋત્વિજ્ હોઈને તેઓ, જ્યાં સુધી સૂર્ય પ્રકાશ રહેતો હતો ત્યાં લગી એટલે કે સાત કિંવા દશ માસ પર્યન્ત યજ્ઞયાગ ચલાવતા હતા અને સૂર્ય ક્ષિતિજ તળે જવાથી ત્યાંની દીર્ઘ રાત્રિનો આરંભ થતાંની સાથે જ ઇતર યજ્ઞોને બંધ કરીને તમ (અંધકાર) નો પરાજય કરી પ્રકાશને પુનઃ પ્રાપ્ત કરાવી આપનાર વૃત્રહનને જ સોમની આહુતિ આપતા હતા. હિમાન્તરકાળમાં યજ્ઞપદ્ધતિને કદાચિત્ સર્વથા સુવ્યવસ્થિત સ્વરૂપ પ્રાપ્ત ન પણ થયું હોય, તોપણ તે વેળાએ યજ્ઞ જ ઉપાસનાવિધિનું મુખ્ય અંગ હતું, એમાં તો કશી પણ શંકા નથી જ.

ઈશ શક્તિનાં વ્યક્ત રૂપો જે મહાભૂતો તે મહાભૂતોની ઉપાસના કરનારા, પોતાની ભાષાને સ્વતંત્ર રીતિથી સુસંસ્કૃત કરનારા અને ધ્રુવ પાસેના પોતાના સુખકર આદિનિવાસ સ્થાનમાંના સૃષ્ટ ચમત્કારોપર રૂપકો કરીને તેમના આધારે નાનાપ્રકારની કથાઓ રચનારા જે આપણા આર્યપૂર્વજો, તે આપણા આર્યપૂર્વજોની સુધારણામાં ઘણી જ સારી પ્રગતિ થએલી હોવી જોઇએ, એમાં સંશયનો સંભવ નથી. એ પ્રગતિ નિશ્ચિત કેટલી હતી, એ વિશે કદા-ચિત્ કાંઇ ન કહી શકાય, તોપણ તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રના આધારે એટલું તો દેખાઇ આવે છે કે, જે વેળાએ આર્યો અવિભક્ત હતા તે વેળાએ સૂતર કાંતવું, વસ્ત્ર વણવાં, ધાતુના ઘાટ ઘડવા, નૌકાઓ બનાવવી તેમ જ રથ તથા ગાડીઓ બનાવવી ઇત્યાદિ કળાઓ; નગરો બાંધીને તેમાં વસવાની રીતિ, ક્રય વિક્રયના વ્યવહારો તથા કૃષિકર્મ વિદ્યા આદિ વિષયોનું તેઓ સારું જ્ઞાન ધરાવતા હતા. તેમનામાં વિવાહ આદિ ધાર્મિક તથા સામાજીક

સંસ્થાઓ હોઇને માલમત્તાવિશેના નિયમો પણ તેમણે નિશ્ચિત કરી નાખ્યા હતા. પ્રાચીન ભાષાશાસ્ત્રના આધારે જેમનું એ આદિ આર્યો જ્ઞાન ધરાવતા હતા તેવાં ઘણાંક પ્રાણીઓ અને વનસ્પતિ આદિની આપણને માહિતી મળી શકે છે. આવા પ્રકારની વાર્તાઓ ભાષાશાસ્ત્રના યોગે જણાતી હોવાથી પ્રાચીન આર્યોની સુધારણા નવપાષણ યુગમાંના જંગલી લોકો કરતાં ઘણી જ વધારે હતી, એટલું તો નિઃસંશય સિદ્ધ થઇ શકે છે. પણ હવે ધ્રુવોપપત્તિનું જ્ઞાન થવાથી તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રના યોગે જેટલી દેખાઇ આવે છે તેટલી જ પ્રાચીન આર્યોની સુધારણા હતી કે તેથી કાંઇક વિશેષ હતી, એ વિશે કિંચિદ્ વિસ્તારથી વિચાર કરવાની આવશ્યકતા છે. હિમ (બર્ફ) ના પ્રલયના યોગે પોતાના આદિનિવાસસ્થાનને ત્યાગીને અન્યત્ર ગમે ત્યાં નીકળી જવાનો અનિવાર્ય પ્રસંગ આવી પડવાથી તે સંકટમાંથી બચેલા આર્યો અને તેમનાં સંતાનોએ પોતાની બચી રહેલી છિન્નવિચ્છિન્ન સુધારણાના બળવડે પણ સર્વથા પ્રતિકૂલ પરિસ્થિતિમાં નવીન દેશમાં જઇને ત્યાંના લોકોને જીતી તેમને પોતાના બનાવી તેમનાપર પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું અને તેમને ભાષા, આચાર અને વિચાર આદિ વિષયોમાં સર્વથા પોતાના જેવા આર્ય બનાવી દીધા, એટલી એક જ ઘટનાને જોતાં આર્યોની મૂળ સુધારણા કયા અને કેવા પ્રકારની હતી એનું અનુમાન અવશ્ય કરી શકાય એમ છે. નવપાષાણ યુગમાં યૂરોપના ઉત્તર ભાગમાં વસતા આર્ય લોકો મૂળ ત્યાંના જ હતા, એવી માન્યતા જ્યાં સુધી કાયમ હતી, ત્યાંસુધી તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રનાં અનુમાનોની સીમાથી બહાર જવાની આવશ્યકતા નહોતી. પરંતુ એ નવપાષાણ યુગીય આર્યોની સુધારણા તે મૂળ ધ્રુવપ્રદેશમાંની સુધારણાનો એક યઃકશ્ચિત્ અવશેષ જ હતો, એમ હવે આપણા જાણવામાં આવી ગયેલું હોવાથી, અમુક એક સુધારણાને દર્શાવનારા શબ્દ સર્વ આર્ય ભાષાઓમાં મળી આવતા નથી, એટલાથી જ કેવળ તે સુધારણા મૂળ આર્યોમાં નહોતી, એવો જો કોટિક્રમ કરવામાં આવે, તો તે સર્વથા અયુક્તિક જ થવાનો. મથિતાર્થ એટલો જ કે, તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રનાં અનુમાનોનો ઉપયોગ કેવળ વિધ્યર્થમાં જ યોગ્ય છે અને નિષેધાર્થમાં તેનો ઉપયોગ કરવો યથાર્થ નથી. પ્રલયમાં કેટલીક સુધારણાનો લોપ કિંવા નાશ થયો હતો, એ વિશે કાંઈ પણ કહેવું સર્વથા અશક્ય છે. એટલે તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રના યોગે દેખાતી મૂળ આર્યોની સુધારણા આટલી તો ઓછામાં ઓછી હતી, એટલું જ બહુ તો આપણે કહી શકીશું. તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રનાં અનુમાનોને કેટલું મહત્ત્વ આપવું જોઇએ, એ એથી જણાઈ આવે એમ છે. આર્યોના આદિનિવાસનો પ્રશ્ન અનિર્ણિત હતો, ત્યાં સુધી તો બધો ભાર એ અનુમાનોપર જ હતો અને તે ઠીક પણ હતું. પરંતુ હવે આર્ય લોક અને તેમનો ધર્મ એ બન્ને હિમાન્તરકાલીન હોઇને તેમનું ખરું મૂળ તો તેના કરતાં પણ પ્રાચીન ભૂસ્તરશાસ્ત્રમાંના કાળમાં ગુંથાઈ ગએલું છે, એમ જાણવામાં આવ્યાથી હિમા-

ન્તરકાળમાંના આર્યો જંગલી હતા, એ કથન સયુક્તિક તો નથી જ. પુરાણ વસ્તુશાસ્ત્રજ્ઞોએ નિશ્ચિત કરેલા પાષાણયુગ, કાંસ્યયુગ અને લોહયુગ આદિ યુગોમાંના પ્રથમ પાષાણયુગમાંથી આર્ય લોકો કયારેક પણ એકવાર આવેલા હોવા જોઇએ એ તો ખરું છે. પરંતુ આર્યોનો પાષાણયુગ હિમોત્તરકાળમાં હતો, એમ કહેવા માટે પુરાણવસ્તુશાસ્ત્રમાં કાંઈ પણ પ્રમાણ નથી. વળી તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રના યોગે અવિભક્ત આર્યો ધાતુઓનું જ્ઞાન ધરાવતા હતા, એમ દેખાતું હોવાથી તેમની સુધારણા પાષાણયુગની સુધારણા કરતાં ઉચ્ચ પ્રકારની હતી, એ તો સહજ સિદ્ધ થઈ જાય છે. ધાતુનો ઘાટ ઘડવાની કળાને આર્ય લોકો જ બીજા દેશોમાંથી યૂરોપમાં લઈ ગયા હતા, એવો કેટલાક પુરાણ વસ્તુશાસ્ત્રજ્ઞોનો અભિપ્રાય હોવા વિશે પ્રથમ દર્શનમાં કહેલું જ છે. તાંબાના કિંવા પીતળના સિક્કા પાડીને તેમનો ક્રયવિક્રયના કાર્યમાં ઉપયોગ કરવાનું પણ પ્રાચીન આર્યોને જ્ઞાન હતું, એમ જણાય છે. ક્રયવિક્રય સાધનના વાચક તરીકે હોમરે 'ખટ્કૉસ્' શબ્દ કહેલો છે; અને વેચાતું લેવું અથવા અદલબદલ કરવું એ અર્થમાં પણ ગ્રીક તથા સંસ્કૃતમાં સમાન શબ્દો છે. ગ્રીક 'મે ઈ' અને સંસ્કૃત 'मे' અદલાબદલ કરવું; ગ્રીક 'પ્રિ અ મૈ' અને સંસ્કૃત 'क्रि' વેચાતું લેવું. ઋગ્વેદ (૮,૧,૫) માં 'शुल्क' પરિમાણ કહેલું હોઇને તેનો અર્વાચીન સંસ્કૃત વાઙ્મયમાં 'દસ્તૂરીના (જકાતના) નાકાપર આપવાના પૈસા' ના અર્થમાં પ્રયોગ કરેલો છે. એટલે કે, એ 'शुल्क' મૂળ હોમરે કહેલા 'ખટ્કૉસ્' જેવું જ તાંબાનું કિંવા પીતળનું નાણું હોવું અસંભવનીય નથી. સાધારણતઃ ગ્રીક 'ખ' ના સ્થાને સંસ્કૃતમાં 'ह' આવે છે; અને એ નિયમ જો 'ખટ્કૉસ્' શબ્દને બરાબર કઠિનતાથી લાગૂ પાડવામાં આવે, તો 'ખટ્કૉસ્' અને 'शुल्क' એ બે શબ્દો શાસ્ત્રની દૃષ્ટિથી એક સિદ્ધ થાય તેમ નથી. એટલા માટે વ્યુત્પત્તિશાસ્ત્રજ્ઞોએ 'ખટ્કૉસ્' ને સંસ્કૃત 'हकु' શબ્દનું રૂપ માનેલું છે. પરંતુ એ બંને શબ્દોનો પરસ્પર જરા પણ સંબંધ દેખાતો નથી. હવે સંસ્કૃત 'श' ના સ્થાનમાં ગ્રીક ભાષામાં 'ક' થાય છે અને કોઈ કોઈવાર તે 'ક' હકારયુક્ત થઇને તેનો 'ખ' પણ થઇ જાય છે. એ સામ્ય જો વાસ્તવિક હોય, તો અવિભક્ત આર્ય લોકો તાંબા કિંવા પીતળ જેવા ધાતુઓનાં નાણાં (સિક્કા) ક્રયવિક્રય માટે વાપરતા હતા, એ પ્રમાણેનું અનુમાન કરવું પડે છે. એવી બીજી પણ અનેક બાબતો છે. પણ તે સર્વનો અહીં વિસ્તારપૂર્વક વિચાર કરી શકાય તેમ નથી. તુલનાત્મક વ્યુત્પત્તિશાસ્ત્રનાં અનુમાનોપર પ્રાચીન આર્યોની સુધારણાની મર્યાદાનો નિશ્ચય કરતી વેળાએ કેટલો આધાર રાખવો જોઇએ, એટલું જ માત્ર અમારે બતાવવાનું હતું. અસ્તુ, મૂળ આર્ય સુધારણા હિમાન્તરકાલીન હોવા છતાં, નવપાષાણ યુગમાંના યૂરોપીય આર્યલોકોની સુધારણા જો નિકૃષ્ટ પ્રકારની હોય, તો તેને પૂર્વે કહ્યા પ્રમાણે તેમના આદિનિવાસસ્થાનપર આવે

આપત્તિની વેળાએ તેમણે ગુમાવી દીધેલી હોવાથી જ એમ થયું હશે. એશિયામાંના આર્યોએ મૂળ સુધારણા અને ધર્મના ઘણાક ભાગને કાયમ રાખ્યો તેનું કારણ એ કે તેમણે તે ભાગને પોતાના સૂકતોમાં ગ્રથિત કરી રાખ્યો હતો અને તેમનામાંના કેટલાક મનુષ્યોએ એ સૂકતોને યથાસ્થિત સ્વરૂપમાં પોતા પછીની ભાવિપ્રજાને પોતાની ખાસ ખીલવેલી સ્મરણશક્તિ દ્વારા પહોંચાડવાના કાર્યક્રમને પોતાના જન્મનો એક વ્યવસાય જ કરી નાખ્યો હતો. છતાં પણ એ કાર્ય બહુ જ કઠિન હતું. અવેસ્તામાંના મૂળ ઘણાક ભાગનો આજે લોપ થઇ ગયો છે; અને આપણા વેદો જો કે તેના કરતાં સારી સ્થિતિમાં છે, તોપણ તેઓ મૂળ વેદોના એક ભાગરૂપ જ છે, એવી આપણી માન્યતા તો વિખ્યાત જ છે. એ ગ્રંથોમાં સહસ્રાવધિ વર્ષ પૂર્વે અસ્તિત્વ ધરાવતા ઉત્તરધ્રુવનિવાસનો વૃત્તાંત મળી આવે એ જો કે આશ્ચર્યકારક તો છે જ; પરંતુ પ્રસ્તુત પુસ્તકમાં આપેલા પૂરાવાઓને જોતાં તે તેટલા જ પ્રમાણમાં સત્ય છે, એ પણ અવશ્ય સ્મરણમાં રાખવાનું છે.

અસ્તુ; એ પ્રમાણે હિમાન્તરકાળમાં આર્યોની સુધારણા સારી રીતે ઉચ્ચ પ્રકારની હતી, એટલું જો કે નિશ્ચિત થએલું છે, તોપણ અદ્યાપિ તેમના વિશેની ઘણીક બાબતો અનિશ્ચિત છે. ઉદાહરણાર્થ, એકંદર માનવ જાતિથી આપણો આ આર્યવંશ ક્યારે ભિન્ન–વિભક્ત થયો અને આર્યોની ભાષા મૂળ કયારે અને કેવી રીતે ઉત્પન્ન થઇ ઇત્યાદિ પ્રશ્નો મનુષ્યશાસ્ત્રની દૃષ્ટિથી બહુ જ મહત્ત્વના છે. પરંતુ તેમના નિર્ણય માટેનું સાધન અત્યારે ઉપલબ્ધ નથી. મનુષ્ય પ્રાણી તૃતીય યુગમાં પણ અસ્તિત્વ ધરાવતો હતો, અને પૃથ્વીના કવચમાં હિમકાળમાં થએલી પ્રચંડ ઉથલપાથલો તેણે જોએલી હતી, એ ભૂસ્તરશાસ્ત્રના યોગે આપણને દેખાઇ આવે છે. પરંતુ વર્ણ કિંવા ભાષાના તત્ત્વના આધારે એકંદર માનવજાતિના ભેદ ક્યારે થયા, એના નિશ્ચયમાટેનો મનુષ્યશાસ્ત્રમાં કશો પણ આધાર મળી શકતો નથી. ઉલટું, અત્યંત પ્રાચીન મનુષ્યોના જે અવશેષો મળી આવ્યા છે, તેથી પણ ભિન્ન ભિન્ન માનવવંશોનું અસ્તિત્વ જ સિદ્ધ થએલું છે: અર્થાત માનવજાતિની ઉત્પત્તિવિશેના પ્રશ્નનો જરા પણ નિર્ણય થએલો ન હોવાથી એકમૂલવાદી અને અનેકમૂલવાદી એ પ્રમાણેના ઉભય મતવાદીઓને યથેચ્છ તર્ક કરવાનું વિશાળ સ્થાન મળેલું હોઇને તે તર્કોનું વસ્તુસ્થિતિના યોગે ખંડન થવાની પણ ધાસ્તી નથી એમ દેખાઈ આવે છે. પ્રસ્તુત પુસ્તકમાં આપેલાં પ્રમાણોથી એકંદર મનુષ્ય જાતિના કિંવા એકલા આર્યોની પણ મૂળ ઉત્પત્તિના પ્રશ્નના લેશ માત્ર પણ નિર્ણયનો સંભવ નથી. આર્યોના મૂળને હિમપૂર્વકાળ પર્યન્ત પહોંચાડી શકાશે કે નહિ, કિંવા માનવ જાતિનો એક દંપતીમાંથી ઉદ્‌ભવ થયો છે કે અનેક દંપતીમાંથી થયો છે, એ ઉપર્યુક્ત પ્રમાણોના યોગે કદાપિ કહી શકાય તેમ નથી. આર્યલોક અને તેમની સમશીતોષ્ણ કટિબંધમાંની હિમોત્તર કાલીનસુધારણાની

પરંપરાને હિમાન્તરકાલીન ધ્રુવપ્રદેશ પર્યન્ત લઈ જવાનું કાર્ય જ કેવળ એ પ્રમાણોના યોગે થવા યોગ્ય છે. આર્ય લોકો અને તેમની ભાષા એકદમ સુધરેલી સ્થિતિમાં જ હિમાન્તરકાળના અંતમાં ભૂતલપર અવતર્યાં હતાં, એમ જો કે કહી શકાય તેમ નથી, તોપણ અર્થાત્ તેમનું મૂળ તો અતિ પ્રાચીન ભૂસ્તરીય કાળમાં જ હોવું જોઇએ. તાત્પર્ય એ જ કે, અત્યારે એ પ્રશ્નમાં વધારે ઊંડા ન ઊતરતાં, આર્ય લોકો અને તેમની સુધારણાની પરંપરાને હિમાન્તરકાળ પર્યન્ત પહોંચાડી શકાય છે અને તેમનું ખાસ મૂળ અતિ પ્રાચીન ભૂસ્તરીય કાળમાં ગડપ થએલું છે, એટલું કહીને જ આપણે સ્વસ્થ થઈ બેસી રહેવું જોઇએ.

હવે પ્રસ્તુત દર્શનની સમાપ્તિ કરવા પૂર્વેની વેદોની ઉત્પત્તિ, સ્વરૂપ અને પ્રામાણ્ય વિશેના બ્રહ્મવાદીઓના મત સાથે આ અમારાં અનુમાનોનો સંબંધ કયાં સુધી અને કેટલોક સંધાય છે, એનું આપણે કિંચિત્ અવલોકન કરીશું. બ્રાહ્મણકાળથી જ ન્યૂન કે અધિક બળપૂર્વક એ પ્રશ્ન વિશેની ચર્ચા થએલી છે અને બ્રહ્મવાદિ પક્ષની દૃષ્ટિથી એ વિશે હવે વધારે કાંઇપણ બોલવા જેવું રહ્યું નથી. પણ શાસ્ત્રીય વિવેચન માટે બ્રહ્મવાદિપક્ષ અને પ્રાચીન વિદ્યા પંડિતોના પક્ષને આપણે એક બીજાથી ભિન્ન જ રાખવા જોઇએ. શાસ્ત્રીય દૃષ્ટિથી કરેલા વિચારની પૂર્ણતા થવા પછી તેના યોગે નીકળતાં અનુમાનો બ્રહ્મવાદિપક્ષ સાથે કયાં લગી મળતાં આવે છે, એનું જોઇએ તો પછીથી પરીક્ષણ કરી જોવું. બ્રહ્મવાદીઓના અભિપ્રાય પ્રમાણે વેદ નિત્ય, અનાદિ અને અપૌરુષેય છે; અને સર્વથા પ્રાચીન તત્ત્વજ્ઞાનીઓએ પણ એ ગ્રંથોને એ વિશેષણો આપેલાં છે. વેદોના પ્રામાણ્યવિશે ઋગ્વેદ ભાષ્યની પ્રસ્તાવનામાં **સાયણાચાર્યે** વિચાર કરેલો હોઇને કૈલાસવાસી મહા મહોપાધ્યાય **રાજારામ શાસ્ત્રી બાડસે** પણ ‘વેદપ્રામાણ્ય ચંદ્રિકા,’ નામક ન્હાનકડા સંસ્કૃત પુસ્તકમાં એ પ્રશ્નની ચર્ચા ચલાવેલી છે. તેમાંના વાદાત્મક વિષયોનો વિચાર ન કરતાં બ્રહ્મવાદિ પક્ષનાં ભિન્ન ભિન્ન મતોનો સારાંશ માત્ર અમે અહીં આપીએ છીએ. પ્રસ્તુત પ્રશ્ન એવો છે કે, અનુક્રમણિકામાં ( વેદોની ) સૂકતોના જે ઋષિઓ કહેલા કિંવા આપેલા છે, તેમણે તે સૂક્તોની, અક્ષરશઃ કાલિદાસે ‘શાકુન્તલ’ આદિ ગ્રંથો રચ્યા તે પ્રમાણે, રચના કરી હતી, કે તે સૂકતો અનાદિ કાળથી એમનાં એમ જ આવેલાં છે? એ પ્રશ્નના નિર્ણયમાટેનું જો કોઇ ઉત્તમોત્તમ સાધન હોય, તો તે પ્રત્યક્ષ એ સૂકતો જ છે. પરંતુ તેમાં એ વિષય વિશે સર્વ ઋષિઓની એકવાકયતા નથી. તેમાં કેટલાક ઋષિઓએ પોતાના વિચારો આશા અને ભીતિ આદિના રૂપે નિર્દિષ્ટ કરેલા છે. કેટલાકોએ ઐહિક સુખ પ્રાપ્તિ માટે, શત્રુઓના પરાભવના હેતુથી કિંવા દ્યૂત આદિ વ્યસનો આવીને ન વળગે એટલા માટે (૧૦,૩૪) દેવોની પ્રાર્થના કરેલી છે. કેટલાકોએ દૃષ્ટિગોચર થતી વસ્તુસ્થિતિનું ચિત્ર આલેખ્યું છે; કેટલાકોએ સૂતાર જેવી રીતે રથ બનાવે છે તે પ્રમાણે પોતે કરેલાં

અથવા રચેલાં (कृ, जन, तक्ष्) નવીન સૂક્તોનો (नव्यसी, अपूर्व्य) નિર્દેશ કરેલો છે,* (૧,૪૭,૨; ૬૨,૧૩; ૨,૧૯,૮; ૪,૧૬,૨૦; ૮,૯૫,૫; ૧૦,૨૩,૬; ૫૪,૬ ઇત્યાદિ) તો કેટલાકોએ સૂક્તમાં તે સૂક્તો અમુકના પુત્ર અમુકે રચ્યાં, એમ કહેલું છે (૧,૬૦,૫; ૧૦,૬૩,૧૭; ૬૭,૧ ઇત્યાદિ). હવે એ સૂક્તો સાથેનાં બીજાં અનેક સૂક્તોમાં ઋષિઓએ એમ સ્પષ્ટ કહેલું છે કે, ઇન્દ્ર, વરુણ, સોમ અને અદિતિ આદિ દેવતાઓની સ્ફૂર્તિના યોગે જ એ સૂક્તો ઉત્પન્ન થયાં છે, કિંવા આ ઋચાઓ પ્રત્યક્ષ વિરાટ્ પુરુષમાંથી જ ઉદ્ભવી છે, કિંવા તે દેવોની ઉત્પન્ન કરેલી હોઇને પછીથી તેમને ઋષિઓએ જોઇ હતી, (पश्चात्) (૧,૩૭,૪; ૨,૨૩,૨; ૭,૬૬,૧૧; ૮,૫,૯૬; ૧૦,૭૨,૧; ૮,૮,૮; ૯૦,૯ ઇત્યાદિ). વાક્ નિત્ય હોઇને (૮,૭૫,૬) તે દિવ્ય વાક્ તથા સૂક્તોને દેવોએ ઉત્પન્ન કર્યાં છે (૮,૧૦૦,૧૦;૧૦૧,૧૬; ૧૦,૮૮,૮), એમ પણ કેટલેક સ્થળે કહેલું છે. અર્થાત્ એટલામાટે પ્રત્યક્ષ સૂક્તોના યોગે આપણા પ્રશ્નનો કશો પણ નિર્ણય થઈ શકે તેમ નથી. એ સૂક્તો કેટલાકોને માનવીકૃતિરૂપ દેખાયાં તો કેટલાકોને તેઓ ઠેઠ દેવતાઓ પાસેથી મળેલાં જણાયાં હતાં; એટલે એથી એટલું તો અવશ્ય જણાઈ આવે છે કે, કેટલાક ઋષિઓને, આપણે જે સૂક્તો ગાઇએ છીએ, તે પ્રત્યક્ષ ઈશ્વરી પ્રેરણાથી જ ઉત્પન્ન થએલાં છે, એમ તો અવશ્ય ભાસતું હતું. સ્વતઃ સૂક્તો કરવાના જે નિર્દેશ છે, તેમનો પણ સ્ફૂર્તિ-વાદના આધારે નિર્ણય કરી શકાય એમ છે; પણ **ઋક્**, **યજુસ્** અને **સામ** એ ત્રણે વિરાટ્ પુરુષમાંથી ઉત્પન્ન થએલા છે, એમ જે સ્પષ્ટ કહેલું છે, તેનો એ યુક્તિથી નિર્ણય થતો નથી. એટલે કે, વેદોના અનાદિત્વની કિંવા અપૌરુષેયત્વની કલ્પના વેદો જેટલી જ પ્રાચીન છે, એમ જ કહેવું પડે છે. 'બ્રાહ્મણો' અને 'ઉપનિષદો'માં પણ એ જ મત દૃષ્ટિગોચર થાય છે. **ઋગ્**વેદ, **યજુ**ર્વેદ અને **સામ**વેદ અનુક્રમે અગ્નિ, વાયુ અને સૂર્યમાંથી ઉત્પન્ન થએલા છે, એમ તેમાં કહેલું છે (श. ब्रा. ૧૧,૫,૮,૧ ऐ. ब्रा. ૫,૩૨–૩૪; छंदोग्य उप. ૪,૧૭,૧); વેદો પરમાત્માના નિઃશ્વસિત (નિઃશ્વાસ) છે (બૃહદારણ્યક ઉપ. ૨,૪,૧૦); અને પ્રજાપતિએ દૈવીવાચામાંથી વેદોને નિર્માણ કર્યા, ઇત્યાદિ. એ જ મતનું સ્મૃતિ તથા પુરાણોમાં પણ પ્રતિપાદન કરેલું છે. કલ્પાન્તે થનારા પ્રલયમાં ઇતર વસ્તુઓ પ્રમાણે વેદો પણ નષ્ટ થઈ જાય છે, પરંતુ ત્યારપછીના આગામિ કલ્પના આરંભમાં બ્રહ્મદેવ પોતે તેમનું પુનરુજ્જીવન કરે છે અને ક્ષુદ્ર પ્રલયમાંથી તો ઋષિઓ જ તેમનું રક્ષણ કરે છે, એવી માન્યતા છે. એ મતને મહાભારતમાંના એક શ્લોકનો આધાર છે, તે શ્લોક આ પ્રમાણે;—

---

* "ब्रह्माकर्म भृगवो न रथं" ॥ ऋ. ૪,૧૬,૨૦ "स्तोमं त इन्द्र विमदा अजीजनन्न पूर्व्यम्" ॥ ऋ. ૧૦,૨૩,૬. "सनायते गोतम इन्द्र न व्यमतक्षद्ब्रह्म" ॥ ऋ. ૧,૬૨,૧૩.

" युगान्तेऽन्तर्हितान्वेदान्सेतिहासान्महर्षयः ।
लेभिरे तपसा पूर्वमनुज्ञाता स्वयंभुवा " ॥

શાંતિ પર્વ અ. ૨૧૦, શ્લોક, ૧૯.

**ભાવાર્થ:**—ગત યુગના અંતમાં નષ્ટ થએલા વેદ અને ઇતિહાસને મહર્ષિઓએ સ્વયંભૂ બ્રહ્માની અનુજ્ઞાથી તપ કરીને પૂર્વે પાછા મેળવ્યા."*

અર્થાત્ એથી ઋષિઓ મંત્રોના કર્ત્તા નહિ, કિંતુ દૃષ્ટા જ હતા. તૈત્તિરીય અને કાઠક ઇત્યાદિ વેદોની શાખાઓ જે ઋષિઓનાં નામથી પ્રસિદ્ધ છે, તે ઋષિઓએ જ અર્થાત્ તે શાખાઓ પોતે કરી નથી, કિન્તુ તેઓ તેમના કેવળ દૃષ્ટા જ હતા. પરંતુ વેદોના એ નિત્યત્વ વિશે ષડ્દર્શનમાં બહુ જ સૂક્ષ્મ વિવેચન કરવામાં આવ્યું છે. એ વિવેચનમાંનો કોટિક્રમ ગંભીર હોઇને તેમાંના ઉદાહરણો સમાધાનકારક હોવાથી તે વિવેચન બહુ જ મનોરંજક છે, એમાં તો સંશય નથી જ. એ સર્વ પરિસ્થિતિથી એટલું તો અવશ્ય જણાઈ આવે છે કે, વેદોના અનાદિત્વની ઘટના વેદો જેટલી જ પ્રાચીન હોઇને, તે વેદોની રચના મનુષ્યોએ કરી હતી, એવું પ્રતિપાદન કોઇએ કોઈ પણ કાળમાં કરેલું નથી. એ ષડ્દર્શનના કર્ત્તાઓ સામાન્ય મનુષ્યો નહોતા, તેમના અપાર બુદ્ધિવૈભવ અને તેમની ઉત્કટ ધર્મશીલતાને ધ્યાનમાં લેતાં તેમણે આપેલાં પ્રમાણો વિશે કોઈ પણ પ્રકારની શંકા કરવી યોગ્ય નથી જ; એટલે અર્થાત્ વેદો નિત્ય છે, એ માન્યતા સર્વથા પ્રાચીનકાળથી જ ચાલતી આવેલી છે, એમ માનવું જ જોઇએ. પરંતુ એ માન્યતા વેદોના અપૌરુષેયત્વ વિશેનો પ્રત્યક્ષ પૂરાવો ન હોવાથી એથી જો કાંઈ પણ સિદ્ધ થાય તો તે એટલું જ કે, વેદોનો માનવી કર્ત્તા કોઇ પણ કાળમાં જ્ઞાત નહોતો. શબ્દ અને અર્થ એ ઉભયનો સંબંધ નિત્ય છે, મનુષ્યકૃત નથી અને તેથી વેદ પણ નિત્ય છે, એવો કોટિક્રમ પૂર્વ મીમાંસાના કર્ત્તા જૈમિનિએ કરેલો છે. એક વિવક્ષિત ક્રમથી આવેલો અક્ષરોનો સમૂહ તે શબ્દ. અક્ષરોના એ નિયત ક્રમને લીધે શબ્દોમાં અર્થની ઉત્પત્તિ થાય છે. જૈમિનિનો એ અભિપ્રાય વૈય્યાકરણોને માન્ય નથી. તેમનો એવો અભિપ્રાય છે કે, અક્ષરો અનિત્ય હોવાથી તેમના સમૂહોથી અર્થની નિષ્પત્તિ થતી નથી, કિન્તુ એ અક્ષર સમૂહનો ઉચ્ચાર થવા પછી 'સ્ફોટ' ના યોગે તેમાં અર્થ ઉત્પન્ન થાય છે. વેદોમાં મૂળ અનિત્ય વસ્તુ વાચક શબ્દો જ નથી, અને તેમાંના શબ્દો તથા તેમના નિત્ય હોવાથી વેદો સ્વતઃ સિદ્ધ હોઇને સૂર્ય પ્રમાણે સ્વયંપ્રકાશ તથા અસ્ખલનશીલ છે; વેદોમાંના કેટલાક

---

* ભવભૂતિએ પણ 'ઉત્તર રામચરિત' માં એક સ્થળે એમ જ કહેલું છે;-

"ब्रह्मर्षयो ब्रह्महिताय तप्त्वा । परः सहस्राः शरदस्तपांसि ॥
एतान्यपश्यन् गुरवः पुराणाः । स्वान्येव तेजांसि तपोमयानि " ॥

ભાગો ઋષિઓનાં નામથી પ્રસિદ્ધ છે–તે તે ઋષિઓના બનાવેલા તરીકે પ્રસિદ્ધ નથી, કિન્તુ તે ઋષિઓએ તેમનું પ્રથમ અધ્યયન કરીને બીજાઓને તેનું શિક્ષણ આપ્યું હતું એટલામાટે જ તે ઋષિઓનાં નામથી તે ભાગો ઓળખાય છે, એવો જૈમિનિનો અભિપ્રાય છે. વેદાંત સૂત્રકાર બાદરાયણ વ્યાસ અને તેના ભાષ્યકાર શંકરાચાર્યને શબ્દનું નિત્યત્વ માન્ય છે; પણ તેમનું કહેવું એમ છે કે, શબ્દ પોતે નિત્ય નહિ, કિન્તુ તે જે વસ્તુ જાતિનો વાચક છે, તે જાતિ નિત્ય છે; એટલા માટે ઇન્દ્ર આદિ દેવતાનાં જે નામો આપવામાં આવ્યાં છે તે અર્થાત્ અનિત્ય છે; તોપણ તેથી વેદોના નિત્યત્વને કશો બાધ આવતો નથી; કારણ કે, તે શબ્દો જેમના વાચક છે, તે ઇન્દ્ર આદિ દેવતાઓની જાતિ તો નિત્ય જ છે. નૈયાયિકોને શબ્દની નિત્યતા માન્ય નથી, તોપણ તેઓ વેદોને તો પ્રમાણ માને છે જ; કારણ કે, જેમને ધર્મનું સાક્ષાત્ જ્ઞાન થએલું છે साक्षात्कृत धर्माणः એવા વિશ્વાસપાત્ર आप्त પુરુષમાંથી તેમની ઉત્પત્તિ થએલી હોઇને તેમણે ઐહિક આચારો વિશે જે આજ્ઞાઓ કરેલી છે, તેમના વિશે અનુભવથી ખાત્રી થઈ શકે એમ હોવાથી તે પુરુષની વિશ્વાસપાત્રતા પણ સિદ્ધ થાય છે, એવું તેમનું કથન છે. વૈશેષિક સૂત્રોમાં ઈશ્વરને સ્પષ્ટતાથી વેદોનો કર્ત્તા કહેલો છે. સાંખ્યોને, નૈયાયિકો પ્રમાણે જ, શબ્દ તથા અર્થનો સંબંધ નિત્ય ભાસતો નથી અને તેઓ આદિ પુરુષમાંથી વેદની ઉત્પત્તિ થએલી માને છે; માત્ર તે વેદોને તેણે ઇચ્છાપૂર્વક નિર્માણ કર્યા નથી, કિન્તુ શ્વાસક્રિયા પ્રમાણે તે સહજ લીલાથી ઉત્પન્ન થએલા છે, એવો તેમનો અભિપ્રાય છે. એ મત પ્રમાણે જોતાં મીમાંસકો કહે છે તે અર્થવડે વેદ નિત્ય નથી, કિન્તુ જે વેદવાક્યોમાં વેદોની નિત્યતાનો ઉલ્લેખ કરેલો છે, તેમાં "એક જ જાતિના અર્થક્રમનો પ્રવાહ કદાપિ બંધ પડતો નથી" એમ કહેવાનો જ ઉદ્દેશ સમાયલો છે (वेदानित्यता वाक्यानि च सजातीयानुपूर्वी प्रवाहानुच्छेद पराणि*). પતંજલિએ મહાભાષ્યમાં એ પ્રશ્નના નિરાકરણનો પ્રયત્ન કરેલો છે. તેણે શબ્દાનુક્રમ (वर्णानुपूर्वी) અને અર્થને ભિન્ન સમજીને એમ સિદ્ધ કર્યું છે કે, વેદોની નિત્યતાનો અર્થની નિત્યતા સાથે સંબંધ રહેલો છે, તે સંબંધ શબ્દક્રમ સાથે નથી; કારણ કે, એ ક્રમ નિત્ય એક સરખો હોતો નથી, અને તેથી જ અર્થ કાયમ હોવા છતાં પણ કાઠક, કાલાપક અને મૌદક ઇત્યાદિ વેદોની ભિન્ન ભિન્ન શાખાઓ મળી આવે છે.† વેદોની અનેક શાખાઓનો શબ્દક્રમની નિત્યતાના યોગે નિર્ણય થતો ન હોવાથી એ

---

* 'વેદાંત પરિભાષા' નામક ગ્રંથમાં પણ પરમેશ્વરે સૃષ્ટિકાળે પૂર્વ યુગમાંના વેદ જેવા જ સજાતીય વેદ નિર્માણ કર્યાનું કહેલું છે,—" सर्गाद्यकाले परमेश्वरः पूर्वसर्गसिद्ध वेदानुपूर्वी समानानुपूर्विकं वेदं विरचितवान् न तु तद्विजातीयं वेदम् " ॥

† " ननु चोक्तं नहि च्छंदांसि क्रियन्ते नित्यानि छंदांसीति । यद्यप्यर्थो नित्यो या त्वसौ वर्णानुपूर्वी साऽनित्या । तद्भेदाच्चैतद्भवति काठकं, कालापकं, मौदकं पैप्पलादिकमिति" ॥

મીમાંસક મતને પતંજલિએ અમાન્ય કર્યું છે. તેના અભિપ્રાય પ્રમાણે પૃથ્વીપર થનારા પ્રલયમાં વેદો નષ્ટ થાય છે અને પુનઃ બીજા યુગના પ્રારંભમાં તે પ્રલયમાંથી બચેલા ઋષિઓ તેમનું સ્મૃતિના બળથી પુનરુજ્જીવન કરે છે. એ પ્રમાણે પ્રત્યેક મન્વંતરમાંનો વેદ શબ્દથી ભિન્ન* હોવા છતાં તેમાં અર્થ માત્ર એક જ હોય છે, અને ભિન્ન ભિન્ન ઋષિઓએ પુરાકલ્પમાંના વેદોનું પુનરુજ્જીવન કરવાથી તેની અનેક શાખાઓ થઇને તે ઋષિઓનાં નામથી પ્રસિદ્ધ થાય છે. એ મત વ્યાસના ઉપર્યુક્ત મત સાથે બહુ અંશે મળતું આવે છે. ષડ્દર્શનપર ગ્રંથો લખનારા એ પછીના ગ્રંથકારોએ નાના પ્રકારે શબ્દ પ્રામાણ્યના પક્ષનું સમર્થન કરેલું છે. પણ તે સર્વનો અહીં વિચાર કરવાની કશી અગત્ય નથી; કારણ કે, તે સર્વના મૂળમાં તો પતંજલિ અને વ્યાસનો જ અભિપ્રાય રહેલો છે.

એ પ્રમાણે વેદની ઉત્પત્તિ, સ્વરૂપ અને પ્રામાણ્ય વિશેના આપણા બ્રહ્મવાદિ, દર્શનકાર અને ઇતર પંડિતોના અભિપ્રાયોનો સારાંશ છે. એમાંના પતંજલિ અને વ્યાસના અભિપ્રાયને પ્રસ્તુત પુસ્તકમાં પ્રતિપાદિત ઉપપત્તિનો ઘણો સારો આધાર મળે છે, એમ દેખાઈ આવે છે. વૈદિક ધર્મ અને યજ્ઞપદ્ધતિ હિમાન્તરકાલીન છે, અને જો કે તેમના આદિ મૂળને શોધી કાઢી ન શકાય, તોપણ વૈદિક દેવતાઓનાં ધ્રુવવિશિષ્ટ લક્ષણોથી, આદિ આર્યોએ ધ્રુવપ્રદેશમાં જ નિઃસર્ગ શક્તિઓને દેવતાપદવી આપી હતી એટલે કે, પુરાણોમાંના મેરુપર્વતમાં તેઓ વસતા હતા તે વેળાએ એ પદવી આગળથી જ આપેલી હતી, એ તો પૂર્વે બતાવેલું જ છે. હિમપાતને લીધે એ ધ્રુવનિવાસનો નાશ થઇ જવા પછી તેમાંથી બચેલા આર્યોએ બની શકે તેટલી સુધારણા તથા ધર્મને પોતાની સાથે લઇને ત્યાંથી ગચ્છંતી કરી અને એ પ્રલયમાંથી ઊગરેલા ધર્મના અવશેષપર તેમણે હિમોત્તર કાળમાંના ધર્મની રચના કરી. એ ઉપપત્તિ પ્રમાણે હિમોત્તરકાળથી તે ગૌતમ બુદ્ધ પર્યન્તના કાળના જે ભાગ થાય છે, તે આ પ્રમાણેઃ—

૧૦૦૦૦—૮૦૦૦ (ઈ. સ. પૂર્વે)—મૂળ ધ્રુવનિવાસનો હિમકાળવડે થએલો નાશ અને હિમોત્તરકાળનો આરંભ.

૮૦૦૦–૫૦૦૦ (ઈ. સ. પૂર્વે) આદિનિવાસ સ્થાનમાંથી આર્યોનું પ્રયાણ. પ્રલયમાંથી બચવા પામેલા આર્યલોકો એ કાળમાં યૂરેશિયાના ઉત્તર ભાગમાં નવીન વસતિસ્થાનના શોધ માટે ભટકતા હતા. એ કાળમાં વસંતસંપાત પુનર્વસુમાં હતો; પુનર્વસુ નક્ષત્રની દેવતા અદિતિ હોવાથી 'મૃગશીર્ષ,' ગ્રંથમાં આપેલી સંજ્ઞા અન્વયે એ કાળને અદિતિકાળ એટલે કે મૃગશીર્ષ પૂર્વકાળનું આપણે નામ આપીશું.

---

* " प्रतिमन्वंतरं चैषा श्रुतिरन्याऽभिधीयते " ॥ નાગોજી ભટ્ટ કૃત 'મહાભારત'ની ટીકા.

૫૦૦૦–૩૦૦૦ (ઈ. સ. પૂર્વે)–મૃગશીર્ષકાળ. એ કાળમાં વસંતસંપાત મૃગ નક્ષત્રમાં હતો. ઘણાંક વૈદિક સૂકતો એ કાળના આરંભમાનાં હોઇને તે વેળાએ ધ્રુવનિવાસ વિષયક આખ્યાયિકાઓના ખરા અર્થની સ્મૃતિનો નાશ થયો નહોતો. પંચાંગની સુધારણા કરવાના વ્યવસ્થિત પ્રયત્નો એ કાળમાં થયા હતા અને યજ્ઞયાગમાંની વ્યવસ્થિતતા પણ એ જ કાળમાં ઉત્પન્ન થઈ હતી.

૩૦૦૦–૧૪૦૦ (ઇ. સ. પૂર્વે)–કૃત્તિકા કાળ. એ કાળમાં વસંતસંપાત કૃત્તિકા નક્ષત્રમાં હતો. કૃત્તિકાથી નક્ષત્ર ચક્રનો આરંભ કરનારા 'તૈત્તિરીય સંહિતા' અને 'બ્રાહ્મણ' ઇત્યાદિ ગ્રંથો એ કાળમાં જ થયા હતા. વૈદિક સૂકતોની સંહિતાત્મક રચના એ કાળના આરંભમાં જ થઈ હતી. મૂળ ધ્રુવનિવાસ વિશેની આખ્યાયિકાઓ એ સમયે અસ્પષ્ટ થઇને વૈદિક સૂકતોનો અર્થ એ પછી અધિકાધિક ગૂઢ થતો ગયો. યજ્ઞપદ્ધતિને શાસ્ત્રીય સ્વરૂપ પ્રાપ્ત થઇને તેની વૃદ્ધિ પણ એ જ કાળમાં થઈ. એ કાળના અંતર્ભાગમાં વેદાંગ જ્યોતિષની મૂળ રચના કરવામાં આવી—નિદાન તેમાં કહેલી સંપાતની સ્થિતિને પ્રત્યક્ષ જોઇને નિશ્ચિત કરવામાં આવી.

૧૪૦૦–૫૦૦ (ઈ. સ. પૂર્વે)–બુદ્ધપૂર્વકાળ. એ કાળમાં સૂક્તગ્રંથ અને ષડ્દર્શન આદિનો અવતાર થયો.

'મૃગશીર્ષ' ગ્રંથમાં કહેલા કાળો કરતાં ઉકત કાળો જરાક ભિન્ન છે, અને અદિતિકાળની પૂર્વમર્યાદા ધ્રુવોપપત્તિના યોગે ચાલૂ હિમોત્તરકાળના આરંભ પર્યન્ત હટી જવાથી જ આ ભેદ થએલો છે. પુરાણોની પરિભાષા પ્રમાણે પ્રલય પછીના યુગને ( ઇ. સ. થી ૮૦૦૦—૫૦૦૦ વર્ષ પૂર્વે ) 'કૃતયુગ' કિંવા 'ઐતરેય બ્રાહ્મણ' માં કહ્યા પ્રમાણે 'ભ્રમણ યુગ' નામ આપેલું છે. પોતાના આદિનિવાસસ્થાનમાંથી દૂર થયા પછી એ કાળમાં આર્યલોકો યૂરેશિયાના ઉત્તર ભાગમાં નિવાસ માટે નવીન ભૂમિને શોધતા ભટકતા હતા. કૃતયુગને 'ભ્રમણ યુગ' કહેવામાં 'ઐતરેય બ્રાહ્મણ' નો એ જ ઉદ્દેશ હશે, એમ નથી. પણ એ 'બ્રાહ્મણ'માં કહેલા ચારે યુગોનાં લક્ષણોનો* આ નવીન અર્થ પણ મનોરંજક તો છે જ. તેમાં, શયન કરનારો તે કલિ, થોડી ઘણી હીલચાલ કરનારો તે દ્વાપર, ઊભો રહેલો તે ત્રેતા અને ભ્રમણ કરનારો તે કૃત, એમ કહેલું છે. ધ્રુવોપપત્તિની દૃષ્ટિથી જોતાં એ વર્ણનમાં હિમોત્તરકાળમાં આર્યોને જે સ્થિતિઓમાંથી પસાર થવું પડતું હતું તે સ્થિતિથી લઇને એટલે કે, નવીન ભૂમિને શોધવાની સ્થિતિથી તે તેઓ કાયમ વસવાટ કરીને સ્થાયી થયા ત્યાં સૂધીની

---

* " कलिः शयानो भवति संजिहानस्तु द्वापरः । उत्तिष्ठंस्त्रेता भवति कृतं संपद्यते चरन्" ॥ ઐ. બ્રા. ૭,૧૫.

સ્થિતિઓનું દર્શન કરાવેલું હોવું જોઇએ, એવી કલ્પના પણ કરી શકાય એમ છે. એ શ્લોકને જો છોડી દેવામાં આવે, તોપણ ઉપર આપેલા કાળોમાંના પ્રથમ કાળમાં આર્યોને ભ્રમણ તો કરવું જ પડતું હતું, અને સુખકર ભૂમિમાં નિશ્ચિત નિવાસ થાય ત્યાં સૂધીમાં તો તેમણે ઘણા બધાં સ્થાનોને જોઇને પાછાં છોડી દીધાં હશે, એમ સહજ જાણી શકાય છે. આર્યોનો ધર્મ અને યજ્ઞપદ્ધતિ હિમાન્તરકાલીન હોઇને વૈદિક ધર્મ તથા વિધિ તે હિમકાળમાંથી બચેલા પ્રાચીન આર્ય ધર્મના અવશેષરૂપ પાયાપર ચણાયલી ઇમારતો છે, એતો પૂર્વે કહેલું જ છે. આથી હવે એ અનુમાનો અને વેદની ઉત્પત્તિ, સ્વરૂપ તથા પ્રામાણ્ય વિશેના બ્રહ્મવાદિઓના અભિપ્રાયની તુલના કરવાનું કાર્ય વધારે સુલભ થઈ પડશે. ઋગ્વેદમાંનું પ્રત્યેક સૂક્ત ક્યારે થયું, એ આપણાથી કહી શકાય તેમ નથી; તોપણ પ્રલય કાળની સમાપ્તિ પછી બાકી બચેલા લોકોએ અથવા તો તેમનાં સંતાનોએ પોતાના પૂર્વજો પાસેથી મળેલા પવિત્ર ધર્મજ્ઞાનને, કિંચિત્ સ્થિર સ્થાવર થતાંની સાથે જ તત્કાળ સૂકતોમાં ગુંથી નાખ્યું હશે, એટલું તો અવશ્ય નિશ્ચયપૂર્વક કહી શકાય છે. હિમોત્તરકાળમાં નવીન ઉત્પન્ન થએલો ધર્મ એ સૂક્તમાં કહેલો હશે, એવી કલ્પના તો કરી શકાતી નથી; અને વૈદિક દેવતાઓનાં ધ્રુવવિશિષ્ટ લક્ષણોને જોતાં તો એવી શંકાનું સ્થાન રહેતું જ નથી. પ્રલયપૂર્વકાલીન ભાષા અને એ સકતોની ભાષામાં પરસ્પર કેટલું સામ્ય હતું એ પ્રશ્ન ભિન્ન છે અને તેની સાથે આપણો કશો પણ સંબંધ નથી; કારણ કે, પતંજલિ અને વ્યાસના મત પ્રમાણે સૂકતોની ભાષા એક જ રૂપમાં કાયમ રહેતી નથી, કિન્તુ તેનું તાત્પર્ય માત્ર કાયમ રહે છે. આપણે માત્ર તાત્પર્ય જ જોવાનું છે અને આપણા પ્રલયપૂર્વકાળમાંના પૂર્વજો પાસેથી પ્રાપ્ત થએલા ધર્મજ્ઞાનના તાત્પર્યાર્થને ભાવિ સંતતિમાટે જાળવી રાખી તે તેમને પહોં-ચાડવા માટેના કાર્યનો ભાર જેમણે પોતાના શિરપર ઉપાડી લીધો હતો તે વૈદિક ઋષિઓની વિશ્વાસપાત્રતા કિંવા યોગ્યતા વિશે લેશ માત્ર પણ શંકા ધારણ કરવાનું કાંઈ પણ કારણ નથી. વૈદિક ઋષિઓ પ્રમાણે જ આજે પણ નિદાન ત્રણ હજાર કે ચાર હજાર વર્ષ પર્યન્ત તો આપણા વૈદિક બ્રાહ્મણોએ વેદોનું રક્ષણ કરેલું છે. ત્યારે આજે જે ઘટનાને ખરેખર આપણે જોઇએ છીએ, તે જ કાર્ય જો પ્રાચીન ઋષિઓએ કર્યું હોય, તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઈ શકે વારુ? તેમના સમયમાં તો ધ્રુવનિવાસ અને ત્યાંના ધર્મનું સ્મરણ જાગૃત હતું. એ સૂકતોને સાર્વજનિક રીતિથી ગાવાનો પરિપાઠ હોવાથી અને પોતાના ધર્મવિધિ કાયમ રહે એવી સર્વની એક સરખી ઇચ્છા હોવાથી ઋષિઓના સૂકત ગાનમાં સર્વનું સૂક્ષ્મ ધ્યાન પરોવાયલું રહેતું હતું. એવી રીતે કેળવેલી સ્મરણશક્તિના સાહાય્યથી વૈદિક ઋષિઓએ પોતાના આદિનિવાસમાંના ધર્મના સ્વરૂપને આખ્યાયિકા-ઓના રૂપે તે જેવું હતું તેવું ને તેવું જ કાયમ રાખ્યું, અને પછી તેમને સૂકતોમાં

સ્થાન મળતાં કાલાન્તરે તેમની મંડળો અને સંહિતાના રૂપમાં રચના થઈ, એ સૂક્તોનાં તાત્પર્યાર્થે હિમાન્તરકાલીન હોઇને તેમનું આદિ મૂળ તો પ્રાચીન ભૂસ્તરીય કાળમાં ગડપ થએલું છે, એવી રીતે નિશ્ચયપૂર્વક કહેવામાં હવે કશો પણ પ્રત્યવાય રહ્યો નથી. હવે આપણે એ બન્ને પ્રકારનાં એટલે કે બ્રહ્મવાદિઓનાં અને ઐતિહાસિક મતોને સ્હામ સ્હામાં રજૂ કરી જોઇએ:—

| | બ્રહ્મવાદિ મત. | | ઐતિહાસિક મત. |
|---|---|---|---|
| ૧ | વેદો નિત્ય, અનાદિ અને અપૌરુષેય છે. | ૧ | વેદાન્તર્ગત આર્યધર્મ હિમાન્તરકાલીન છે, એમ બતાવી શકાય છે; પરંતુ તેનું આદિ મૂળ માત્ર પ્રાચીન ભૂસ્તરીય કાળમાં ગડપ થઈ ગએલું છે. |
| ૨ | ગત કલ્પના અંતમાં થએલા પ્રલયમાં વેદોનો નાશ થયો હતો. | ૨ | આર્યોના ધર્મ અને સુધારણાનો ધ્રુવપ્રદેશમાંના તેમના નિવાસસ્થાનમાં થયેલા હિમના પ્રલયમાં નાશ થઇ ગયો હતો. |
| ૩ | પ્રસ્તુત કલ્પના આરંભમાં ઋષિઓએ તપશ્ચર્યા કરીને ઇશ્વરની કૃપાથી સ્મરણમાં રહેલા વેદોનું શબ્દશઃ નહિ, તોપણ તાત્પર્યના રૂપે પુનરુજ્જીવન કર્યું. | ૩ | ચાલૂ હિમોત્તર કાળમાં ઋષિઓએ પોતાના પ્રલય પૂર્વકાલીન પૂર્વજો પાસેથી પરંપરાગત આવેલા ધર્મ તાત્પર્યના આધારે વૈદિક સૂક્તોની રચના કરી |

એ ઉભય પ્રકારના મતોની તુલના કરવાથી એમ દેખાઇ આવે છે કે, ઉપર્યુક્ત મહાભારતમાંના શ્લોકમાં વ્યાસે વેદોના નાશ અને તેના પુનરુજ્જીવન વિશેની જે આખ્યાયિકા આપેલી છે, તે ઐતિહાસિક ઘટનાના આધારે જ આપેલી છે. પુરાણો પ્રમાણે જોતાં, ચાલૂ કલ્પનો આરંભ કેટલાં બધાં હજાર પૂર્વે થએલો છે ખરો; પરંતુ આજે પણ જ્યારે કેટલાક ભૂસ્તર શાસ્ત્રવેત્તાઓના અભિપ્રાય પ્રમાણે ગત હિમકાળને ૮૦૦૦૦ વર્ષ થઈ ગએલાં છે, તો પછી પુરાણમાંના અનુમાન વિશે આશ્ચર્ય માનવાનું કાંઈ પણ પ્રયોજન છે જ નહિ. એ ઉપરાંત વળી નવીન કલ્પથી કિંવા ભૂસ્તરશાસ્ત્રની ભાષામાં બોલીએ તો ચાલૂ હિમોત્તરકાળથી આરંભાયલા મહાયુગનો અવધિ યોગ્ય રીતિથી જોતાં ૧૦૦૦૦ વર્ષનો છે, એમ તત્કાળ દેખાઈ આવે છે. એ બન્ને મતોમાં વળી બીજો એક મતભેદ છે અને તે વેદોના અનાદિત્વ વિશેનો છે. વૈદિક ધર્મકાળ અનાદિ છે, એમ ઐતિહાસિક કિંવા શાસ્ત્રીય દૃષ્ટિથી સિદ્ધ કરી શકાય તેમ નથી—જો કાંઈ પણ કહી શકાય તો તે માત્ર એટલું જ કે, તેમનો આદિ કાળ પ્રાચીન ભૂસ્તરીય

કાળમાં ગડપ થએલો છે, કિંવા એ ધર્મ, આર્ય ભાષા અને આર્ય જાતિ જેટલો જ પ્રાચીન છે. વેદોના અનાદિત્વને શાસ્ત્રીય દૃષ્ટિથી મળતા આટલા આધારથી જો બ્રહ્મવાદિઓના મનનું સમાધાન ન થતું હોય, તો બ્રહ્મવાદિમત અને શાસ્ત્રીય મત નિરંતર એક બીજાથી ભિન્ન જ રહેવાનાં; કારણ કે મૂળ તેમના તત્ત્વનિર્ણયના માર્ગો જ એક બીજાથી ભિન્ન છે. એટલા માટે જ ઉપર એ મતોને એક સાથે મેળવી દેવાને બદલે સ્હામ સ્હામાં જ રજૂ કરી બતાવ્યાં છે. શબ્દમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે કે કેમ, એ પ્રશ્ન ઐતિહાસિક વિવેચનની મર્યાદાથી બહારનો છે; તોપણ વ્યાવહારિક દૃષ્ટિથી તો વેદાંતર્ગત ધર્મ અનાદિ જ છે, એમ કહેવામાં શાસ્ત્રીય આધારથી પણ કશો પ્રત્યવાય દેખાતો નથી.

વૈદિક સૂક્તોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરનારને પણ, વૈદિક ઋષિઓને પોતાને પણ આપણે જે સૂક્તોનું ગાન કરીએ છીએ, તે સૂક્તોનો મથિતાર્થ પ્રલય પૂર્વકાલીન હોઇને શબ્દો જ માત્ર આપણા છે, એવો ભાસ થતો હતો, એમ દેખાઈ આવશે. સૂતાર રથ કરે છે, તે જ પ્રમાણે ઋષિઓએ સૂક્તો રચેલાં છે, એમ કહેનારાં અને તેથી વિરુદ્ધ તે સૂક્તો દેવોએ આપેલાં, ઉત્પન્ન કરેલાં કિંવા તેમની સ્ફૂર્ત્તિથી થએલાં છે એમ સ્પષ્ટતાથી દર્શાવનારાં એવાં બન્ને પ્રકારનાં વૈદિક વચનો પૂર્વે આપેલાં જ છે. એ વિશે ભિન્ન ભિન્ન ઋષિઓના ભિન્ન ભિન્ન અભિપ્રાયો હતા કિંવા ઋષિઓને સ્ફૂર્ત્તિની સ્પષ્ટ કલ્પના જ નહોતી એમ માનીને એ ભિન્ન મતોની એકવાક્યતા કરવાનો કેટલાકોએ પ્રયત્ન કરેલો છે; પરંતુ એ એકવાક્યતા અત્યંત દુર્બળ છે. વેદોની ભાષા કિંવા શબ્દ અને તાત્પર્ય કિંવા અર્થમાં ભેદ કરીને ભાષાને કિંવા શબ્દોને મનુષ્યકૃત સમજવા અને તાત્પર્યાર્થને પ્રાચીન કિંવા અપૌરુષેય માનવો, એ તેમની એક વાક્યતા કરવાનો અધિક ઉત્તમ માર્ગ છે. ઋગ્વેદમાં 'પ્રાચીન ઋષિ' ( पूर्वे ऋषयः ) કિંવા પ્રાચીન સૂક્તો વિશે અનેક ઉલ્લેખો આવેલા છે ( ૧,૧,૨; ૬,૪૪, ૧૩; ૭,૨૯,૪; ૮,૪૦,૧૨; ૧૦,૧૪,૧૫; ઇત્યાદિ ). એ પૂર્વ ઋષિઓ એટલે વૈદિક ઋષિઓના હિમોત્તર કાલમાંના જ પૂર્વજો હતા, એવો પાશ્ચાત્ય પંડિતોનો અભિપ્રાય છે. પરંતુ એ અભિપ્રાયને છેદી નાંખનારો સ્પષ્ટ પુરાવો એ સૂક્તોમાં જ છે. કેટલેક સ્થળે એમ કહેલું છે કે, 'આ સૂક્ત જો કે નવીન છે ( नव्यसी ), તો પણ તેની દેવતા તો પ્રાચીન ( प्रत्न ) જ છે ( ૬,૨૨,૭; ૬૨,૪; ૧૦,૯૧,૧૩ ઇત્યાદિ ). સૂક્તોમાં વર્ણવેલા દેવોનાં પરાક્રમો પણ પ્રાચીન છે, એમ પણ કેટલેક સ્થળે કહેલું છે. પ્રથમ મંડળમાંના ૩૨ મા સૂક્તમાં "ઇન્દ્રે પૂર્વે કરેલાં પરાક્રમો ( प्रथमानि ) ને વર્ણવું છું" એ વાક્ય સાથે સૂક્તનો આરંભ કરેલો છે; તેમ જ ૧,૧૧,૩ અને ૧,૬૧,૧૩ માં ઇન્દ્રનાં પરાક્રમોને 'पूर्वी' અને 'पूर्व्याणि' એ પ્રમાણેનાં વિશેષણો લગાડવામાં આવ્યાં છે. અશ્વિનોનાં પરાક્રમોને પણ 'पूर्व्याणि'

વિશેષણ ૧,૧૧૭,૨૫ માં લગાડેલું છે; એ સૂક્તમાં આપેલી અશ્વિનોનાં પરાક્રમોની લાંબી અને લાંબી સૂચિને જોતાં, એ પરાક્રમોને ઋષિઓએ પોતે જોયાં નહોતાં, કિન્તુ તેઓ કેવળ પરંપરાથી પોતાના જાણવામાં આવેલા પરાક્રમોનો જ સારાંશ આપે છે, એમ સ્પષ્ટ જણાઈ આવે છે. અંગિરસ્ કિંવા વસિષ્ઠ જેવા ઋષિઓને અતીન્દ્રિય શક્તિ હતી (૭,૩૩,૭–૧૩) કિંવા તેઓ દેવો સાથે સંભાષણ કરતા હતા (૧,૧૭૯,૨) અથવા તો દેવોના ભોગોના ભાગીદાર થતા હતા. (देवानां सधमादः,૭,૭૬,૪) એમ જે કહેલું છે, તેથી પણ એ જ વાર્તા સિદ્ધ થાય છે. એ ઋષિઓને ભાવિસંતતિના આદ્યમાર્ગદર્શક (पूर्वेभ्यः पथिकृद्भ्यः) પણ કહેલા છે (૧૦,૧૪,૧૫) આવું અમાનુષ સામર્થ્ય પોતાના બહુ જ નિકટના પૂર્વજોમાં હોવાનું વૈદિક ઋષિઓએ કહેલું હોય, એવી કલ્પના સંભવતી નથી. એટલામાટે તે પૂર્વજો પ્રલયપૂર્વકાલીન જ હતા (नः पूर्वे पितरः) એમ અમને તો લાગે છે. એ જ નિયમ પ્રાચીન દેવતાઓને પણ લાગૂ પડે છે. અદિતિ અને તેના સાત પુત્રોની કથા ગતયુગ (पूर्व्यं युगं) માંની છે, એમ સ્પષ્ટ કહેલું છે. તાત્પર્ય કે, ઋગ્વેદમાં કહેલાં પ્રાચીન સૂકતો, ઋષિ અને દેવતા આદિ સર્વ હિમોત્તરકાલીન નહિ, કિન્તુ પૂર્વયુગમાંનાં જ છે, એમ માનવાથી જ એ દેવતાઓનાં ધ્રુવવિશિષ્ટ લક્ષણોનો નિર્ણય થવાનો સંભવ છે. વૈદિક ઋષિઓએ નવીન સૂકતો રચ્યાં હશે, પરંતુ એટલાથી જ એ સૂકતોમાંનો વિષય પણ નવીન જ હતો કે કેમ, એવું કાંઈ પણ સિદ્ધ થતું નથી. પરંતુ સૂકતો નવીન છે અને તેમાં વર્ણવેલી દેવતાઓ પ્રાચીન છે, એમ જે કહેલું છે (૬,૬૨,૪) તેથી એ પ્રશ્નનો યથાર્થ નિર્ણય કરી શકાય છે; એટલે કે, એ સૂકતોમાંના શબ્દો નવીન હોઇને તેમાંનો ભાવાર્થ માત્ર પ્રાચીન કાળથી પરંપરાગત આવેલો હતો. ૧૦,૭૨, ૧–૨* માં "સ્તુતિની પ્રિયતાને લીધે ગાએલાં સૂકતોના રૂપે દેવોના જન્મનું વર્ણન કરીએ.–ઉત્તર યુગમાં જેને તે દેખાય, તે કોઇએ પણ (તે પ્રમાણે કરવું)" એમ કહેલું છે–એમાં દેવોના જન્મ અને તેમને ઉત્તર યુગમાં જોનાર મધ્યે જે ભેદ કરેલો છે, તે પરથી સૂકતોમાંનો વિષય પૂર્વ યુગમાંનો હોઇને ઋષિ તેનું ઉત્તર યુગમાં વર્ણન કરે છે, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે. ૮,૫૯,૬† માં "હે ઈન્દ્રવરુણો! તમે **પૂર્વકાળમાં** ઋષિઓને જે જ્ઞાન, જે અર્થશક્તિ, જે વિદ્યા અને ઋષિઓએ યજ્ઞ કરીને નિર્માણ કરેલાં જે સ્થાનો આપ્યાં હતાં, તે સર્વ મેં તપના યોગે જોયાં છે," એમ કહેલું છે. આ

---

* "देवानां नु वयं जाना प्रवोचाम विपन्यया । उक्थेषु शस्यमानेषु यः पश्यादुत्तरे युगे" ॥ ऋ. १०,७२,१.

† "इन्द्रावरुणा यदृषिभ्यो मनीषां वाचो मतिं श्रुतमदत्तमग्रे । नि स्थानान्यसृजंत धीरा यज्ञं तन्वानास्तपसाभ्यपश्यम्." ॥ ऋ. ८,५९,६,

ઉલ્લેખ ઉપર આપેલા **વ્યાસ**ના શ્લોકમાંના વિષય જેવો જ છે. આવાં સ્પષ્ટ વચનો આપણા સમક્ષ હોવા છતાં, સૂક્તોની માનવી અને દૈવી ઉત્પત્તિ વિશેનાં પરસ્પર વિરોધી વચનોની એકવાક્યતા કરવાનો જે એક જ માર્ગ છે તે એ જ કે, તેમની **શબ્દ રચના** માનવી હોઇને વિષય અનાદિ છે, એમ **પતંજલિ**એ સૂચવ્યા પ્રમાણે અક્ષરે અક્ષર માનવું. ૮,૯૫, ૪–૫ માં "ઋષિઓએ ઇન્દ્રમાટે સર્વથા **નવીન** ઉત્તેજન આપનાર સૂક્ત રચ્યું; એ સૂક્ત સત્યપૂર્ણ કુશાગ્ર મનમાંથી **પ્રાચીન** બુદ્ધિના ફળ તરીકે ઉત્પન્ન થયું" એમ કહેલું* છે. એમાં એક જ સૂક્તને નવીન અને પ્રાચીન કહેલું છે; તથા શબ્દ (गिरम्) અને બુદ્ધિ (धियम्) નો વિરોધ બતાવીને પ્રાચીન બુદ્ધિને (धियं प्रत्नाम्) શબ્દવડે સજાવ્યાનું સ્પષ્ટ કહેલું છે. બ્રાહ્મણ ગ્રંથોમાં વિષયોના જે વર્ગ પાડેલા છે, તેમાં **પુરાકલ્પ** એટલે 'ગતયુગમાંનો પ્રઘાત' એવો એક વર્ગ છે; અર્થાત્ એ 'બ્રાહ્મણ' માં પણ પ્રલયપૂર્વકાલીન આખ્યાયિકાઓ આવેલી છે, એવો આપણા બ્રહ્મવાદીઓનો અભિપ્રાય હોય એમ દેખાય છે. "ઉષાની સમાપ્તિ થઇને સૂર્યોદય થશે કે નહિ, એ પ્રમાણેની બ્રાહ્મણોને પૂર્વે ભીતિ લાગતી હતી" એ 'તૈત્તિરીય બ્રાહ્મણ'માંનું વચન સાયણાચાર્યે પુરાકલ્પના ઉદાહરણ તરીકે આપેલું છે; અને તેનો સંબંધ ધ્રુવપ્રદેશમાં દેખાતી દીર્ઘ ઉષા સાથે જ હોવાનું અમે પૂર્વે દર્શાવેલું જ છે. 'બ્રાહ્મણો'માં જ્યારે પૂર્વ યુગમાંની આખ્યાયિકાઓ આપેલી છે ત્યારે વેદમાં તો તે હોવી જ જોઇએ, એ સ્પષ્ટ જ છે. એવી રીતે કોઇ પણ દૃષ્ટિથી એ પ્રશ્નનો વિચાર કરવામાં આવે, તોપણ આંતર્બાહ્ય પ્રમાણોથી એક જ અનુમાન નીકળે છે, અને તે એ કે, વૈદિક સૂક્તોનો મથિતાર્થ પ્રાચીન એટલે કે હિમાન્તરકાલીન હોઇને તેને ઋષિઓએ હિમોત્તરકાળમાં સૂક્તોમાં ગ્રથિત કર્યો હતો.

વૈદિક અર્થમીમાંસામાંની અને વૈદિક તથા પૌરાણિક કથાઓમાંની બીજી પણ કેટલીક બાબતોનો હિમાન્તર કાલસ્થ ધ્રુવનિવાસની કલ્પનાના યોગે સયુક્તિક નિર્ણય થઇ શકે છે. ઉદાહરણાર્થ, પાશ્ચાત્ય પંડિતોને જ્યારે **પ્રથમ** વેદોની માહિતી મળી, તે વેળાએ તેમને એવો જ ભાસ થયો કે, આપણને આર્ય સુધારણાનું મૂળ જ, કિંવા સૃષ્ટ ચમત્કારોના અને નિઃસર્ગ વ્યાપારોના પ્રથમ દર્શનથી ચકિત થએલા આદિ–આર્યોના મનોગત પ્રથમ તરંગોનો ભારી ભંડાર જ મળી ગયો; પરંતુ અલ્પ કાળમાં જ એ તેમની આશા નિરાશાના રૂપમાં ફેરવાઈ ગઈ. એ નિરાશા થવાનું કારણ શું હતું, એ હવે આપણે બતાવી શકીશું. અમારી ઉપપત્તિના યોગે એમ તત્કાળ દેખાઈ આવશે કે, વેદો જો કે આર્યોના અત્યંત પ્રાચીન ગ્રંથ છે, તોપણ તેમાં દૃષ્ટિગોચર થતી સુધારણા અને દેવતોપાસના આદિ વૈદિક ઋષિઓની

---

* "इन्द्र यस्ते नवीयसी गिरम् मंद्रामजीजनत् । चिकित्विन्मनसं धियं प्रत्नामृतस्य पिप्युषीम्." ॥ ऋ. ८,९५,५.

કૃતિ નથી, કિન્તુ તે તેમને તેમના હિમાન્તરકાલીન પૂર્વજો પાસેથી મળેલી હતી; એટલામાટે જો કોઇની આર્ય સુધારણાના મૂળને શોધી કાઢવાની ઇચ્છા હોય, તો તેણે ગત હિમકાળથી પણ પાછળના કાળમાં જઇને આર્યલોકો ધ્રુવપ્રદેશમાંના પોતાના આદિ નિવાસ સ્થાનમાં કઈ અને કેવી સ્થિતિમાં રહેતા હતા, એનું નિરીક્ષણ કરવું જોઇએ. આર્યોની એ આદ્ય સુધારણા કેટલી બધી ઉચ્ચ હતી, એ સિદ્ધ કરવામાટેનું સાધન અત્યારે આપણી પાસે જો કે નથી, તોપણ હિમાન્તરકાલીન આર્ય સુધારણા સાધારણતઃ માનવામાં આવે છે, તેના કરતાં તો બહુ જ ઉચ્ચ પદવીની હોવી જોઇએ, એમ માનવામાટેના વિપુલ આધારો છે, એ તો અમે બતાવેલું જ છે. અર્થાત્ આદિ આર્યોને સુધારણાની દૃષ્ટિથી ઇતિહાસપૂર્વકાલીન ઇજિપ્ટના લોકોની પદવીએ જઈ બેસાડવામાં કોઇપણ પ્રકારનો પ્રત્યવાય નથી. નવીન ભૂમિના શોધ માટે ધ્રુવપ્રદેશમાંથી દક્ષિણ તરફ આવતાં માર્ગમાં જે અનાર્ય લોકો સાથે તેમનો મેળાપ થયો હતો, તેમને નષ્ટ ભ્રષ્ટ કરીને કિંવા તેમની પોતાસાથે એકજીવતા કરીને તેમણે તેમનાપર પોતાનું જે વર્ચસ્વ સ્થાપ્યું હતું, તે કાર્ય તેમની મૂળ સુધારણા ઉચ્ચ પ્રકારની હોવા વિના બની શકે તેવું નહોતું જ. ધ્રુવોપપત્તિ સર્વ માન્ય થઇને તેના સાહાય્યથી વેદોનું હજી પણ જ્યારે વિશેષ આન્દોલન થશે, તે વેળાએ અત્યારે જે કેટલીક ઘટનાઓ અજ્ઞાત છે, તે પણ સુજ્ઞાત થશે અને અમારા મતને સારી પુષ્ટિ મળશે. અત્યારે ધ્રુવપ્રદેશમાં જે શોધો ચાલી રહ્યા છે, તેમના યોગે પણ વ્હેલે મોડે આર્ય સુધારણાના મૂળને શોધી કાઢવાના કાર્યમાં અવશ્ય સાહાય્ય મળવાનું. પરંતુ આર્યોનો આદિનિવાસ ધ્રુવપ્રદેશમાં હતો, એ કલ્પના જ્યારે શાસ્ત્રીય વિષય તરીકે સર્વ માન્યતાને પામશે, તે વેળાએ આ કાર્ય ભાવી શોધકોએ કરવાનું છે. હિમાન્તરકાળમાં આર્ય લોકો ધ્રુવપ્રદેશમાં વસતા હતા, એમ વેદ તથા અવેસ્તામાંનાં પ્રમાણોથી બતાવી આપવું; એટલો જ કેવળ અમારો ઉદ્દેશ હતો અને પ્રસ્તુત પુસ્તકમાં આપેલાં પ્રમાણો તથા કોટિક્રમોને જો વાચકોએ સારી રીતે સમજી લીધાં હશે, તો અમારી ઉપપત્તિ વેદ તથા અવેસ્તામાંનાં સ્પષ્ટ વચનોના પાયાપર જ રચાયલી હોઇને તેને ભૂસ્તરશાસ્ત્ર, પુરાણવસ્તુશાસ્ત્ર, પ્રાચીન ભાષાશાસ્ત્ર તુલનાત્મક ગાથાશાસ્ત્ર અને જ્યોતિઃશાસ્ત્ર એ સર્વ શાસ્ત્રોમાંના સર્વથા નવીન શોધોની પણ સ્વતંત્રતાથી પુષ્ટિ મળે છે, એમ તેમને સ્પષ્ટ દેખાઈ આવશે. જો ખરું કહીએ તો ધ્રુવનિવાસ વિશેનાં પ્રમાણોને વેદોમાંથી શોધી કાઢવાની કલ્પના જો કે મૂળ શાસ્ત્રીય શોધોના યોગે સૂઝી ન હોય, તોપણ તેને તેમના યોગે જ ઉત્તેજન મળ્યું છે અને તેને વ્યક્ત સ્વરૂપ આપવામાં જે શાસ્ત્રીય પદ્ધતિનો સ્વીકાર કરેલો' છે, તે પદ્ધતિ જેટલી કઠિન રાખવી જોઇએ, તેટલી કઠિન રાખેલી છે. આપણા નિરુક્તકારોએ વૈદિક વાક્યાર્થમીમાંસાનો પાયો નાંખ્યો હતો, તેને આજે હજારો વર્ષનો અવધિ થઈ ગયો છે, છતાં

એટલા બધા કાળમાં વેદોમાં ધ્રુવનિવાસનાં ચિન્હો તેમને ન દેખાયાં, એ એક પ્રકારે આશ્ચર્ય તો ખરું જ; પરંતુ આવા પ્રકારના સંશોધનના કાર્યમાં કેવળ આશ્ચર્ય માનીને જ સ્વસ્થ થઈ ન બેસી રહેતાં, વધતા જ્ઞાનની સ્થિતિમાં તર્કશાસ્ત્રના કઠિન નિયમ અને શાસ્ત્રીય વિવેચન પદ્ધતિના સાહાય્યથી જે અનુમાનો નીકળે, તેમને માન્ય કરવા માટે પ્રત્યેકે કટિબદ્ધ રહેવું જોઇએ. અમારી ઉપપત્તિની સિદ્ધિ માટે અમે એ જ કઠિન નિયમપર સર્વ આધાર રાખેલો છે; અને જો એ નિયમને અનુસરીને અમારાં અનુમાનોની સત્યતાની પરીક્ષા કરવામાં આવશે, તો આજ પર્યંત નિરર્થક ગણીને છોડી દીધેલાં કિંવા સર્વથા સમજવામાં જ ન આવેલાં અનેક વૈદિક વચનો તથા કથાઓના અર્થ કરવાની ખરી ચાવીને શોધી કાઢવાના કાર્યમાં અમને સંપૂર્ણ યશ મળ્યો છે, એમ કોઈ પણ જાણી શકશે. આજના વધતા જ્ઞાનના કાળમાં આદિ મનુષ્યની સુધારણાના પ્રશ્નનો અનેક દૃષ્ટિથી વિચાર ચાલી રહ્યો છે, એટલે આવા સમયમાં એકલી વેદાર્થ મીમાંસા સર્વથી ભિન્ન રહી શકે કિંવા કેવળ ભાષાશાસ્ત્ર અને વ્યાકરણપર જ બધો આધાર રાખવામાં આવે, એ શક્ય નથી; અને ચાલૂ યુગના આરંભકાળથી અત્યંત આસ્થાપૂર્વક જે વેદોનું આપણા પૂર્વજોએ સંરક્ષણ કર્યું છે અને જેમને આપણે માનઃપૂર્વક અત્યંત પૂજ્ય માનીએ છીએ, તે આપણા આર્યોના આદ્ય ગ્રંથોમાંની કથાઓ અને સર્વથા નવીન શાસ્ત્રીય શોધોનો મેળ મેળવવાનો પ્રયત્ન કરવામાં અમે પણ એ કાળના ધોરણનું જ અનુકરણ કરેલું છે.



# પરિશિષ્ટ.

## શ્રૌતભૂમિ.

[ઇન્દોરમાંની હોલકર કૉલેજના ગણિત વિષયના ગુરુ (પ્રોફેસર) સ્વર્ગવાસી રા. રા. આઠવલે એમ. એ. એ 'શ્રૌતભૂમિ' નામક લઘુ પુસ્તકમાં રા. તિલકના ગ્રંથોમાંના સિદ્ધાન્તનો અનુવાદ કરીને આર્યોનું આદિનિવાસસ્થાન ધ્રુવવૃત્તની અંદર કયા અક્ષાંશ પર હોવું જોઇએ, એ નિશ્ચિત કરવાનો પ્રયત્ન કરેલો છે. તેમાંના વિવેચનનો સારાંશ પ્રસ્તુત ગ્રંથના પરિશિષ્ટ તરીકે આપવો યોગ્ય લાગવાથી તે અહીં આપવામાં આવ્યો છે.]

વેદોમાં જે ધ્રુવવિશિષ્ટ કિંવા ધ્રુવમંડળ વિશિષ્ટ ઘટનાઓનો ઉલ્લેખ છે, એમ પ્રસ્તુત ગ્રંથમાં પ્રતિપાદન કરેલું છે, તે સર્વ ઘટનાઓનો વિચાર ન કરતાં પ્રો. આઠવલેએ ધ્રુવપ્રદેશમાંના વર્ષના ભિન્ન ભિન્ન ભાગોના ન્યૂનાધિક થવાના કિંવા હોવાના પ્રમાણને આધારભૂત માનીને તેના આધારે તે સ્થાનનો અક્ષાંશનિર્ણય કરેલો છે. પ્રથમતઃ તેમણે ધ્રુવબિન્દુથી ૨૦ અંશ પર્યન્ત ભિન્ન ભિન્ન સ્થળે વર્ષનું અવયવ પ્રમાણ કેવું હોય છે, એ બતાવવા માટે કેટલાંક કોષ્ટકો આપેલાં છે. ધ્રુવપ્રદેશમાંના વર્ષના મુખ્ય અવયવ નીચે પ્રમાણે;—

| ધ્રુવબિન્દુમાં અવયવ. | ૬૦ ઘટિકાનો કાલાવધિ. |
|---|---|
| ૧ અખંડ દીર્ઘ દિવસ. ... ... ... | ૧૮૬—૧૮૮ |
| ૨ અખંડ સંધ્યા. ... ... ... ... | ૪૪— ૪૩ |
| ૩ અખંડ દીર્ઘ રાત્રિ. ... ... ... | ૯૧ |
| ૪ અખંડ દીર્ઘ ઉષા. ... ... ... | ૪૪— ૪૩ |

### ધ્રુવથી કેટલાક અન્તરે.

૧ સૂર્ય પ્રકાશ અને સંધ્યાના પર્યાય.
૨ અખંડ દીર્ઘ દિવસ.
૩ સૂર્યપ્રકાશ અને સંધ્યાના પર્યાય.
૪ અખંડ સંધ્યા.
૫ સંધ્યા પ્રકાશ અને અંધકારના પર્યાય.
૬ અખંડ દીર્ઘ અંધકાર.
૭ અંધકાર અને ઉષાના પર્યાય.
૮ અખંડ દીર્ઘ ઉષા.

ધ્રુવમાં વર્ષના એ ભાગો કેવી રીતે થાય છે, એ પ્રસ્તુત ગ્રંથના તૃતીય દર્શનમાંના વિવેચનથી જણાઈ આવશે જ. પરંતુ ધ્રુવથી કેટલાક અંતરપરના વર્ષના ભાગોનું કિંચિત્ સ્પષ્ટીકરણ કરવું જોઈએ. ધ્રુવમાં સૂર્ય પ્રથમ દેખાવા માંડ્યો, એટલે પછી તે એક સરખી રીતે છ માસ પર્યન્ત ક્ષિતિજપર હોય છે; અને એકવાર ક્ષિતિજ તળે ગયો એટલે પછી એક સરખી રીતે છ મહીના સૂધી તે ક્ષિતિજની નીચે જ રહે છે. પરંતુ એથી જરાક નીચેના પ્રદેશમાં આવતાં વળી જૂદો જ પ્રકાર જોવામાં આવે છે. ત્યાં સૂર્ય એકવાર દૃષ્ટિગોચર થતાંની સાથે જ કેટલાક કાળપર્યન્ત સૂર્યપ્રકાશ અને સંધ્યાપ્રકાશ (આ કાળમાં સૂર્ય જો ક્ષિતિજ તળે જાય, તો પણ તે ૧૬ અંશ કરતાં વધારે નીચે જતો ન હોવાથી ત્યાં પૂર્ણ અંધકાર ન થતાં સંધ્યાપ્રકાશ વિસ્તરે છે) ના પર્યાયો થાય છે. એ પછી સૂર્યની ઉત્તરક્રાન્તિ ધ્રુવાંશ જેટલી (ધ્રુવથી તે સ્થળના અંશાત્મક અંતર જેટલી) થાય, એટલે દીર્ઘ દિવસનો આરંભ થાય છે. ત્યાર પછી જૂન માસની ૨૨ મી તારીખે સૂર્યની ઉત્તરક્રાન્તિ ૨૩°½ થઇને દીર્ઘ દિવસનો મધ્યાન્હ કાળ થાય છે. પુનઃ કેટલાક દિવસ કેડે દીર્ઘ દિવસની સમાપ્તિ થતાં સૂર્યપ્રકાશ તથા સંધ્યાપ્રકાશના પર્યાયો થાય છે. એ પશ્ચાત્ સૂર્ય એકવાર ક્ષિતિજ તળે ગયો, એટલે કેટલાક કાળ પર્યન્ત અખંડ સંધ્યાપ્રકાશ વિસ્તરે છે. ત્યાર પછી કેટલાક દિવસ પર્યન્ત સંધ્યાપ્રકાશ અને અંધકારના પર્યાયો થાય છે. એ પછી કેટલાક દિવસ સૂધી અખંડ અંધકારનો અધિકાર રહે છે. એ અંધકારનો અંત આવતાં જ પુનઃ ઉષ:પ્રકાશ અને અંધકારના કેટલાક પર્યાયો થાય છે. એ થઈ રહ્યા પછી કેટલાક દિવસ લગી એકસરખો ઉષ:પ્રકાશ પ્રસરે છે અને ત્યાર પછી થોડા દિવસ રહીને સૂર્ય પુનઃ ક્ષિતિજમાં દૃષ્ટિગોચર થતાં પૂર્વપ્રમાણે પ્રકાશ અને સંધ્યાના પર્યાયોનો પ્રારંભ થાય છે.

ધ્રુવથી ૭½ અંશથી આગળના સ્થળમાં કયાંય પણ પૂર્ણ અંધકારનો અવધિ એક જ સમયે ૨૪ કલાક કરતાં અધિક હોતો નથી; અને તેથી ત્યાં અખંડ સંધ્યાપ્રકાશની સમાપ્તિ થતાંની સાથે જ સંધ્યા તથા પૂર્ણ અંધકારના પર્યાય જ થાય છે. એટલે કે, ઉપર આપેલા વર્ષના આઠ અવયવોમાંનો અખંડ દીર્ઘ અંધકારનો ભાગ એ સ્થળે ઓછો થઈ જાય છે અને કેવળ સાત ભાગો જ અવશિષ્ટ રહે છે. અસ્તુ.

હવે એ ભિન્ન ભિન્ન અવયવોના, અક્ષાંશમાંના કેટલાક અવધિઓ આપીએ;—

ઉ. અ. ૮૮°½ (ધ્રુવથી ૧°½)

| અવયવ. | સાઠ ઘટિકાનો એક એ પ્રમાણે કાલાવધિ. |
|---|---|
| ૧ સૂર્ય અને સંધ્યાના પર્યાય. ... ... ... ... | ૮ |
| ૨ દીર્ઘ દિવસ. ... ... ... ... ... | ૧૭૮–૧૮૦ |

| | | |
|---|---|---|
| ૩ | સૂર્ય સંધ્યા પર્યાય... ... ... ... ... | ૮ |
| ૪ | અખંડ સંધ્યા. ... ... ... ... ... | ૩૫– ૩૪ |
| ૫ | સંધ્યા અને અંધકારના પર્યાય. ... ... ... | ૧૦ |
| ૬ | દીર્ઘ રાત્રિ. ... ... ... ... ... | ૮૧. |
| ૭ | અંધકાર અને ઉષાના પર્યાય... ... ... ... | ૧૦ |
| ૮ | અખંડ ઉષા. ... ... ... ... ... ... | ૩૫– ૩૪ |

ઉ. અ. ૮૬°½ } ૫૨ એ અવધિઓ અનુક્રમે ૧૭–૧૮–૧૬૯–૧૭૧, ૧૮–૧૭, ૨૪–૨૩, ૨૪,૬૫, ૨૪, ૨૪–૨૩ એ પ્રમાણે હોય છે.

ઉ. અ. ૮૫°½ (ધ્રુવથી ૪°½)

| અવયવ. | કાલાવધિ. | અવયવ. | કાલાવધિ. |
|---|---|---|---|
| ૧ | ૨૩ | ૫ | ૩૧ |
| ૨ | ૧૬૩–૧૬૫ | ૬ | ૫૬ |
| ૩ | ૨૩– ૨૨ | ૭ | ૩૧ |
| ૪ | ૧૯ | ૮ | ૧૯–૧૮ |

અક્ષાંશ ૭૫° (ધ્રુવથી ૧૫°)

| અવયવ. | કાલાવધિ. |
|---|---|
| સાદાં અહોરાત્ર. ... ... ... ... ... ... | ૩૮ |
| સંધ્યા સૂર્ય પર્યાય. ... ... ... ... ... | ૪૪ |
| અખંડ દીર્ઘ દિવસ. ... ... ... ... ... | ૧૦૩ |
| સૂર્ય સંધ્યા પર્યાય. ... ... ... ... ... | ૪૪ |
| સાદાં અહોરાત્ર ... ... ... ... ... ... | ૩૮ |
| પૂર્ણુ અંધકાર અને સંધ્યાના પર્યાય ... ... ... ... | ૯૮ |

એ કાળ પરિમાણુનો વિચાર કરવાથી એમ જણાઈ આવશે કે, રાત્રિ શબ્દનો અર્થ અનેક પ્રકારે થઈ શકે એમ છે.

૧ સૂર્યાસ્તથી સૂર્યોદય પર્યન્તનો કાળ.

૨ સૂર્યાસ્તથી ઉષાના ઉદય પર્યન્તનો કાળ.

૩ સંધ્યા પ્રકાશ પછીના અંધકારથી તે સૂર્યોદય પર્યન્તનો કાળ.

૪ સંધ્યા તથા ઉષાને બાદ કરતાં બચેલો ખરા ,અંધકારનો કાળ.

૫ ચોવીસ કલાકનું એક અહોરાત્ર.

૬ અજ્ઞાન. (રૂપકમાં)

એ ૭ અર્થોમાંનો અંતિમ અર્થ આધ્યાત્મિક હોવાથી આપણા ઉપયોગનો નથી; કારણ કે, આપણે નૈરુક્ત પદ્ધતિનું અવલંબન કરેલું છે. સોમ યાગોમાંનો શતરાત્રયાગ મૂળ એકસો રાત્રિના અવધિનો હતો, એ તો મૂળ ગ્રંથમાં દર્શાવેલું જ છે. ત્યારે હવે તેમાં રાત્રિ શબ્દનો શો અર્થ છે, તે આપણે જોવું જોઇએ.

કાંઇક ઉન્નત અક્ષાંશમાં સૂર્યપ્રકાશરહિત કાળના પાંચ ભાગો હોય છે અને તે નીચે પ્રમાણે;—

૧ અખંડ સંધ્યા.

૨ સંધ્યા અને અંધકારના પર્યાય.

૩ અખંડ અંધકાર.

૪ અંધકાર અને ઉષાના પર્યાય.

૫ અખંડ ઉષા.

એ પાંચ ભાગોની ભિન્ન ભિન્ન પ્રકારે મેળવણી કરવાથી 'રાત્રિ' શબ્દ નવ પ્રકારથી નિર્દિષ્ટ થઈ શકે છે, અને તે પ્રકાર આ પ્રમાણે છે;—

| પ્રકાર. | એકત્ર લેવાના ભાગો. | પ્રકાર. | એકત્ર લેવાના ભાગો. |
|---|---|---|---|
| ૧ | ૧ થી ૫ | ૬ | ૨ થી ૩ |
| ૨ | ૧ થી ૪ | ૭ | ૩ થી ૫ |
| ૩ | ૧ થી ૩ | ૮ | ૩ થી ૪ |
| ૪ | ૨ થી ૫ | ૯ | ૩ |
| ૫ | ૨ થી ૪ | | |

હવે એ નવ પ્રકારની રાત્રિના અક્ષાંશપરના કેટલાક અવધિઓ અહીં આપીશું;—

| રાત્રિ પ્રકાર. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ધ્રુવાંશ. | | | | | | | | | |
| ૦° | ૧૭૯ | ૧૩૫ | ૧૩૫ | ૧૩૫ | ૯૨ | ૯૧ | ૧૩૫ | ૯૧ | ૯૧ |
| ૧° | ૧૭૪ | ૧૩૬ | ૧૨૯ | ૧૩૬ | ૯૮ | ૯૧ | ૧૨૯ | ૯૧ | ૮૪ |
| ૧°½ | ૧૭૨ | ૧૩૬ | ૧૨૬ | ૧૩૬ | ૧૦૨ | ૯૧ | ૧૨૬ | ૯૧ | ૮૨ |
| ૩°½ | ૧૬૧ | ૧૩૭ | ૧૧૩ | ૧૩૭ | ૧૧૩ | ૮૯ | ૧૧૩ | ૮૯ | ૬૫ |
| ૧૫° | ૯૮ | ૯૮ | ૪૯ | ૯૮ | ૯૮ | ૪૯ | ૪૯ | ૪૯ | ૦ |

ધ્રુવબિન્દુથી ૨૦ અંશ પર્યન્તનાં એવીરીતે ભિન્ન ભિન્ન કોષ્ટકો આપીને પ્રો. આઠવલેએ એમ બતાવી આપ્યું છે કે, એમાંના નવમ અર્થની એટલે કે, ૧૦૦ દિનાવધિની પૂર્ણ અંધકારમયી રાત્રિ કયાંય-ધ્રુવબિન્દુમાં પણ નથી. પૂર્ણ અંધકારમયી રાત્રિનો ધ્રુવમાંનો અવધિ પણ કેવળ ૯૧ દિવસનો જ છે. ઉષ:કાળમાં કરવાના યજ્ઞો સ્વતંત્ર હોવાથી ઉષાનો રાત્રિમાં અંતર્ભાવ કરી શકાતો નથી. એ જ પ્રમાણે સંધ્યા પ્રકાશના કાળને પણ તેમાંથી કાઢી નાંખવો જોઇએ. આમ હોવાથી વૃત્રનાં કિંવા શંબરનાં ૧૦૦ પુરો, ૧૦૦ રાત્રિક્રતુ આદિથી જણાતી એકસો રાત્રિઓ રાત્રિના ઉપર્યુક્ત અર્થોમાંના પાંચમા અર્થવડે જ લેવી જોઇએ; અને ૧°½ કિંવા ૧૫° ધ્રુવાંશમાંનીજ હોવી જોઇએ. એટલે કે, ૮૮°½ કિંવા ૭૫° અક્ષાંશપરના પ્રદેશમાં એ ૧૦૦ રાત્રિક્રતુ કરવામાં આવતા હોવા જોઇએ, એમ સિદ્ધ થયું. કેવળ ગણિતની દૃષ્ટિથી જોતાં ત્રીજા અને સાતમા અર્થવડે ૧૦૦ રાત્રિઓ ૫°½ ધ્રુવાંશમાં પણ આવે છે. એટલા માટે એ ત્રણ સ્થળોમાંનું સત્ય સ્થળ કયું, એનો નિર્ણય કેવળ ગણિતથી જ થઇ શકે એમ નથી. પરંતુ **ચતુર્વિંશ** શબ્દના સત્ય અર્થ કિંવા અખંડ ઉષાના અવધિના સાહાય્યથી તેવો નિર્ણય કરી શકાય તેમ છે. ૧૦ દિનાવધિ અખંડ રાત્રિ અને અખંડ દીર્ઘ ઉષા એ ઉભય ઘટનાઓ એક જ સ્થાનમાંની છે, એમ માનવાથી ઉપરના પ્રદેશોમાંના ૭૫° અક્ષાંશપરના પ્રદેશોને બાદ કરી નાંખવા પડશે; કારણ કે, ત્યાં અખંડ દીર્ઘ ઉષા થતી જ નથી. ત્યારે હવે કેવળ ૧°½ કિંવા ૫°½ ધ્રુવાંશ વિશેનો પ્રશ્ન અવશિષ્ટ રહ્યો. પરંતુ ઉપર કહ્યા પ્રમાણે સંધ્યા તથા ઉષાને રાત્રિમાંથી કાઢીનાંખવી જોઇએ, અને તેમને એવી રીતે કાઢી નાંખી, એટલે પછી ૧°½ ધ્રુવાંશપરના પ્રદેશો જ મુખ્યત: શતરાત્ર યાગની ઉત્પત્તિના સ્થાનરૂપ દેખાય છે. તો પણ રાત્રિક્રતુઓની સંખ્યા એકસો કરતાં ઓછી હોવાથી ૧°½ ની નીચેના ધ્રુવાંશમાં પણ આર્યોની વસતિનું અનુમાન કરવું પડશે. નીચે આપેલાં કારણોને જોતાં ૮૬°½ અક્ષાંશ પણ સંભવનીય દેખાય છે. એ પછી **ચતુર્વિંશ, દશરાત્ર, દ્વાદશાહ, અભિપ્લવ** અને **પૃષ્ઠ્ય** ઇત્યાદિ સંવત્સર સત્રોમાંના યાગોના નામોના અર્થોના આધારે એ અક્ષાંશનું અનુમાન થાય છે, એમ પ્રો. આઠવલેએ બતાવેલું છે.

**ચતુર્વિંશ:**—એ શબ્દનો અર્થ 'ચોવીસમો' થાય છે. એનું એક બીજું નામ 'આરંભણીય' પણ છે, પણ એ નામ શામાટે હોવું જોઇએ? એ સત્રનો પ્રથમ દિવસ હોવા છતાં એને 'પ્રથમ' કહેવાને બદલે **ચતુર્વિંશ**-ચોવીસમો કેમ કહ્યો વારુ? એ દિવસે ઉચ્ચારવાનો **સ્તોમ** (સ્તવન) ચોવીસ પ્રકારનો હોવાથી તેને એ નામ પ્રાપ્ત થએલું છે, એમ 'બ્રાહ્મણ' માં કહેલું છે. પણ એ **સ્તોમ** જ ચતુર્વિંશ શામાટે હોવો જોઇએ? વાસ્તવિક રીતે સત્રારંભથી પૂર્વની દીર્ઘ અખંડ ઉષાના પ્રત્યેક દિવસે એક, એ પ્રમાણે ચોવીસ દિવસના ચોવીસ સ્તોમ હોઇને આર્ય લોકો જ્યારે નીચેની

ભૂમિમાં આવ્યા, ત્યારે ત્યાં ચોવીસ દિવસના અવધિની ઉષાનો જ લોપ થવાથી તે ચોવીસે સ્તોમ એક દિવસમાં જ બોલી નાંખવાનો પ્રઘાત પડ્યો; અને તે દિવસને **'ચતુર્વિંશ'** નામ મળ્યું. એટલે કે, ચતુર્વિંશનું મૂળ ચોવીસ દિવસની અખંડ ઉષા જ્યાં હતી, તે ધ્રુવાંશમાંનું હતું, એમ સિદ્ધ થાય છે.

૩°½ ધ્રુવાંશમાં સત્રની સમાપ્તિ થવા પછી ૧૧૩ દિવસના અવધિની રાત્રિ (પાંચમા અર્થત્રડે) આવતી હતી. એ રાત્રિની આગળ પાછળ **અતિરાત્ર** કરતા હતા. **દશરાત્ર**નો અત્યારે **દ્વાદશાહ**માં અંતર્ભાવ કરવામાં આવે છે, પરંતુ તે યાગ મૂળ ૧૦૦ રાત્રિમાંના યજ્ઞોનો જ પૂરક હોવો જોઇએ. આમ માનવાથી શતરાત્ર, દશરાત્ર અને અતિરાત્ર મળીને લગભગ ૧૧૩ રાત્રિની સંખ્યા આવે છે. અનેક કારણોને લીધે એ રાત્રિઓના નિશ્ચિત અવધિને નક્કી કરવાનું કાર્ય પ્રેક્ષક માટે કઠિન હોવાથી એ હિસાબમાં જો એક બે દિનાવધિનો તફાવત આવે, તો તેમાં કાંઈ હરકત જેવું નથી.

કેટલેક સ્થળે ત્રીસ ઉષાઓનો ઉલ્લેખ છે અને તે ૮૮° અક્ષાંશમાંનાં સ્થળોનો દર્શક છે.

**સપ્તગુ** શબ્દથી ૮૨°½ અક્ષાંશનો બોધ થાય છે.

**નવગ્વો**નું સ્થાન ૭૪°½ અક્ષાંશમાંનું હોવું જોઇએ; તેમ જ **દશગ્વોનું** લગભગ ૭૦° અક્ષાંશમાંનું હોવું જોઇએ.

સંવત્સરની અત્યારે ચાલતી રચનામાં ૩૬૦ યાગ હોઇને તેમાં રાત્રિક્રતુઓનો અંતર્ભાવ થતો નથી. એ રચના અર્થાત્ ૭૭°½ અક્ષાંશથી આ તરફની જ છે. સંવત્સર સત્રોમાંના કેવળ ૨૨ યાગો જ ન બદલાતા અવધિના હોઇને બાકીના ૩૩૮ પળહોવડે ભરી કાઢેલા હોવાથી વિકારક્ષમ છે, એ गवां अयनम् નામક પ્રસ્તુત પુસ્તકના **અષ્ટમ** દર્શનમાં પૂર્વે બતાવેલું જ છે. વર્ષના દિવસોની ચંદ્રના આધારે અને સૂર્યના આધારે ગણના કરવાથી બન્નેમાં ૧૨ દિવસનો અંતરાય પડે છે. એ અંતરાયને ભરી કાઢવા માટે ચાંદ્રવર્ષમાં બાર દિવસ વધારે ગણીને તે બાર દિવસના અવધિને **દ્વાદશાહ** નામથી ઓળખતા હતા. અત્યારે એ **દ્વાદશાહ**માં **દશરાત્ર**નો અંતર્ભાવ કરવામાં આવે છે, પરંતુ પૂર્વે એવો અંતર્ભાવ કરાતો નહોતો અને તેથી એમ જણાય છે કે, એ **દ્વાદશાહ** તે સત્રોમાંનો અપરિવર્ત્તનીય વિશિષ્ટ ભાગ હોવો જોઇએ. તે **દશરાત્ર**ની પછી આવતો હોવાથી તેના સાન્નિધ્યને લીધે પછીથી **દશરાત્ર**નો **દ્વાદશાહ**માં અંતર્ભાવ થવા લાગ્યો. એવો અંતર્ભાવ થવા લાગ્યાથી **દશરાત્ર**ને, **રાત્રિક્રતુ**માંથી કાઢીને, સ્વતંત્ર અસ્તિત્વ આપવામાં આવ્યું. ૮૩°½ અક્ષાંશમાં રાત્રિનું પ્રમાણ ૧૧૨ દિવસનું હોઇને તેના ૧૦૦ અને બાર એવીરીતે બે વિભાગ કરી તેના આધારે **રાત્રિક્રતુઓના સત્ર** અને **અહીન**

